13869

# આઇતાંપર કોઇતું.

રચનાર—મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાન,
એમ. એ., જે. પી.
તે "કોચીનો સાહુકાર," "વારેસે ના-કબુલ," "અંગ્રેમેન્યુસ
સાથ એગ્રીમેંટ," "નસીબની લીલી," "ઘડી-ચપકો,"
"મોહબત કે મુસીબત," "માસીનો માકો," "જીવપર
જોરાવરી," "હેન્ડસમ બ્લેકગાર્ડ," "કુકીઆઇ
સાસુનું કોનફેસાઉં," "અફલાતુન," "માઝનદાન,"
ઇત્યાદી ઇત્યાદીના કર્તા.




આ પુસ્તક મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાને જામે જમશેદ
ઓફીસ કોટ-મુંબઈમાં રચ્યું છે, અને એ પુસ્તક
મી૦ દીનશા એદલજી કરકરીઆએ પોતાને માટે
'માણેક પ્રીન્ટીંગ પ્રેસ' (ગ્રાંટરોડ મુંબઈમાં)
છાપ્યું છે તેમજ ત્યાંથીજ પ્રગટ કર્યું છે.
૧૯૨૧.



મરહુમ રૂસ્તમ જહાંગીર મરઝબાન.

જનમ ૧૮૭૮ મરણ ૧૯૦૭.

બેહસ્ત મુકામ પામેલા મારા વાહલા ભાઇ

# રૂસ્તમ

તે મીનોઇ જેહાનમાંથી જો તું મારાં દીલના વીચારો પીછાણી
શકતો હોય—તારો પવીત્ર આતમા જો કોઇબી રવેશે ત્યાં
મારા અંતરના ઉભરા સાથ મળી શકતો હોય-તો
અરે, જે ગંભીર ઉંડી લાગણીઓ સાથ આ મારી
કમીની કોશેશ તારી અશો યાદને

# અર્પણ કરૂં છું

તે સ્વીકારજે! રૂસ્તમ! તારીજ મમતાભરી ઉલટથી મેં
'ગપ-સપ'માં આ વાર્તા 'આઇતાંપર કોઇતું' શરૂ કરી—
પણ તે પુરી થયલી જોવા તું થોભ્યો નહીં! જુલમગાર
મોહતે 'આઇતાંપર કોઇતું' મારી તુંને ખુંચવી લીધો!
રૂસ્તમ, તું જીવતો હતો ત્યારે તારી સ્વચ્છ જીંદગીએ મારી
કારકીર્દી ઉપર શું અસર કરી તેના વીચાર કરતાં મારૂં
હઇયું દબાઇ જાય છે. આ ફાની તુફાની દુન્યામાં
મારી પાસબાની કરજે-એ મારા કદરવંતા ભાઇનાં
રૂહ! કારણ આ બેરહમ, બેકદર, બેસમજ
જગતમાં મને તારી મીનોઇ
નીગેહબાનીની હજી ઘણીજ
જરૂર પડશે.

તારો ભાઇ—

**પીજામ.**

# સેવકને અસ્તક પબ્લીશ્ડ થયલું ૨૯ મું પુસ્તક!

હમણાં સુધીમાં માહરાં ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે તેમાં આ ૨૯ માં પુસ્તક પછવાડે જે મેહનત અને પૈસા ખરચવા હમોએ ઉલટ લીધી છે તે લખીને કહેવા કરતાં વાંચનારે વિચારી લેવાનું વધારે છે.

વીલાયતમાં છાપેલી બુકો અને તેનાં ચીત્રો અને તેની બાઈંડીંગ બે ઘડી આંખ સામે ધરતાં 'વાહ'નો ઉદગાર નીકળ્યા વીના રહેતો નથી.

પ્રીન્ટીંગની લાઇનમાં હજી આપણા દેશમાં વધારે ખામીઓ છે. તેનાં કારણોમાં આપણી પાસ પુરતાં ઓજારો નથી અને તેવાં સાધનો વગરબી મી૦ પીજામની પ્રગટ થયલી ચોપડી તમુને સંતોષ આપશે. એવો હમુને ભરૂસો છે. મી૦ પીજામના સેટના પુસ્તક રૂપે બાહેર પડેલાં વોલ્યુમોમાં આ સાતમું પુસ્તક છે તેમાં હમોએ આ સાથ એવણનાં ત્રણ પુસ્તકો પ્રગટ કર્યાં છે.

પુસ્તકનાં દીબાચામાં મીસીસ કોઠાવાળા લખે છે તેમ જે પુસ્તકોનો જલદી ઉઠાવ થતો હોય તે પુસ્તકો બાહેર પાડવા હમો વીલંબ લગાડતા નથી-એ વાતમાં ઘણી સચ્ચાઇ છે. મી૦ ફીરોઝશાહ મરઝબાન, એમ. એ., જેવા જાણીતા લેખકનાં પુસ્તકો છાપવાં એ પૈસા કમાવા કરતાં પણ વધારે આબરૂ ભરેલો સવાલ છે, એ વાત ધ્યાનમાં રાખીનેજ હમો આગળ વધ્યે છીએ.

લા૦ દુવાગો સેવક,

દીનશા એ. ૩૨૩૨ચા

તા૦ ૧-૪-૧૯૨૧.

# પ્રસ્તાવના.



ગુજરાતી સાહિત્યને શોભાવનાર અને તેમાં જંગી ફાળો આપનાર "પારસી ડીકનસ"ને નામે મશહુરતા મેળવી ચુકેલા મહાન લેખક શેઠ જેહાનગીર મર્ઝબાન સી. અઇ. ઇ. ના આ ભણેલા, કુલદીપક વડા બેટા ભાઇ ફીરોઝશાહે પોતાનાં આ સાતમાં પુસ્તકનું પ્રસ્તાવના લખી આપવાની જયારે મારા કને માંગણી કરી, ત્યારે આ માન મેં એકકે બોલે કબુલ-વ-મંજુર રાખ્યો, કારણ એ ભાઇના દરેક લખાણો હું વર્ષો થયાં ઘણી બારીકીથી વાંચતી આવેલી છું અને તે ઉપર મત ઓચરવાને મને તક મલે એ મને ઘણું ખુશી ઉપજાવનારૂં લાગીયું છે.

સાહિત્યનો સતનો કાંટો બરાબર તોલાવો જોઇયે કે જેથી જેવા લેખકને જેવું માન ઘટારત હોએ તેવું મલી શકે, અને ભાઇ પીજામ મારો અપક્ષપાત નેચર જાણે છે. "જીવ ઉપર જોરાવરી" નામના એમના પુસ્તકનો મેં આગળ રીવ્યુ લીધો હતો તે ઉપરથી અને તેથીજ આ વખતે દીબાચા માટે મને યાદ કરતાં-તેઓ લખે છે કે—"તમુને ગમે તેમ મારો ઝાહરીયો કાઢજો." તો ઠીક ભાઇ શાબ, તે માટે તઇયાર થાવો!

જીવતાં આસામીઓ ઉપરથી લીધેલાં સત્તાવીસ સુંદર ચીત્રો સાથનું આ બ્યુટીફુલ બાઇનડીંગનું સાહિત્યને દીપાવનારૂં પુસ્તક, પેહલાંતો દેખાવમાંજ આપણુને આકર્ષી લે છે. "નસીબની લીલી" નામની પોતાની એક ચોપડીમાં ભાઇ પીજામ એક ખુલ્લાં પત્રમાં પોતાના વાંચકોને કહે છે કે—"હવે

પછીની મારી નોવેલોમાં હું જીવતાં આદમીઓના ચીત્રો એવાંબી આપશ કે એવી કોઇ વાર્તા કદી ઇંગ્લંડમાંબી ઇલસત્રેડ થઇ ન હોય," અને ખચીત બોલીને બજાવવું એતો પીજામનો "મોટો"જ છે કેની. આ ચોપડી તેનો એક જીવતો નમુનો છે. પણ બાપું, આવી ફાંકડી કેતાબો કાઢવાના તેવા ફાંકડા ચીચોડાબી ખરચવા પડે છે. પણ તેમ પેલા "પારસી મેકમીલન" મી૦ દીનશાહ કરકરયાને કાંઇ ભોળાભટ નહી જાણવા. તેવણ સારી રવેષ જાણેછ કે પોતાનાં પાઉં ઉપર માખણ કયાંથી લગાડી શકાશે; અને ત્યારે એવણે પોતેબી આ સાહસ માથે ઉઠાવી "આઇતાં પર કોઇતું"જ મારીયું છે! એઓ જાણુતા તો હોવાજ જોઇએ કે ભાઇ પીજામની વાર્તાઓ છપાઇને તેની બાઇનડીંગ પુરેપુરી સુકાય તે પહેલાં તેની કોપીઓ ચપાચપ સુકાવા માંડે છે! તેના દેખીતા પુરાવામાં એટલુંજ જણાવવું બસ થશે કે ખુદ મારા ઉપર ભાઇ ફીરોઝશાહને પોતાના સાતે પુસ્તકોની એક એક નકલ હાલમાં વાંચવા અર્થે મોકલી આપવી પડી. ત્યારે ચાર ચોપડીઓની તમામ નકલો ખપી ગએલી હોવાથી પોતાની ખાનગી લાયબ્રેરીમાંની પોતાના અંગત વહાલાંઓને ભેટ આપેલી કોપીઓ મોકલવી પડી છે. એક લેખકની કલમની આથી ઉમદા કદરસનાસી બીજી કઇ હોય?

ભાઇ પીજામ કહે છે કે—"આ વાર્તા ઓરીજીનલ નથી, ચાર પુસ્તકોમાંથી માલ મસાલો મેળવીને એક બનાવેલી છે." પણ મારૂં નકકી માનવું છે કે ચાર ચોપડીઓમાંથી એક બનાવવી તેમાં "ઓરીજીનલ" લખવા કરતાં પણ અતિ ઘણી વધારે બાહોશી અને મજબુત લેખક-શક્તિની જરૂર પડે.

પહેલાં તો ઈંગ્રેજી નોવેલને બંધ બેસતા પારસી સંસારમાં લખવું અને તે વાર્તાને તદ્દન ફત્તેહમંદ બનાવવી હોય તો તેમાં અડધે ભાગે તો શું પણ બાઝે વખત પોણે ભાગે ઓરીજીનલ લખવું પડે છે. તેમાં ચાર પુસ્તકોમાંથી એક બનાવવા તેની સાંકળ જોડવા તો પ્રકરણના પ્રકરણ મનમાંથી ઉપજાવવાં પડે. "કોચીના સાહુકાર" (હું ધારૂંછ ત્યાં સુધી **કોચીનનો** સાહુકાર એમ લખાવું જોઇએ)ની ચોપડીમાં ભાઇ પીજામ, ઓરીજીનલ લખાણને એક લેખક—બીમારી ને નામે ઓળખે છે; પરંતુ મોટે ભાગે પોતેજ ઓરીજીનલ લખનારા આ લેખક ભાઇને હું પુછવા માંગું છું કે આખાં પ્રકરણોનાં પ્રકરણ સદંતર મગજમાંથી લખવાં, કલ્પનાઓ-માંથી બોધદાયક પાત્રો ઉભાં કરવાં, જીવતી જીંદગીને સાહિત્યનું સ્વરૂપ આપવું એને શું તમે ઓરીજીનાલીટીનો પાવર નહી કેહશો? આ પ્રમાણેની જાતી ચાલાકીના નમુંના ઘણાં નામના મેળવી ચુકેલાં બાહોશ લખનારાંઓના પુસ્તકોમાં આપણે હંમેશા જોઇએછ અને તે આ "આઇતાં પર કોઇતું"ની ચોપડીમાં ઠારેઠાર નજરે આવે છે. આપણા પારસી લખનારાંઓમાં કેટલાંક—ઘણાંજ થોડાં, એકાદ આંગળીના ટેરવાં ઉપર ગણાઇ રહે એટલાંજ એવાં લેખકો છે, પણ તેમા ભાઇ પીજામ પોતે મોટો હક ધરાવેછ તે નક્કીજ છે. "કોચીનના શાહુકાર"ની વાર્તામાં ભાઇ ફીરોઝશાહ લખેછ તેમ—"હાલના હઇયાત મહાન લેખકો, જેવા કે મી૦ જેહાનગીર મર્ઝબાન, મી૦ કેખશરૂ કાબ્રાજીએ અવારનવાર તદ્દન પોતાનીજ કલ્પના શકિતથી ઉપજાવેલાં અચ્છાં પુસ્તકો વાંચક આલમને અર્પણ કર્યાં છે."—અને હું આજે વગર સહરાધાતે

કહું છું કે આ બંને નામીચા સ્ટેન્ડર્ડ–ઓથર્સની સંફમાં, ભાઇ ફીરોજશાહ એક ઓરીજીનલ લખાણ કરવાની કુદરતી શકિત ધરાવનાર દાખલના હક સાથે ઘણા વખતના બીરાજમાન થઇ ચુકીયા છે.

મર્ઝબાન ખાનદાનની Ancestral Humour ડગલે ને પગલે જણાઇ ન આવે તો તે ભાઇ પીજામની કલમજ કેમ કહેવાય? વાંચતી વેળા ઘણીકવાર હું દઇને અને કેટલીકવાર તો ખડખડાટ હસી પડાએ છે, તેમાં બેહરામ તાલુકદાર તો ખચીત અવધી કરેછ. હું બધા તે રમુજી ટાહુકાઓ અહીં ટાંકી બતાંઉ, પણ મને ભય છે કે ચોપડી વાંચનારની લેહજત ઓછી થાએ, છતાં થોડાક લખું છું.

"તમે રાતના બરાબર ઉંડાણથી છાંટો નહી લેતા હસો!!"

"હવે એ ઘેલીને મચક વા થઇ આવ્યોછ," આર્ટના ખુબીવંતાં પીકચરો જોઇને બેહરામ કેહછ. "મારે મનસે તો એ બધું ધાનશાખ છે!"

"ત્યારે શું ઓરડામાં ભરાઇ રહીને ફુઇ, તમારી આગળ શાહનામું વાંચીયા કરૂં?"

એવા એવા હાસ્યજનક ઉદગારોથી તો આખું પુસ્તક ભરાયું છે. છેલ્લો વાકય લેખકની એક બીજી ઓરીજીનાલીટી બતાવે છે. અસલનાં આપણાં મોટાંમાયો આગળ આપણે કેવાં ઇરાની દાસ્તાનો કેરસાસ્પ પેહેલવાન અને રૂસ્તમ નામુ વગેરે વાંચતાં હતાં. માહરાં મરહુમ બપાઇજી મને યાદ આવે છે. એક આખું કેરસાસ્પ નામુ વાંચી સંભળાવવાની નવાજેશ દાખલ મને એ આની ભેટ મલેલી!! એ તે સુખી જમાનો!

થોડાંજ એવાં લેખકો હોએ છે કે જેઓ વાર્તા માહેલાં આસામીઓને જીવતાં જાગતાં જેવાં આપણી નજર સામે

લાવીને મુકે છે. જયારેબી હું ભાઇ ફીરોઝશાહના લખાણો વાચું છું ત્યારે તે માહેલાં ભલાં પાત્રો તો કેવાં એક જાણે મારાં વહાલાં મીત્રો હોએ તેવી મારા ઉપર અસર થાએ છે. ખચીત કહુંછ કે વાર્તા વાંચતાં વહાલી ફ્રેની અને ગીકી માણેકના દુખે ગોયા દાઝી જવાએછ અને તેઓના સુખે ખુશખુશાલ થવાએછ. એવી કલમનો ટચકો તદન કુદરતી જાણવો. એ શીખવો શીખાય નહીં.

હવે હું ચીત્ર ઉપર બે બોલ બોલીશ.

અધવધ !

એક પુસ્તકમા સત્તાવીસ ચીત્રો ! અને તેબી એકથી અનેક આંખે ઉડીને વળગે તેવાં બ્યુટીફુલ ! ફ્રેની અને માકીની છબીઓ ઘણાં સુંદર ચીત્રો છે. સબીમાં ફ્રેનીના ભુરા બાલ અને બ્લુ ડોળા વટીક જણાઇ આવે છે. ગરીબ માકીના lustreless સ્થીર ડોળાઓ ખુલ્લી આંખે અપંગ છે તેમ જોઇ લેવું સેહલ છે. આ સબી ઉતરાવનાર બાનૂ, પોતાની આંખો આવી ઉજાસ વગરની "ખાલી ખમ" જેવી રાખી શકીછ એ તેણીની ખુબી વખાણવાજોગ છે. પણ ભાઇ પીજામે જયારે એ કીમતી ફોટોઝ (કેટલાંકો ફોટોઝને બદલ "ફોટા" લખેછઃ ખોદા ખાતર આવું ખુરચણ ના કરો!!) મારા ઉપર મોકલી આપીયા, ત્યારે એવણે કાંઇ એવું સાટું નહી કીધેલું કે તે ઉપર મુજાહેમત કરવા મારે મારી દીકરીઓને રજા આપવી; તે છતાં મેં તેમ કીધું છે. ચોપડીની ખુબી ખામા મારે દર્શાવવી અને સબીઓ ઉપર ટીકા, મારી વહાલી પોરીઓએ કરવા. અને જવાન જીવ પડયા એટલે કુદરતી રીતે સોહામણા ફરદુન પ્રીન્ટર અને હેન્ડસમ બેહરામ તાલુકદાર અને

ફકીરા ગાર્ડની સબીઓ તેઓએ પહેલાં ગોતી કાઢી. એક બેન ફરદુન અને પીકરાને વધારે શોભીતા કેહ, તો તેની બીજી બે બેનો બેહરામ તાલુકદારની સબી હાથમાંથી છોડે નહી; પણ જયારે જાણ્યું કે બેહરામ અને ફકીરો એ બંને હેન્ડસમ બ્લેગાર્ડ હતા, ત્યારે નાસીપાસીનો શું પાર!! બહારની ચાઇચાઇ ઉપર લોભાવું નહી અને સુંદર દેખાવ ઉપર છેત્રાવું નહી, એ જવાન જીગરોને ચાનક આપવા લાયક જો કાંઇ ખાસ હોય તો બેહરામ અને ફકીરાની સુંદર સબીઓ અને તેઓનાં કાળાં કરતુકો એ નસીયત બસ છે.

ભીખાદારૂ બામજી ભરેલી મોહરીની રેશમી તુમાન પેહડીને બેઠાછ. મને ખબર નહી કે મુબેદો તુમાન પેહડી શકે! પણ હજુર તો જરા બારીકીથી હું તે ચીત્ર જોઉં તેટલાં એક મારી ચીરંજીવી બોલી ઉઠી. "Oh how unnatural! an old man to cross his legs as smartly, like an aristocratic young English Officer!" વાતબી ખરી! Howitt Philip વાલા એ ઇંગ્રેજ ગ્રહસ્થને માલમ થાએજે તમે તમારી જાત અને જવાની છુપાવી શકયા નથી! બાકી બાપડા ભીખાદારૂ બામજી અને એરીસ્ટોક્રેસી, એ બે વચ્ચે આકાસ પાતાલ જેટલોજ ફરક છે! વળી એક બીજાં પીકચર માટેબી આવીજ એક ફર્યાદ મારી એક બીજી દીકરીને ઉઠાવવી છે. પ૯૪) મે સર્ફે વીખુટું પડેલું પેલું હેતાળું જોડું કેકુ અને માકી એકવાર પાછાં મલેછ ત્યારે—પણ થોભો, મારી દીકરી બાઇનાજ શબ્દોમાં મુકું છું–"Oh mama, I wish Pijam had not spoilt this pretty picture by giving it such a theatrical look." હા ભાઇજી, એ ચીત્રમાં

નાટકી અદા જેવું ઘણું દેખાએ છે, તેમ થવું જોઇતું નહતું. ૨૨૨) મે પાને ફરદુન કેહ છે કે—"હાલમાં બુટ ડગલો પેહરવાને મને વખત નથી, હું એમજ તારી સાથે આઉંછ"—અને તે છતાં સબીમાં તો તે ડગલા બુટ સાથે તઇયાર ઉભોછ !

આ ચોપડીમાં ભાઇ પીજામની સબી પણ આવનાર છે, પણ મારી ઉપર તેવણ હજુર તેની કોપી મોકલી શકયા નથી તેથી હું કહી શકતી નથી કે "નસીબની લીલી" માહે જેમ એવણ ઘેરીતા બારીતા થઇને ઉભા છે તેમ આવનાર છે કે ડગલા ફેંટા સાથે "પારસી શેઠીયા" થઇને બીરાજનાર છે.

આ પુસ્તક ભાઇ ફીરોજશાહે પોતાના મરહુમ ભાઇ રૂસતમની પવિત્ર યાદને અર્પણ કર્યું છે અને તે બેહસ્ત રોશન બીરાદરની સબી અપાઇ છે. જયારે પેહલવેહલા મેં ભાઇ રૂસ્તમને જોયા તે વખતનો તેમનો દેખાવ હજુરબી મારી આંખ આગળ આવ્યા કરેછ. એક બીજા રૂસ્તમ પેહલવાનની યાદ કરાવનાર, ઉંબર આગળ આવીને ઉભો રહેતાંજ જાણે તમો સર્વેને ઢાંકી નાખે તેવો જોરેમંદ, નવજુવાન, પોતાના ખાનદાન મુજબનો હેન્ડસમ ! અરેરે આવા એક સપુતને ખોહતાં તેના માતપીતાના કલેજાં કેમ ચીરાઇ ગયાં હશે. ખુદા બચાવે ! પીતા, માતા, બપાવા. મોહરદાર, ભુલકાંઓ અને એક મરહુમ લાડકી બેનને એક પછી એક પોતાના પુસ્તકો અર્પણ કરી, આજે એક મરહુમ જીવજાન જેવા વહાલા ભાઇના દુખી સ્મર્ણને આ ચોપડી અરપાએ છે. શાન્તી !

આ વાર્તામાં ભાષા કેવી વપરાઇ છે? પીજામ કેહ તેમ મોહડાંની બત્રીસી ઢીલી પડે તેવા સંસ્કૃતમ્ય શબ્દોથી બીલકુલ નીરાલી છે. વાંચવાને જીભને માસુમ અને કાનને મુલાયમ

લાગે તેવી ઘરગતુ ભાષા વપરાઇ છે. એક સંસારી વાર્તા લખવી અને તેમાં નિશાળના શીક્ષક માફક સોટી લઇને શીખામણ દેવી, યાને કે મોટા મોટા નિતિના સબકો દેવા અને દાખલાઓ આપવા એવી કેટલાંકોને આદત હોએ છે. પણ ભાઇ પીજામે તેમ જરાબી ડોળ ઘાલ્યા વગર પોતાની વાર્તાના પાત્રોને મોઢેજ એવા બોધદાયક સખુનો ઠેકઠેકાણે લખીયા છે કે જેથી મોટાંમાં મોટી મોરલ ગ્રહણ કરી શકાય. જો કે મુંબાઇની ઘરગતુ ગુજરાતી અને મોફસીલ–ખાસ કરીને ગુજરાત તરફની–ગુજરાતીમાં ઘણો ફરક હોએ છે. હમારી તરફ ઉઘરતાં બચ્ચાંઓનું ગુજરાતી તમો મુંબાઇના રહીશો સાંભળીને ચકીત થઇ જાવો! મારી છોડીઓ ન્હાની હતી, ત્યારથી મારી વહાલીઓ નકરી જાણે ન્હાની વાણીયણીઓ બોલે! પણ તેટલાંમાંજ પત્યું હતે તો કાંઇ નહી, પણ જયારે કોલી, ભીલ, બામચાં નોકરોની સુજે સુરીયાણું ગુજરાતીબી બોલવા માંડીયું, ત્યારે મને લાગીયું કે હવે અહીં મજબુતીથી લીટી દોરવાનો વખત આવ્યો હતો: અને ઉપાય દાખલ એઓને માત્ર ઇંગ્રેજીમાંજ બોલવાનો મહાવરો પાડવો પડીયો. હિન્દુસ્તાન તરફ રહેનાં માબાપોના ફરઝંદો કેવી મીઠી ફશાહતભરી ઉર્દુ ભાષા બોલી શકે છે. સઉ પોતાની જબાં ઉપરથી પોતાના વતનની ઓળખ આપી દે છે અને તેમ મુંબાઇના પારસીઓની ગુજરાતી તે પારસી ગુજરાતીજ છે!! હું એમ નથી કેહવા માંગતી કે ભાઇ પીજામે શુધ્ધ ગુજરાતી લખવી. નારે, પારસી સંસારી વાર્તા અને તેબી વળી મુબાઇગરાં પારસીઓના પાત્રો, તેમાં આવું બેમાણુ કેમ ચાલે? મને એક બનાવ યાદ આવે છે. એક મુંબઇના પારસી બેનને શુધ્ધ લખવાના ફાંફાં ઘણાં

હતાં, એકવાર તેવણનાં લખાણમાં મેં નીચે પ્રમાણે વાંચેલું મને યાદ છે:—ધોબીતલાવની એક ચાલી ઉપરના ભાગાં ભસતાં જેવાં કાનરીયાં ઉપર વૃદ્ધ કોલી ડોસી પોતાની ખાટલી ઉપર પડયાં બોલે છે," "હે ઇશ્વર, આ મારા પુર્વેના સંસ્કાર! મને સાહય થા અને મારાં દુખડાં ટાળ!"

પચાસ હજારની મુંબાઇની પારસી વસ્તીમાંથી જો એકજ આવી કોલી ડોસી, પુર્વેના સંસ્કાર માટે ઇશ્વરને યાદ કરનારી કોઇ મને બતાવી આપે તો હું રૂપીયા પચાસ હજાર હારૂં!!!

ભાઇ પીજામની સ્ટાઇલ રમુજી મીઠી ધરગતુ છતાં ઘણીજ અસરકારક અને ખેંચાણ કરતી છે. મેં ઘણા એવા ભણેલા માટીડાઓ જોયા છે કે જેઓ ગુજરાતી વાંચવાને અણગમો બતાવે છે, બલકે તેમાં રસ લેતાં નથી. પણ ભાઇ પીજામની કલમ માટે આ નીચલો જીવતો દાખલો આપું છું જે ઉપરથી કાંઇ બીજુંજ જોશો. મારા ન્હાના ભાઇ ફીરોઝ એમ. એ. એલ. એલ. બી. પુણાની દખણ કોલેજમાં ઇંગ્લીશ અને લીટરેચરના પ્રોફેસર છે. એ ભાઇ કોઇબી દહાડે ગુજરાતી કાંઇબી વાંચવાને વખત ફાજલ પાડે નહી, પણ દર પખવાડીએ એવણને "ગપસપ" જોઇએ. કાં? તો તેમાં પીજામની ચાલુ વાર્તા આવતી હતી. ઘણીવાર મારા ભાઇએ મને લખ્યું છે "આ જરા પીજામને લખની કે વાર્તાનો હફતો વધારે આપે." જાણે મારા લખવાથી સત્તરસો રોકાણવાલા પીજામજીને કાંઇ જયાદા ફુરસદ મલી જવાની હોય!

પણુ ભાઇ ફીરોઝશાહ તો વારેવાર જોતા હશે કે મેં એવણુનો "ઝાહરીયો કાઢવાનુ" માથે લીધુંછ તે કહાં છે. થોભજો ભાઇ, હવે ચાબુકનો ચમચમાટ શરૂ થાએ છે! ત્યારે લેવો સર્વેથી પેહલું—

વાર્તાનું મથાળુંજ ભુલભર્યું છે.

"આઇતાં પર કોઇતુ" નહી પણ "આઇતાં ઉપર કોઇતું જોઇએ. હા, તમોને નજેવું લાગશે પણુ "પર" શબ્દ શુદ્ધ નથી, "ઉપર" જોઇએ. એક ચોક્કસ વાર્તાનો રીવ્યુ એકવાર મરહુમ ગુજરાતી સાક્ષર મી૦ કયખુશરો કાબ્રાજીએ લીધો હતો અને તેમાં એવણે "પર" શબ્દની ભુલ સુધારનારૂં ઘણું સરસ લખ્યું હતું. હું તે વેળા નાદાન વયની હતી, પણ હજુર મને તે બરાબર યાદ રહી ગયું છે.

ભાઇ ફીરોઝશાહની વાર્તાઓ નોવેલોની ઢબ કરતાં નાટકની ઢબ ઉપર વધારે લખાએ છે. દાખલા તરીકે જેમ સ્ટેજ ઉપર એક નાટકી ઉભો રહીને પોતાની ઓટોબાયોગ્રાફી બોલી જાએ તેમ વાર્તાના આસામીઓના મોઢાંમાં ઘણું ઘણું મુકીને તેઓની ઓળખ આપે છે. એ નાટકના જેવું વધારે લાગેછ. ૮) મે પાને ફ્રરદુન પ્રીન્ટર એકલો એકલો પોતાના દીલ સાથે ખાસ્સાં બે પાના ભરાએ તેટલું બોલીને ફુઇને, ફુઇના ભત્રીજાને, ફુઇના વારસને પોતે પોતાને બધાંને જાણે સ્ટેજ ઉપર ઉભો થઇને વાંચનાર સાથ ઇન્ટ્રાડયુસ કર્યો જાએછ? તેમ નહી કરતાં લેખક પોતાનાજ શબ્દોમાં એ બધું વીસતારીયા જાએ તો વધારે બંધ બેસતું લાગે. તેજ પ્રમાણે બારમાં પ્રકરણુમાં ધુતારો ફ્રરદુન પ્રીન્ટર ખાસ્સાં બે ત્રણુ પાના જેટલું બધું મોંઢેથી બોલી જાએ છે.

પરવર! આ પવિત્ર સખુન એમ એકલો લખાએજ નહી. યાતો "પાક પરવર" જોઇએ કે યાતો "પરવરદીગાર" બોલાવું જોઇએ. પુનાના વિદ્વાન દસ્તુરજી સમશ-ઉલ-ઉલમા દસ્તુર કયકોબાદે ખુદ મારાં એક પુસ્તકમાના "પરવર" સખુન માટે મારી ભુલ સુધારતાં ઉપલું કહ્યું હતું.

એક બાજુએ ભાઇ પીજામની કલમ લપસી ગયલી લાગે છે! "ભરાવદાર મુછ સાથ મજેહનો "કલીન શેવ" ચેહરો!" ભાઇ શામ, એ બંને કેમ બને વારૂં? "કલીન શેવ"નો મીનીંગ હું તો "બોરો બાંડો" કરૂં!

નવમાં પ્રકરણમાં સવારના બડી ફજરમાં કેકુ અને બેહરામ સાઇકલ ઉપર ફરવા નીકળ્યા, ત્યારે તેઓએ આલબર્ટ રીફ્રેશમેંટમાં જઇ અડધો અડધો પેગ ટાંસ્યો. પીજામજી, સવારના પોહરમાં તમારા પેલા મખ્ખઇ મોહરા જેવા બેહરામજી તાલુકદારબા ટકોરો ચઢાવે એ મારાં ધ્યાનમાં ઉતરી શકે, પણ કેકુ! પેલો કવીત્વ શાકતવાલો, આર્ટનો પરસ્તાર, ડાહયો ડાપણવાલો વાર્તાના "હેરો" જેવી બોધદાયક જીંદગીનો ચીતાર દર્ષાવનારો જવાન, તેબી બડી બામદાદમાં "છોટા પેગ" ચઢાવે! ચોખ્ખી તાડી હતે અથવા તો "બીઅર" તો ઠીક બંધ બેસ્તે.

"વિચાર છંછેરી નાખ્યો." ના, ના, ના. "વિચાર ખંખેરી નાખ્યો" જોઇએ.

ફકીરા ગાર્ડના મોઢાંમાનો એક વાકય મને બહુજ ગમ્યો છે. ૩૩૭) મે પાને ફકીરો ગાર્ડ પોતાના બનેવીને કેહછ—"તમારાં મુંબાઇમાંબી એકે એકા એવા ભાજીના પાણી જેવા મુવેલા છે!" સચ કહા! સચ કહા! માફ કરજો,

મુંબાઇના વાંચનારા ગ્રહસ્થો, બહાદુરીની બાબદમાં તમે હમારા દેશાવરના જરથોસ્તી બચ્ચાઓને નહી પુગી વળો. જોયા કેની પેલા એક બહારગામવાસી દારાશાહ નાનજીએ જીવ ઉપર ચહેલા એક ધર્માંધ ખુની પઠાણને ગળચીમાંથી ધરીને પટકી કાઢીયો, કાં નહી મુંબાઇની આટલી મોટી વસ્તી માહેલા કોઇ પારસીને સુજ પડયું ? એવા તો અનેક દાખલા આપી શકાય; અને તે છતાં તમારાં મુંબાઇના પારસીઓની ગુસ્તાખી ! ખોદા ખેર કરે. બઇરાં શું માટીડા શું બધાં એમજ ધારેછ કે મુંબાઇના હુશીયાર અને બહાર ગામના બોચ્યાં ! ઘણીએક વખત મને તે વાતની સરટીફીકેટ મલી ગઇ છે ! "હં, અજબ જેવું કે તમે મુંબઇમાં નથી રહેતાં તોબી જાણે મુંબાઇગરાંઓ જેવાં હોશ્યાર છેઓ ! !"

થેંકયુજી, ગોધરાની ગામડીયણને આ કાંઇ જેવી તેવી ઉદાર દીલની સરટીફીકેટ છે ! મુંબાઇમાં રહીને તમારામાં કાંઇ વિષેપ હુશીયારી આવતી હોય તો તે લોકલ ત્રેનો અહીથી દોડીને કયાં જવાની અને લીલી ત્રામ કયાં સુધી લાધવાની અને પીલી ત્રામ કએ પાદરે પુગાડવાની કે ભરચક મોટોરો ગાડીઓ અને સંખ્યાબંધ આદમીઓનો આવજાવમાં સરભોગ ચાલી જવાની ચાલાકી તમારામાં હશે અને તે હમારાં જેવાં ગામડીયણોને કદાચ ગુંચવાવે ખરૂં. તેથી વધારે કોઇબી જાતની હુશીયારી તમારામાં હોએ એ હું જાણુતી નથી. અનેકવાર મેં મુંબઇગરાંઓને બોલતાં સાંભળ્યાંછઃ—"ફલાણા ત્રેનમાં મલેલાં તે ઉતાં તો બહાર ગામના જો, પણ ઘણાં હોશીયાર દેખાતાંતાં." એમ બોલનારાં મુંબઇગરાં હુશીયા-

રમાં ખપનારાંઓએ જાણવું જોઇએ કે એજ બહાર ગાજ ાઓ તેઓને "ભાણ્જા પાણી"ને નામે ઓળખે છે!

ફ્રેની કાંગા, બેહરામને "ડીફાય" કરતાં વીસમાં પ્રકરણમાં જે હીમત બતાવે છે, તેમાંની અડધીજ હીમત મુંબાઇની પારસી બાનુઓ બતાવતી હતે તો કેવું સારૂં. એમાં બીચારી એ અબળાઓનો શું વાંક? બંધ્યાર હવામાં ઉધરે તેની કાયનાત ખીલેલી હોય કયાંથી કે તેણીનામાં ખરાની જોર જોમ આવે? એવા મુજી કોરગાઓ, જેઓ બાઝે વખત પોતાના પૈસાના જોર ઉપર મકકર કુંદી કરી ખુબસુરત પુતલીઓની પુડેપુડ ફરી તેઓને સીસામાં ઉતારવાના ફાંકા રાખેછ, તેવાઓને ફ્રેની કાંગા જેવી છોકરીઓના સમાગમમા આવવાની ઘણીજ જરૂર છે. ગમે એવો બ્લેગાર્ડ હશે, પણ નીતીની ચીવટાઇના બાબમાં એક નાજુક પંથણીના શબ્દો બાણથી તે જેટલો વીંધાઇ જશે તેટલી અસર ચાબુકના મારથી તેના ઉપર થનાર નથી.

"તમારાં દરેક લફંગાઇપણાંમાંબી મર્દાનગીનું તત્વ રાખો," આ ભાઇ પીજામના સખુનો ઘણાએક હીચકારાઓને જબરજસ્ત "સ્લેપ" જેવા છે. મોંહ ઉપર મુરવત રાખી પીઠ પાછળ કોહતાં કાવત્રા કરવાં, બહારથી દોસ્તી બતાવી માહેથી કસરેવજી ચલાવવી, અંગત ખેસીઓ વચ્ચેનું હેત અને એખલાસ જોઇ નહીં શકાતાં ખુદ ભાઇ બેન વચ્ચે–અરેરે ખુદ માતા અને બેટા વચ્ચે અંતર કરાવનારાઓ એવા મુજી બદકારોનો આ જગમાં તો શું, પણ ત્યાંબી ઠાગ લાગનાર નથી.

૩૪૪) તેમજ ૪૭૭) પાનાઓ ઉપર "આશા" માટે ઘણું સરસ લખાયું છે. ૪૮૯)ને પાને "દગાબાજી" માટે પણ લેખકે

ઘણું સરસ લખીયું છે, ૬૩ માં પ્રકરણમાં દુનીયાના ગેરઇનસાફ ઉપર બાપડો ફરદુન પ્રીન્ટર કુદરત સામે કેટલું બખાલે છે. એનો શું વાંક કાઢીએ? આ દુન્યામાં જયારે ભલાંઓ ઉપર બુરાંઓ ફાવી જાએછ ત્યારે જાણે આપણે ચકભમ બનીને કુદરતની સામે શોહર મચાવીએછ પણ ૬૫) માં પ્રકરણમાં "ખુદાઇ ઇનસાફ" મોડે વેહલો કેવો બરાબર મલે છે તે બતાવી આપ્યું છે.

૪૪૩) વીહસ્કીની બાટલી ટમ્બલર અને સોડાની ત્રે, તે સુલેહ સંપજ અને સમાધાનીનો સામાન! શાબાશ!

હું આગળ લખી ગઇ તેમ "આઇતાં ઉપર કોઇતું"ના લેખક ભાઇ આપણુને હારેહારે બટક બોલી ટાહુકાઓથી ઘણી રમુજ આપે છે, તેમ વખત આવવે "ત્રેજડી"માબી એ ભાઇ કમાલ કરેછ. ૫૬૦) મે પાને માકી જે રીતે પોતાના ચાલી ગએલા ધણી માટે લાગણીથી બોલેછ તે વાંચતાં કોઇ સંગદીલની આંખોબી ભીંજાયા વગર રહે નહી. અને જયારે ખરા ફરદુનને આવેલો જોઇ તેના હાડમારીભર્યાં મેલા અખંતર પેહરવેશ અને હાલહવાલ અવતાર છતાં ફ્રેની ઝપાટાબંધ તેની આગળ ખુશાલીની ચીસ સમેત ધસી જાએછ તે વાંચતાં ધોધમાર આંજુઓ મારી આખોમાંથી ઉહલાઇ પડીયાંછ. પણ—પણ, ઓ બારેહકતાલા! હું ખરૂં કહુંછ કે જયારે માકી પોતાના વીખુટાં પડેલાં ધણીને મલતાં માત્ર એટલુંજ નરમીથી બોલેછ—"કોણુ કેખુશરો છેઓ! કાંઇ ઘણે દહાડે મને યાદ કીધી"—અરે, આટલાજ માત્ર સાદા શબ્દોએ જે ડચકું મારાં ગળામાં આવીને ખુટીયું તે—બસ, વાંચનાર ઉપર અસર કરવામાં ભાઇ પીજામ, તમારી કલમ હદ કરેછ, કમાલ કરેછ!

અને તે છતાં આવી સુંદર ચોપડીને—પરવરતાવનાર ભાઈએ ટાઈપ સુધારવા ઉપર ધ્યાન આપીયું નથી એ મારો મોટાંમાં મોટો ખેદ છે. એમ નહી થવું જોઈતું હતું. ઈંગ્રેજી નોવેલોમાં ભાગ્યેજ એક આખી ચોપડીમાં એકાદ બે ભુલ ટાઈપમાં રહી જવા પામતી હોય, જયારે ગુજરાતી ચોપડીઓમાં કવચીતજ એક આખું પાનુ ટાઈપની ભુલ વગર પસાર થતું હોય એ ખેદકારક નહી તો શું કહેવાય? મી૦ દીનશાહ કરકરયા ભવિષ્યમાં એ બાબે જરા વધારે સાવચેત રહે તો વધારે સારૂં. આ ચોપડી ધરેધર વંચાશે, અડધું મુંબાઈ તો વાંચશેજ, નસીબદાર લેખકની વાજબી તારીફ થશે, અને ટાઈપ સુધારનાર? શું ચોપડી છપાવનાર ભાઈને કાંઈ સ્તુતી જોઈતી નથી? બીજી વખત જરૂર પ્રુફ્સ તપાસવામાં કાળજી રાખજો બા.

હવે એકજ સખુન બાકી રહયો.

સાચ્ચો પ્યાર–આહ! પુસ્તકની આંખેરીની લીટી લેખકના અંતઃકરણના અનુભવનો સાચો જોશ બતાવી આપે છે. ખોદાતાલા એવાં હેતાળુ જોડાંઓને અને તેનો હુબહુ ચીતાર આપનાર આવી અસરકારક કલમ ધરાવનારને સદા સુખી રાખજે.

ગોધરા.
તા૦ ૨૭–૨–૨૧. } જરબાનુ મેરવાનજી કોઠાવાલા.



# નંબર સાત !—યથા તારી મદદ !

૧૮૯૧-૯૨ નું તે વર્ષ હજી મને બરાબર યાદ છે કે જ્યારે હું સોલેક વર્ષનો પોરીયો મેત્રીક કલાસમાં હતો, "ગપસપ" અને "જામે"માં કાંઇ ધુળ જેવાં લખાણો ચીતરતો હતો, અને મુછ વગરના મારા ઉપલા હોઠ ઉપર આંગળાં ફેરવી મારા મીત્રો આગળ ફડાકા મારતો કે "મારા બાવાની માફક હુંબી જો પચ્ચીસ પુસ્તકો નહીં લખું તો હું પીજામ નહીં !" તે સ્કુલ-બોય દીવસોનું સુખી સ્વપનું ઘણે નહીં તો થોડે દરજ્જે બી સાચ્ચું નીવડવાનું શું મારાં નસીબમાં હશે ? પચ્ચીસમાં પુસ્તકને હજી વાર છે—જીંદગી યારી આપશે તો કદાપી તેબી દીવસ હું જોઇશઃ—પણ તેટલાં મારી બે હાથની સલામ સાથ આ સાતમું વોલ્યુમ તમારી ખીદમતમાં હાજર કરૂં છું.

કહેજે સાતનો આંકડો સબકતો છે. હોવોજ જોઇયે—કેમજે મારી સીરીઝના પુસ્તકોમાં આ મારી સાતમી નોવેલને સઉથી વધારે ટીપ-ટાપવાળી, સઉથી વધારે કીમતની, સઉથી વધારે જાડી મારા અસીલ મીત્ર મી૦ દીનશાહ કરકરયાએ બનાવી મુકી છે. દેલાવર છાતીના આ અથોરનાનજાદાએ પોતાના આ 'પબ્લીકેશન'થી પોતાની ટોપીમાં એક નવું કીર્તીવંત પીછું ઉમેરયું છે એમ જરાબી આંચકી વગર હું આજે કહું છું. છપામણીની મોંઘવારીનો ચમટો એ ભાઇને કેમ તુટયો હશે તે જો હું નહીં સમજું તો બીજું કોણ

સમજે ? પણ સાહીત્યની સાચ્ચી સેવામાંજ ચકચુર બનેલા આ હીંમતવાન પુંજારીએ આ ફેરી રૂપીયા–આના–પાઇ ભગી જોયું નથી. આપણાં આજકાલના કેટલાક "લીડીંગ લેખકો અને ઓથરો"એ આ મુંગે મ્હોંડેના, મધ્યમ ગુજાસના. પણ સંગીન લીટરરી ઝેણુવાળા મી૦ દીનશા કરકરયા ઉપરથી એક ધડો લેવાનો છે.

લડાઇના ૭ સાત બદબખ્ત વર્ષોનો ગાળો વચમાં પડયો નહીં હોત તો કદાપી હું અને કરકરયા ભાઇ એકમેકની પાંખડી પકડીને મારાં દસમાં પુસ્તક સુધી ચાલ્યા ગયા હતે. ખેર–ચંદરોઝમાં જોઇ લઇશું; તેટલાં આ મસાલો જે રજુ કર્યો છે તે સ્વીકારશોજી. અલબત મારી સઘળી ચોપડીઓ ઉપર તમારી સદાની મેહરબાની ઉતરતીજ આવેલી છે, અને તે માટે મારાં જીગરમાં મેં મારો છાનો ઉપકાર સંઘરી રાખેલોજ છે. તેથીજ એકેક તબકકો આગળ વધી કાંઇક ખર્ચાળુ નવું નવું તત્વ મારી નોવેલોમાં આમેજ કરવાની મને હીંમત તથા ઉલટ છુટે છે. આ "આપતાંપર કોઇનું" વાર્તા વાંચવા અગાઉ જરા તેના સફાઓ પહેલ્લેથી છેલ્લે સુધી ઝપાટામાં ફેરવી જજો–ત્યારેજ તમને સમજ પડશે કે હું શું કહેવા માંગુ છું.

ગુજરાતી નોવેલોના "ગેટ–અપ" બાબેનો મારો અભખરો હું ધારૂં છું કે આ નોવેલના બાબમાં મેં મોટે ભાગે પાર પાડયો છે. તે માટે હું પ્રથમનો–ખરાં દીલનો–ઉપકાર માણેક પ્રીન્ટીંગ પ્રેસના માલેક ભાઇ દીનશાજી કરકરયાનો માની ચુકયો છું. એમના "કોઓપરેશન" વગર મારેથી ડગલું બી આગળ ચાલી શકાતે નહીં. પણ ત્યાર પછી આ

ચોપડીની શોભાનું મુખ્ય માન મારા હેતવંતા કદરદારન દોસ્ત બેરાદર જહાંગીર તારાપોરને ફાળે જશે. "Labour of Love"—એ શું ચીઝ છે તે આ કરકરયા તારાપોર મીત્રોની મેહરબાન જોડીએ મને બતાવી આપ્યું છે. એક બ્યુટીફુલ પુસ્તક બાહેર પાડવાની ભાઇ દીનશાહની પ્રમાણીક બીનહાંસલ ઉલટનો પોતાના બ્યુટીફુલ પીકચરોથી ભાઇ જહાંગીરે પ્રતી ઉત્તર આપ્યો છે. કેટલી હદ સુધી સાચ્ચાં જીગરનો સ્વાર્થ-રહીત પ્રતી ઉત્તર આપ્યો છે તે તમે પોતેજ જોઇ લેજો. અઠ્ઠાવીસ ફોટોગ્રાફો એક નોવેલમાં! બેહન જરબાનુ કોથા-વાળાથી તો "અધધધધ!" કરીને બુમ પડાઇ ગઇ છે! મેં મારા અફલાતુન નાટકના દીબાચામાં કહયું છે તેમ જહાંગીર તારાપોરનો કેમેરા અને પીજામની કલમને આશુક-માશુકનું ગોયા નાતું છે! એ મારા દીલસોઝ, ભલા સદગુણા આર્ટીસ્ટ ભાઇનો પાડ મારાથી કેમ વાળી શકાશે? તેણે પોતાની અદ-ભુત હુન્નરમંદીથી આ સુદ્ધાં ત્રીજી ફેરી મારી અદના લીટરરી કોશેશને દીપાવી છે. હું તો વખત આવશે ત્યારે ચાલ્યો જઇશ; પણ મારાં પુસ્તકો કાયમના રહી જશે—અને તેમની સાથે આ કુશળ કવી-આર્ટીસ્ટની "લીટરરી સ્ટડીઝ" પણ સદા કાળ કાયમ રહેશે. ફકત આર્ટ માટેની પોતાની અઠાગ ઉંડી જાનફેશાનીના આવેશમાંજ આ ગ્રાડયુએટ-ફોટોગ્રાફરે દાવસો સુધી પોતાના પ્રીનસેસ સ્ટ્રીટ ઉપરના બાદશાહી સ્ટુડીયોમાં જે તન મન પટકીને આ ફોટોગ્રાફો પાછળ શ્રમ ખેંચ્યો છે તે મરતાં તુલીક હું ભુલીશ નહીં. જ્યારે ઘણોજ બજીદ થઇ મેં જહાંગીરને તેને આ મોંઘાદાટ પીકચરો માટેનો મુળ ખરચ જેટલોબી આપવા માંગ્યો ત્યારે તેણે બહુજ ગંભીર

થઇ મારાં ખભાંપર હાથ મેલી શું કહયું ?—

"પીજામ! ફોર ગોડસ સેક મારા આર્ટને તું પૈસાની નીચ પંકતીએ તોડી ના પાડ!"

બસ—ત્યાર પછી હું મુંગો થઇ ગયો! હું જહાંગીર માટે માત્ર આજે એટલોજ ઉદગાર કાહડું છું કે "જીવતો રહેજે!"

પણ એ પીકચરોમાં બધાં શેઠ શેઠાણીઓ કોણ છે? પ્રખ્યાત ઇંગ્રેજી ડ્રામાટીક કુંપની હાવીટ ફીલીપના તેઓ કુશળ આર્ટીસ્ટો છે. એક બોલે આ નામાંકીત ખેલાડીઓએ મારાં પુસ્તક માટે "સીટીંગ્સ" આપવા હા પાડી—અને મેં તેઓને જયારે "આઇતાં પર કોઇતું"નું પ્લોટ સમજાવ્યો ત્યારે જે હરખ અને હોંશ સાથ—જે ચાલાકી અને સમજદારી સાથ—તેઓએ જહાંગીર તારાપોર બેરાહદરના "ડાયરેકશન્ઝ" તળે પોઝીઝ લીધા તેની કેટલી તારીફ કરૂં? એ લોકો જન્મથીજ આર્ટીસ્ટો હોય છે. પારસી લાઇફની આ કથાને તેઓએ કેટલો સંપુર્ણ ઇનસાફ આપ્યો છે તેનું તોલ તમેજ પ્લીઝ કરી લેશોજી. અલબતાં એમાં કેટલાંક પાત્રો પારસી બીરાદરોએ ભજવ્યાં છે. બીખાજી, મેહરવાનજી, નાનાભાઇ જરથોસ્તી મીત્રો છે. નાજુ ગાર્ડ કોણ નેકજાદ પારસી બાનુ છે તે તો કદાપી તમે ઓળખતા હશો?

સઘળા બ્લોકસની બનાવટ મારા પુરાણા હમશરીક મીત્ર ભાઇ જીજીભાઇ ખરેગાટની કળાબાજ કારવાઇનું પરીણામ છે. જીજીભાઇ શેઠનો "Labour of Love" નો સ્ટેનડર્ડ જરીક જુદોજ છે: તેઓએ આ બ્લોકસ માટે

બિચારા દીનશાહજી કરકરીઆના હાથમાં રૂપ્યા ૧૩૮ નું બીલ આરતે રહીને પકડાવી દીધું છે.

બેહન જરબાનુ કોઠાવાળાએ આ નોવેલના પ્રસ્તાવના લખી મારી ચોપડીની શોભામાં વધારો કર્યો છે. જરબાઇ નામ સાથેજ મને લેહણું છે જરબાઇ મારી વ્હાલી બહેન છે–જરબાઇ મારી પનોતી દીકરી છે. મીસીસ જરબાનું કોઠાવાળા સરખાં એક જાણીતાં વાર્તાનવેશ તરફની શીખામણો માન સાથે હું માથે ચહડાવું છું. તેઓની દરેક નુકતેચીનીનો જવાબ આપવા માટે અત્રે જગ્યા નથી; ફકત એકજ બાબદસર બોલવા વગર ચાલતુંજ નથી. તેઓ લખે છે કે "ભાઇ ફીરોઝશાહની વાર્તાઓ નોવેલોની ધપ કરતાં નાટકની ધપ ઉપર વધારે લખાય છે—ઇત્યાદી." એ તો જેવા જેના વિચાર, અને જેવી જેની સ્ટાઇલ! હું તો અસલથીજ એવી માન્યતા રાખતો આવ્યો છું કે એક નોવેલીસ્ટ અને એક ડ્રામાસ્ટીટ વચ્ચે ઝાઝો અંતર હોવો જોઇતોજ નથી. નવલ કથા—એબી એક નાટકનો તખ્તોજ છે. વાર્તાની અંદર ખરાં જીવતાં સ્ત્રી યા મર્દ ખેલાડીઓ તમારી આંખ્યો સાથે તખ્તા ઉપર રજુ થઇને પોતપોતાના પાત્રો ભજવતાં નથી, પણ કર્તા પોતે તમો વાંચનારની કલ્પના સાંમે કલ્પીત ખેલાડીઓને એક પછી એક રજુ કરી તેમની પાસે કાગજની સપાટી ઉપર જુદાં જુદાં પાત્રો ભજવાવે છે. નવલ કથામાં "કેરેકટરાઇઝેશન" યાને "Character–development"નાં તત્વને હું હમેશ મોટું વજન આપતો આવ્યો છું. દરેક પાત્ર બહુજ નીયમીત રીતે તેના ગુણ અવગુણમાં, તેની રંગ ખાશીયતમાં, આપસી મેળે ખીલવું જોઇએ. ફકીરો ગાડ

એક પહેલા નંબરનો સાહુ ઉઠાવગીર છે એમ પીજામ ચાર લીટીમાં ચટ દેતુ કે તમને કહી દે તેનાં કરતાં એ ચીઝ ફકીરા ગાર્ડની પોતાની કનેથ્રી પીજામે રફતે રફતે કહડાવવી જોઇયે! ત્યારેજ એક નોવેલ વાંચવામાં રસ અને કસ આવે. પણ અલબત એ મારો અંગત વીચાર છે—બધાંજ લેખકો તેની સાથે મળતાં નહીંબી થાય એ બનવા જોગ છે.

મેં ઉપર કહયું છે કે ૭ નો આંકડો સબકતો છે. અફસોસ! ૧૯૦૭ માંજ મારો હીરા તોલનો ભાઇ રૂસ્તમ હમો સર્વને રડતાં મેલી બેહસ્ત મુકામ પામ્યો. શું હેતવંતી હુઝત પકડીને બેહસ્તી રૂસ્તમે ૧૯૦૭ માં મારી પાસે આ "આઇતાં પર કોઇતું" વાર્તા શરૂ કરાવી તેની યાદ કરતાં આ ઘડીએબી મારી આંખ્યોમાં ગરમ આંસુઓ ભરાઇ આવે છે. તે વેળા "ગપસપ" બેહસ્તરોશન રૂસ્તમની માલેકીમાં હતું-અને હું "મરવાની આળસે" તે વખતે જીવવા માંગતો હોવાથી મેં તે વેળા નવી ગ્રુસરી ઉપાડી લેવાના પુષ્કળ વામાંટામાં કર્યા હતા. પણ મારા બેહસ્તી ભાઇની ખંત, ઉતેજન, અને જીદ ફાવી. મેં ત્રણેક મહીના આ વાર્તા લખી હશે કે અમારાં મરઝબાન કુટુંબનો ખીલતો ગોલાબ અચણુચ કરમાઇ ગયો! જીનતગુજીન થયલા મારા નેક ભાઇની યાદને ખાતરજ મે આ વાર્તા ચાલુ રાખી-અને-અને તે આજે તમારા હાથમાં છે.

ઘણીજ મગરૂરી સાથ, અંતકરણના સાચ્ચા સંતોષ સાથ હું તમને ખાત્રી આપીને કહું છું, કે એ મારી વાર્તા "ઓરીજીનલ" **નથી**! જે દહાડે હું "ઓરીજીનલ" (!!) લખવા માડું તે દહાડે સમજજો કે પીજામનું બીચારાનું

કાતરયું ઘસ્યું છે. કોઇબી રવેશે તે વખતે મારી લીટરરી કારકીર્દી ખલાસ થઇ જઇ ચુકી તો હરીજ!

આ નોવેલને મેં "ડરામાટાઇઝડ" કરી છે. એ પ્લોટ ઉપરથી રચાયલો મારો "**માઝનદરાન**" ખેલ થોડા વખતમાં સ્ટેજ થવાની તઇયારીઓ ચાલી રહી છે. ફરીથી કહું છું કે એક "નોવેલીસ્ટ" અને એક "ડરામાટીસ્ટ" વચ્ચે ઝાઝો ફરક છેજ નહીં.

ચાલો ત્યારે—આઠમાં અવતારમાં આપણે પાછાં ભવિષ્યમાં મળ્યે તેટલાં—સલામ! પરદો ઉચકાવા માટે ડરોપસીનની પછવાડે બેઠેલી ફ્રેની કાંગા અને તેણીનેઃ ભાઇ કેકુ ત્યારના વાટેવાટ જુએ છે!

ખુદા હાફેઝ!

| | |
|---|---|
| જમશેદી નવરોઝ, ૧૯૨૧.<br>રાશીદ બીલડીંગ,<br>ન્યુ ચરની રોડ—**મુંબઇ** | લા૦ દોઆગો,<br>**પીજામ.** |

# આઇતાંપર કોઇતું.



## પ્રકરણ ૧ લું.

——:૦:——

" હે–હે–હે! મન તું કાહે જલે!

....................................................................

બહેતે દરીયાસી ગુજરે હય ઉમ્ર હાય જવાનીકી
તન મન જલ જલ ઘડી ઘડી પલ પલ
મન કર દુશમન ચલા હલ જોબન—
હે! હે!૦"

" ઓ વાય, કેકુ! શું થયું? બધા ગામની બગાસી તારામાંજ કેમ ભરાઇ ગેઇ?"

કેખશરૂ કાંગાએ વળી પાછા બે હાથ ખુબ તરેહથી ઉંચા તાણીને એક લાંબી બગાસી ખાધી. છેલ્લી દશ મીનીટમાં તેણે કાંઇક પચીસેક બગાસાં ખાધાં હશે, એટલે તેની બેહેન ચ્તીનું પાકી નહીં જાય તો શું થાય?

" જા–જા, કંઇ પ્લેટસ ડેવેલપ કરવાની હોય તે કર–નહીં તો કંઇ વાંચવાનું લઇને બેસ. અહીં બેસીને હાઆઆ ને હુઉઉઉ કર્યા કરેછ તે મારૂંબી મુવું ધક નહીં લાગતું."

" નેગેટીવઝને કાલેજ બધા રીટચ કરીને ખલાસ કીધા, ફેની–હવે નખોદ ગીયું કંઇ ચેન નહીં પરતું!"

" સાઇકલ પર કેમ્થે આંટો કાંય નહીં મારી આવતો?

આખો દાહરો ઘેરમાં એમ પદેરાની કાની ગોંધાઇ શાનો રહેછ? કોઇ કલબ કાંય નહી જોઇન કરતો, કેક? તું તો બધ્ધા દાહરાનો કુંજરોજ રેહી ગીયો!"

કેકુએ પાછી આળસ ખાધી. તેનાં મ્હોં પર ગમગીનીનું સહેજ હસવું ફેલાઇ રહયું હતું.

"કલબ? હેહેહે!" તે પોતાનાં બેઉ બુટોનું ખુબ અવલોકન કરતાં આસતેથી બોલ્યો, "આપરે બુઢ્ઢા થયા? હવે તો બસ સાધુ થઇ જવા ગમેછ, ડીયર."

તેની સામે બેઠેલી રૂપાળી છોડી હવે ઝીણે સાદે હસી પડી.

"મરેરે, આય કોતક જોયાં! તીસ વરસનો માટીડો તો આજે ચોથે મારની બારીએથી ભુસકા મારે. જા–જા ભઇ, એમ ઘેલાં ના કાહર! એવો રરતો ચનાવારો થઇને બેસેછ તારે મને ઘણી ચીર ચહરેછ. લે વેક–ઉઠ. તુંને સાનો બરાપો છે તે હું સમજુંછ, પણ એમ ખોટા ખોટા ધખારા ના રાખ. મ્હોનાં પર જરા ડાઘ છે તેથી શું થયું? ખોદા રાખે તું દીલે તંદરોસ્ત અને મગજે સાબુત છે–તારી પાસે ફોટોગ્રાફીનો આવો મજાહનો આર્ટ છે–ને વરી આપરે કંઇ તદનજ નાગાં ભુખાં નથી. તુંને શું છે? બીજા હરવાયા કેટલાક સકરડલ્લા માટીડાઓ કરતાં તો તુને સો ભલાઇ છે."

ખરી લાગણીથી ફ્રેની પોતાનું આ નાનકડું ભાશણ બોલી ગઇ. વાહ–વાહ! તે અઢાર વર્ષની નાજુક સુંદરીનો ગોરો ચેહેરો અને માજરી આંખ આ વેળા એક બેહેનનાં સાચ્ચાં વહાલથી કેવાં ચળકી રહયાં હતાં! કેકુ ધીમેથી ઉઠયો અને એક લાંબો શ્વાસ ખેંચી ત્યાં ઓરડામાં મેલેલી એક આલમાઇરા સામે જઇ ઉભો.

"ફ્રેની, યુ આર એ ડીયર લીટલ ગુઝ!" તે ધીમા દલગીર સાદે આરસીમાં જોઇને બોલ્યો, "તું પોતે બરાબર સમજેછ કે આય મારાં એબલગામણું મોહનાં સાથે હું દુન્યાથી રદ બાતલ છેઉં. યાહ! એ કોઠું જોઇને મને પોતાને ધ્રધરીને તાપ ચહડેછ તો બીજા કોઇને તો કોણ જાણે શું થતું હોશે! તું અમથી કાંય પટપટ કરેછ? એમ સધયારો લેવાતો હોતે તો વરી દુખ શાનાં છે? જો સાંભર. આજેજ સવારના ભુલેશ્વરમાંથી હું આવતો'તો તારે કેટલાક તોફાની દુકતાઓ મારી પુઠે લાગા ને હુરયો કરતા કરતા છેક અરધો માઇલ સુધી મારાં આય ડાચાંની ઠેકરી કરતા પછ્વાડે આયા. એક જણુ તો કહેજે કાકા સપરચન, મોનાની ઉપર રંગ ચોપરી આયાછ કે? ——"

"મુવા એવા દુકતાઓની દરકાર ના કર, કેક—"

"સાંભર, વચમાં ના બોલ. બે ચાર દહારાની વાત પર હું ચોપાટી ફ્રરતો'તો તેટલાં સાંબેથી એક આયા કેર પર નાહલું બચ્ચું લઇને આવતી'તી. પોરયું મજાહનું ખુશાલ હસતું રમતું ઉતું, પણ જેવી મારી પર નજર પરી કે ભેંકાટો તાણવા મંડી ગીયું! આહ! ફ્રેની, તું ગમે એવાંબી ઠીંગરાં માર, પણ માહરાં મોનાં પરનો આય ડાઘ જોઇ કેઇ છોકરી રાતના ઉંઘમાંથીબી બીહ નહીં ઉઠે? તું ફલબની વાત કરેછ, પણ તાંહ મારા કદરૂપા ચેહરાને લીધે ધપ્પા ખાતો ખાતો હું બેજાર થાઉં તેનો વીચાર તું નથી કરતી. મને જીંદગીમાં શું મજાહ છે—શાની આશા છે, દીકરી? માણુસ જાતથી નાહશનો ભાગતો, હીણાયલો હડખાયલો હું મેહેમનાં જંગલમાં સાઇકલ પર એખલો એખલો ડમકુંછ, તારે મારા

દીલમાં શું થાયછે—ઓ શું થાયછે—તે તું કાંઇ જાણવા આવેછ ? કોઇ વખત એવું થાયછે કે—પણ નહીં, એવું હીચકારૂં પગલું હું નહી ભરવાનો ! એ તો મારાં કીસમતમાં હોય તે ખરૂં ! ફ્રેની, તું મારે ખાતર એમ જાહરે તાહરે જીવ બારયા કરશે, તો તારૂં આય પુતળાં જેવું મોહોનું બગારી નાંખશે."

ખચીત—કેખસરૂ ભાઇ ખરૂંજ બોલતો હતો. એક ખરેખરી ખુબસુરત મડમનાં જેવું ફ્રેની કાંગાનું ઘાટમદાર ગોળ મ્હોડું હતું. સાધારણ બાંધાની અને મધ્યમ ઉંચાઇની આ સોહવામણી સુંદરીની સાથ સરખામણીમાં તેનો ભાઇ—યા ખોદા !—કેવો ફરક બતાવતો હતો ! ફ્રેનીની આંખમાં પાણી ભરાઇ આવ્યાં—પોતાના એક પુરા વડા ભાઇને આમ અફસોસ કરતાં જોઇ આ કોમળ હઇડાંની ભલી ફ્રેની રડવા જેવી થઇ ગઇ.

*   *   *   *

ગરીબ બીચારો કેકુ ! નસીબો તેની સાથ એક ભયંકર દગો રમ્યો હતો. હા—તે એકમારગી રાંક જવાનની જીંદગીમાં વીતેલો સીતમ બેશક જબુન હતો. બે વરસની વાત ઉપર ફોટોગ્રાફીનો કાંઇ અખતરો કરવા જતાં અચાનક સ્ત્રોંગ એસીડ તેનાં મ્હોં ઉપર ઢોળાઇ ગઇ અને તેનું સેહેજ કપાળ તથા ચેહેરાની જમણી બાજુનો અરધો ભાગ બળી જઇ તેના એક વારના દેખાવળા ચેહેરાને બદસુરત બેડોળ બનાવી નાખ્યો. પરમેશ્વરની મેહેરથી તેની આંખ બચી ગઇ, પણ એકવારનો કદાવર સોહામણો લાયકીવાળો કેખશરૂ કાંગો દુન્યાથી ઉખડી ગયો. તેનો ચેહેરો એવો મકઇબાવુ જેવો બની ગયો કે

જ્યારે ડોકટરોએ પાછો તેને સમો કરવાની આશા આપવા નાજ પાડી ત્યારે તે હીણભાગ્ય જવાન તો બસ જીવ પર કરવા નીકળ્યો. પણ સાદી સમજ અને ફાવી—પોતાના બુઝર્ગ પીતા મેરવાનજી તરફની પોતાની ફરજનો વીચાર કરતાં કેકુએ પોતાની સરજતને આધીન થવાને કબુલ કીધું.

આપણી વાર્તા ચાલે છે ત્યારે ગીરગામ એક રોડ ઉપરનાં એક મકાનમાં પહેલે માળે મેરવાનજી કાંગા પોતાનાં આ બે બચ્ચાંઓ સાથ રહેતા હતા. આબકારી ખાતામાં લાંબી નોકરી બજાવી તુરતનાજ પેનશન પર રીટાયર થઇ એક માફકસરની પુંજી ઉપર તેવણ હવે દાળ રોટલીથી સુખી હતા. કેકુ બચગી-થીજ એક સાચ્ચો આર્ટીસ્ટ હતો અને મેટ્રીક થવા પછી તેણે આર્ટ સ્કુલમાં આનર્સ સાથે પરીક્ષાઓ પાસ કરી પેન-ટીંગમાં તેમજ ફોટોગ્રાફીમાં નામ કહાડવા માંડ્યું હતું. મેરવાનજીનાં ધણીયાણી તો કાંઇક વરસોનાં ગુજરી ગયલાં હતાં અને ત્રણ જણનું આ હેતવંતું કુટુંબ સુખ અને સંતોશમાં આબરૂ દરકારથી પોતાનું ગાડું ગબડાવતું હતું.—પણ તેટલાં ઉપર દર્શાવેલી ભયાનક હોનારક કેકુને બની—

*   *   *   *

ફ્રેનીએ પોતાના હાથમાંની દોર બાજુ મુકી દીધી અને ઉઠીને પોતાના ભાઇની નજદીક જઇ બહુજ માયાથી તેનાં ખભાંપર હાથ મેલ્યો.

"ભઇ, તું દુશમન એમ લોહી બારેજ તારે મને પ્રાણ લાગી આવેછ. જોબા, તું એમ ના કર."

કેકુ રહેજ હસ્યો.

"માઇ ડીઅર ગર્લ, મારી જીંદગીના અંધકારમાં જે

એકજ નાની રોશની કેડે મને મળતી હોય, તો તું મારી વહાલી બેન–તું ફ્રેની–તું એકલી છે. ચાલ—તારી ખુશી છે તો હું દલગીર નહીં થવશ. બસ હવે ?"

"જો કેક, તું મારૂં કહયું સાંભર ને કોઇ તારે લાયકની ગરીબ છોકરી શોધી કાહર. બાવાજી બી મ્હોનાંમાં એજ બોલ લઇ બેઠાછ. જો મારૂં કેહયું માન."

"મારે લાયકની છોકરી શોધી કાહરૂં ? હેહેહે !" કેકુ ખરેખરા ખુશ મીજાજથી બોલ્યો. "હા, તું જરા ઉભી રેહની, આય મારાં શોભીતાં કોઠાંનો ફોટોગ્રાફ પેપરોમાં આપીને જાહેર ખબર નાખુંછ ! ! ડીયર, કાંય મશકેરી કરેચ્છ ? કેઇ ઉલ્લુ મારે વાસ્તે દાંતમાં આંગલા પકરીને બેસી રહીચ્છ ? પણ ફ્રેની, મને દાર દોધીમાં નાખ્યા કરેછ તો તારી પોતાની વાત કરની ?"

"મારી વાત ? અરે મુવાં અમે હવે પણતાં !"

"કેમ–કેમ મેમસાબ, નાખે જીભ કાંય લગારોછ ? બાવાજીએ પેલો કોઇ ચીકાસદાર બીલ્લુ શોધી કાહયોંછ તે તો જાણે તમે જાણુતાંજ નહીં–હેં ?"

ફ્રેનીએ સહેજ મીજાજથી ભવાં ચહડાવયાં.

"કોણ ? પેલો કોઇ આલી ફુઇનો કરી લીધેલો દીકરો છે તે ? બલા જાણે મારી ! તેને મેં જનમમાં જોયો નથી ને બાવા મને તેની સાથ પણનાવવા નીકળયાછ ! હમણા હમણા વરી એવણ એજ બોલ પકડીને બેઠાછ ! મુઇ એ તે કંઇ રીત છે !—"

"પણ ઘેલી ! એ ફ્રરદુન પ્રીંટર પાસે હવે ચીચોરા આવશે ફ્રેની ? એમ નખરાં શાની કરેછ—"

ફ્રેનીએ ખરે મને હવે છણકો કીધો.

"ચીચોરાને મુવાને શું આગ લગારે? એમ ઓંજ્યાં લગન થતાં હોશે? હું કંઇ ફ્રરદુન બરદુન સાથ પણવાની નથી–બાવાજીને મેં સાફ કેહી મુક્યુંછ."

"પણ ગાંડી—"

"ચાલ માથું ના ખા–બસ એવી ઘેલીચેરી વાત હું વધારે સાંભળવા નથી માંગતી. એમ ચીબો થાયછ તે જરા શોભતો નહીં!"

—:o:—

## પ્રકરણ ૨ જું.

—:o:—

### બ્લેગાર્ડ–નંબર વન!

શેહેંગાહીનાં નાનકીંગપેન રસ્તા ઉપર સાંજના સાતેક વાગતાનું ઝઝકલું એક નવજવાન પારસીના ગોરા ઉદાસ ચેહેરાપર ગમગીનીનો વધારે ઉંડો છાપ મારતું હતું. લગાર કાવલા બાંધાનો પણ ખાસ્સો સાડા પાંચથી પોણા છ ફીટ ઉંચો સીધો ટટણખાર ફ્રરદુન પ્રીંટર બત્રીસથી તેત્રીસ વર્ષની વયનો હશે. તેનું "કલીન શેવ" કરેલું ઉઘડતા સફેદ રંગનું સોહામણું મોઢું, તેની વીચારવંત આંખ્યો અને ચીલ્લેદાર કપાળથી ઓર વધારે દેખાવળું આજે બની રહયું હતું. પોતાના સાદા પારસી ડગલા અને ફેંટામાં ફ્રરદુન ખરેખર કોઇબી સામા ધણીનું દીલ પહેલી નજરે જીતી લે એવો દેખાતો હતો. નીચી મુડીએ અને ધીમા કદમે થોડોક છેટો કાપ્યા પછી સતરમી વખત તેણે પોતાનાં ખીસામાંથી એક ચીમરાઇ

ગયલું કાગળાયું પાછું ખેંચી કહાડયું.

તે એક અરજંટ ટેલીગ્રામ હતો.

| | |
|---|---|
| ફરદુન પ્રીંટર | આલીફુઇ તરફથી. |
| સ્ટૉક બજાર | હાંગકાંગ. |
| શેહેંગાહી. | |
| "એકદમ હાંગકાંગ ઉપડી આવ." | |

ફરદુન ચાલતાં ચાલતાં અટકી ઉભો અને પોતાનાં કમાણદાર ભવાં ચહડાવી તારના સંદેસા ગમ ધારી ધારીને જોયા કીધું.

"ડાસાંને એકાએક શું વાહરૂં આયું હોશે !" તે બડબડયો, "પરમ દહારે તો હું જવાનોજ ઉતો ને મેં કાગળમાં બરાબર લખયુંતું બી! પણ આય તાર આયોછ તારે તો કંઇબી અસાધારણ હોવુંજ જોઇયે. બીચારાં આલી ફુઇ! મને લાગેછ કે છેડાની શરૂઆત હવે થતી જાયછ. એક તો બેઉ આંખ નહીં મળે—કાને બરાબર સમજાય નહીં—ને તેમાં વરી હાર્ટ ડીઝીઝ! પુઅર ઓલ્ડ ગર્લ! મને આજનો આજ ઉપડી જવુંજ પરશે."

ટેલીગ્રામને પોતાના જમણા હાથમાં ડુચો ડાચી કરી નાખીને ફરદુને પાછું અહીંથી તહીં ઉંડા તુરંગમાં ચાલવા માંડયું.

"ડાશાંજી દહાડાબરીયાં છે. વખતસર નહીં જવશ તો વરી વાવડી ચશકી જશે ! નહી—નહીં, મેલ કે ગીયો ઝાહનમમાં—આરીસમાં હેરીસન આય વખત સંભાળી લેશે. શું

હોશે ? બીચારાં પટકઇ પરયાં તો નહીં હોય? મારી પર કેવી માયા ને મેહેરબાની રાખેછ! બીચારાં મારાં આલી ફુઇ! તેવણ વગર આજે હું કાંહ હોતે? હું એક માય બાપ વગરનો—નાવારસ–ભીખારી છોકરો ઉતો તાહરથી એવણે મારાં મુરંબી માયની જગા રાખી—મને પાળીયો પોશયો અને આજે મોટો માટીડો કીધો. જેટલું હું એવણને વાસ્તે કરૂં તેટલું થોરૂં છે. મારી સાથ મરાયછ–છુંડાયછ–રૂસાયછ, પણ પાછાં થોરા વારમાં જાંહનાં તાંહ! એક તો બીચારાં અથા તથા થઇ રેહયાંછ તેમાં પેલો બ્લેગાર્ડ——ઉંહ!"

ખરે મને કચવાઇને ફરદુને હવે બંને ખભાં ચહડાવ્યાં અને ડોકું છંછેયું. જાણે કાંઇ પોતાનાં મગજમાંથી નાખુશી અને ગુસ્સાનો ખ્યાલ ફેંકી દેવા માંગતો હોય તેમ તેણે મ્હોં મચકાવીને અધીરાઇથી માથું ધુણાવયું.

"વરી પાછો એજ જુનો રડનપાટલો હોશે. બેહેરામને બી સખ્ખે ખાતાં ગોસઇ નરેછ! ધાંખરીને એમ એ ફફરાવ ફફરાવ કરેછ, પણ તેથી પોતાના હકમાં કેટલું નુકસાન કરેછ તે એ સ્ટુપીડને ખબર નથી. એણીમેર વરી આલી ફુઇ છે. ખમશે તાંહ સુંધી ખમશે, પણ જો એક વખત ભેજાંમાં વાહરૂં આયું તો ભત્રીજાને તો શું પણ પોતાના સગા દીકરાને બી ઓવાર નીવાર કરી મુકવાને ચુકે તેવાં નથી. ઓહ–બેહરામ તાલુકદાર ઇઝ એ ફુલ! એક વેગેબોન્ડની જીંદગી ગુજારેછ તો ગુજારેછ પણ તે સાથે વરી પોતીકી ફુઇ સાથબી પાધરૂં રાખતો નથી. ગધ્ધો સમજતો નથી કે જે દાહરે હોશે તે દાહરે ડોશીની દશેક લાખ રૂપયાની પુંજીનો તે એખલો વારસ છે. કેહજે ગામમાં બેવકુફોનો ટોટો છે!"

નાખુશ ચેહેરે આટલો બડબડાટ જીવ સાથ કરી ફરદુન પ્રીંટર હાંગકાંગ ઉપડવા માટે ત્યાંથી સ્ટેશન ભણી નીકળી ચાલ્યો.

*   *   *   *

"કેમ બદલા, ફુઇજી કેમ છે? મને તાર કાંય મોકલ્યો?"

"માપર છે સાહેબ, જાવોની. બે દાહરા થયાં જરા સીક જેવાં લાગેછ. તમે આયા તો સારૂં થયું, ફરદુનજી શેઠ," ઘરના પુરાણા બબરચી બરજોરે પોતાના આ જવાન શેઠને જોતાંજ મળકાયલે મોહે જવાબ દીધો.

"પણ એવણ સારીકાની તો છેની?"

બરજોરે મ્હોં કુમળાવી સહેજ માથું ધુણાવ્યું.

"મને કંઇ રંગ સારા નહીં દેખાતા, બાવાજી. આજે કેટલા દાહરા થયા બાઇ બધ્ધાં સાથ ચીટાં શોખ્યા કરેછ. ને તેમાં પેલા બેહેરામજી હમણા આવેલા છે એટલે પુરાં—"

"બેહેરામ આવેલો છે? કાંહ, ઉપરજ છે કે?"

"હાજી—કેવારના બે જણાં પાછાં વીઝોરૂં લેતાં છે! જાવો. મને બાઇ પાંચ વખત પુછી ચુકાં કે તમે આયા કે નહીં."

એક બોલ વધુ બોલ્યા વગર ફરદુન બબ્બે દાંડીયે ભુસ્કા મારતો પહેલે માળે દોડ્યો. આલીફુઇનો પોતાનો ઓરડો દાદરને નાકેજ હતો. બારણું બંધ હતું, પણ અંદરથી ડોશાંનો ચીચવાટ ભર્યો કલ્લો ફરદુનને કાને સ્પષ્ટ પડ્યો. દમ રૂંધી ને તે થોડો વખત બાહેર થંભ થઇ ઉભો.

"જા નીકળ અહીંથી—હું બસ તાહરૂં કંઇ સાંભરવાની નથી. તારાં ફેળ બધાં મને ખબર છે. તું જાણેછ કે ડોશી અહીં આંખ ને કાન વગર ખાટલે પરીછ તે કાંહ જાણવા આવવાની ઉતી! પણ હું અહીં પરીપરી સારાં ગામની ખબર

રાખુંછ. સમજ્યો !"

"અરે પણ તમે તાહરે કહેવા શું માગોછ? શું તમારી આગળ રાત ને દાહરો અંહી ગોંધઇ રહીને શાહનામું વાંચ્યા કરૂં? ફુઇ, બુઢ્ઢાપાને લીધે તમારી અકકલબી જરા ઓછી થવા માંડીછ !"

બાહેર ઉભેલા ફરદુને બેહેરામ તાલુકદારનો આ તોછડો અહંકારભર્યો જવાબ સાંભળયો અને તેનું સદાનું તાબેદાર મીલનસાર લોહી ઉછળી આવ્યું. તોબી દમ મારીને એક મીનીટ વધુ તે ત્યાં થોભ્યો.

"હું તુને કહુછ, બેહેરામ તાલુકદાર," ફુઇનો પરગરો અવાજ આવ્યો, "કે તારી પોશાગીર જેવી જીંદગીની બધી વાતો મને ખબર છે. તું કાંહ કાંહ રખરેછ ને મારા પઇસાની આશાપર કેવી લફંગા મુછની જીંદગી ગુજારેછ તેની એકેએક વાત મારે કાને આવીછ. તે છતાં તું સાંજો ઉપરથી જાહરે હોયછ તાહરે મારીજ ઉપર ધસારો કરેછ? તું મનમાં શું સમજેછ? હું ઘરડી છેઉં—બોબી છેઉં—આંધરી છેઉ,—બેહેરી છેઉ—પણ મારૂં મગજ તારા જેવા સત્તર બદમાશોને ઠેકાણે લાવે એવું સાબુત છે. તું માહારા ભાઇનો છોકરો છે એ વીચારથીજ હવે મને શરમ લાગેછ. જા કહરા અહીંથી, ને ફરીથી મારી આગળ આવતો ના—મારાં બાસરાંનેબી તારી દરકાર નથી. મારી આગળ મારો હીરા જેવો દીકરો ફરદુન છે એટલે પછી મને શાની બીક છે? તે પોરીયાની જુતી સાફ કરવાનેબી તું લાયક નથી! તારી ઉપર થુંકવાબી હું હવે માગતી નથી! જા, બસ મારી આગળથી જા, નહીં તો માણસો પાસ ધકકા મરાવીને બાહર કાહરસ!"

બાપજી આવો ! ફુઇજી તો તદન તરીયાપાવ ને બે રેજાં પરજ આવી ગયાં હતાં. ફરદુન બસ ત્યાં અકડીજ ઉભો. નીશ્ચય કમબખત બેહરામે ફુઇજીને કંઇ ઘણુંજ ગુસ્સે થવાનું કારણ આપેલું હોવું જોઇયે. અરધી મીનીટની ચુપકીદી પછી તે ધણવણઘોરી ભત્રીજાજીનો અવાજ નીકલ્યો.

"માણુસો પાસ ધકકા મરાવીને બાહર કારશો! યેહ ! આજે તમુને થયુંછ શું ? તમારી આગરી ખીસી ગેઇછ ? કે નહીં તો પેલા સાલુ સુકાળીયા ફરદુને તમુને ચપટાં આપ્યાંછ ? મહીને દાહરે ધમ દઇને અઢીસો રૂપીયા ઝાંસોછ તે શું ભીખારીને ભીખ બીખ આપોછ કે ? વરી કાહરનો અખારા કરૂંછ તે છેકજ ફાંટાં ! એણા ગમ બેહેરામ તાલુકદારને તમે ઓળખતાં નથી, ફુઇ. તમારૂં મ્હોનું સંભાળીને બોલો, નહીં તો—આહ—"

"નહીં તો શું કરી લેશે, બેહેરામ ?"

આસ્તેથી બારણું ઉઘાડી ફરદુન ઓરડામાં પેઠો. પોતાના આ જવાન હમનબર્દની સામે કમ્મરે હાથ દઇને ઉભો રહી તેણે કરડે અવાજે ઉપલો સવાલ કર્યો.

જખમી થયલા ચીત્તાની પેઠે બેહરામ ઉછળ્યો અને ટસ ટસ થતે ડોળે ફરદુન ગમ ફર્યો.—

"યુ સ્કાઉનડલ !" તેણે ખુનખાર દેખાવે દાંત પીસ્યા.

પણ આણીગમ ફરદુન તદનજ ખાંડયો જાય તેવો પોચો હતો. તે એક જાતના દ્રઢ ઠરાવ સાથ કકડાવતો આલીફુઇના ભત્રીજાની અડોઅડ ગયો.

"એક અશકત બુઝોર્ગ બાઇ માણુસની સામબે તારી હુશીયારી ચલાવીને શું વાઘ મારેછ, બેહેરામ ? મારી સાથ

વાત કર."

બેહેરામના ડોળામાંથી આતશ ખરી પડતો હતો. તેનો ખરેખર દેખાવળો ચેહેરો ગુસ્સા અને ખેઝાલતને મારે રાતો ઠણુક થઇ આવ્યો. ખચ્ચીત બેહેરામ તાલુકદાર એક ખરેખરો હેંડસમ જવાન્યો હતો. ભરાવદાર ભવાં સાથ અને મરોડદાર મુછ સહીત તે કોઇબી છોકરીનું દીલ એકકી નજરેજ ચોરી લે તેવો હતો. જેટલું તેનું દીલ મેલું અને કદરૂપું અંદરખાનેથી હતું તેટલો તેનો લંબાચો ગોરો ચેહેરો બાહેરથી સોહામણો અને શોભીતો હતો.

પણ હવે જયારે પોનાના બચગીના સોબતી અને રમત્યાળ ભાઇની સામે તે દાંતો કચકચાવતો ઉભો ત્યારે તેનું મોઢુંબી બીહામણું ડરામણું બની ગયું.

"ફરદુન પ્રીંટર, તું મને શું કહેવા માગેછ? તુંને અહીં કોણે બોલાવ્યો? અમારી વચ્ચે પરવા તુને કોણ કહેછ?"

ફરદુનનું નામ સાંભળતાંજ આલીપુઇ ઝટાક મારીને બીછાણાપર ટટણખાર થઇ બેઠાં.

"ફરદુન–ફરદુન! આયો કે બા? અહીં આવ. તું કાંહ છે? મારી આગળ આવ. આય મુવો કાહારનો મને ચીચવાવેછ,"

ઝડપમાં ફરદુન તેવણની આગળ જઇ બેઠો અને ડોસાંને કોટી કરી તેવણનો એક પાતલો ખવાઇ ગયલો હાથ પોતાના બે હાથોમાં લીધો.

"પુઇ, શું છે? મને બોલાવી કાંય મંગાવ્યો?" તેણે મમતાથી પુછ્યું.

"દીકરા, તું આયો તે સારૂં થયું. આય દુકતો મને કાહરનો કુહુરાવેછ. એને પહેલાં અહીંથી કાહાર પછી આપરે વાત કર્યે."

બેહેરામ પોતાની મેળે ચાલી જશે એવી આશામાં ફરદુન એકાદ બે મીનીટ ચુપ ઉભો, પણ તેને બદલે તો તે ભત્રીજા-જીએ પોતાના ઇંગલીશ કોટનાં બે ખીસામાં હાથ ખોસી ઓરડામાં એક નાકેથી બીજે નાકે ચાલવા માંડયું. ફરદુનની હાલત કઢંગી થઇ પડી હતી. ગમે તેમ હોય પણ આખર કરે ને બેહરામ ઘેરનો દીકરો કેહવાય! ફરદુન જેવા એક પરઆધારે પડેલા, ઓશી-યાલો ટુકડો ખાતા માણસની સત્તા શું કે ફુઇના ભવીષ્યના વારેસ ને—ફુઇજીના સગા ભત્રીજાને—મકાનમાંથી ચાલી જવા કહે? બચપણથી ફરદુન અને બેહેરામ આલીફુઇની પનાહમાં સાથે ઉછરેલા હતા, પણ કાંઇ વરસો થયાં એ બે જણાઓ એક બીજાથી—જુદા એક બોકરાં અને વરૂની મીસાલ ખાસીયતમાં ઉલટા—નીવડયા હતા. ફરદુન બનતાં સુધી બેહેરામથી દુરનો દુર નાસતો—અને ફરદુને જોતાંજ બેહેરામને ધધરીને તાવ ચહડતો.

ઓરડામાં બે ત્રણ મીનીટની ચુપકીદી પંથરાઇ. અંતે ફરદુનનો નરમાશભર્યો સાદ પાછો નીકલ્યો.

"બેહેરામ, એ તુંને શું અવર સુઝ પડેછ—"

"ચુપ! માઇન્ડ યોર ઓન બીઝનેસ!" બેહેરામે એકદમ ચકરી ખાઇને કઠોર સાદે બુમ પાડી. "ફુઇનાં પાસાંમાં ભરઇને એ બધી ભટઇ તું શું કામ હાંકેછ તે મને બરાબર ખબર છે. તારા જેવા લાહુતી ભીખારડાઓની સલાહ મને જોઇતી નથી. ફરદુન, એવા તો કચ કંઇ બેહેલી ભગતોને હું પુરો પડેલો છેઉં! મારી સાંબે આય બુઢીના કાન ભંભેરી તું શું બાજી રમેછ તે શું હું સમજતો નથી કે? પણ ફરદુન, તુંબી બેહેરામ તાલુકદારને ઓળખતો નથી."

ફરદુન એક આંચકા સમેત ઉછળીને તતણખાર ખડો થયો

અને આલીફ્રુઇને છોડી પાછો પોતાના બચગીના સાથીની છાતી સામે જઇ ઉભો.

"તુંને હું ઓળખતો નથી? બેહેરામ, હાંગકાંગમાં આજે તુંને કોણ ઓળખતું નથી? હીચકારા,-દારૂડીયા-જુગારી-રખડેલ કુતરા, તુંને આજે સારૂં ગામ ઓરખેછ - માથાંથી તે પગ સુધી ઓરખેછ! મને દમ શાનો ભરાવેછ? હું તુંને સીધે સીધું કેહુંછ કે તું અહીંથી ચાલી જા-મને આલીફ્રુઇનો હોકમ થયોછ-અને આય ઘેર તેવણનું છે."

ફ્રરદુન એવા તો જુસ્સાથી અને ઉશ્કેરાયલા દેખાવે આ પ્રમાણે બોલ્યો કે બેહેરામબી એકાદ મીનીટ દબી ઉભો. બચ્ચીત ફ્રરદુનની આંખ્યો ધાસ્તીભરી દીસ્તી હતી.

"હા, આય ઘેર આલીફ્રુઇનું છે," બેહેરામે અત્યંત તીરસ્કારથી જવાબ દીધો. "ને કદાચ આલીફ્રુઇ પછી તારૂં થવાનું હોશે!"

"હા—હા, લાખ વખત એનું થશે!" આલીફ્રુઇ વચમાં કલ્લો કરી ઉઠયાં, "એ આજથી મારો દીકરો છે. એને હું મારી પઇએ પઇ આપી જવશ! તું મુવા ભસ્તે ગીયાને એક દમરીબી હું પુછવાની નથી. મેં તુંને અત્યાર સુધી ઘણી વખત સપોવી લીધો, પણ હવે જા—જઇને તારૂં કારૂં કર—જોઇયે તો જઇને કુવો પુર! દર મહીને તુંને હરીસો રૂપીયા આપતી'તી તેબી હવે હું બંધ કરૂંછ. તારે ગમે તે કરી લેજે!"

એકાદ બે મીનીટ પાછી ઓરડામાં શાંતી પંથરાઇ. થાકને મારે ઘરડાં આલીફ્રુઇ હાંફતાં હતાં, અને ફ્રરદુન તથા બેહેરામ એક બીજા તરફ છેડાયલા ગોધાની પેઠે ઘુરકતા હતા.

"આય તમારો છેલ્લો ઠરાવ છે કે, ફ્રુઇ?

"હા—એ તમારો છેલ્લો ને મકકમ ઠરાવ છે. તું મુવો મરી ગીયો દેવ મારૂંજ ખાઇને મારીજ બદગોઇ કરતો ફરેછ! હવે મારૂંબી માથું ટણકયુંછ. મુવો ભસ્તે ગીયો બધે ગામમાં કેહતો ફરેછ કે હું મેટ છેઉં! અરે મુવા—હું તારા જેવા પચાસને મેટ કરૂં તેવી ઐયર જેવી હજુન છેઉં———"

"પુઇ—પુઇજી! ચાલો હવે બસ કરો," ફરદુન તેવણુને પટાવતાં વચ્ચ પડયો, "હવે ઘણું થયું, પુઇજી—તમારી તબીયત પાછી બગાડશો જો!"

પણુ આલીપુઇ સાંભળતાં કયાં હતાં? તેવણુનો ઇસ્ટીમ તો ઠેઠ હડીસો ડીગ્રી સુધી ચઢી ગયો હતો. પાછો તેવણે તરારો કીધો—

"બેમરવત દુકતા! હું મારૂં વીલ કરાઉંછ ને બધું મારા ફરદુનને આપી જાઉંછ. તું મારાં ખાનદાનની એક એબ છે! ફરદુન, હવે તું એને બાહર કહારેછ કે નહીં? નહીં જતો હોય તો પોલીસને બોલાવીને એનું પાખરૂં તે લોકના હાથમાં આપ!"

"ઓહો! એટલું બધું! મી૦ ફરદુનજી, કદાચ તમુનેબી કંઇ વધારે ગાર ગલોચ કરવાની હોશે?"

ફરદુન નાખુશી અને કચવાટથી મ્હોડું કુમળાવ્યું. પુઇ ભત્રીજાના આવા કંકાશથી તે ખરે મને દલગીર થતો હતો. તેમાં આલીપુઇના પૈસાને લીધે પોતે કાંઇ નીચ બાજી ખેલતો હતો એવો બેહેરામે મેળેલો અસેમસેનો આરોપ તેને કડવો ઝેર થઇ પડયો હતો.

"બેહેરામ, હું તુને કરગરીને કેહુંછ કે તારાં પુઇ સાથ તું એમ બગાર ના કર. તું એવણુનો ભત્રીજો છે તો એવણુના

પૈસા તુંને મુબારક! મને તે નથી જોઇતા. તું અસલથીજ પાજી ને બીજાજી ગધેડો હતો ને પુઇએ તુંને ઘણો નીભાવી લીધો. પણ હમણા તું ખરેખર ઘણોજ વીખરી ગીયોછ. તારૂં નામ આજે હાંગકાંગમાં વાયદું થયલું છે. બેહેરામ તાલુકદારનાં કારાં ધોરાં જાંહ જોવ તાંહ મશહુર છે."

"જુઠું! જુઠું! બધી એ ખોટી નીંદા છે. મારા દુશમનો ખોટી બુમ ઉડારેછ——"

"તારો સઉથી મોટો દુશમન તું પોતેજ છે. તું કોણ કોણ ચંડાળ બ્લેગાર્ડોની સોબતમાં ફરેછ તેનાં નામની ટીપ મારી પાસ મોજુદ છે. પુઇજીના પૈસાની કુમકપર કરપીણ ફેલ કરી તેં કેટલાં કુટુંબોમાં શું શું ખરાબી કીધીછ તે સારૂં ગામ આજે જાણેછ. પણ જા—તું હમણા જા, ને હું તુંને પ્રોમીસ આપુંછ કે હું પુઇને હજુરબી સમજાવી લેવશ."

"બસ-બસ!! એ લબ્ભાસ મને જોઇતી નથી. આય ઘરડી મેટ ડોસીને તું શું શું સમજાવેછ તે હું સારી કાની જાણુંછ. પણ મારો હકદાર વારસો હું તુંને પચવા દેવાનો નથી. હરામખોર, ધાઇખોરા ચંડાલ! હું મારા વાજબી હકને વાસ્તે અંતની ઘડી સુધી લડશ. મેટ? હા, સત્તર લાખ વખત મેટ! હું બાપોકાર કહુંછ કે આય બુદ્દી-આંધરી-બેહેરી ધાંખરીનું મગજ ખીસી ગીયુંછ. હું ડાકટરોની સર્ટીફીકેટથી પુરવાર કરશ કે એ ઘેલી છે ને વીલ કરવાને લાયક હાલતમાં નથી. ને તું—તું એક હરડતો ગળેપડું ઠગારો છે. તુંને પુઇએ જનમથી પોતાને તાંહ રાખીને એક ચાકરડાની કાની ઉછેર્યો તેથી તું અમારા કુટુંબી પૈસાપર તરાપ મારી શકવાનો નથી. હું તારો જીવ લેવશ, ફરદુન! હું હમણા જાઉંછ,

પણ તારી સંભાળમાં રહેજે !"

તેજ ઘડીએ બેહરામ તાલુકદાર ઓરડો છોડીને ધસારા-બંધ ત્યાંથી ચાલી ગયો. ગયો તો ઠીક થયું—એક પળ જો વધારે વાર તે ત્યાં થોભ્યો હતે, તો વગર શકે કાંઇ નવું જુનું થઇ ગયું હતે.



## પ્રકરણ ૩ જું.

—:o:—

### લક્ષ્મીનો ટીલો.

બેહેરામની પીઠ ફરી કે થોડોવાર દમ ખાવા ફરદુન મારી આગળ જઇ ઉભો. ફુઇબી બીછાણાની ઉપર સીધાં ને સીધાં ટટણખાર બેસીજ રહયાં. ડોશીના ચેહેરા ઉપરથી લાગતું હતું કે જો આંખ તેવણને યારી આપતી હતે તો બેમરવત બેહેરામની પછવાડે દોડી જઇ ચીડનાં માર્યા તેના ડોળાજ ખેંચી કહાડતે.

થોડોકવાર ચુપચાપ બેસી રહયા પછી અંતે તેવણે એક ખંખાર માર્યો.

"ફરદુન, છે કે ગીયો બા ?"

"નહીં, ફુઇજી, છેઉં."

"ફુઇજી નહીં—આજથી મને માયજી કરીને બોલાવજે. હોરોઆવ—મારી આગળ આવ. મરૂંરે—મરૂં, તું તો મારો હંમેશનો શીયાણો કહયાસરનો દીકરો છે. પેલો કારમખો કહરાયો કે ?"

"હા, માયજી."

"એ મને હમણા આવીને કેહવા બેઠા, ફરદુન, કે—'મને હમણા ને હમણા પાંચ હઝાર રૂપીયા જોઇયેછ.' મેં જરાક ના કહયું તે બસ ગોધયારૂં કરી મુકયું. જાણે એના બાપનું કંઇ મારીપર દાપું હોયની! પછી મેંબી છેરઇ—ને કેહયું કે એક દોહોરયુંબી નથી આપવાની, શું કેહેછ? તાહરે મુવો તો આસ્તે રેહીને મને કેહજે હું તમુને મેટહાઉસમાં નખાવશ! જો એ દુકતો મારી આટલાં વરસની ભલઇનો બદલો આપેછ તે!"

"છટ, એવા નાદાન પોરીયાના પટપટારાની દરકાર ના કરો, પુઇજી."

"વરી 'પુઇજી' કરીને કહ્યું કે? પણ ફરદુન, તુને શેહેંગાહીમાં ચાકરી મળીછ તે શું પગાર મળેછ?"

"બસો રૂપીઆ."

"બસ તે કાલ ને કાલ તારા સાહેબને ચીઠ્ઠી લખીને ચાકરી છોરી દેઇને મારી સાથે અહીંજ રેહજે—જી ભરૂં તું પાસે હોયછ તાહરે મને ઘણીજ હીમત આવેછ."

ફરદુને મુછમાં હસીને આ પોતાનાં ભલાં બુઝોર્ગ વાલીના ચીમળાઇ ગયલા ચેહેરા તરફ જોયું.

"માયજી, એમ આખાખાઉની કાની ઘેરમાં ભરઇને બેસી રેહતાં તો મને નહીં પરવડે. હું આઠ દાહરે પંદર દાહરે શેહેંગાહીથી તમુને મળવા તો આઉંછ કેની?"

"હા, પણ તે બસ હવે તું અહીંજ મારી પાસે રેહ, દીકરા—મને તારૂં ઘણું કામ છે. હવે બધા મારા પૈસા મીલકતપર દેખરેખ રાખનારૂં બીજું કોણ રહયુંછ?કાલ ઉઠીને ચપ દેઇને હું મરી જાઉં, તો પેલો મરી ગીયો દેવ બધું ઘાઇ

પરે. હું વીલ કરવા માંગુંછ, ફરદુન—ને તુને મારો વારસ—"

"એ વાત આપણે પછી કરશું. માયજી—ચાલો જરાક અરેટઇ ઉઠો કે હુશીયાર થઇ જાવો."

"નહીં, હવે અરેટાવા બરેટાવાનું કંઇ નહીં. એમ વચમાં પચાત ના કર્યા કર, દુકતા; હું કેહુંછ તેમ કર—તારી ચાકરી છોરી દે—ને હીંદુસ્તાન મારી સાથ જવાની તઇયારી કર."

"હીંદુસ્તાન?"

ફરદુન ચમકીને ખડા થઇ બેઠા અને ધાસ્તીને મારે આલીપુઇનું કોડું ટીકવા પડયો. ખરેખર બીચારાં પુઇજીનું ભેજું પોચું પડવા માડતું હતું કે શું? આંખ નહીં—હાર્ટ ગેપ થયલું—ને એવે ખડખડ પાચમ અવતારે હીંદુસ્તાન કયાં જવા નીકળ્યાં?

"હા, ફરદુન, હું જેમ બને તેમ જલદી મુંબઇ જવા માગુંછ. મને તો બા હવે અહીં રહેતાં બીક લાગેછ. પેલો ભસ્તે ગીયો મારો ભત્રીજો મને કાલે મેડહાઉસમાં પુરે તો તું મને છોડવવા આવવાનો ઉતો કે—હરવાયા?"

ફરદુન હવે ધીમેથી હસી પડયો અને પુઇનો લેવાઇ ગયલો હાથ પોતાના હાથમાં લઇને પસવારવા લાગ્યો.

"તમે ઉશકેરણીને મારે આજે અમથા અમથા વીચારો મનમાં લઇ જાવોછ. પેલા નાદાન—હુલ્લડ—બુઝખનો બોલવાનો જરાબી મુજાકો ના કરો. માય. એવો સુકંઠા દમ તો એ આપુને સત્તરસો વખત આપી ચુકોછ. હું જાંહ સુધી છેઉં તાંહ સુધી તમારા બાલનેબી એ ઇજા કરી શકવાનો નથી. આપણે કાંઇ વરસો થયાં અહીં રહેલાં હવે મુંબઇ કાંહ જાય! નહીં—નહીં, શેહેંગાહીની મારી હીરા જેવી ચાકરી છોડવા તો

મને નહીં ગમતી.''

પુઇને ફરદુનનો આ જવાબ કાંઇ ઘણો ભાવ્યો હોય એમ દીસ્યું નહીં. સેહજ થોબરો ચહરાવીને તેવણ કાંઇ વીચારમાં મુંગાજ બેસી રહયાં.

''ચાકરી છોડવા નહીં ગમતી? ઉંહ! શેહેંગાહીમાં કંઇ બાણ ડારેલી હોશે? ઘડી ઘડી તાંહ દોરી દોરીને જયા કરોછ તે શું છે, ફરદુનજી બા! મરેરે. આજકાલના પોર્યાઓથી તો હાથ જોરયા!''

ફરદુને ચકીત થઇને ડોળા ઉંચાડયા.

''એ તમે શું બોલોછ. માયજી? મને કંઇ સમજ પરતું નથી.''

''ચલ, ચલ–હુકતા! એ તારાં ફેલ અહીં નહીં ચાલશે! તું જાણે કે બુઢ્ઢી ડોહી કંઇ સમજતીજ નથી–હેં લુચ્ચા? શેહેંગાહીમાં કોઇ વરી ચીલીમચાલાક પંખેરૂં મનમાં ધારી મુકયું હોશે–તેથી તમે કાકા દોડી દોડીને તાંહ જવોછ–બીજું શું?''

ફરદુનથી પાછું હસાઇ જવાયું.

''નહી. પુઇ, હજુ સુધી તો કોઇ ધારી નથી મુકી. મારા જેવા અડુમડુને પણવા કોણ તઇયાર થવાનું ઉતું? આપુને ઘેર ભલું કે આશીસ ભલી. એક તો વરી દોલતમાં કીરાબી ઘણા પડે કેની તે નવી ઝુસરી માથે ઉંચકી લેઉં! નહીં માયજી, પણવાનો વીચાર મેં હજુર વેર કીધોજ નથી.''

''પણ હવે કરવો પરશે, દીકરા—મારી આંખ વીચાય તેની અગઉ કોઇ મજાની–ઘેર શોભઇતી–મારી ખાત્રીની છોકરી સાથ તારૂં ગોઠવીને જવા માગુંછ. જો ફરદુન, કંઇ વરસોથી મેં

મેરવાનજી કાંગાને કેહી મુકયુંછ કે જાહરે હોશે તાહરે તેવણુની ફ્રેની—"

"બસ–બસ, વરી પાછો શું એ જુનો રડન પાટલો લઇને બેઠાં;"

"નહીં દીકરા, મારી ઘણી ખુશી છે. મેરવાનજી મારા દુરના સગા થાય, પણ આજે સોલ વરસની વાતપર આપરે એ લોકથી સુરતમાં છુટાં પરયાં તેની અગાઉ કંઇ વરસો સુધી ભાઇ બેન તરીકે સાથે રહેલાં. તે વખતે ફ્રેની પાંચ છ વરસની હોશે, ને રમકડાં સરખી નકરી મડમની પોરી જેવી ગોરી ને મટમારી ઉતી. એ દુકતીનું મોહનું તુંને હવે ધ્યાનમાં નહીં હોશે. કાંહથી હોય? તે વખતે તું તરતનો મારે તાંહ રહેવા આવેલોને તુંબી ઓજીઓ ગુઠણ જેટલો છોકરો ઉતો. તું ઇચ્છાપોરથી આયો કે છએક મહીનામાં તો આપણે હાંગકાંગ ઉપરી ગીયાં, મરે, જાણે થોડા દાહાડાપર બન્યું હોય તેમ મને તો બધું યાદ છે! નાહલ્લી ફ્રેનીના મોહનાંનો કલ્લો હજુર હું વીસરી નથી. હમણાં તો તે પોરી એકવીસ બાવીસ વરસની પરી જેવી ખુબસુરત થઇ હોશે. જો ફ્રરદુન, એ છોકરીની મેં ઘણી તારીફ સાંભરીછ. હું તુંને મારા બધા પૈસા ટકા આપી જાઉં, તો તુંને મારી ખાત્રીની એક બઇરીબી આપી જવાનો શું મને હક નથી? બોલ, મુંગો કેમ થઇ ગીયો–મને પાધરો જવાબ દે."

ફ્રરદુન શુ જવાબ દે? તેનાં મોહો ઉપર ફ્રરી વળેલો નાખુશી અને નાપસંગીનો છાપ બીચારાં મોતીઆથી પીડાતાં આલીપુઇ કયાં જોવા ગયાં હતાં?

"માયજી, તમે બોલી રેહયાં" તેણે ગરમાશથી કહયું.

"જો, સાંભરો—એ વાત કોઇ કાલે બનવાની નથી. એમ સગ-વડનાં ચોકઠાં અલ્લઇ ટપ્પે બીજાઓના હાથે ગોઠવી દેવાય તે વીચારથીજ મને કમકમાટ છુટેછ. પેહેલાં તો હું તમારા બધા પૈસાનો એખલો વારસ થવા માંગતોજ નથી—હું ખરી મન-શનીથી તે તમુને કેહુંછ. ગમે એવો ભુંડો છે પણ બહેરામ તમારો—·——"

"બસ, તે મુવાનું નામ ના દે."

"તમે તમારા પઇસાનો ગમે તેવો ફ્રચો કરવાને મુખત્યાર છેવો, માયજી,—ને વીશે આપરે પછી ધીરજથી વાત કરશું. પણ તેટલાં આય ફ્રેનીને વાસ્તે તમે મારો ઠરાવ એક વખત પાછો સાંભરી લેવો. મેં તમુને કેટલી વખત સમજાવીને કહયું કે એ છોકરી કેવી છે તે હું બીલકુલ જાણુતો નથી—તેના વીચારો શું છે તેથી હું તદન અંજાણ છેઉ-તેનો ફોટોગ્રાફ વટીક મેં જોયો નથી———"

"મેં ઘણી વખત મેરવાનજીને લખ્યું, પણ એનેબી તારી માફકજ ઘેલાપણું લાગુંછ—એબી હરવઇ ગેઇ કોઇ દાહરે કેહજે. સબી પરાવતી નથી! મુવાં કોતકજ તો!"

"ગમે તેમ હોય, માયજી, પણ એ વીચાર તમારા મનમાંથી કાહરી નાખજો. એ તમારી ફ્રેની આસમાનપરની પરીબી હોશે—પણ મારો હમણા પણવાનો વીચારજ નથી. ચાલો હવે હું જાઉં?"

"નહીં, ઉભો રેહ, ફરદુન, એમ નાહસાનાહસ ના કરી મુક. એ ફ્રેનીની વાત હમણા પરતી મુક. મારી ખાત્રી છે કે તું એ છોકરીને નજરે જોશે તાહરે તાહરો વીચાર બદલશે. હવે દીકરા, આપરી પેસેજનું નકકી કર—મારા મ્હોંનાંમાંથી એક

બોલ બાહર પડીયોછ તે હવે હું ફરીને બેસવાની નથી. અહીંથી આપરે જેમ બને તેમ જલદીથી જતાં રહીયે એવી મારી ખુશી છે. આપરે મુંબઇ જતાંને વારજ હું મારૂં વીલ કરાવશ--"

"પણ ફુઇ-માયજી------"

"ચુપ! હવે તકરાર નહી જોઇયે. હું બેહેસ્તીના સોગંદ ખાઇને કહુંછ કે મેં મારો છેલ્લો ઠરાવ કરી મુકયોછ. જા, નીચે જરા ચાહે પાણી કરીને પાછો આવ-પછી મેરવાનજીપર એક કાગળ લખાઉં."

ફરદુને એક ઉંડો શ્વાસ ખેંચ્યો અને પછી વીચારવંત ચેહેરે ત્યાંથી ઉઠીને નીચે પોતાના ઓરડામાં ચાલી ગયો.

—:o:—

## પ્રકરણ ૪ થું.

—:o:—

## આવે છે, આવે છે, આવે છે—દસ લાખનો એક પરણવા લાયક છોકરો!!

તમને ઘણી તરદી પડેછે-પણ દલગીર છું. હાંગકાંગથી ઢેકેલા ખાતા પાછા ગીરગામ બેકરોડ ઉપર મુંબઇ ચાલવું પડશે. એક કથા લખનાર સાથ કામ પાડયું તો પછી એમજ તો!

ઉપલાં પ્રકરણમાં વર્ણવેલાં આલી ફુઇ અને તેમના પાળક દીકરા ફરદુનની ગોફતેગોનેબી દોઢ મહીનો વીતી ગયો. એક દહાડે સવારે જ્યારે ચીનના મેલની અંદર એક ન ધારેલો કાગળ મળ્યો ત્યારેજ મેરવાનજી કાંગાએ મોટા ગભરાટ અને અકળાટ વચ્ચે જાણ્યું કે તેવણનાં પુરાણાં ચીચોડાવાલા ઓળખીતાં બાઇ પોતીકા નવા જુવાન કુંવારા વારેસની સાથે સર-

ભોગ હાંગકાંગથી ચાલી આવી મેરવાનજીનાં ઘરમાંજ ધામો નાંખવાનો કસદ કરતાં હતાં.

કેકુ જમવાના ઓરડામાં 'જામે' લઇને સોફાપર પડેલો હતો. અને ફ્રેની ચાનાં પ્યાલાંઓની સાથ ગુપચુપ પોતાનું હાણ્યા કરતી હતી. તેટલાં એકાએક મેરવાનજી કાંઇ અજબ જાતના ઉશકેરાયલા દેખાવે ત્યાં ચાલી આવ્યા.

"છોકરાંઓ—અહીં છેવો કે? આલીફુઇનું આય કાગજ આયુંછ. લખેછ કે બીજા પંદરેક દહાડામાં એ લોક આપણી તરફ આવવા નીકળી પડશે."

કેકુ મુછમાં સહેજ હસ્યો.

"વારૂં પણ તેથી શું થયું, બાવા? એટલા બધા એક્ષાઇટ કાંય થઇ જાઓછ?"

મેરવાનજી કાંગા ધપ દેતા કે એક ખુરસીપર બેસી ગયા અને પોતાના હાથમાં પકડેલું ચારેક પડનું કાગજ ઉંધાડી પાછું અંદર મુકું બોલ્યું:—

"બુઢ્ઢાંજીને એ શું ફાંટો આવી ગીયો હોશે? આલીફુઇ ને ફરદુન બેઉ જણ આપણે તાંહજ આવવા માંગેછ! જો, એવણ શું લખેછ—સાંભરો:—

**"આય કાગજ હું ફરદુન પાશ લખાઉંછ, તમે જાણોછ કે મારી આંખે તો બીલકુલ આવતું નથી. ઘણાં મજબુત કારણોને લીધે હાંગકાંગ છોડી કેથે દુર નીકળી જયા વગર મને ચાલે એમ નથી. બીજા પંદર વીસ દહાડામાં અમે તમારી તરફ આવવા ઉપડશું અને તારથી જણાવશું. ખોદાના હોકમથી પૈસા ટકાની મને વાણ નથી આપણી જુની ઓળખાણ અને સગઇ જોતાં હું ને ફરદુન થોડા દહાડા પેહેલાં તમારે તાંહજ ઉતારો**

લેવા માંગીયેછ ને આશા છે કે એટલી બેઅદબી માફ કરશો. 'ચ્છી ધીરે સાંસતે ફરદુન મારે સારૂં કંઈ લાયક ઘર શોધી કાહાડશે.

હું તો હાર્ટ ડીઝીઝથી તદન હેરાન છેઉં ને કાનેબી હવે જરા સંભરાતું નથી. પણ એક ઘરડી ડોસી માથે પડશે એમ બીહતા ના. મારો દીકરો ફરદુન તમુ લોકને જરાબી ભારી પડવા દેશે નહીં. કોઈ મારી આગળ રેહ ને બરાબર મારી ચાકરી કરે એવી મેહેનતું ચબરાક પારસીની છોકરી ધ્યાનમાં હોય તો તમુને વાજબી લાગે તે પગારે મારે વાસ્તે રોકી રાખજો. મારી દીકરી ફરેની તો અલબત મારી આગળ ને આગળ રેહશે પણ તેની પાસ હું બધો ઘસરબોરો કરાવવા માંગતી નથી."

મેરવાનજી કાંગાએ તે કાગલનો આટલો ભાગ મોટેથી વાંચ્યો અને પછી ઘવડખવડમાં પડયા.

"કેમ સાંભર્યુ કે? આય વરી તદન નહીં ધારેલું થઇ ગીયુંછ! ઉઠની, કેક, પડેરાની કાની અરડાયા શાનો કરેછ? તું તો જરા પેટમાંનું પાણીબી હીલવતો નથી,"

કેકુ આસ્તેથી હવે ઉઠયો.

"બાવાજી, તમે મારી પાસે શું કરાવવા માગોછ? આલીફુઇ આવેછ તેમાં હું શું કરૂં? શું નાચું કુદું?"

"ખરેખર, બાવા! તમેબી આજે એમ શું ઘરચકરીનાં પરીયા! મરેરે—જાણે કોણ કોઇ પ્રીનસેસ ઓફ વેલ્સ આવતી હોય તેમ શું કરોછ જો?"

બન્ને છોકરાંઓની આવી બેપરવાઇ મેરવાનજીબાને કાંઇ ગમતી ન હતી. હમેશનાં આકરાવીકરા સ્વભાવ પ્રમાણે તેવણુને બસ ચટપટ થયા કીધી. આલીફુઇ તેવણુને ત્યાં રહેવા આવે!

દશ લાખની માલેકણ! તેવણનો પેલો વારસ ફરદુનજી સાથે આવે! અને તેબી આય બે અડુખરાંઓ ઠંડે કલેજે મજેહથી બેસી રહે! છટ! તેવણે નારાજીથી મ્હોં કુમળાવ્યું.

"ફ્રેની-ફેક, તમે બેઉ જણુ ઇડીયટ મુવાંછ! આલીપુઇ પાસ દશ લાખ રૂપીયા છે-દશ લાખ! ને સઉથી વધારે અગનનું શું? જો-સાંભર ફ્રેની, એમ વરી ઘણી હુશીયારી ના કર્યા કરઃ—

"અને છેલ્લે લખવાને જરૂરનું ધારૂંછ કે મુંબઈ ઠર પડતાને વાર પહેલું કામ હું એ કરવાની છેઉં કે મારી તમામ દોલત મીલકતનાં એકલો વારસ મારા ભત્રીજા બેહેરામ તાલુકદારને મેં સદાનો ઓવાન નીવાર કરી નાંખ્યોછ—તેનું કારણ હું આવીને મહોડે મહોડું કેહવશ. એ બેમરવત દુકતો મારે મનથી હવે મુવેલો છે."

ફ્રેની ઝીણે સાદે હસી પડી.

"મરેરે! ડોસાં તો કોઇ ખરેખર મુવાં ચાકલેટજ દેખાયછ!"

મેરવાનજીનાં કપાળપર ચીલ્લો ચહડયો,

"ચાકલેટ! તારા જેવી પચાસને ચાકલેટ કરે તેવાં છે. આહ-ફ્રેની, લક્ષ્મી આપરે તાંહ ચાંલ્લો કરવા આવેછ ને તું એમ ઠંડા માટલાંની કાની વાત કરેછ તાહરે મારૂં ઘણું પાકી જાયછ. ફરદુન પ્રીંટર તેવણની સાથે આવેછ અને એનીગમ ડોસાંની આંખ વીચઇ કે એ દશ લાખનો ધણી થશે. એને સુરતમાં આપણે છેલ્લો જોયો તાહરે એ તેર ચઉદ વરસનો નાલ્લો પોર્યો ઉતો. યાદ છે કે? તાહરે ઘણો સોહવામણો ને

ગોરો અંગ્રેજના છોકરા જેવો ઉતો. હમણા કોણ જાણે કેવો થયો હશે! સોલ વરસ! ઓહો! સોળ વરસમાં માણસ કેટલું બદલઇ જાયછ! કેક, તુંને એક નવો ફ્રેન્ડ મળશે—"

"ને કદાચ વરી એક બંધેવીબી મળશે!" કેકુએ મુછમાં હસીને ટાપસી પુરી, "સારૂં છે કે પેલી ડોસીની ટીકરી ગેપ છે, નહીં તો મને જોતાંજ ચીસ પારતી કે પાછી હાંગકાંગ નાહસી જતે! પણ હું એમ પુછું, બાવ, કે એ આલી ફુઇ એમ કોઇ પારકાના છોકરા પર કાંય ખુરબાન થઇ ગીયાં હોશે?"

"આલીફુઇની એક ઘણીજ જીવેજાનની પુરાણી સઇનો એ ફરદુન છોકરો થાયછ," મેરવાનજીએ ખોલાસો કીધો, "એ પોર્યાનાં માય બાપ એને તદન રખરતો એક પઇ વગરનો ના-વારેસ મુકીને ગુજરી ગીયાં ને આલીફુઇએ એને પોતાનો પાળક કરી લીધો. તાહર પછી હાંગકાંગથી આલીફુઇ મને અવારનવાર લખતાંતાં તેપરથી હું ધારૂંછ કે ફરદુન ઘણો મજાહનો સારો છોકરો નીકલ્યો ને ડોસાંની મેહેરબાની તેની ઉપર વધતી ગઇ. અધુરામાં પુરૂં તેવણનો ભત્રીજો વીટીપરનું નંગ નીકળ્યો ને બુઢ્ઢીને દાંતમાં ખાસરૂં આપવા માડ્યું—એટલે ફરદુનનાં નસીબે જોર માર્યું. વાંચ્યું કેની એમાં શું લખ્યુંછ તે?"

કેકુએ ચુંચી આંખ કરી ફ્રેની ગમ જોયું. નીચી મુડીએ એક બોલ બોલ્યા વગર પ્યાલાંમાં ચા રેડવાનાં કામમાં તેણી કયારની ખુબ મશગુલ હતી.

"બાવાજી," કેકુએ પાછી ચીંગારી મુકી, "ફરદુનનો કંઇ ફોટો બોટો નહીં મળે કે?"

"અરે નહીં રે–તેજ પીરા છે તો! એ ગધેરોબી આય ફ્રેનીની કાની માથાંમાં વાહરૂં લઇ બેઠોછ કે કોઇ દાહરે સબી પરાવવીજ નહીં! એક જાતનું ઘેલાપણુંજ તો? પણ આલી ફુઇનાં કાગજોમાં થોરા વખતની વાતપર કંઇ વરણુન આયું'તું તેપરથી હું સમજી શકુંછ કે એ મજાહનો ઉંચો સોહવામણો હોવો જોઇયે. દાહરી બાહરી કંઇ રાખતો નથી."

"ને પેલા બેહેરામજી? તે ચાન કેવા છે?"

"ખોદાય જાણે! બાપ જનમમાં મેં તેનેબી જોયો નથી. એ લોક સુરત ઉતાં તાહરે બેહેરામ આલીફુઇજી સાથે નહીં રેહતો'તો—ને ડોસાં તો પોતાના ભત્રીજાને વરે કોઇ દહારો એક આંકરોબી લખતાં નથી. પણ બેહેરામને કાંહ સેકો તાણેછ? સીધી ભાઇ, ચાંદ દેખો–તો આપસે નજર આયગા. કેમ ફ્રેની, તું કંઇ બોલતી નથી?"

ફ્રેનીએ અચબુચ પોતાનું ડોકું ઉંચું કરી ખુશ મીજાજે પોતાનાં બે કમાનદાર ભવાં ચહડાવ્યાં.

"શું બાવાજી? મને કંઇ કહેવોછ?"

"મકુંજે કંઇ બોલતી નથી? આવો અગતનો બનાવ બનેછ ને તું મુંગી મંતર કેમ?"

"એ તમે બેઉ જણા તાહરના શાની વાત કરોછ? હું તો એક બોલ સમજી નથી," તેણીએ સહેજ હસીને કહયું.

મેરવાનજીએ એકાદ પળ પોતાની લાડકી એક પુરી પુત્રીના ચ્હેરાગમ ધારી ધારીને જોયું, અને પછી ઉઠીને તેણીની આગળ ગયા.

"મારી દીકરી, તું તો ડાહી છે—જો હવે મને નારાજ ના કરતી, અને ખોટાખોટા ધખારા રાખી બધું કામ બગારતી

ના. ડોસાં તારે નામે કુરબાન છે–ફક્ત પેલા ફરદુનને પહેલેથીજ ભડકાવી ના મુકતી એટલે બસ—"

ફ્રેનીના હોઠોપર તીરસ્કારનું સહેજ હસવું ફરી વળ્યું. તેણીએ હાથમાંની કીટલી એક બાજુ મુકી દીધી અને કમ્મરે બે હાથ ટેકવી પોતાના પીતાની સામે ઉભી.

"બાવાજી, હું શું કંઇ મીનનું પુતલું કે પથ્થરનું બાવલું છેઉં કે તમે મને દશ લાખ રૂપીયાની કીમતે વેચવા નીકળ્યાછો! એ તમે શું કેહવા માગોછો? શું તમારે માથે એટલી બધી પરેલી છેઉં કે રોજ ઉઠીને એકનું એક મુવું માથાં દુખણુ કર્યા કરોછો?—"

"અરે–જો–વરી એમ ચેરી થઇ કે?"

"ચેરી શાની? તમુને કાલાવાલા કરીને—પટાવીને–સમજાવીને આટલું ખતી ખતીને કેહુંછ કે કોઇ જેબી પેહલો ચીકાસદાર બીલ્લુ આપરા સપાટામાં આવે તેને ગરે તમે મને બોરવી દેવા માગોછ તે મને પસંદ નથી–પણ, બાવાજી, તમારાં ભેજાંમાં તો કંઇ ઉનરતુંજ નહીં! હું તો હવે તકરાર કરતાં બી કંટાલી ગેઇ! ઉલટું તમે લોક એમ બોલી બોલીને એવું બધું કચુબર કરી નાંખોછ કે ઉલટું એમે બેઉ જણાંને ભારી પડી જાય. એ ફરદુન પ્રીંટરને હું પણવાની નથી, બાવાજી—આય બોલ્લે બોલ્લું કેહી મુકુંછ. એને એટલા બધા પૈસા મલ્યા ત્યારે તો હવે નહીંજ! જો એ ગણત્રીપર તમે આતપ્રુઇને આપરાં ઘેરમાં રાખવાના હોવો તો સુજમાં રોજ ખોલશો! એ ફરદુનમાં જો જરાબી અકકલ હોશે તો તે પોતેજ એમ એકદમ મને જોયા જાયા વગર મારી સાથ પણવા કબુલ થશે નહીં. શું તેની જનરમાં હું એટલી બધી હલકી પરૂં? તેની પાસે દશ લાખ

રૂપીયા હવે આયાછ તેથી રજરતી પીજારડીની કાની આંખ વીચીને હું તુટી પરીછ એમ શું હું તેને ને ગામને જણાવું? એમ થાય તો મારે વાસ્તે તે પોતે શું વીચાર બાંધે? લેવો, હવે ચાહે પાવો ને કંઇ બીજી શાન સોગતની વાત હોય તે કરો."

ફ્રેનીનો આ ધડાકો સાંભળી કેકુ તો બેચી ખજવાળતો ઓરડામાંથી સટકીજ ગયો. તે બરાબર જાણતો હતો કે તેની હમેશની તાબેદાર, મીલનસાર બહેન જયારે છેડાતી ત્યારે ભલા ધનેતરનોબી સરોપરો રાખતી નહીં હતી. મેરવાનજી બીચારા ખસ્યાણા જેવા મુંગે મોઢે ચાના શરૂકા મારવા પડયા. ચા પી રહીને અંતે તેવણે પાછું ચલાવ્યું.—

"વારૂં પણ હવે તું આય આલીફ્રુઇની આગળ રહેવાવાળી કોઇ પારસણનું કેમ કરેછ?"

"એક આયા રાખોની વરી, પારસણ કાંહ શોધવા જઇયે?"

"અરે નહીંરે—ડોસાં ઘણા ધરમી સકરમી મુવેલાં છે ને બધું ચોખ્ખું પાખ્ખું જોઇયેછ! તું એક કામ કર, ફ્રેની—પેલા ભીખાદારૂ બામજીની મીઠુ છેની તેને કાંય નહિ પુછતી? તેનો બાપ મને બે તણ વખત કેહી રહયો કે કોઇ સારાં કુટુંબમાં પોરીને ચાકરીં મળે તો તે મોકળવા તઇયાર છે."

"મરેરે! મીઠુનાં માથાંમાં એવી રાઇ છે કે આવી ડોસીડગરીનું ગધ્ધઇ વહીતરૂં કરવા કબુલ થવાની છે કે? એ મીઠુ ને તેનો બાપ ભીખાજી બી હાંગકાંગથીજ થોરો વખત થયા આયાંછ જો, બાવાજી."

"હા તેથીજ હું કેહુંછ કે એ લોકો આલીફ્રુઇને ઓરખતાં હોવાં જોઇયે. આજ સાંજ બાંજના જરા જઇને પુછી

તો આવ—પગારનું પછી આપરે નક્કી કરશું."

"વારૂં—હું પુછી જોવશ, પણ હું નહીં ધારતી કે મીઠુ કબુલ કરે. એ મુઇનાં નાખમાં કંઇ થોરી ગંધ નથી."

—:o:—

## પ્રકરણ ૫મું.

—:o:—

"પ્રીત કા વાયદા કરકે, પીયા
તુંને પ્રીત લગાના છોડ દીયા,
મેરેસે અંખીયાં ફેર લીયા—
તુને ઇશ્ક લગાના છોડ દીયા."

"મરેરે રોગ જાણે! આજે એ વરસાદને ઘેલું લાગુંછ? પરવાપર આવેછ તે મુવો મેટની કાની પરયાજ કરેછ. બાવા, તમેબી જરા મહોંનું હસ્તું રાખોની તો—એક તો ઘેરમાં ગોંધઇ રહેતાં જીવ ઉકરી આવેછ તેમાં તમે એવું બરીયું એબદસા જેવું ડાચું કરીને બેસોછ તાહરે પુરો મુવો ઉકલાટ થાયછ! ઉંહ, કાહરે એ બંધ થશે! બધો ઓરડોબી ધોવઇ ગીયો!"

ખુબ ખળભળાટથી આટલા સખુનો ઓચરી તે જવાન છોકરીએ જોરમાં બારી અફાળી બંધ કીધી અને પછી રૂતુના ગુમાસ્તાની સાથે ગોયા રૂસાઇ ગઇ હોય તેમ થોભરો ચહડાવીને પાછી પોતાની ખુરસીપર હાથનો થેભો દઇને બેઠી. તેણીનો બાપ ભીખો બામજી પોતાની બેઠ્ઠી દાઢીમાં આંગળાં ફેરવતો રહી ચુંચી આંખ્યોએ સઘળું જોયા કરતો પોતાની જગ્યાએ મુંગો ગગડીજ રહયો હતો.

કમબખ્તી લાગી હોય તો બોલે કે! તેની એકપુરી દીકરી મીઠુને શું તે બરાબર ઓળખનો ન હતો? ઓહો! જ્યારે તેની આ દેખાવળી પણ દાઢાબળી છોકરી વાઉંની કાની છેડાતી ત્યારે ભીખાદારૂ બામજી જેવા એક સાત પાણીએ ધોયલા—દેશ ખાઇ દરવાજા ગળે બાંધી ચુકેલા—હરડતા ઉઠાવગીરનીબી દાઢીનાં પીસ્તે પીસ્તાં ઉડી જતાં.

તે હોઠ કરડીને ચુપજ મરી રહયો. પણ આવી તેની ખામોશીથી મીઠુનું ઓરબી ઉભાઇ આવ્યું. આજે મેમસાહબનાં મીજાઝનું બેરોમીટર લગરીક ચસકી ગયું હતું.

"મેં તમુને સુકકી ચાહે લાવવા કેહયું'તુ તે પછી લઇ આયા કે? બોલોની તો ધસીને—એમ ગુંગજ જેવા બેસી શું રેહવોછ જો!"

"એહ મીઠુ—એ આજે તુને શું વાહરૂં આયુંછ!" ભીખાજીને અંતે બોલવુંજ પડયું, "વરસાદ આવેછ તેમાં મારી સાથ શાની ચીથરાં ફારેછ? લે ચાલ, કંઇ વાંચવાનું લઇને બેસ—નહીં તો કંઇ કામ હોય તે કર. એમ જરા જરામાં ગરમ નહીં થઇ જઇયે."

ગરમ? મીઠીબઇ તો સળગીજ ઉઠયાં.

"બાવા, તમે હમણા હમણા તદન સુધલા વગરના થઇ ગીયાછ! બે બે દહાડા થયા ચાહે વગર મુવો જીવ સુકાઇ ચાલ્યો—ને આજેબી તમે હુસ્સા જેવા વરી પાછા ખાલી હાથે ધસરાઇ આયા! હું રોજ બોલી બખારીને રેહુંછ તે તમારે મનથી ધાસ કાપતી હોવશ!"

"દીકરા, હમણા જરા પઇસાની ભીર છે. ગીયા મહીનાનો પગાર આજ કાલ મલશે. પણ પાંત્રીસ રૂપીયામાં આપરૂં બે

જણનું ગોરૂં કાંહ સુધી ગબરવાનું ઉતું ? મીઠું, તું કેકે જો ચાકરી લાગી જાયની— ——"

"નહીં–હું ચાકરી બાકરી કેઠે કરવાની નથી ! જો વરી વાત લાયાછ તે ! હું ગધેરાં વહીતરૂં કરૂં ને તમુને દારૂ ધીચ-વાનો મળે, કેમ ?"

"છટ–છટ પોરી ! આજે તારૂં ભેજું ઠેકાણે નથી." ભીખાજીબાએ જરાક હવે નેણ ચહડાવ્યાં, "એમ તરકરી શાની થાયછ ? નહીં ચાકરી કરવાનાં હોવ તો ઓછી પીરા—જાવો ભુખે ડોકાવો ! મારે શું ? પછી તમુનેજ ચાહેના દાબરા—ને ઇસ્ટાકીન–ને બુટ–ને ધુર ને ધમાસા જોઇયે તાહરે બરબર બરબર ના કરવા બેસતાં. મારી પાસથી હવે એક દોહરીયું, મળશે નહીં, હા !"

મીઠુંએ જોયું કે પોતીકા બાપને તેણીએ જોઇયે તે કરતાં જરાક વધારે ખુણે દાબ્યો હતો. આ મીંઠી–મશકલી છોકરીએ તરત બાજી ફેરવી નાંખી. ભીખાજીને ઓળખતાં ઓળખતાંબી આજે તેણીને ત્રેવીસ વર્ષ થયાં હતાં. વરસાદ સહેજસાજ દમ ખાવાની નીશાની બતલાવતો હતો, એટલે મીઠુમાયનો રોંહસો લગરીક હેઠો પડયો. ઉઠીને તેણીએ બારી પાછી ઉઘાડી નાખી ને પોતાના બાપની સામે જઇ ટેબલ આગળ અઢીંગીને ઉભી.

"બાવાજી, તમે કોઇ કોઇ વખત મને ઘણી છેર્યા કરોછ."

"હું તુને છેરૂંછ કે તું મને છેરેછ ?"

"શું કરૂં–મરેરે મારો સભાવ હમણા હમણા ઘણો બગરી ગીયોછ ! કોણ જાણે શું થયુંછ તે આજે કેટલા દાહરા થયા કંઇ જીવને ચેનજ પડતું નથી ! બાવા, ખરૂં કેહુંછ કે હાંગકાંગથી અહીં ધસરઇ આવવામાં તમે ઘણી ભુલ કીધી."

ભીખાદારૂએ અચબુચ ડોકું ઉંચકીને પોતાની બેટીનાં

ધઉંઆલાં ધટમારાં મ્હોડાં ગમ જોયું. આહ ! હાંગકાંગથી તેઓ કેવા સંજોગો વચ્ચે ચાલી આવ્યાં હતાં તે આ છોકરીને કયાં રોશન ન હતું ? એક મેલીને પાંચ પાંચ ઠેકાણેની ટાંર. ભીખાજી બામજીની ઉપર આવેલી હતી—એક મુકીને ત્રણ ત્રણ ગંભીર આરોપો માટે હાંગકાંગની પોલીસ તેવણુના સુંઘારા લેતી તલપી રહેલી હતી—તે સઘળું પોતાની પાછળ છોડી આવીને એક દહાડે અધરયાત ભીખાજી ભાઇ પોતાની મીઠુ સાથ મહા મુસીબતે મુંબઇ સટકી આવ્યા હતા. તે શું આ ત્રેવીસ વર્ષની રૂપાળી ગોરીને ખબર ન હતું ?

અને તે છતાં મીઠુએ વળી પાછો હાંગકાંગને નામે સેંકા તાણ્યો !

“મીઠુ, વરી પાછી એ વાત તેં કીધી ? — તારાં ભેજાંમાથી એ હાંગકાંગ નીકરતુંજ નથી ? હજુર તુને છકકર લાગી નથી, દુકતી ? તમો બઇરાંઓનાં માથાંમાં ભેજાં જેવી ચીજજ નથી.”

પહેલીવાર મીઠુએ ડોકુ નીચું કરી જમીન તરફ જોયું. તેણીનો ચેહેરો ગમગીની—શર્મીંદગીથી એકાએક ઉતરી ગયો. બીજીજ પળે કાંઇ ઓર રતાશ તેણીના ગાલોપર ફરી વળ્યો.

“સાચ્ચુ કેહ, મીઠુ—હજુર તું એ બેહરામથી ધરઇ નથી ? હજુર બીજી ખાતરી થવાની બાકી હોશે !”

“તેની વાત શું કામ કરોછ, બાવા ? મેં તમુને કહયું કની કે એ વાત મેં મનમાંથી સદાની કાહરી નાખીછ. એકનું એક શું બોલ્યા કરોછ ?”

“હું તો તાહરાં ભલાંને વાસ્તે બોલુંછ. જો મીઠુ, એ બેહેરામ તાલુકદારથી તો મેં હાંગકાંગમાં બે પૈસાનું મ્હોંનું જોયું હું પોતે કંઇ ફરેસ્તો નથી, છોકરી—પણ એ બેહેરામ માથાંથી

તે પગ સુધીનો કેવો મુજી બદકાર છે તે મારા કરતાં વધારે કોણ જાણેછ? એની સાથ મેં કામ પારેલું છે. અમારી ટોલીનું સઉથી નાપેકાર નંગ એજ બેહેરામ હાંગકાંગમાં ઉતો! એજ બેહરામની મદદથી આપરે અહીં સલામત સટકી આવવા પામ્યાં. હા–એના હાથ તળે હું દબાયલો છેઉં; એ જો ચાહે તો આજેબી મારો ખીલો ઉપાર કરી નાખે. પણ તોબી મારી પોતાની પેટેજણી દીકરીને ઉંધાડી આંખે ઝાહનમના ઉંડા ગારમાં ઉટલઇ જતી જોયા કરૂં એટલો બધો છેક હું હઇયા-ફુટો હેવાન નથી. હાંગકાંગથી ચાલી આવવાનાં કારણોમાં સઉથી મોટું કારણ એજ ઉતું તે મીઠુ તું બરાબર સમજેછ. સંભાળ, છોકરી, તારી બેહસ્તન માયનાં નામથી હું તુંને કેહુંછ કે એ ઝેરી સાંપથી સંભાળ! તારી અગાઉ કચ કંઇ બીજી છોકરીઓ પોતાના ભોલાપણાંમાં એ પાપી પારસીનો ભોગ થઇ પડેલી છે. એક ચાઇચાઇનું રમકડું જુનું થઇ ગીયું–જરા કંટાળો આવવા માડયો— કે પછી તે તારી માફક તોરણપર સદાનું વા ખાતું નખાયલુંજ છે! પછી વરી નવેસરનો શીકાર! આબરૂદાર નીર-દોશ છોકરીઓના નામો ગામમાં ગમે તેમ રૂસ્વા થાય તેની એ ચંડાલને થોડીજ દરકાર છે? તારી પોતાની સાથે એણે કેવી ચાલ ચલાવી? તુને પણવાના વચનપર વચન આપ્યાં અને પાછળથી—એ આય કોણ?"

ભીખાદારૂ બોલાતાં અટકી પડયા. એક ઘાટી હાથમાં કાંઇ ચીઠ્ઠી લાવ્યો હતો. ભીખાજીએ ઝડપનાં એનવીલપ ખોલ્યું અને બીજીજ પળે 'ઓ!' કરીને તેવણના મોઢાંમાંથી બુમ નીકલી પડી. તેવણે એવી બુમ પાડી કે મીઠીએબી ચમકી ને ડોળા ઉંચકયા—

"શું છે ? કોણુની ચીટ્ટી છે ?" તેણીએ ગળગળતા સાદે પુછ્યું.

જવાબ દેવાને બદલે ભીખાજીએ દપ દઇને તે ટુંકો ને ટચ સંદેશો પોતાના ખીસામાં મારી દીધો અને ઝપાટામાં ખુંટી પરથી પોતાની સફેદ પાઘડી લઇ માથે ઘાલી.

"જરા રાખજે અં, મીઠું-હું ઓય પાછો આઉંછ."

મીઠુને વધારે સવાલ પુછવાની તક આપવા વગર તેણીનો બાપ ધસારા સમેત બાહેર ચાલી ગયો.

* * * *

ભીખાજી ઘરમાંથી બાહેર નીકળીને ભાયગે દશ કદમ ગયો હશે કે તેની દીકરીએ પોતાના જીવ સાથ એક ઉંડો નીસાસો ખેંચ્યો.

ઓ રદબાતલ, જુટ્ઠી, દગાખોર દુન્યા! બેવફાઇ અને દાગાથી ભરપુર જમાના! તારા તકલીદી સંસારનું મીજાનજ કયાં છે ? આ પાંચ પળની ક્ષણુભંગુર માયાનો ઢંગઢડોજ નથી! પેલાં "દેવનાં ડોકાં"—એકલપેટા, નખાલસ દયાહીણુ જીવડા મરદ-ને હાથ કમજોર, કમતાકાત, કમસમજ સ્ત્રીજાતીને આ કેટલો ગેરઇનસાફ ? અરે-અનંત વફાદારીના બદલામાં આ કેવી જુલમગારી! એવી વફાપર થુ! એવી જફાપર થુ! મીઠુ બામજીની છાતીમાં ગોયા હમણુા બળવાનો આતશ ધગધગી રહયો હતો. આહ! પ્રેમની બાજીમાં ઠગાયલી, છેત્રાયલી એક જવાન ઓરતનાં હરૂદયનો ડંખ તમે શું સમજો છો! તે છોકરીનાં જીગરમાં હમણુા શું લાગણી ઉભાતી હતી તેની વ્યાખ્યા આપવી મુશકેલ છે. હોઠ કરડીને તેણી પોતાના જીવને-કોઇ એક ચોકકસ બીજા જીવને-કુલ જગતને-કદુવા દેતી ત્યાં બારી

આગળ એક થાંભલાની માફક ઉભીજ રહી હતી.

બેહરામ, બેહરામ! કેવી સાચ્ચી ને નીર્મળ નીરદોશ પ્રીતથી એ છોકરીએ તુંને ચાહયો પણ તેનો નતીજો તેં કેવો આપ્યો? ખરેજ–ભીખાજીએ કહયું તેમ એક નવું રમકડું નજરે પડતાંજ મીઠુની હઇયાતીબી તું વીસરી ગયો! ઘડીભરના ખુશાલ ખ્વાબમાંથી સજાગૃત થતાંજ હવે–? શરમીંદગી પશ્ચાતાપ–ખેજાલતના અંધકાર સીવાય આસપાસ બીજું શું હોય?

ઉચ્ચાટ દીલે મીઠુ બામજીએ બારીએથી ખસી જઇ કાંઇ વાર્તાની ચોપડીમાં પોતાનું ધ્યાન લગાડવા માંડયું.—વ્યર્થ! પાંચેક પાના વાંચ્યાં, પણ પાંચ લીટીબી તેણી ચીત્ત દઇને સમજી શકી નહીં. આજે તેણીને થયું હતું તોબી શું! બે ત્રણ વખત ફાંફાં માર્યા પછી ચીરડાઇને તેણીએ તે ચોપડી ખુણામાં નાખી દીધી.

"ઝહાનમ જાય બધાં! મુવો તે–ને મુઇ હુંબી સાથે! જુદુઇએ હવે મારો વીચારબી નહીં કરતો હોશે! હજારો માઇલ દુર— —"

મીઠુના ખયાલોમાં ખટકણુ પડી. ધબર ધબર કોઇ દાદર પરથી ચઢીને ઉપર આવતું હતું. એ કોણ? બાવાજીના પગલાં તો નહીંજ હતાં. નહીં, બીજી પળે એક જવાન પારસી બાનુ હસ્તે મુખડે બારણાનાં ઉંબરપર આવી ઉભી.

"ફ્રેની!"

મીઠુ અચરતીના એક પોકાર સાથ ઝટ દેતી ઉઠીને ઉભી થઇ, અને બારણા ગમ દોડી જઇને પોતાની નવી સહી ફ્રેની કાંગાનો હાથ પકડીને ઓરડામાં લઇ આવી.

—:૦:—

# પ્રકરણુ ૬ થું.

—:o:—

## "બેઠી હુય દલગીર કયું તેરા દીલરૂબા આ જાવેગા."

હાંગકાંગથી આવીને ખેતવાડીની તેરમી ગલીમાં ભીખાદારૂ પોતાની દીકરી સાથ એક ગનધાર જેવાં ઘરમાં હરીઠામ થયો કે થોડાજ દીવસમાં તેણે મેરવાનજી કાંગાની મુલાકાત લઇ આલીફુઇનું આપેલું એક કાગળ અને બંડલ તેવણુને હાથોહાથ પહોંચાડયું હતું. એ ઉપરથી પહેલી ઓળખ પડી મેરવાનજીને પ્રથમથીજ આ ભીખાદારૂઆની ગંધ ગમી નહીં, અને શરૂઆતમાં તેવણે લગરીક દુરના દુર રહેવા માગ્યું. પણ ભીખાજીભાઇ એમ સહેલમાં ખંખેરાઇ જાય તેવા નહીં હતા. તેવણે અવાર નવાર 'તેરા કુત્તા મેરી કોડાલી લાયા' કરતા મેરવાનજીને ત્યાં આવતા જતા રહી પગદંડો જારીજ રાખ્યો.

હાંગકાંગમાં આલીફુઇની ઓળખાણવાલા અને વળી તેવણ તરફથી ખાસ કાગળ લાવેલા એટલે મેરવાનજી કાંગા અખાડા કરી ગયા. મીઠુએબી બાપની સંગાથ એકાદવાર આવીને પોતાની ઓલીદરાઝ લુલીથી ફ્રેની સાથ ટુક મુદતમાં સારી દોસ્તી પાડી દીધી હતી. ગયા પ્રકરણમાં આપણે મીસ ફ્રેની મેહરવાનજી કાંગાને પોતીકી અંધયારડી સહીને ત્યાં સાંજને વખતે "કોલ" કરવા આવેલી જોઇ ગયા છીયે.

*　　*　　*　　*

"આજે તું ઘેરમાંજ છે, મીઠુ? વાહ! સુરજ કેની મેર ઉગ્યો? હું જાણું કે વરી કેડે નીકલી પરી હોશે. તારે પગે

તો આ જબરી સાવરણી છે!"

મીઠુએ મ્હોં કુમળાવ્યું.

"ઓવાય–તું કાંય ડોરા બારેછ? આવા માર મારના વરસાદમાં બાહર કાંહ જાઉં? બેસ–બેસ, તુ આવી તે ઘણું સારૂં થયું. બાવાબી હમણાજ બાહર ગીયા. કોઇ હેલકરી કંઇ કાગજ લાયો તે વાંચતાંને વાર જાણે અકરઇ વીકરઇ ગીયા ને પાઘોટું ઘાલીને ઘેલા હાથીની કાની બાહર દોરી ગીયા!"

ફ્રેનીએ પોતાની સોડ કહાડી નાખી અને એકાદ પળ આ પોતીકી નવી અંધયારડી દોસ્તદારનાં મોઢાં ગમ પોતાના બે માજરા ડોળા ફેરવીને જોયા કીધું.

"મીઠુ.–શું છે? તારૂં મોહનું આજે ઉતરી ગેયલું કેમ લાગેછ?"

"હા, જરા બે દહારા થયા બયું જીવને કંઇ ગમતું નથી. પણ કેહેની, ફ્રેની, તુંને કંઇ આજે આવા વરસાદમાં અહીંવેર આવવું પરીયું?"

"તારે વાસ્તે એક ચાકરી શોધી કાહરીછ, મીઠુ."

"ચાકરી! મરેરે, બાવાએ એ શું બુક તમારાં લોકનાં મોહોનામાં આપ્યોછ! બલા જાણે મારી! હું કંઇ કોઇની ઉઠવેઠ કરવાની નથી!"

"પણ ઘેલી, આય તો કોઇ ઘણાં આબરૂદાર કુટુંબમાં ચાકરી છે. ઘણો સારો પગારે મળશે ને વરી રેહેવાનું ખાવાનું જુદું. હમણા તમુ લોકને અવકરા પરેછ તે વખતે તારા બાવાને તારે કંઇ મદદ કરવી જોઇયે."

"હા, હું રાત દહારો વહીતરૂં કરૂં ને એવણ મજેહથી સાંજ પરે ને ભારોભાર થઇને મારેજ માથે પરે, કેમ? પણ

એવી તે શું ચાકરી છે, જરા કેહ તો ખરી?"

"મારે પોતાને તાંહ છે. એક ઘરડાં બાઇની આગળ રહેવા સારૂં કોઇ જુવાન છોકરી જોઇયેછ."

"તાહરે તાંહ! ઘરડાં બાઇને સારૂં! તાહરે તાંહ વરી ઘરડાં બાઇ કોણ છે?"

"જો સાંભર. મીઠી-બાવાજીએ મને મોકલીછ કે તુને પુછી જોઉં. હાંગકાંગથી પેલાં આલીફુઇ આવેછ—આલીફુઇ. ડોસાં બેઉ આંખે ગેપ છે તેથી ઉપર ટપકેનું તેવણનું જરાક કામ કરવા કોઇ પારસીની છોકરી પોતાની આગળ રાખવા માગેછ—યે? એ વરી તુને એકાએક શું થઇ આયું? હમણા તો સારી કાની ઉતી!"

ખરેખર, મીઠુને એ એકાએક શું થઇ આવ્યું હતું? તેણીનો ખુશ મીજાઝી ચેહરો અચબુચ દયામણી રીતે ઉતરી ગયો અને જાણે જીવ બીગડી આવ્યો હોય તેમ ડોળા ફાડીને તેણી ફ્રેનીનાં મ્હોં ગમ કાંઇ વીચીત્ર રીતે જોવા પડી.

"શું છે મીઠુ—એમ મારી સામએ ઘુરકયા કાંય કરેછ—કેહની?" ફ્રેનીએ સહેજ અકળાઇને પુછયું અને મીઠુની વધારે નજદીક પોતાની ખુરસી તાણી.

"નહીં—જરાક અમથી—મકુજે—હું પુછતી'તી કે—મરેરે આલીફુઇ એખલાં છે તે—એવણની આંખે આવતું નહીં તે એખલાં કેમ આવશે?"

"એખલાં નથી આવતાં—સાથે એવણનો કરી લીધેલો દીકરો પેલો ફ્રરદુન પ્રીંટર કોઇ છે તેબી આવેછ."

મીઠુએ ડોક નીચી કરી નાખી અને ખુબ તરેહથી પોતાના રૂમાલ વડે મોઢું સાફ કર્યું. ફ્રેનીએ ઉઠીને તેણીનાં

ખભાં પર હાથ મેલ્યો.

"મીઠાં શું છે—તારી તબીયત આજે સારી લાગતી નથી—એ એમ શું ગભરાવ્યા કરેછ જો? જે હોય તે બોલી દેની કે કંઇ ઉપાય થાય!"

"નહીંરે, તુંબી શું પટપટ કર્યા કરેછ? કોઇ વખત એમજ છાતીમાં ભુક પકરી આવેછ. એ આલીપુઇ, ફ્રરદુન ને—ને છે તે–બીજું કોણ આવેછ તેં કહયું?"

"બીજું કોણ આવે વરી? બીજું કોઇ નહીં."

"બીજું કોઇ નહીં!"

"હા, એ બેજ જણાં આવેછ. પણ એમ તું ખતી ખતીને પુછેછ કાંય? મીઠુ, મને કેહ—મારા સમ—તુને હમણા શું થાયછ? તું તાસવીસ કાંય કરેછ? ફેર આવેછ કે?"

મીઠું હવે આસ્તેથી ઉઠીને ઉભી થઇ. તેણીનું મ્હોં તદન ઉજળું સપ મારીં ગયલું હતું. ફ્રેનીની બરાબર સામે આવીને તેણી ઉભી.

"તું ગભરા ના,—હું સારી કાની છેઉં. છે તે—હું એમ પુછું કે એ મુવાં ડોસાંને એ શું એકાએક ભેજાંમાં વાહરું આયું?"

ફ્રેનીને હવે જરાક સખ્યારો આવ્યો. મીઠુએ એકાદ બે મીનીટ એવા દેખાવ કીધા હતા કે જાણે ઓય જીવ પરીને બેસુધ્ધ થઇ જતી હોય.

"ખોદાય જાણે શું ગરબરગોટો છે! કેહજે આલીપુઇનો કોઇ ભત્રીજો છે તેની સાથે એવણે ખુબ વહેંચી લીધુંછ. તેથી તેને વીલમાંથી તદન રદબાતલ કરી નાખયોછ ને બધું આય ફ્રરદુન પ્રીંટરને આપી જવાનાં છે. અહીંયાં શું કામ ધસરઇને

આવેઝ તે તો ખોદાય જાણે! પણ ચાલ બા, હું તો જાઉંછ–તું આજે સારી કાની નથી. મારૂં માને તો જરાક ચમચી બ્રાન્ડી લે. ઓ માયરે! તારા હાથ કેટલા ઠંડા! મીઠુ, મીઠુ! તું સારી કાની છે કે? જા બા, બોલની તો.”

શું બોલે? મીઠુ તો ધમ દેતી કે નજદીકના બાજટપર ફસડાઇ પડી હતી. ફ્રેની બીચારી તદન ગભરાઇ ગઇ. આગળ પાછળ કોઇ મળે નહીં એટલે આ એકલવાઇ જવાન છોકરી કરેબી શું? વહેલી વહેલી દોડીને તેણીએ માટલાંમાંથી પાણી લાવી મીઠુનાં મોઢાંપર છાંટયું. એકાદ બે મીનીટમાં તેણીએ પાછા ડોળા ઉંઘાડયા અને હાથની ઇસારત કરી.

“મીઠુ–મીઠાં હવે સારી કાની છે ફ્રેની, માય? પાસેના ડાકટરને બોલાવી લાંઉં?”

મીઠુ ઝડપમાં ઉઠીને બાજટપર ખડી બેઠી.

“નહીં ફ્રેની–નહીં. હવે હું તદન સારી કાની છેઉં–જરા મને ફેર આવી ગીયા. ચાલ, હવે તું જા, હું જરાક સુઇ ઉઠવા માગુંછ.”

“હા, જરા પોહરી ઉઠશે તો જીવ હલકો પરશે. પણ તુંને એખલી મુકીને કેમ જાઉં?”

“કંઇ નહીં–હવે બસ મને કંઇ નથી. તું જા–ને હા ખરા–છે તે પેલી ચાકરી હું કંઇ લેવાની બેવાની નથી. કાલે આવીને હું વધારે વાત કરશ. આવજે હં માય–માફ કરજે, તુંને ઘણી તસ્દી પરી.”

* * *

—:o:—

# પ્રકરણુ ૭ મું.

—:૦:—

## જેસેકુ મીલા તેસા—તેસેકુ મીલા તાઈ!!

વાટ જોતાં જોતાં મીઠુના ડોળાબી તણાઇ આવ્યા. એ ભીખાજી બાવાને આજે શું થયું? આઠ વાગ્યા—નવ વાગી ગયા—અને રાતનું ભોણું બધું ઠંડુગાર પડી ગયું—તોની ધન નનસલ મળે નહીં! મીઠું તો ફફડી ચટકીને ભુક બાચક ખાઇ લઇ કયારની પોતાને બીછાણે ગઇ હતી. પણુ ઉંઘ કયા કાકાની લાવે? એક તો મન ઉશકેરાયલું તેમાં વળી આ નવી ચટપટ! સાંજના ચાર વાગતેના ગયલા તેના રાતે સાડા નવ થવા આવ્યા! મીઠુ હવે ચીંતાતુર બનવા માંડી. એવણુને શોધવાબી કયાં જવું? જઇને પોલીસને ખબર આપી હોય તો—અરે નારે! પોલીસનું નામ સાંભળીનેજ ભીખાજી બામજી હંમેશ ડહવારો પાડતા હતા.

જીવ સાથ ખુબ કંટાળીને તેણી સુવાના ઓરડામાંથી પાછી બાહેર આવી, અને પાછી આગલા ઓરડામાં ગઇ—

ઓ!

ત્યાં માથાંપર પાઘડી સાથેજ ભીખાદારૂ છાતી પર પોતાનું ડોકું નાખી દઇને અદબ વાળી એક પથરનાં પુતલાંની કાની ખુરસીપર ગોઠવાઇ બેઠેલા હતા.

"બાવાજી!"

ભીખાજીએ આસ્તેથી ડોકું ઉંચકી એક ખંખાર માર્યો.

"ઘણો વાર થયો. કે? તું સુઇ ગેયલી ને મકુંજે ઉઠાડૂં કાંહ?"

"ઓવાય, પણ તે આયા તે કંઇ જરા જણાવ્યે તો ખરા! ખાધું કે? એ એમ ચોરની કાની ભરઇ છુપઇને

કાંય આયા ?"

ભીખાજીએ ઉત્તર વાલવાને બદલે જોરમાં તપકીરના બે સહરકા માર્યા. મીઠુ તેવણની નજદીક સામે જઇને ઉભી.

"બાવાજી ! બેહરા સાવરે થઇ ગીયા ?" તેણીએ ખભરીને મોટેથી બુમ પાડી, "રાત પરી એમ નાટક સાના કરોછ ? કાંહ ગીયા'તા ?—ને હમણા અહીંયાં બેસી કાંય રેહયાછ ?—બોલોની તો ? એમ ધુજાવોછ શું જો !"

ભીખાજીએ ઉઠીને માથાં પરની પાઘડી કહાડી અને ખંખારીને પોતાનું ગળું પાછું સાફ કર્યું. રણ પર ચઢેલી પોરીને કાંઇ ખુલાસો કર્યા વગર હવે છુટકો નહીં હતો.

"મીઠુ, કેહેવત છે કે 'ધાવો ધાવો ને નસીબમાં હોય તે ખાવો!' તું જાણેછ કે મારી હાલત હમણા કેવી બારીક છે ? હાંગકાંગની વાત તો બાજુએ રહી, પણ મુંબઇમાંજ મને ત્રન હજારનું કરજ થઇ ગીયુંછ."

મીઠુએ ખુબ કચવાઇને જોરથી પોતાના હાથમાંની બતી ટેબલપર અફાળી મુકી.

"રોગ જાણે! મુઇ તમારી પાસ કંઇ બીજી વાત છે કે નહીં ? રોજ ઉઠીને મુવો એ કરજનો રોદરો સાંભરતાં મહોંને ફીકબી આવી ગેઇ! બાવા, હવે કંઇ મોહનાગમ કરીને સુઇ જાવો. એક તો મારા જીવને સારૂં નથી—ને અરધી રાતના કોણ જાણે કાંહથી રખરીને આયા !"

"મીઠુ, આપરી જીંદગીમાં ઘણો મોટો ફેરફાર કરનારો અગતનો બનાવ બન્યોછ–મકુંજે બનવાનો છે. છોકરી, તું હમુને મદદ નહિ કરશે તો અમે ઠાર મરી જવાના!"

"વારૂં ચાલો હોશે–જે હોય તે સવારના વાત. હું તો

મારે જાઉં છ !"

"નહીં—નહીં, હું માંગી લેઉં છ કે જરા ઉભી રેહ. મારૂ સાંભરી લે મીઠુ—ગરાં હંસઇ જાય તેવી વાત છે! જો, જરા બેસ, વરી ! એક થોરો વખત સાંભર."

મીઠુ તો ભખરાઇને પોતાનાં બાપનું મ્હોડું ટીકવા પડી. ખચીત—ભીખાજી બામજીનો ચેહેરો કાંઇક ઓર ગભરાટ તથા ધાસ્તીથી તદન બદલાઇજ ગયો હતો. મીઠુના તો હાથ પગ ધ્રુજી પડયા. ગરીબ બીચારી ! તેણીની જીંદગીજ એવા ધડક ધ્રુજારામાં પસાર થયલી હતી. તેણીના બાપની કારકીર્દીજ એવી જાતના ભેદભરમભર્યા બનાવોમાં ગુજરેલી તેણીએ બચપણથી અનુભવી હતી. નજદીકના બાજટ પર તેણી ઠપકાઇ બેઠી.

"જલદી બોલો, બાવાજી—શું છે હવે તો મારામાં ધ્રુજવાનુંબી ચેત નથી રહયું !"

ભીખાજી હવે ઉઠીને ઉભો થયો. તેના બન્ને હાથ ઠરઠર ઠર ધ્રુજતા હતા.

"મીઠુ, મને એક ઘણુંજ જોખમનું કામ સોંપવામાં આયુંછ. તેમાં જો હું ફતેહ પામુ, તો દર મહીને ઘેર બેઠું પાનસો રૂપીયાનો પગાર મળે એમ છે. એટલુંજ નહીં—ચોકસ વખત પછી, એટલે ઘણાં ઘણાં તો બીજાં તન ચાર વરસ પછી—પચ્ચીસ હજાર રૂપીઆની રકમ ઇનામમાં મળશે; આહ ! મારાં મહોનામાં પાણી છુટેછ! હમણા આપરે ભીખારી છેઇએ ને મારા માગનારાઓ દમ ખાતા નથી. પણ જો કલકતામાં આપરે—"

"કલકતામાં !"

"હા, મીઠાં—મારી દીકરી, મારી ઉપર દયા કર! હું

તારે પગે પરીને કેહુંછ કે તારા અભાગ્યા બાપને મદદ કર!"

"બાવા, એ બધા નાટક ફાટક છોરી દેઓ-ને બોલી દેઓ ઝટ ને પટ! મારો જીવ જાયછ ને આવેછ ને તમે એમ ચીચાવ્યા શું કરોછ જો!"

"પણ તું કબુલાત આપ કે તું મારાં કામની આરે નહીં આવશે."

"જાણીયા જોયા વગર હું કંઇબી કબુલાત આપવાની નથી. પેહેલાં મને જલદી કેહી દેવો શું છે તે! કલકતે શું વરી કારાં ઘોરાં કરવાનાં છે? બોલો—એમ જીવ ના કુહુરાવો."

ભીખાજી બામજીએ ખુરસી તાણીને પોતાની દીકરીની અડોઅડ મેલી અને તેપર ફસડાઇ બેઠો.

"ઘણી ગંભીર વાત છે. મીઠુ," તેવણે તેણીના કાનપર પડીને ઘોઘારી અવાજે અત્યંત ધીમેથી કહયું, "એક મેટ માણસને મારા કબજામાં રાખવાનો છે-કલકતામાં-તું સમજી કેની! તેને બંધ કેદમાં—મકુંજે—તેની જીવની કાની સંભાલ લેવાની—બાહર એ વાતનો કંઇ સંસારોબી નહીં જાય— મહીને દહારે તેના ખરચના પાનસો રૂપીઆ ને મારી મેહનતના પાનસો રૂપીઆ! આપરે આજ કાલ ઉપરી જઇયે, મીઠુ."

મીઠુ ઠડાક દેતી કે ઉઠીને ઉભી થઇ અને પોતાના પીતા આગળથી હટી જઇ સહેજ છેટે જઇને ઉભી. કાંઇ ભયંકાર સમજ તેણીનાં મગજમાં જાણે એકદમ ઉતરી ગઇ હોય તેમ ખેજાલત અને ગુસ્સાને મારે તેણીના ડોળા ચકચક થતા હતા.

"તમે કોઇ નીરદોશને ફસાવવા માગોછ! લ્યાનત છે! ને એવાં કામમાં મને સામેલ કરવા આયાછ કે? ભરૂસે ના રેહતા,

બાવા—હું મરી જતાંબી તમારી સાથ કલકતે આવવાની નથી! જાઓ, તમારૂં કીધેલું તમુને ભારી. હું અહીં મારૂં ફેરી લેવશ. મને અહીં એક ચાકરી મલેલી છે."

"ચાકરી મલી! કાંહ? કાહરે?"

"તેની તમુને શું પંચાત?"

"મીઠુ, તું શું કામ મને સતાવેછ? જો,–સાંભર, આય કલકતામાં મને સોંપાતું કામ હું નહીં કરૂં તો હાંગકાંગ પાછો ધકેલઇ જઇ તાંહ સાત વરસ જેલમાં જરૂર પુરાઉં એવો સોદો છે!"

"તેમાં હું શું કરૂં? કીધું તે હવે ભોગવો! મને કાપીને કટકા કરશો તોબી હું તો કલકતે નથી આવવાની! પણ તમે કોણને જીવતાં જીવત કબરમાં પુરવાના છેઓ?—કોઇ બઇરીં છે કે માટીડો?"

"માટીડો. બીચારો તદ્દન ભેજાંથી ખીસી ગીયોછ; પણ તેનાં સગાં વાહલાંઓ તેનો મુંબઇનાં મેડહાઉસમાં મોકલવા નહીં માગતાં ને કલકતેજ—"

"અરે પણ જરા મોહનું ઉંઘાડીને બોલી દેઓની એ કોણ છે તે?"

"નહીં—હમણા તે ના પુછ પછી આસ્તે ધીરે તું પોતાની મેરે જાણુશે."

"ઠીક છે—તાહરે તમે તમારૂં સુજયું કરી લેઓ. હું તમારી સાથે કલકતે તો મરી જતાંબી આવવાની નથી."

"વારૂં તું નહીં આવતી તો નહીં, પણ મને જરાક કેહ તો ખરી કે તુંને કાંહ ચાકરી મલીંછ? કોઇ સારાં કુકુંબમાં

હોય તો મારા જીવને નેહ રેહ."

"મેરવાનજી કાંગાને તાંહ ચાકરી છે—હાંગકાંગથી પેલાં આલીફ્રુઈ આવેછ તેવણની આગળ———"

"ઓ મારા બાપ!———મીઠુ!———"

એક રબરના દડાની પેઠે ભીખાજી ખુરસીપરથી ઉછળીને ઉભો થયો. તેનો દેખાવ એક છાકટા પોશાગીર જેવો આબેહુબ લાગતો હતો.

"હે!—મીઠુ!—તું શું બોલી?—મુવા છુટા!—હવે કેમ કરૂં?—મીઠુ!———"

"ઓવાય, બાવા! તમારૂં માથું ખીસી ગીયુંછ કે શું?—એ! આજે તમુને થયુંછ શું?"

"આલીફ્રુઈને તાંહ! નહીં—નહીં, તે ચાકરી નહીં—બીજી કાહબી. મીઠુ, જો તું એમ મને———"

"અરે! પણ એટલું બધું તે શું છે? આજે તમે જરૂર પાછા દારૂ પીને આયાછ! તાંહ આલીફ્રુઈ ને ફરદુન પ્રીંટર સીવાય બીજું કોઈ નથી આવવાનું—અમથા અમથા રાતપરી તોફાન ના કર્યા કરો? બસ હવે એક બોલબી હું તમારી સાથે વધારે વાત કરવા નથી માગતી—મુવું માથુંબી ફ્રરી આયું! જાઓ, તમે કલકતે કહરાજો—ને હું મારૂં ફેરી લેવશ. વધારે ગરબર કરશો તો વરી એની ગમ હું છેઉં. માથું ફેરવીને બધું———"

"નહીં—નહીં, ચાલ એમ તો એમ. તારીપર ભરોસો રાખુંછ, મીઠુ. હું ત્રણ ચાર દાહડામાં ઉપડી જવાનો છેઉં. આય મહીનાના છેરા સુધી તું અહીં રેહજે પછી———"

ભીખાજી બામજીને પોતાનો વાકય પુરો કરવાનો વખત મળ્યો નહીં. બહુજ રોહોંસામાં મીઠુ પીઠ ફેરવીને ત્યાંથી પોતાના ઓરડામાં જતી રહી હતી.



## પ્રકરણ ૮ મું.

—:o:—

### કમબખ્તીની કવીક માર્ચ!

મેરવાનજી કાંગાની રૂચીબી ઉઠી ગઇ હતી. રોજ સહવારૂં પડતાં તેઓ કાગને ડોળે કાંઇ ટેલીગ્રાની રાહ જોતા બારીની આગળ ડમકયા કરતા હતા. હાંગકાંગથી આલીફુઇ અને ફરદુનના નીકળવાનો સંદેશો જે વખત જાય છે તેમાં આવી પુગવાનો હતો, એટલે મેરવાનજી ભાઇ પોતાની ખાસીયત મુજબ નહીં પોતે જંપીને બેસતા કે નહીં પોતાનાં છોકરાંઓને કરારથી જરા દમ ખાવા દેતા.

હા—હો કરતાં ચીનાઇ મેલનાં બે અઠવાડયાં ગબડી ગયાં અને આખરે એક દહાડે ટેલીગ્રામને બદલે ટપાલમાં એક વજનદાર કાગળ આવ્યું.

તે ફરદુન પ્રીંટરની પોતાની તરફનું હાંગકાંગથી લખેલું હતું:—

હાંગકાંગ, તા૦ ૧૮ મી આગસ્ટ ૧૯૦૨.

મેહેરબાન ભાઈ સાહેબ,

જત લખી જણાવવાને દલગીર છેઉં કે મેહેરબાન માયજી આલીફુઈની તબીયત જરા હમણા જયાદા નાદરૂસ્ત છે. એવણને

હાર્ટ ડીઝીઝનો મરજ હાલ લગાર વધારે જોરપર છે અને ડાકટર લાંબી મુસાફરી ઉઠાવવાને સલાહ આપતા નથી તે છતાં કમનસીબે ફુઈજી માય તો હઠ લઇ બેઠાં છે કે હાંગકાંગથી કોઈબી જોખમે ઉપડી જવું. આથી ઘણી મહા મુસીબતે એવણ પાસે મેં તથા ડાકટરોએ એટલું તો કબુલાવ્યું છે કે મુસાફરી બે ભાગમાં વહેંચી નાખવી. હું તથા ફુઈજી આવતા ભેસ્પત-વાર તા૦ ૨૫ મી આગસ્ટે ફાલતુ પેસેનજર સટીમર "દવારકા" માં હાંગકાંગથી ઉપડશું અને કલકત્તે ઉતરશું. અમારા કારભારી બરજોરને ફુઈજીએ સારૂં પેનશન આપતુ કરી રૂખસદ આપી છે. બરજોરે અમારી સાથ મુંબઈ આવવા ના કહયું કારણ કે તેનો કબીલો ચીનમાંજ ગોઠવાયલો છે. ફુઈજી માયે પોતાના ભત્રીજા બેહેરામને સોલીસીટરની મારફતે અમારા કલકતે ઉપડી જવાની ખબર આપી છે ને તેને સદાનો ઓવાર નીવાર કરવાની કાયદા પુર્વક નોટીસ મોકલી છે.

કલકતામાં અમે બરૂકલીન હોટલમાં ઉતારો લેવાની ગોઠવણ કીધી છે. તાંહ અમે કેટલા દાહરા રહીશું તે નકકી નથી-ફુઈજી-માયની તબીયતપર આંધાર. તમે ભાઈજી સાહેબ અથવા કોઈબી જણ કલકતે આવવાની તસદી લેતા ના. હું ફુઈમાયની દરેક બરદાસત લેવશ. સટીમરમાં તો સટીમરની મેટન એવણની સંભાળ લેશે અને કલકતે આવ્યા પછી એક નર્સ એવણને માટે રોકીશું, કલકતે પહોચતાં હું તમુને તાર કરશ, અને તાંહથી કાહરે મુંબઈ આવવા ઉપરશું તે લખી જણાવશજી.

હાલ એજ અરજ.

લી૦,

ફ્રેરદુન પ્રીન્ટર.

હાથમાં કાગળ પકડી રાખી નીચી ડોકે મેરવાનજી કાંગા વીચારમાં ને વીચારમાં મુગા બેસી રહયા. થોડેવારે તેવણે કેકુને હાંક મારીને બોલાવી મંગાવ્યો.

"કેક, તુને કલકતે જવું પડશે. ડોસીને લેવા આપરામાંથી કોઇએબી તો જવું જોઇયે, નહીં તો ખરાબ લાગે. જો, આય વાંચ, અઢામીનું લખેલું છે ને પચીસમીએ ઉપરવાનાં છે—એટલે આજ કાલમાં તો એ લોક કલકતે આવી પુગવાનાં. એકુ બે દાહરામાં આપુને તાર મળશે, વાસ્તે દીકરા, આજેજ રાતના ઉપડી જા. હું આવતે—પણ કેની કોણ આગળ રેહ?"

કેકુએ ધ્યાનથી ફરદુનનું કાગળ આખું વાંચ્યું.

"બાવા, પણ મારા કરતાં કોઇ બીજાને મોકલો તો કેમ? આય ફરદુનજી શેઠ મને જોતાંનેવાર ફફરી પડશે કે હીંદુસ્તાનમાં પગ મુકતાંજ આવકાર દેવાને વાસ્તે શું સોભીતું પુતલું મેરવાનજીએ મોટી ઉકમઇથી કલકતે મોકલી આપ્યું! પણ તોબી તમે કેહેતા હોવો તો હું જાઉં—મને કંઇ અરચણ નથી. પેલો ભીખાદારૂ બામજીબી પરમ દાહરનો ઉપરી ગીયોછ, નહીં?"

"હા, ગીયો તાહરે મને અહીંયા મળતો ગીયો. મને કેહજે ફરદુનજીએ એની ઉપરબી તાર કરીને એને કલકતે બોલાવ્યોછ. એ તાંહ છે તેથી પુઇજી તેમજ ફરદુનની સાથે ઓળખાણ પાડવાનું તુને સવલ થઇ પડશે. જા, દીકરા, એને લોકને સહીસલામત અહીંઆ લઇ આવ."

* * *

પોતાની અસલી તપખીરની દાબડી ઉઘાડી મેહરવાનજી કાંગા બે સહરકા લીયે તેટલાંમાં તો આઠ દહારા ગબડી ગયા! કેકુ કલકતે દોડી પુગ્યો હતો—અને અંતે ચોકી સપટેમબરે મેહરવાનજીને તેની તરફથી નીચલું કાગળ ટપાલમાં મળ્યું—

"બ્રુકલીન હોટેલ"

કલકતા—તા૦ ૩૧મી આગસ્ટ ૧૯૦૨

મારા વહાલા બાવાજી,

અબઘડી હોટેલમાં ઠરીઠામ થતાંજ પહેલું કામ તમુને આય કાગળ લખવાનું કરૂં છું. આજે ૩ દહાડા થયા આલીફ્રુઈ અને ફરદુન તો અહીં આવીને નવાં જુનાંબી થઈ ગેયલાં છે. મુંબઇથી ઉપરતી વખત મેં તાર કીધેલો તેથી હાવરાનાં સ્ટેશન પર ભીખાદારૂ બામજી અને ફરદુન મને લેવા આયાતા. ગાડીમાંથી હજીતો ઉતરૂં તેટલાં ફરદુને પોતે પોતાને મારી સાથ ઇનટરોડયુસ કીધો. વોટ એ ફાઈન, જોલી, હેંડસમ ફેલો! હું ખરૂં કેહુછ, બાવાજી, કે એના જેવો હસમુખો, બોલીદરાજ, મલતાવડો યંગમેન મેં મારા જનમમાં જોયો નથી. મજાનો પીલતન જેવા બાંધાનો, શોભામણો મારા કરતાંબી એક બે ઈંચ ઉંચો સીધો ટટણખાર કદાવર એ ફરદુન છે હું ફરેનીને મારાં જીગરથી મુબારકબાદી આપુંછ. એટલો દીલનો પોચો ને ખરી લાગણીવાળો છે કે અત્યારમાંજ જાણે કેટલાં વરસનો મારો જીવે જાનનો Chum હોય તેમ મારી સાથ ભેરઈ ગીયોછ. મારીપર ઘણીજ માયા રાખેછ મારૂં અગલી થોબરૂ જોઈને બીજાઓની કાની નાક ચઢાવતો નથી—ઉલટો ઘણાં વહાલથી હમણા સુધીમાં કંઈ પચીસેક વખત મારાં કમનસીબને વાસ્તે મને હીંમત તેમજ દીલાસો આપી રહયો. એ ફરદુન ખરેખરો એક નમુનેદાર છોકરો છે. તમે લોક પોતેજ નજરે જોઈને મારાં મત સાથ મલતાં થશો.

ફરદુન ગોરો છે દાહરી બાહરી કંઈ નથી. લાંબી

ભરાવદાર મુછ સાથ એનો કલીન શેવ કીધેલો ચેહેરો ઘણોજ હેંડસમ લાગેછ.

ડોસાંજી તો તદન આવી રહયાંછ. મુસાફરીની ઠાકથી હાલ તુરત તો ઘોલ્યાપર સુતાં સુતાં કાંસયા કરેછ. આંખે તો તદનજ આવતું નથી—ને કાન આગળ તોપ ફોરીયેછ તાહરે જરા જેમ તેમ સાંભળી શકેછ. અહીંનો ડા૦ હયુગ્ર હમણાજ આવી ગીયો. કેહી ગીયોછ કે જરાબી આલીફુઈને વધારે ઠાકવશો તો ગંભીર પરીણામ આવશે—કારણ કે હારટ બીલકુલ 'ડાઈલેટ' થઈ રહેલું છે. પણ ફુઈ સમજતાં નથી—મુંબઈ ઉપરી જવાની ધરતફરીમાં પરીયાંછ ને જાહરે હેય તાહરે બસ વીલ કરાવવાનો એકનો એક બકબકારો કરીયા કરેછ. ફરદુનને બધું આપી જઈ બેહેરામને રખડાવવાનો એવણનો કુથલો સાંભળતાં સાંભળતાં હવે તો મોહને ફીકબી આવી ગેઈ.

ફરદુન બીચારો ફુઇની પડ્વાડે થોડો થોડો થઈ જાયછ—પણ ડોસાને તો કોણ જાણે શું છે કે ખાતરમાંજ આવતું નથી. બોલી બોલીને બસ એમજ બકયા કરેછ કે "મારો ફરદુન અગાઉના જેવો નહીં—બોંજીયો બદલઈ ગીયોછ!" બાવાજી, મને નકકી લાગેછ કે ડોસાંનું મગજ બુઢાપાથી છેકજ નબળું પડી ગેયલું છે.

અમે લણ ચાર દાહડામાં ઉપડશું, હું તાર કરશ. તમે ને ફરેની સ્ટેશનપર લેવા આવજો—ફુઈને વાસતે એક ડોલી આસપીટલમાંથી લેતા આવજો—તદન કાચનો સામન છે! ભીખાદારૂ તો આઠેક દહારા રહીને આવશે—કલકતામાં એવણને કંઇ કામ છે. ફરેનીને દુવા કહેજો.

લા૦ તાબેદાર બેટા,

કેકી.

* * *

બોરીબંદરના પ્લાટફોર્મપર બાપ દીકરી સાંજે પાંચ વાગતે કલકતા મેલની રાહ જોતાં કયારનાં આમથી તેમ લટાર

માર્યા કરતાં હતાં. મેરવાનજી કાંગાના કપાળપર ઇંતેજારી અને ચીંતાનો ચીલ્લો હતો, જ્યારે ફ્રેની—

આશ્ચર્ય! સદાની હસ્તી બોલતી તે છોકરી આજે કાંઇ વીચીત્ર રીતે ગુંગજ બની ગયલી હતી. કોણ જાણે શું થયું હશે! ફ્રેનીનું મોઢું આમ શોકાતુર થઇ ગયલું જોઇ તેણીનો પીતાબી મનમાં તાજુબ રહયો.

"પાંચ મીનીટ બાકી છે—ઓય ત્રેન આવી લાગશે! કમ, કમ, ફ્રેની! હવે જરા હુશીયારી પકડ, દીકરા! એમ સમમ બકકબ શું થઇ ગેઇ જો!"

ફ્રેનીનો મીજાજ બપોરથીજ જરા બરખેલાપ્ થઇ ગયલો હતો તે હવે પુરો ચસકી ગયો—

"બાવાજી, તમે મારી પાસ તાણીતોડીને હસાવવા માગશો તો ભુલ કરશો. મારૂં કાહરનું પાકીને પલેઠર થઇ જાયછ ને હુશીયારી શું બરી પકડે? મુવાં ડોસાં તો તદન ચરી ગીયાંછ–દોખમે જવાનાં થયાં તાહરે હાંગકાંગ વેરથી અહીં ઘસરઇ તણઇને આવતાં એવણને આળસ નહીં આવતી હોશે! તમેબી પારકી પંચાત માથે હોરી લઇને કેહજે હુશીયારી પકડ!! એવણને કંઇ કશું થશે તાહરે આપુનેજ બધી જંજાલ કેની?"

મેરવાનજી બીચારા ચાટ પડીને જુઠું જુઠું હસ્યા.

"કેમ? આજે બીલારી આરી ફ્રીછ કે? વરી દાર શાની બરી ગેઇ? એવણ પોતે ચાલી ચલાવીને મારે તાંહ આવે તાહરે શું હું ના કેહું ને વરસોની જુની દોસ્તી ને સંબંધ તોડી નાંખું? જા–જા–એમ ચેરાં ના કાહર."

"પુઇ પાસે પુટીયાં છે તેથી તમે એમ ઓઢઇ પંઠરઇ જાઓછ—બાવાજી, બેઅદબી માફ છે—નહીં તો તમે એવણની તરફ ઝાંખીને જોતેબી નહીં."

"હા-હા-વરી તેબી ખરૂંજ તો! બધો વીચાર કરવો જોઇયે. બધું કરૂંછ તે તાહરે ખાતરજ કરૂંછ કેની? પેલો ફરદુન——"

"નાખો તમારા ફરદુનને જાહનમમાં! વરી તમે પાછું એમ બોલીને મને છેરવા માંગોછ કે? જો, બાવાજી, હું સાફ કહી મુકુંછ—હું કંઇ આય ખાટલે પડેલી ડોસીની ઉદવેદ કરવાની નથી——"

"વારૂં-વારૂં! ના કરતી! તુંને કેહછ કોણ?" મેરવાનજી હવે લગાર છીંકી પડયા, "એમ છીંટા છબતરાં શું આજે શીખ્યા કરેછ? પેલી મીઠુ બામજીએ પાછું ચાકરીએ રેહવા હા કહવારયુંછ કની? તે બધું ફુઇનું હાણીયા કરશે. લે ત્રેન આવી——"

કલકતા મેલ ફુંકારાબંધ વીકટોરીયા ટરમીનસમાં ધસી આવ્યો. એક ફરસ્ટ કલાસ સેલુનની બાહેર ડોકું કહાડીને ડીંગાઇ રહેલા કેકુનું હસતું મોઢું જોતાંજ મેરવાનજી તે ડબ્બા ગમ દોડયા——

"આવી પુગો કે, કેક? કેમ, ફુઇજી કેમ છે?"

"ઠીક છે. અમે ધાર્યું તે કરતાં એવણ આય બે દાહરા સારાં ટકી શકયાં. આય ફરદુન પ્રીંટર, બાવાજી! આય મારા પપા, ફરદુન!"

ત્રેનના કમપાર્ટમેન્ટમાંથી ફાંકડા ઇંગ્રેજી ડરેસ અને પનામાં હેટમાં સજ થયલો એક ખુબસુરત, હસમુખો, ગબરૂ જવાન બહાર કુદી પડયો અને ખુશ ખુશ મીજાજથી મેરવાનજી કાંગાનો હાથ પોતાના બે હાથોમાં લઇને જોરમાં શેકહેંડ કરી——

"અલ્લો! મેહરવાનજી શેઠ! હાઉ ડુ યુ ડુ? હું તમુને

જોઇને ખરેખર ખુશી છેઉ. હું ફરદુન પ્રીંટર! આપરે એકમેકને કાંહ નથી ઓળખતા? કેમ, મુરબ્બી, તબીયત કેવી છે?"

મેરવાનજી કાંગાથી હસાઇ હસાઇ જવાયું. ખરેખર! કેકુએ આપેલું વર્ણન સાબુત ખરૂં નીકલ્યું. કેવો મજાનો ઉંચો, દેખાવલો, મજબુત બાંધાનો ખુશમીજાજી છોકરો! અને ૧૦ લાખનો વારસ! આહ—આ ગણત્રીબાજ પીતા તો પોતાના પનોતા જવાન પરોણા આગળ વાંકો ટીકો થઇ ગયો!

"કેમ—ફ્રેની કાંહ છે? ફ્રેની નહીં આવી કે?" કેકુને હવે પોતાની બેહનનું ભાન આવયું.

એક બાજુ થોડેક છેટે ફ્રેની થાંભલો થઇને મુગી મંતર ઉભી રહી આ હોવાઇ નવાઇના ફરદુન પ્રીંટરને માથાંથી પગ સુધી જોયાજ કરતી હતી.

"આય શું આવેલી છેને," મેહરવાનજીએ હાથનીં ઇસારત કરી, "કેક તારા નવા દોસ્તને એની સાથ ઓરખાણ કરાવ, તેટલાં હું ફુઇજીને ઉતારીને ગાડીમાં બેસાડવાની ગોઠવણ કરૂં છ——"

"નહીં—કેક, તારા પપાને મદદ લાગ," ફરદુને કેકને બાજુમાંથી પકડી ત્યાંજ ઉભો રાખ્યો, "મને ફ્રેની સાથ 'ઇનત્રોડકશન'ની કંઇ જરૂર નથી. હું એખલોજ એવણ સાથ વાત કરશ——"

આમ બોલી કેકુ તથા મેહરવાનજીને ફુઇજી સાથ ફાંફાં મારતા છોડી ફરદુન ફ્રેની ઉભી હતી ત્યાં તેની આગળ ગયો.

કદાચ ફરદુન પ્રીંટરનાં મનમાં એમ હશે કે તેને જોતાંને વાર તે છોકરી થોડી થોડી થઇ જશે——પણ ના! તે તો ધારણનું બાંધણયું થઇને હીલ્યા ચાલ્યા વગર ચુપજ ઉભી.

આ લક્ષાપતી "બીલ્લુ"ને જરા ડોકુંબી તેણીએ કર્યું નહીં.

ફ્રરદુન લગાર ખસયાણો તો પડયો——પણ હાવકું મોહું રાખીને પહેલી વાત છેડી——

"વેલ, મીસ! કંઇ હસ્સામાંજ દુર ઉભાં રહયાંછ? મને ઓરખોછ કે? હું ફ્રરદુન પ્રીંટર—આલી ફ્રુઇનો કરી લીધેલો દીકરો કમ—શેક હેન્ડઝ, ફ્રેની. આપુને હવે ફ્રેન્ડઝ થઇ જવાનું છે."

ફ્રેનીએ કાંઇ ઉત્તર દીધો નહીં. ફ્રરદુને તેણીનો એક હાથ પોતાના હાથમાં લઇને ખુશાલ જીવે શેકહેંડ કરી, અને પછી ખડખડાટ હસી પડયો—

"યસ! યુ આર એ નાઇસ પ્રેટી ગર્લ, ફ્રેની! તારી ખુબસુરતીની તારીફ પર તારીફ સાંભળીને તો હું હાંગકાંગ વેરથી મારી આય ડોકરીને ધસરી લાયો! હું આશા રાખુંછ કે આગળ ચાલતાં તું મને વધારે સારી રીતે—મકુંજે આપરે એક બીજાને બરાબર પીછાણી શકશું. ખરેખર ડીયર, તારી આંખમાંજ બધી મસ્તી છે!"

ફ્રેનીએ ખરે મને જીવ સાથ ખભરીને મ્હોં કુમળાવ્યું. ફ્રરદુન પ્રીંટર પોતાની ઓળખાણની પહેલી પાંચ મીનીટમાંજ આવી કઢંગી છુટથી તેણી સાથ વાત કરતો હતો એટલે તેણીનું છેકજ ઉભાઇ આવ્યું. કેકુ તથા મેહરવાનજી આવા આગળ સટકી જવાય તેમણી નહીં હતું—તેઓ તો આલીફ્રુઇની ગોરસી કરવામાં કોણ જાણે કયાં ચાલી ગયલા હતા.

ફ્રરદુને પોતાના પાટલુનનાં ખીસામાં બે હાથ ખોસ્યા અને પછી ચુંચી આંખ કરી ફ્રેની ગમ જોયું——

"તું આજે દલગીર જેવી કેમ દેખાયછ. ફ્રેની? તબીયત

તા: સારી છે ફ્રેની? ખરૂં કેહુંછ ડીયર, આઇ લાઇક યુ! તું મારી સ્ટાઇલનીજ છોકરી છે! જરા કંઇ બોલની તો! કેમ, લાલ લાલ કેમ થઇ ગેઇ?"

ફ્રેનીનું મ્હોં નાખુશી અને નારાજીથી ખચીત લાલ થઇ આવ્યું હતું. તેણીએ હવે ભવાં ચહાવીને ડોળા ઉંચકયા--

"જી તમે કાહરના એટલી છુટથી વાત કરોછ તે જોઇ હું ઘણી અજબ છેઉં. હું કંઇ તમુને હજુર બરાબર ઓળખતી નથી-મેહરબાની કરીને મને હવે બાવાજી આગળ લઇ જશો?"

ઓત્તારી! આવા કડાકાની ફરદુને વકી રાખી ન હતી. તેણે અજાયબીથી ડોળા કાડી આ વીચીત્ર છોકરીને ધારી ધારીને જોયું——

"તું જરા આજે ખુશ મીજાજમાં નથી. મને કેહ. ફ્રેની—સાચ્ચું કેહ—મને જોઇને તું ખુશી નથી?"

ફ્રેનીએ મીજાજથી કપાલ ચઢાવ્યું—"વરી ખુશી શું ને દલગીર શું? તમે કોણ એવા મોટું દેવનું ડોકું આયા કે હું ખુશી થાઉં? એક્ષક્યુઝ મી, મી० ફરદુનજી—તમુને એક જેનટલમેનની માફક વાત કરતા આવડતુંજ નથી."

ફરદુન પ્રીંટરે પોતાના હોઠ પીસ્યા. સ્ત્રી વર્ગ તરફથી તેને આવી પ્રકારનો આદરસ્તકાર તેની જીંદગીમાં અગાઉ કદીબી મલ્યો ન હતો. તે કાંઇ જવાબ દે તે અગાઉ કોઇએ તેનાં ખભાંપર હાથ મુકયો. તે કૈકુ કાંગો હતો.

"લે ચાલોછ ફ્રેની? પુઇને તો ગારીમાં ગોઠવ્યાં—તમે લોક કાહરના શું ઘુસ ઘુસ કર્યાં કરોછ?"

ફરદુન હસી પડયો.

"સુખ દુઃખની વાત કરીયેછ, દીકરા" તે કેકુનો હાથ બગલમાં મારી ગાડી ગમ ચાલતાં બોલ્યો, "ચાલ ફ્રેની, પેલી ધાંખરી હવે વાર જોતી હોશે! આઇ સે, કેક–અપોન માઇ વાર્ડ! તારી સીસટર એક ખરેખરૂં પીકચર છે–પણ–પણ જરાક મીજાજનાં દાધાબરીયાં છે. આજે લગરીક વાવડી ચસ્કી ગેઇછ–હેં હેં હેં હેં! પણ ચીંતા નહીં–હજુર તો ઘણું લાંબે જવાનું છે."

——:o:——

## પ્રકરણ ૯ મું.

—:o:—

## દલગીરીની દેવી તું કોણ છે?

શાંતી? શાંતી!!

ઝાડોની ઘટાની વચ્ચેથી પોતાના દબદબા ભર્યા રતાસમાં ઉગતો આફતાબ સીમ ભણી દોડતા તે એકાંત રસ્તાનાં ગંભીર છાંયને અહીં તહીં તડકાંના ડપકાંથી બીગાડી ચુકયો હતો–ભર નીંદમાં પોઢેલી ખલક હવે સજાગૃત થવા માડતી હતી. આહ! ઉંઘમાંથી બીદાર થતી કુદરત કેવી શાંત, કેવી શોકાતુર ત્યાં સીમનાં નાનકડાં ગામડાંમાં અરડાઇ પડેલી હતી!

સહવારનું પોહર પડયું–સવા છ થઇ ગયા–અને તોબી રસ્તાની ઉપર કોઇ કાળું કુતરૂં નહીં મળે! પવનનો ધીમો સુસવાટો અને પંખેરાંની ચીં ચીં–બસ એ સીવાય બીજી કોઇ ચીજનો અવાજ નહીં! સ્ટેડી ઢપે પોતાનાં મશીનને પેડલ કર્યા જતા બે સાઇકલીસ્ટો માહેલા એકનાં મુખમાંથી એક સંતો-ષને દમ નીકળી પડયો –

"બધું કેવું સુમસામ ને ચુપચાપ છે! આપરે સીંમ આવી પુગા, ફરદુન. જો, કેવો મજાનો ગામડેનો દેખાવ છે!

વાહ ! પોતાની સાદાઇમાં સુતેલી સૃષ્ટીને અહીં મુંબઇની માફક બીજો કંઇબી તકલીદી શણગાર જોઇતોજ નથી——"

ફરદુન, પ્રીંટર ખડખડ હસી પડયો—

"હે-હે-હે! કસ્ટમમાં એક પરણુ ઉતો તે બીચારો એમજ મેટ થઇ ગીયો, કેક! કમબખ્ત તેબી તારી કાની કવીતાઇ તાણતોડ જરા જરામાં——"

"નહી-હું ખરૂં કેહુંછ," કેકુ કાંગાએ પોતાનાં ભવાં ચઢાવીને ગંભીર ચેહેરે પોતાના દોસ્તની ટકુાબાજી અટકાવી. "આર્ટનો હું એક અદનાં આશક છેઉં, બીરાદર-જો આય ઝાડોની સુંદર ઘટા, જો આય રસ્તાની એક બાજુએ લગોલગ આવેલાં બેઠા કોટેજની ગામડયણ બાંધણી, જો આય—બાઇ જોવ!——"

ઉપલા શબ્દો કેકુનાં મુખમાંથી એકાએક મોટે સાદે નીકળી પડયા ઝડપમાં ડોકું ફેરવીને ફરદુને તે કોટેજના દરવાજા ગમ જોયું અને તેનાં મોહડાંમાંથીબી તેજ ઘડીએ અજાયબીની એક "ઓ!" લપસી પડી.

બીજી મીનીટે તો બંને સાઇકલ સવારો કાંઇ પચાસેક કદમ દુર નીકળી ગયા હશે.

"આઇ સે, કેક!" ફરદુનનો પહેલો અવાજ નીકળ્યો, ફાંકરૂં બઇરૂં! જોયું કે? તાંહ પેલા દરવાજા આગળ ખુરસીપર બેઠેલી——કેમ ઉભો કાંય રહી ગીયો?"

ખચીત-કેકુ કાંગો પોતાની સાઇકલ પરથી ઉતરી પડી ઉભો રહી ગયો હતો. તેના સોબતીનેબી અટકવું પડયું.

"વોટ એ બ્યુટીફુલ ગર્લ!" કેકુ પોતાનાં મશીન પર બેઠેલીને જાણે પોતાના જીવ સાથ વાત કરતો હોય તેમ મોટેથી

અડબડયો, "હું ખરૂં કેહુંછ એવી ખુબસુરત લેડી મેં મારા જનમમાં નથી જોઇ!"

ફરદુન પાછો હસ્વા લાગ્યો—

"લે, હવે એને કોણ સમજાવે? હે–હે! હમણા તો તું સારીકાની ઉતો, કેક, એટલાવારમાં શું થઇ ગીયું! તું બી ચીત્ર છે, યાર! પણ દીકરા–આય છોકરી એક રમકરૂં છે એમાં ફેર નહીં. આવ, જરા ચાલતાજ તે દરવાજા આગળથી પાછા પસાર થઇ જઇયે. જોઇયે તો ખરા, કોણ છે તે! બીચારી મને તો કોઇ ઘણાંજ દુઃખની મારેલી, બરેલી ઝરેલી લાગેછ."

બેઉ મીત્રાએ પાંઉ પ્યાદા પાછા તે કોટેજ ભણી હેંડવા માડયું. દરવાજો ભાયગે દશ બાર કદમ દુર રહયો હશે કે કેકુ તો પાછો અટકી ઉભો.

"નહીં–નહીં–એમ એની આગળથી હવે ચાલીને જઇયે? ખરાબ લાગે ફરદુન! કેહશે કે મને ખાંમખા જોવા પગે ચાલીને જાયછ–"

"અરે ચલરે છોકરી! એમાં ખરાબ ને બરાબ શાનું વરી લાગવાનું? ખરાબ લાગશે તો રૂમાલથી નુછી નાખશું. ચાલ–ચાલ–જરા એની સાથ વાત તો કરીયે——"

કેકુ અડીને ઉભો.

"નહીં–હું તો નહીં આવતો. તું એખલો જોઇયે તો જા. ઓરખ્યે નહીં પારખ્યે નહીં ને વાત કેમ કર્યે? એમ ચેરાં ના કાહર, ફરદુન!"

પણ ફરદુન વધારે રીકઝીક કરવા થોભ્યોજ નહીં. કેકુને ત્યાં ઉભો રહેવા દઇ તે દરવાજા તરફ આસ્તે આસ્તે આલ્યો

તે જગ્યાપર પેલી જુવાન પારસી બાનુ ગાલે હાથનો થેભો દઈ જેમની તેમ એક પુતલાંની માફક બેસી રહેલી હતી.

ફરદુન તેણીની નજદીક ગયો—પણ તે બાઇ કાંઇ બહુજ ઊંડા વીચારમાં બેઠેલી હોવી જોઇયે, કારણ તેણીએ જરાબી ડાકું ઉંચકીને આ નવા આવનાર ગમ જોયું નહીં.

ફરદુને એકાદ મીનીટ ગુપચુપ ઉભો રહી આ મનોરંજક જીવતાં ચીત્ર ગમ ધારી ધારીને ટીકયા કીધું. ખરેખર! ત્યાં બેઠેલી જુવાન છોકરી ખુબસુરતી અને ગમગીનીનું એક સ્વરૂપજ હતું. બંને આંખનાં પાપણ ઢાંકેલાં રાખી બહુ શોકાતુર ગમગીન ચેહરે ત્યાં હીલ્યા ચાલ્યા વગર બેઠેલી દલગીરીનું એ દેવીનું ગોલ ઘટમારૂં મોઢું, સીધું અણીયારૂં નાખ, ભવાંનો કમાનદાર કલ્લો દેખી ફરદુનબી બે ઘડી મનમાં આફ્રીન કરવા પડયો. તેણીએ સાદાં સફેદ વાસકુટપર ઘેરા રંગની બ્લુ ,સાડી પેહરી હતી-એટલે તેણીનાં ગોરાં મોઢાંપરનો ઉદાસીનો છાપ ઓરબી વધારે પ્રગટી નીકળતો હતો.

ફરદુને સાઇકલનો જરા ખડખડાટ કર્યો—હાથે કરીને જરા જોરમાં બેએક ડગલાં ચાલીને બુટનો અવાજ કર્યો—સેહજ ખંખારબી માર્યો—પણ વ્યર્થ! પેલી બાનુ તો એકજ ઢપે સર નમાવીને બંધ આંખ્યો સાથ સ્થીર બેસીજ રહી! ચેહ—એમ કેમ? શું તેણી ઉંઘતી હતી? તેણીનું પોતાની તરફ ધ્યાનબી કેમ ખેંચવું તે ફરદુનને હવે આવડયું નહીં.

“હ—હ—હ—હ! જી, કુરલા જવાનો રસ્તો કીયો?” તેણે આખરે જરા નજદીક જઇને વાત છેડી, “હું ને મારો દોસ્ત સાઇકલપર કાહરના રખડયા કરયેછ, પણ ઠેકાનું નથી લાગતું. માટે મેહરબાની કરીને જરા તમે અમુને કેહેશો?”

આશ્ચર્ય ! તે મુર્તીએ આટલા સવાલ છતાંબી પોતાનું ડોકું ફેરવ્યું નહીં. બસ જેમની તેમ ઢપે બેસી રહી ફ્રરદુન ગમ સેહજબી નજર નાખવા વગર તેણીએ જવાબ દીધો—

"અહીં મારા ડાબા હાથપરના આય રસ્તાપર સીધ્ધા જાઓ ને પછી આલબર્ટ રીફ્રેશમેન્ટ બાર આવેલું છે તાંહથી જમણી બાજુએ ફરી જજોજી કે કુરલાના રસ્તાપર જશો."

આટલુ કહીને તેણી વળી પાછી ચુપ થઇ ગઇ. ગાલે હાથ દઇને બંધ પાપણો સાથ નીચી મુંડીએ ખુદા જાણે શું ગંભીર ઉંડા વીચારોમાં ગીરફતાર થઇને તેણી આસપાસની દુન્યાનેબી ગોયા વીસારી મેલતી હતી. ફ્રરદુનનું તો ઘણું મન થયું કે જરીક વાતચીત લંબાવે–પણ એ છોકરીએ તો તેની ગમ જરા ઝાંખીને જોવાની વટીક દરકાર નહીં કરી, એટલે ખસીયાણા પડીને તેને ત્યાંથી ખરતી લેવીજ પડી.

લગાર ખભરી ચટકીને તે કેકુ ઉભો હતો ત્યાં પાછો ગયો.

"એઇ કેક ! આય તો કોઇ તદન બરેલું છાનું મુવેલું છે. ધસીને વાતજ નહીં કરતી. આપુને તો થાણાથી ઝાડુ, દીકરા! જરા જુટ્ટઇએ મારી ગમ જોઇબી નથી મરતી. ચાલ હવે જતે- અહીં તો ઉલટાં મારાં વરસ વેચાયાં !"

બેઉ મીત્રો પાછા પોતાના લોખંડી રખશોપર સ્વાર થઇને ત્યાંથી નીકળી ચાલ્યા.

"બીચારી કોઇ અત્યંત દુ:ખી છે," કેકુએ ખરી લાગણીથી કહયું, "કંઇ અઠાગ મુસીબતના બોજા તળે દબાઇ ગયલું એક નાજુક ગુલાબ છે. તુને બીચારીએ પુરેપાધરો સાંભળ્યોબી નહીં હોશે. આહ ફ્રરદુન! વોટ એ લવલી પીકચર શી ઇઝ!"

"હા, પણ રાન મીજાજનું ખોરીયું મુવેલી છે." ફ્રરદુનનું

બસ જેમની તેમ હવે બેસી રહી ફરદુન ગમ સેહજબી નજર નાખવા વગર તેણીએ જવાબ દીધો—

"અહીં મારા ડાબા હાથપરના આય રસ્તાપર રીખ્ધા જાઓ ને પછી આલબર્ટ રીફ્રેશમેન્ટ બાર આવેલું છે તાહુથી જમણી બાજુએ ફરી જજોજી કે કુરલાના રસ્તાપર જશો"

આટલુ કહીને તેણી વળી પાછી ચુપ થઇ ગઇ. શાલે હાથ દઇને બંધ પાપણો સાથ નીચી મુંડીએ ખુદા જાણે શું ગંભીર ઉંડા વીચારોમાં ગીરફતાર થઇને તેણી આસપાસની દુન્યાનેબી ગોયા વીસારી મેલતી હતી. ફરદુનનું તો ઘણું મન થયું કે જરીક વાતચીત લંબાવે—પણ એ છોકરીએ તો તેની ગમ જરા ઝાંખીને જોવાની વટીક દરકાર નહીં કરી.

(જુવો સફા ૬૪ મો.)

ખુબ પાકી આવ્યું હતું એટલે હવે તે ઉખડયો, "એવી તે કોણ મોટા ગવંડરની છોકરી આવી કે આપરી ગમ જરા જોયબી નહીં! હવે તારી તરફ નહીં જોય તો વારૂં સમજ્યા–પણ મનેબી નો કોઠાં? એટલું બધું તે શું છે? હુંબી તો ખરો કે કાલ બાલ જરૂર પાછો અહીં આવીને એની સાથ ઓરખાણ પારૂં."

કેકુએ એક લાંબો નીસાસો નાખ્યો. અફસોસ! પોતાના કદરબીહામણા ચેહરા સાથ તે પાછો કેવી રીતે આ દલગીર ખુબસુરત હુરીની સમક્ષ ઉભો રહી શકશે! હેંડસમ ફરદુનની સાથ સરખામણીમાં તે પોતે કેવો મકાઇબાહુ જેવો ખવીસ આ સુંદરીની નજરમાં લાગશે! અફસોસ! કેકુનાં કપાલ પર નીરાશી અને નામુરાદીનાં ઝરાં ફુટી નીકલ્યાં. "આહ! હું ઇચ્છું છ કે આજે હું અહીં આયોજ નહીં હોતે!" તે એક હાય મારીને દબાયલા સાદે બોલ્યો, "આય પુતલીએ મને અગાઉનાં કરતાં ચાર ઘણો વધારે કંગાલ બનાવી મુકયોછ. એ છોકરીને પાછો મલી એની સાથ પાંચ મીનીટ–બસ ફકત પાંચજ મીનીટ–વાત કરવા, એનું મોહનું એક વખતબી જરા હસ્તું કરવા મારી જીંદગીના દસ વરસ હું ખુશીથી આપું. પણ ઓ ફરદુન! આય મારાં મોહના પર લખેલા શ્રાપ સાથ હું એની સામબે કદીબી ઉભો રહી શકશ કે? નહીં–કદીબી નહીં. એ પ્યારી દુ:ખ્યારી અબલાના ગમમાં મારાં આય નેહસ્ત બીહામણાં કોઠાંથી ઉમેરો કરવા અગાઉ હું કાલાં આફ્રીકાનાં જંગલમાં નાહસી જવાનું વધારે પસંદ કરૂં. ફરદુન–તારા જેવા એક હેંડસમ ફેલોને જોઇને કદાચ એ ખુશી થશે. કાલે તું એખલો પાછો આવજે."

ફરદુન પ્રીંટરે વીચારમાં ને વીચારમાં પોતાની મુછને વળ દીધા.

"હા, યાર," તે આસ્તેથી બડબડયો, "પોટ્ટી છે તો ખરેખરી બ્યુટીફુલ—એમાં શક નહીં. એ કોણ હોશે કોણ? કુમારી હોશે, વારૂં? તેમ હોય તો બંદો જરા વીચાર કરે. કેક, સેવકની જરા ખાટ્ટી મીઠ્ઠી મંછા થાયછ—ખરૂં કેહુંછ."

બીચારા કેકુ કાંગાએ લોહીનો ગોટ ગલ્યો. ફરદુનના છેલ્લા શબ્દોથી તેનાં જીગરમાં અદેખાઇનો એક કાતીલ ચમટો-તુટો હતો- પણ હોઠ બીડીને તેણે નીચી મુડીએ સાઇકલને પેડલ કર્યા કીધું.

"શું વીચાર કરેછ, કેકુ?"

"હું વીચાર કરૂંછ કે મેં પેલે ભવમાં એવો તે શું મહા ગુનાહ કીધો હોશે કે આય જીંદગીમાં મારે માટે સઉથી ઉંચામાં ઉંચાં સુખનો દરવાજોજ સદાનો બંધ રાખવામાં આયોછ—"

"તે શું?"

કેકુએ એક લાંબો દમ ખેંચ્યો અને પોતાનું ભીણું કપાલ લુછ્યું—

"પ્યાર! દુન્યાનું એ બેહસ્ત મારે વાસ્તે બંધ છે. જીંદગીનો એ એકપુરો ખરો મીઠાસ મારેથી ચાખી શકાતો નથી. ફરદુન, એ બધું તારા જેવા નસીબવાળાઓને વાસ્તે છે—હું અભાગ્યો તો આય મારૂં કાબરચીતરૂં ડાચું લઇને અહીં તહીં ભરાવા સંતાવાને વાસ્તે સરજાયલો છેઉં. હું એક આર્ટીસ્ટ છેઉં—આર્ટ અને ખુબસુરતી પર ફીદા છેઉં- પણ, અફસોસ! ખુબસુરતી મને જોતાંજ ચીસ પાડીને ગાઉના ગાઉ દુર નાહસેછ. મારી બદસુરતી આય ખુબસુરત દુન્યાની ઉપર ગોયા એક કદરૂપા ડાઘ સમાન છે———"

"લે ચાલ, હવે માથું ના ખા!" ફરદુને કંટાલીને કહયું, "આય આલબર્ટ બાર આયું—આવ જરા છાંટો છાંટો લઇયે."

બંને જણ સાઇકલો એક કોરે મુકી 'બાર' માં એક ટેબલ પર જઇ ગોઠવાયા. અરધો પેગ લઇને નાખ ભીંજવ્યા પછી ફરદુને 'બાર' ના પારસી માલેક માણેકજીને બોલાવી મંગાવ્યો,

"મીસ્ટર, આય રસ્તાપર નાકે સીમ તરફ એક બેઠકું કાટેજ આવેલું છેની—"

"હાજી, મને માલમ છે—તેનું શું?"

"નહીં–મકુ જે તેમાં કોઇ–કોઇ પારસી કુટુંબ રેહછ—"

"હા–તે લોકને હું ઓરખુંછ. બુઢો પેસ્તનજી ગાર્ડ ને તેની બે છોકરીઓ રેહેછ."

ફરદુન અને કેકુ બંને જણા કાન ઉંચા કરીને ખડા બેઠા. ફરદુને પાછું પુછ્યું.

"ઓહો! તમે ઓરખોછ? એ લોક–કોણ–મકુંજે——"

"થોરોજ વખત થયો ભુશાવલથી આવી રહેલાં છે. બીચારો પેસ્તનજી લકવાથી ખાટલે પરેલો છે. એક દીકરી માણેકબાઇ મજાની શોભીતી ગોરી મડમ જેવી છે–ને બીજી નવાજબાઇ કરીને છે તે જરા બીચારી દેખાવમાં મારા જેવી છે—"

"ઓહ આઇ સી!" ફરદુને જવાબ દીધો, "છે–તે એ માણેકબઇ હું ધારૂંછ કે આજે હમણાં તાંહ દરવાજાપર બેઠેલાં ઉતાં. પણ બીચારાં જરા દલગીર જેવાં બેસીજ રહેલાં—જરા અમારી સામબે જોયુંબી નહીં."

માણેકજી ખડખડ ખડ હસી પડયો.

"હે–હે–હે–હે! અરે બીચારી એ માકી તો બેઉ આંખે

અપંગ છે, શેઠીયાઓ!"

"અપંગ!" ફરદુન અને કેકુ સાથે મોટેથી બુમ પાડી ઉઠયા.

"હા—ગરીબ બીચારી! કેવી મડમ જેવી છોકરી છે, પણ કમનસીબે આય આફત આવી પરી. કેહજે દોઢ વરસની વાતપર ભુશાવળમાં પોતાના કમપાઉંડમાં બેસીને પેન્ટ કરતી'તી (પેન-ટીંગ કરવામાં અને ડોઇંગ કરવામાં એ ઘણીજ હુશીયાર છે, સાહેબ)—પણ તેટલાં કેહેજે એકાએક વીજળી પરી ને બીચારી બેઉ આંખે આંધરી થઇ ગેઇ. તાહર પછી એ બાપ દીકરીઓ અહીં આવીને ઠર પડયાં. એ લોકનો એક ભઇ ભુશાવલ રેલવેની નોકરીમાં છે. બીચારાં ગરીબ સંસારે પોતાનું ગારૂં ગબરાવેછ. આય માણેકબાઇનાં હાથનાં રંગેલા ઘણાંક પીકચરો આસ્તે આસ્તે વેચીને હાલ તરત તો એ લોક કામ ચલાવેછ——"

"એના હાથના પીકચરો વેચવાનાં છે? કેકુએ ભટ દેતો કે ઉભો થઇ ઇંતેજારીથી પુછ્યું, "કાંહ—કાંહ એ પીકચરો મલશે?"

"એ લોકને તાંહજ. એ માકી પોતેજ પીકચરોની સમજ આપેછ. બીચારી ઘણીજ ભલી ને રાંક છોકરી! ખોદાયેબી શું કરવા બીચારી પર આય સીતમ ગુજાર્યો હોશે?"

વધુ વાતચીત કરવા વગર બીલના પૈસા ચુકવી ફરદુન અને કેકુ ત્યાંથી નીકળીં ચાલ્યા. ઘર તરફ ફરતાં આખે રસ્તે કેકુ એક બોલ બોલ્યો નહીં. ફરદુને બીજી ત્રીજી વાત કાહડી ને ઘણુંબી બોલાવવાનું કીધું—પણ કેકુ હોઠ ચીપઠીને મુંગોજ રહયો. કોણુ જાણે તેને શું વળી ફાંટો આવ્યો હતો!

—:o:—

# પ્રકરણ ૧૦ મું.

—:o:—

"દુન્યા સારી સમજો જુઠી—
જુઠા એ સંસારા રે."

આલીફુઇ મરેરે પાછલી રાતનાં! તેવણનો કાંસણમોરોજ ખલાસ થતો ન હતો. મેરવાનજી કાંગાને ત્યાં ઠર પડયાને ત્રણ આખા દહાડા પસાર થઇ ગયા—પણ ફુઇજી મુવાંએ તો ઢોલ્યા પર પડયાં પડયાં ઉં અને આં કર્યાં કરી ફ્રેનીનું પાકનીને પલેથર કરી નાંખવાનું ચાલુજ રાખ્યું હતું. મીઠુ બામજી હજીપોતાની નોકરીપર આવી ન હતી એટલે હાલ તુરત તો બાપડી ફ્રેની મુગે મોઢે આ ડોસીની સારવારમાં પછડાયા કરતી હતી.

ચોથે દહાડે સહવારના જરા કાંસકુસ વધારે થઇ. ફુઇએ ફરદુનને પોતાની આગળ બોલાવ્યો હશે—પણ ફરદુનજીબાની ધનનસલજ કયાં હતી? તેવણ મુરબ્બી ઘરમાં ટાંટીયો ફેરવીને રહે શું કામ કે ફુઇજીનું લંબાણ ભેજાંદુખણ સાંભળવું પડે? સહવારૂં પડતાંજ સેહેજ મોઢું દેખાડીને ફરદુન કોણ જાણે કયાં બાહર સટકી જતો તે બપોરના છેક પાછો આવતો—જરા ભુક બાચક ખાધું નહીં ખાધું કે પાછું ચાલ મારા બાપ! બપોરના ગયલો તે પાછો છેક દીવા થતી વખત આવતો! છેલ્લા ત્રણ દહાડાનો એ અવતાર હતો.

આલીફુઇને અલબતાં એ કયાંથી ગમે? ફરદુન જેમ જેમ દુર નાહસ્તો ફરતો તેમ તેમ તેવણની કાંસ કરાંઝ વધારે થતી—અને તેમાં બીચારા મેરવાનજીની તો પુરીજ કમબખ્તી થતી. જયારે ફુઇ સુતાં સુતાં કાંઇ ત્રણેક કલાકનું લંબાણ પીંજણ કરવાનું શરૂ કરતાં ત્યારે ધીરજથી પાસે બેસીને

હુંકારા પુરતાં મેરવાનજી અવાચીપર અવાચી ખાતા. ફ્રેની તો ખભરી ચટકીને વાજ વળતી હતી. કદાપી ફ્રરદુનબી એજ કારણથી નાહાસાનાહસમાં પડતો હશે.

* * *

"ફ્રરદુન ઘેરમાં નથી? બાહાર સધાવ્યો? મઅઅરેરેએએ! ઓંજીયો જપીને ઘેરમાં બેસ્તોજ નહીં! કોણ જાણે શું લવંગની લાતીએ સહવારના પોહરમાંથી કહરાયછ! જરા મારી આગર બે ધરી ઠરીને રેહતો હોય તો કંઇ વાતબી કરૂં કેની?–ઉંહ–મુવું એક તો આંખે દેખાતું નહીં તે પુરા હાથ પગ અરી ગીયાછ! મેરવાનજી, છેઓ કે?"

"હાજી, છેઉં. અહીં બેઠેલોજ છેઉં," મેરવાનજીએ મોટે સાદે કહયું.

"મરે, મેં કેટલી વખત એ છોકરાને કેહયું કે હવે એક સોલીસીટર લઇ આવ કે મારાં વીલનું કરી નાખું–પણ અભાગ્યો તો કંઇ મનપર લેતો નથી. વારૂં વારૂં કરીને સધાવેછ ને કંઇ મલે નહીં. બાવા, મરી જાઉં, તમે જરા ખતે લાગીને એટલું મારા વીલનું કરાવી આપો મરૂં–કે મારો જીવ હલકો પરી જાય. એ પોરીયો તો મને ઉડાવીયા કરેછ. આય શુધ્ધાં મેં એને કંઇ પચીસેક વખત કેહયું હોશે–હવે તો બોલતાં બોલતાંબી હું કંટાળી ગેઇ. ફ્રરદુન કંઇ સોલીસીટર બોલીસીટર લાવવાનો નહીં–જો જો, મારો બોલ યાદ રાખજો! એ તો દહાડાબરીયો બસ એમજ ભેજાં ધખારો લઇ બેઠોછ કે પેલા બેહરામનો વારસો હું કેમ પચાવી પારૂં? તેથી એ તાલ કરીને વાત અખારા કરીયા કરેછ ને હરવાયો મારેથી નાહસ્તો ભાગતો ફ્રરેછ——"

"નહીં–નહીં–ફુઇ. જરા મુંબઇમાં નવો આવેલો છે તે અહીં તહીં કેકુ સાથ ફરતો હોશે," મેરવાનજીએ ફરદુનનો બચાવ કીધો.

"અરે જાવરે! એ દુકતો હવે અગાઉના જેવો મારો કદરવંતો દીકરોજ નથી. ઓંજીયો અહીં આવીને બદલઇ ગીયોછ. તાંહ હાંગકાંગમાં ઉતો તાહરે મારી આગળથી ખીસ્તાં ખીસે નહીં–ને હવે આખા આખા દાહરા કોણ જાણે કાંહ ભટકેછ તે ફુઇની જરા જુરૂઇએ ખબરબી નથી પુછતો! મુવા કાનબી હવે એવા બેહરા મારી ગીયાછ કે જરા પેટ ભરીને એની સાથ વાતબી નથી કરાતી. હરવાયો ઘાંટાં તોંરતા કંટાળતો હોશે તેથી નાહસયા કરેછ. હવે ઘરડી ફુઇની એને દરકારજ નથી. બરીયું તમારૂં કલકતા ને મુંબઇજ મુવું એવું અવદશા છે! પણ કેહોની! મેહરવાનજી, તમે કાલે સોલી-સીટર લાવશો કે નહીં? મરે, તમેબી મને ઉડાવોછ કે?"

"અરે નહીંરે, ફુઇ. તમે કેહો તેમ કરીયે. કાલનો કાલ સોલીસીટર બોલાવોછ?"

"હા–કાલે સહવારના દશ વાગે બોલાવો બસ. હવે ઢીલ ના કર્યા કરો–નહીં તો મુવો મનમાંનો ઓરતો મનમાંજ રેહી જશે."

"તાહરે કાલે ફરદુનને——"

"ફરદુનનું કંઇ કામ નથી. એ ઓંજીયો વરી વચમાં ફાંચર મારશે. કાલે સહવારના એ વધતો થાય ને બસ આપરે ગુપચુપ વીલ કરાવી દઇને પછી એને કહીશું. કંઇ ઘણું લંબાણ વીલ મારે નથી કરાવવું. મારાં બધાં કાગજ્યાં ને દસ્તાવેજો આય ત્રંકમાં છે. ફરદુનનાં નામપર હું બધું કરી આપવા માગુંછ. થોરૂં ઘણું હું

તમુને ને ફ્રેનીનેબી આપી જવાની છેઉં, મેરવાનજી."

"ઠીક છે, ફુઇ. તમારી એમ મરજી છે તો આપરે કાલનો કાલ એનો નીકાલ કરી નાખ્યે. ફરદુનજી ને ફેકુ બાહાર જાય ને હું મારા નાનાભાઇ સોલીસીટરને તેડાવી મંગાવું, પછી તમે તેવણુને જે ગમે તે હુકમ આપજો."

"હા—બધી મરી જાઉં—એટલું કરો, મરૂં. ફ્રેની! ફ્રેની! અહીં છે કે, માય?"

ફ્રેની જે આખો વખત ગુપચુપ ઓરડામાં એક બાજુએ બેસીને સીવ્યા કરતી હતી તે હવે ઉઠીને ફુઇની આગળ આવી.

"કંઇ કેહોછ, ફુઇજી?"

"દીકરી, અહીં આવ. મારી પાસે બેસ. મારી કેવી ગરીબ ગાય જેવી છોકરી છે! જોઉં, મને તારાં મોહનાપર જરા હાથ ફેરવવા દે. મેરવાનજી, આય મારી દીકરીનું મોહનું જોવાની મને ઘણી હોંશ ઉતી. પણ શું કરૂં? મુવા ડોરાજ નહીં મલે તે! તોબી એનો સાદ મને ઘણો ગમેછ. તુંને મારા ફરદુન સાથ બરાબર ઓરખાણ પરી કે, પોસી?"

ફ્રેનીએ નાખુશીથી મ્હોં કુમળાવ્યું. મરી ગયાં ડોસાંએ વળી પાછી એ અણગમતી વાત કાહડી!

"હેં? કેહની, ફ્રેની? મારા ફરદુનને તેં બરાબર ઓરખ્યો કેની?"

"હાજી, ઓરખ્યો તો ખરો-"

"પણ તુંને એ ગમેછ કની? મને ખરૂં કેહ—શરમા ના. તુંને એ પસંદ છે કેની? જવાબ દે, ફ્રેની, મારા સમ!"

"નહીં, ફુઇજી, મને તો એ નહીં ગમતો!"

"નહી ગમતો? ઓવાય! કાંય?"

"બસ મને નહીં ગમતો તે નકી ગમતો ! વરી એમાં કાંય શાનું પુછવાનું ?"

"ઓલેરે આય કોતક જોયાં? મરેરે! તાહરે તું કેવોએક વર લાવવાની છે? રાન મેટ ! એ તો મારો હીરા જેવો દીકરો છે! એને શું છે? મજાનો તાર જેવો ઉંચો ને સોજર જેવો ગોરો દહીતરાં જેવો છોકરો છેને! દુકતી, તું નાખે જીભ શાની લગારેછ ?— —"

"બસ ફુઇ, મને એ તકરાર વધારે કરવી નથી," ફ્રેનીએ હીમતથી રોકડું પરખાવ્યું,

મેરવાનજી ખભરીને ડોળાપર ડોળા કકડાવતા હતા—પણ તેની દરકાર કરવા વગર પીઠ મરડીને તે છોકરી ત્યાંથી ચાલી ગઇ. ફુઇને તો ગજ જેટલો લાંબો થોભરો ચઢયો.

"મેરવાનજી, આએ તમારી ફ્રેનીને કંઇ સમજાવો. મુઇ ઘેલી ! આવો હીરા મોતીનો છોકરો એને નહીં ગમતો! રાન કોણ જાણે કાંહ અટવઇને મરી જશે! નહીં ગમતો તો ઓછી પીરા ! મારા ફરદુનને વાસ્તે તો રાનો બધી પગે પરતી આવશે !- —"

મેરવાનજીએ જોયું ફ્રેનીએ તદન ધાણ બગાડયો હતો. મનમાં તેવણ ખુબ ફફડયા—પણ બીજું કરેબી શું ?

"ફુઇ, તમે એ પોરીના બોલવાનો મુજાકો ના કરો. એ તો હજુ જરા નવું છેની તેથી એ એમ કરેછ—બાકી આગળ ચાલતાં પોતાની મેરે રાહપર આવી જશે."

"ને નહીં આવી જાય તો અહીં કોણ દાંતમાં આગળાં ઘાલીને બેસી રહયુંછ ? પેલી ચરકતી મીઠુ બામજી અહીં મારી આગળ રહેવા કાહરે આવવાની છે ?"

"પરમ દહાડે આવશેજી."

"ઉંહ–મુઇ એ વરી બીજું ઘેલું ગધેરૂં છે! તમે એ એંહકેલાં વાજાં કાંહથી શોધી કહારીયું? તમુનેબી ગામમાં કોઇ બીજી છોકરી મલીજ નહીં?——"

"હું મકું જે તમે હાંગકાંગમાં એને ઓરખતાંતાં એટલે કોઇ જાણીતું માણસ હોય તો વધારે સારૂં. તેથી મેં એનેજ ખામખા રોકી, ફુઇ."

ફુઇએ કરીયાતું પીધા જેવું કડવું મ્હોં કીધું.

"એ પોરીને હું બરાબર ઓરખું છ તો! નરી ઉડતી વાઘ? હાંગકાંગમાં રાન ચીઆવલીનું નામ કંઇ થોડું પરેલું? પણ વારૂં ચાલો–હવે તો જે થયું તે ખરૂં. અહીં આવ્યા પછી એ દુકતી સમરી ગેઇ હોસે."

"પણ, ફુઇ, તમે એમ કેમ બોલોછ? ફ્રરદુન તો એના બાપ ભીખાજી બામજીની ઘણી તારીફ કરેછ? ને કલકતેબી ફ્રરદુનેજ ભીખાજીને તાર કરીને——"

"હારે વાય! કેથી મુઇ હીંદુસ્તાનની હવાજ માણસને બદલી નાખતી દેખું! હરવાયો ફ્રરદુન તાંહ હાંગકાંગમાં ભીખાજીનું ને મીઠુનું નામ સાંભળતાંજ દુશમેન ચીરડાઇને રણ પારતો'તો–તે હવે અહીં બધાં ધરાંપરાં થાયછ! કલકતે એ ભીખાદારૂને તાર કરીને એને મેનીજ કરવા બોલાવ્યો! ખદાય! જુની આંખે નવાં કોતક જોતાં મુવાં સીનાબી સરી ગીયાં!"

——:o:——

# પ્રકરણ ૧૧ મું.

—:૦:—

"દીલ તો મય દે ચુકા, બસ જાન
હય જાના બાકી,
ઉસસેભી દેનેકા અબ અરમાન
હય જાના બાકી."

ફરદુન પ્રીંટરની કયાં કમબખ્તી લાગી કે કેકુ સાથ સીમ ભણી સાઇકલ સ્વારી કરી આવ્યો! ભલું મનીખ તો નહીં ખાય, નહીં પીએ, નહી હસીને કોઇ સાથે બોલે ચાલે! બસ ધરણનું ખાંધણયું થઇને તે પોતીકા ઓરડામાં આખો દાહડો ભરાઇ બેઠો. સાંજે બાહાર ફરવા જવાનો વખત થયો તોબી કેકુનું ખભે ચહ્ડેલું ઉતર્યું નહીં. ફરદુનનું જ્યારે છેકજ પાકી ગયું ત્યારે તેના ઓરડામાં જઇને બાજુમાંથી પકડી ખુબ હલાવયો.

"એઇ, શું થયુંછ શું? કંઇ કાતર્યું બાતર્યું ધસ્યુંછ કે?"

કેક કાંગો ઇઝીચેર પર માથે હાથ દઇને પડયો હતો તે હવે એક નીસાસો નાખીને આસ્તેથી ઉઠયો.

"માંરા જીવને કંઇ ગમતું નથી, ફરદુન. ઉદાસી ને બેચેની એવી લાગેછ કે જાણે કઇ સમજ નહીં પરતું. જા મને જરા એખલો ગગરવા દે——"

"અરે પણ છે શું? જરા ભસી મરની કે સમજ પરે!"

"સહવારના પેલી–પેલી બીચારી–પુઅર ગર્લનો કેસ સાંભળી તારૂં દીલ ધણું આજોરદે થયુંછ—"

ફરદુન ખડખડ હસ્વા પડયો.

"આજોરદે-થયુંછ! હે—હે! ચાલ, ચાલ ઉઠ! એમ ગધેરો ના બન, કેકુ—પારકાંની મુસીબતને વાસ્તે જરા જરામાં માથે હાથ દઇને રડવા બેસશે તો ભેજું ચકાસી જશે. આય દુન્યામાં આપણી પોતાની જંજાલો શું ઓછી છે કે બીજાં-ઓની પંચાતને સારૂં આજોરદે થઇયે! પેલી છોકરી બેઉ આંખે અપંગ છે તેમાં તારા ને મારા બાવાનું શું લુટઇ ગીયું? જવા દે તેને જહાંનમમાં–ને મોહનું હાથ છાંટીને તઇયાર થા, આપરે જરા બાહાર ફરી આવ્યે."

કેકુએ અત્યંત નારાજીથી મહોં મચકાવી ડોકું ફેરવી નાખયું——

"એક કમનસીબ બાઇને વાસ્તે આવા કઠોર સખુનો ઓચરતાં તારે શરમાવું જોઇયે, ફરદુન!" તેણે ધીમા પણ કરડે અવાજે કહયું, "હું તો તુંને ઘણો નરમ દીલનો સમજતો'તો."

ફરદુને પોતાની બોચી ખજવાડી અને મુછમાં હસ્યો—

"તું તો યાર છીકતાં નાક કાપેછ. હું કાંહ કેહુંછ કે એ માણેકબઇ ગાડ આંધરી છે તેથી હું ખુશી છેઉં? હુંબી ઘણો દલગીર છેઉં—પણ તેથી શું કરૂં? શું તારી કાની ઓરડીમાં ભરઇને માદી મરઘીની કાની ઝુંકૂયા કરૂં?"

"તારે તેની દયા ખાવી જોઇયે."

"અરે તારૂં અટયાપાટ થાય! દયા ખાધાથી તે કંઇ જોતી થવાની છે? તું તો અન્નારી મુવોછ! એક ડોસી મોઇ તેને કાંહ સુધી રોઇ? બાપુ, એ રીતનું આજોરદાપણું મને આવરતું નથી!"

"સહવારનાં તો તું તેની સાથ પરણી જવાની વાતો કરતો'તો, ફરદુન!"

ફરદુન પાછો મોટેથી હસી પડયો.

"હા–પણ આંધરી ભીત મુવેલી છે એટલે પછી એ સવાલજ કેવો રહયો? બેઉ આંખે ગેપ એવાં ઠીઠાંને લઇને શું અચાર ભરૂં? તું તો ડાહયો છે!"

કેકુએ ખરે મને કમકમીને પોતાનાં બે ખભાં ચઢાવ્યાં. ફરદુનની એવી ઘાતકી અને સખત હઇડાંની ભાષાથી તેને કંપારી છુટતી હતી.

"ફરદુન," તે ઘાડા અવાજે બોલ્યો, "જો તુને મારી લાગણીનો જરાબી વીચાર હોય તો આય—આય માકીને વાસ્તે ફરીથી એવી તોછડાઇભરી રીતે બોલતો ના. જા, હું હમણા કંઇ બાહર નીકલવાનો નથી. તુને એક જુવાન માણસનાં જીગરની કંઇ કદરજ નથી."

ફરદુને જોયું કે કેકુબા તો સદનતરજ ચીકલીસ થઇ ગયા હતા! અખાડા કરી જઇને પોતીકા આ દોસ્તને રમાડી લેવામાં હાલ તુરત ફાયદો હતો–કારણ કેકુ સાથ તો હજી ફરદુનને લાંબો હીસાબ લેવાનો હતો. મુરતમાંજ તેની સાથ વીજેકું લેવાને ફરદુન તઇયાર ન હતો. ખુરસી પરથી ઉઠીને તે કેકુની નજદીક ગયો અને આસ્તેથી તેનાં બરડાપર હાથ મેલ્યો.

"કેક, એમ ચેરાં ના કાહર. હું તો અમથો જરા હસ્તોતો–તુને ગુસ્સે કરવાની મારી મતલબ ઉતીજ નહીં. એ માણેકબઇને વાસ્તે મારોબી ઘણો જીવ બરેછ! ગરીબ બીચારી! આપરે એ છોકરીને વાસ્તે કંઇ થઇ શકતું હોય તો કયેં, ડીયર."

કેકુનું મોઢું ખુશાલીથી એકદમ ખુલી ગયું. તેણે ફરદુનનો હાથ પોતાના હાથમાં પકડી લઇ જોરથી ચાંપ્યો.

"કુંઇબી કયેં? આપરે શું કયેં-મને કહે-હું તારો હમેશનો ઉપકારી રહેવશ."

પોતાનું હસવું અટકાવવા ફ્રરદુને જોરથી પોતાના હોઠ એકાદ મીનીટ કરડી રાખયા. કેકુને આમ એક અપંગ છોકરીને ખાતર આટલી ધરતફ્ડીમાં પડેલો દેખી તેને બહુ રમુજ ઉપજતી હતી.

"કાલે આપરે તે તરફ પાછા જઇયે, કેક," તેણે થોડા વાર વીચાર કરીને સુચવ્યું.

"જરૂર! હું તો જવાનોજ છેઉં!"

"હુંબી આવશ. આપરે એને કુંઇબી કરીને મલ્યે. ને પછી-પછી-કલ હય ઓર અલ્લાહ હય! કેકુ, પેલા આલબર્ટ બારના પારસીએ આપુને કેહયું તે યાદ છે કેની કે——"

"હા, કેહજે બીચારાં એ લોકની હાલત સારી નથી-ઘણી ગરીબ અવસ્થામાં છે."

"બરાબર! ને વરી એમબી કહયું કેની કે એ માકીના હાથનાં અગાઉ પેંટ કીધેલાં પીકચરો વેચવાનાં છે?"

કેકુ કાંગો હરખને મારે અચણુચ ફ્રરદુનને વળગીને કોટી કરી પડયો——

"માઇ ડીયર બોય!" તેણે ખુશાલીથી દબાઇ જતા સાદે બુમ પાડી, "યુ આર એ કેપીટલ ફેલો! કેવો ગ્રાંડ આઇડીયા, ફ્રરદુન! આપરે જરૂર જઇયે! ઓ-એ મારી ડારલીંગને પાછો મળવાની આશામાં મને રાતના ઉંઘબી કેમ આવશે!"

ફ્રરદુન હવે બેઅખત્યાર હસી પડયો.

"હે હે હે હે! મને હસવું આવેછ તે માફ કરજે, દોસ્ત, પણ તું એમ પ્યારમાં આજોરદે થઇ જઇને ઘેલો ગાંડો

થઇ જાયછ તેથી મને બહુ ગમત પડેછ——"

કેકુનો ચેહરો પાછો ગંભીર બની ગયો. તેણે ચુંચી આંખયો કરી સામે ઉભેલા પોતાના હેંડસમ સાથીનાં મોહડાં ગમ થોડીક પળ જોયા કીધું.

"તુને ગમત પરેછ?" તેણે નરમ સાદે પુછયું, "ફ્રરદુન, શું તું કોઇ દાહરે પ્યારમાં પડયોજ નથી?"

"કંઇ પચીસેક વખત પરયોછ, દીકરા, પણ બધા દાખલામાં બસ ફકત પાંચ પાંચ દાહરાજ! ને–હે હે!એક-બારગી હું પ્યારમાં ખરેખર પડુંબી તોપણ તારી કાની, બા, લાઇલા જનુનના એમ ફારસ તો નહીં કરૂં."

કેકુએ ફ્રરદુનને ખભાંમાંથી પકડયો અને ઘણાજ જુસ્સાથી હલાવ્યો——

"ફ્રરદુન! માઇ ફ્રેન્ડ!" તે તેના કાનપર પડીને બોલ્યો, "તું મારી છાતીમાં હમણા શું ઉભાયછ તે સમજતો નથી. એક પરીસુરત છોકરી દુન્યામાં અંતે મને એવી મલીછ કે જેને હું મારા જીવ કરતાં વધારે ચાહુંછ–ને– જે મારા આય દલદર કોઠાંને જોઇને ભડકી ઉઠે એવી હાલતમાં નથી! હું તે મારી હઇયાની મુરતીની સામબે ઉભો રહી તેનો ચાંદ સરખો ચેહરો જોઇ શકશ—ને તે કમકમીને મારેથી દુર નાહસશે નહીં એ વીચાર મને હરખથી દીવાનો બનાવેછ."

ફ્રરદુને કંઇ જવાબ વાળ્યો નહીં. માથું ધવડતો તે મુગો મુગો કેકુને છોડીને ત્યાંથી નીકળી ચાલ્યો.

"આય કમબખતનું માથું ખીસી ગીયુંછ!" તે બડબડયો, "ગામમાં કોઇ બીજી મલતીજ નહીં કે એક આંધરીની પછવારે

મેટ થઇ ગીયોછ! ઓલ રાઇટ—મારૂં શું જાયછ? મુરદાં બેહસ્ત જાય કે દોજખ! હુંબી તો ખરો કે બને તો એ લાકરે માકરૂં વળગાવીજ આપું!"

—:o:—

## પ્રકરણુ ૧૨ મું.

—:o:—

"કેવા રમતા પંચી આયા, કે આપણુ
છપ્પણુ લખ્ખણુ લાયા!"

કેકુના ઓરડામાંથી નીકળેલો ફરદુન માથે ટોપું ઘાલીને પાધરો નીચેજ ઉતરી પડયો. ગુપચુપ વળી પાછા બાહેર સટકી જવાની તેવણુ મુરબ્બીની નીષ્ઠા હતી. વળી કદાચ ફુઇ પોતાની આગળ તેડીને પહેલાં નંબરનું મેળું વળગાડે તો મુવા છુટા!

નીચે ભોયતળીએ ઓટલા ઉપર તે વીચારમાં હાથમાંની વાકીંગ સ્ટીક ગોલ ગોલ ફેરવતો અને મોઢેથી સીસોડી ફોડતો થોડોવાર ઉભો રહયો. વરસાદ ઝરમર ઝરમર પડયા કરતો હતો તેને બંધ પડવાની રાહ જોતાં ફરદુનને ખોટી થવુંજ પડયું.

અરેરે! બાતેન અને જાહેર વચ્ચે કેટલો ફરક છે! અપ—ટુ—ડેટ સ્ટાઇલમાં ઇંગ્લીશ ડરેસ સજી ત્યાં ઉભેલો આ રંગીલો છેલ છબીલો શું શું તુરંગોથી પોતાનું ભેજું ભખી ખાતો હતો! વાંચનાર, ફરદુન પ્રીંટરનાં મગજમાંથી પસાર થતા વીચારો સાથ આપણુને પુષકળ કામ છે.

"ડોહીને મોહનું દેખાડયા વગર પાછો ફુટ થઇ જાઉછ તે વરી જીવ પચાડી મારશે!" તે મન સાથ સહેજ હસીને

બડબડયો, "એનું નખોદ જાય એનું! જરાક આગળ જાઉંછ કે લાગલો પેલો વીલનો સ્ટુપીડ પટપટારો બસ શરૂ કરવા મંડી જાયછ. કનફાઉન્ડ ધી ઓલ્ડ ફુલ! મને કાયર કાયર કરેછ! બેહેરામ તાલુકદારને રખડાવી મારવાનું એનું મેડનેસ ખોદા જાણે કાહરે પુરૂં થશે! હવે તો એકની એક વાત સાંભળતાં અને ડોકરીને હાથતાલી આપીને ઉડાવતાં ઉછારોબી થાયછ! પણ, પેંડયા, ધીર ધર! મારા વગર એ ખાટલે એૅલું ડોબું કોઇ દહારેબી વીલ ફીલ કરાવી શકવાની નથી–ને બંદા ઝાઝો વખત એની આગળ ફરકેજ શું કામ કે – અલ્લો! ટેલેગ્રામ? એ વરી તાર કોણુને વાસ્તે આયો?"

તારવાળો સીપાઇ હાથમાં પીલું કવર લઇને ઓટલા ઉપર ચઢયો ફરદુનને પોતાને નામનો તે અરજંટ ટેલેગ્રામ હતો. રીસીટપર સહી કરી આપીને ફરદુને ધ્રુજતા હાથે તે પરબીડું ખોલ્યું અને બીજીજ પળે તેનું સોવામણું મોહડું ખુશાલીથી મલકાઇ ગયું.

| | |
|---|---|
| ફરદુન પ્રીંટર જોગ | ભીખાજી બામજી |
| ખેતવાડી—મુંબઇ. | તરફથી કલકતા. |

ઠંડો અને શાંત છે—સઘળું સલામત—૩૦ મી ઉપરશું—ચેક મોકલો.

ટેલીગ્રાફનાં કાગજ્યાંને ફાડી તોડીને ફરદુને કાંઇ પચાસેક કડકા ભુકલા કરી નાખ્યા અને પછી એક ઉંડો શ્વાસ ખેંચી જોરથી ફડાફડ પોતાની લાકડી પોતાનાજ પગપર લગાવવા માંડી. વરસાદે હજી દમ ખાધો ન હતો.

"બાઇ જોવ!" તેણે જીવ સાથ પાછી બડબડ ચાલુ કીધી. "આય ભીખાજી સખ્ખર હાથ લાગોછ. એના કબ્જામાં

ામરૂં બીલ્લુ ચબની તીજારીના જેવું સલામત છે! બીજા થોરા દહારામાં એ લોક અહીં આવી પુગશે—ને પછી મારી નજર તરે અંધેરીમાં એક વખત પેલો સત્યાનાશીનો સામાન જીવતી કબરમાં પુરાયો કે મારા જીવને ચેનબી પડશે. એ બામજી ખોબાભરીને રૂપીયા લેશે–પણ નખોદ ગીયો કામ પાકું કરવાનો! એમાં ફેર નહીં!–ને કરે નહીં તો જવાનો કાંહ? એની ગરચી મારા સપાટામાં છે તો! એના ભોગ લાગા હોય તો મને છેડીને ઉભો રહે!"

ફ્રરદુન પ્રીંટરનો ચેહેરો ખચીત આ તુરંગો દરમ્યાન ભયંકર રીતે બીગડી ગયલો હતો. તેણે અત્યંત જોસ્સા સમેત પોતાના બંને હોઠ કરડયા—એવા જોરથી કરડયા કે લોહીબી લગભગ ધાઇ આવ્યું.

"એનો દહારો બરે આય ચસકેલી ડોસીનો!" તેણે ઓટલાપરના બાજટપર ધબ કરતો કે ઠપકાઇ બેસીને પોતાનો બકબકારો આગળ ચલાવ્યો, "મને નકામો આવી જંજાલમાં લાવી નાખ્યો! યા ખુદા એ ચસીડમ વંડોરૂં આજ કાલમાં પોહતું થઇ જાય તો ગંગા નહાયા! શું કરૂં! સત્યાનાશ ગેઇ નથી મરતી કે નથી જરા કરારે દમ ખાવા દેતી? એકુ એકાંત વખતે ગરચી ભચરી નખાતી હોય તો તેમબી કરૂં–અપોન માઇ વડ!—મારા હાથ કોઇ કોઇ વખત ચવરી આવેછ! હે–હે–હે–હે! એવાં ન્યુસન્શોને દરીયે લઇ જઇને જીવતાં જીવત ડુબારીયાં હોય તો——"

ફ્રરદુન બોલતાં અટકી પડયો અને એકાએક જાણે કાંઇ બીજો વીચાર આવી ગયો હોય તેમ પોતાનું ડોકું જોરથી ધુણાવ્યું.

"નહીં—એટલી બધી અધીરાઇ કરવાની જરૂર નથી."

તેણે એક લાંબો દમ ખેંચીને મન સાથ તકરાર કરી, "હવે એ બુઢીનો રૂપીયો ખોટો છે. બીજા ઘણા ઘણા તો થોડા મહીના–ને પછી–પછી મેદાન સફાચક! લાઇન કલીયર! પછી પેલા ગળેપડુ ગોદરીને કહીયે કે ખારાં પાણીએ મોહનું ધોઇને આવજે! એક વખત આય ખખડી વખડી ગેયલું પાપ પોંહતું થઇ ગીયું કે બંદાને અહીંથી ગેપ થઇ જતાં આવડેછ. પેલા નાપાકને પછી છુટો કરી દઇ ભીખાદારૂનેબી કાંહનો કાંહ પાર કરી મેલવો પડશે, ને——હેંગ ઇટ! બધું ટચ એન્ડ ગો કામ તો છે, પણ તેમ બુકબી જબરદસ્ત મોટો છે, યાર! કોઇબી જોખમે, ગમે તેબી તદબીરથી, એ ચાકલેટ ડોહીને વીલ કરતાં અટકાવવી તો જોઇયેજ—નહીં તો હાથ ઘસ્તા રહી જવાનો સોદો છે. દાંત પીસીને યાહોમ પાસો ફેંકયોછ તો ખરો—જોઇયે હવે બાર પડેછ કે બે રેજા! બુઢીએ વીલ કુંધા વગર ટાકો ઘડી કીધો તો માથેનું બધું વાદળ દફે થયલું સમજવું! એ મતલબથી તો આવ જીવ સટોસટ બાજી ખેલી—ને હવે, ખાંડણીમાં માથું મેલ્યું તો ધબકારાથી બીહવું શું? હીંમત ધર જીવ! થોડા વખતનો મામલો છે. પછી લાખો રૂપીઆ ને પેલી દહીત્રાં જેવી પોરી ફ્રેની!——"

ફરદુન પ્રીંટરના બંને હોઠપર હસવું પંથરાઇ ગયું. તેણે ખુબ શુરમાં પોતાની લાંબી મુછને મરડી ચરડી નાંખીને વળ દીધા અને ઠડાક દેતો ઉઠીને ઓટલાપર અહીંથી તહીં ચાલવા લાગ્યો.

"ફ્રેની!" તે ફરીથી એકલો જીવસે ગુફતેગો કરતો બોલ્યો, "એ માજરી બીલારી મચક આપતી નથી. પણ ચીંતા નહિ. મારી સામબે કેઇ છોકરી ટકીછ કે એ ટકશે? ફેરાવણ પોકી

છે—પણ એણી ગમ સેવકે ભલાં ભલાં અફલાતુનોને મોમ મીસાલ નરમ કરી નાખયાંછ. છતાં એ ફ્રેની વરી વીચીત્ર જાતનું જાનવર દીસેછ—એને જુદીજ પરાણીએ હાંકવું પરશે. હે–હે–એનો પેલો ગધેડો ભઇ–આય કેકુ–પ્યારમાં પરી મુવોછ! તેની મેં હમણા મશકેરી કીધી–પણ મને લાગેછ કે તમારા સેવકનેબી જો કોઇ વખતે એ દરદ લાગુ પરવાનો ચાન્સ હોય તો આ ગલગોટા જેવી એની માજરી બહેનના સંબંધમાં થશે. કોણ જાણે શું છે—એ છોકરી મારીપર કંઇ જુદીજ અસર કરેછ. આય વખત કંઇ અજબ રીતે મારૂં દીલ એની તરફ ખેંચાયછ. જેમ એ રાન વધારે મચકાયછ તેમ એને જીતી જવાનો મને જોશ ચઢેછ. ખુદા છે! હાથમાં દોહરીયાં આયાં કે પછી ફ્રેની બાઇ આપોઆપ ઠેકાણે આવી જશે. કેકુને તેટલાં હાથમાં રાખવો પડશે—તે કામ મુશકેલ નથી. ધી બોઇ ઇઝ એ રેગ્યુલર ડોન્કી! ને બીચારા મેહેરવાનજી કાંગા! હે–હે–તદન અલ્લાહવાલી છે! રૂપીયાનો ચલકાટ આયો તાંહ પોતે પોતાની દીકરીને લઇને સીધા ભસ્તામાંબી ચાલી જવા તઇયાર થાય એવા ઓડાની છે. લે–ચાલ વરસાદ રહયો. હવે અહીંથી ખલ્લી જતે!"

આટલું કહેતાં ફરદુન પ્રીંટર ત્યાંથી ઝપાટામાં નીકળી ચાલ્યો.



## પ્રકરણ ૧૩ મું.

—:o:—

**"જરા આયા કરો ઇધર ઉધર, મોરે જાન કભી કભી."**

સીમ ગામડાંમાં એક એકાંત જગ્યે ગોઠવાયલાં ખરખર દરદર થઇ રહેલાં તે બેટ્રાં કોટેજની વરન્ડા ઉપર જયારે ફરદુન પ્રીંટર

અને કેકુ કાંગા જઇને ઉભા, ત્યારે ઉંબર ઉંપર તેમને આવકાર દેવા માટે એક સાદા દેખાવની, સામળા રંગની પણ કાળી ભમ્મર સરખી ચળકતી આંખયોવાળી જવાન પારસણુ બાઇએ તેઓને હસ્તે મોઢે ડોકું કરીને આવકાર દીધો. વાંચનાર, તું આ નાજાં ગાડને ઓળખે છે. કમનસીબ બીચારી અપંગ માણેકબાઇની આ વડી બેહેન પોતાના લકવાથી અડેલા બુઢા બાપ તેમજ આંખોનું રતન ગુમાવી બેઠેલી નાની બેહેનની સોડે જીવપર જોરાવરી કરીને સીમમાં પોતાના ખટલાનું ગાડું મહા મુસીબતે છેલ્લે દોહોડ મહીનો થયો ગબડાવતી હતી.

ઓલબર્ટ બારના પારસી માલેકની મારફતે આજની મુલાકાતનું એપોઇન્ટમેન્ટ મુંબઇગરા સાઇકલીસ્ટોએ કર્યું હતું. માકીનાં પેન્ટ કીધેલાં ચીત્રો ખરીદવા બે જવાન પારસી ગ્રહસ્થો આવનાર છે એ વીચારથીજ નાજાંનું મહોં મળકાઇ રહયું હતું. તેમાં જયારે સીડીપર ચહડતી વખતે ફ્રરદુન પ્રીંટરે પોતાની કરઝન હેટ ઉંચકી ખુશ મીજાજથી 'ગુડ મોર્નીંગ' કરી ત્યારે મીસ નાજાંબાઇની ખુશાલીનો પાર રહયો નહીં.

"આવોજી—આવો બા," તેણી બંને જણાને આગલા ઓરડામાં લઇ જઇને બેસાડતાં બોલી, "જરા બેસજો હં, હમણા માકીને લેઇને હું આવુંછ."

"ઓ ફીકર નહીં, નાજાંમાય," ફ્રરદુન પ્રીંટર ઓરડામાં આમથી તેમ લેહેરે લેહેરે લટાર મારી દીવાલ ઉપરનાં પીકચરો તપાસતાં બોલ્યો, "હમુને કંઇ ઉતાવળ નથી–બેઉ જણા બેરબારના સુખીયારા છઇયે. જાઓ, આસ્તે ધીરે માણેકબાઇને લઇ આવજે. આય મારો ફ્રેન્ડ એવણુને હાથનાં પેનટીંગ્સ જરા જેવા માગેછ."

નાજાંએ એક મીનીટ ટીકી ટીકીને કેકુનાં એબીયલ મોઢાં ગમ જોયા કીધું, અને પછી જાણે કાંઇ ભેજાંમાં વાત ઉતરી નહી હોય તેમ ફરદુનની ગમ ફરી.

"એવણ પીકચરો વેચાતાં લેવાનાં છે? તમે નથી ખરીદવાના?" તેણીએ ભોળાઇમાં પુછ્યું.

કેકુનાં કપાળ ઉપર પરસેવો ફુટી નીકળ્યો. લોહીનો ગોટ ગળીને એક ખુણામાં તે ઇઝીચેર ઉપર નીરાશ થઇને બેસી ગયો. નસીબ એક ડગલું આગળ ને આગળ હતું. મુહુરતમાંજ માકાની બેહેન તેના કદરૂપા ચેહેરાને લીધે તેને કેવો હીણ્યો! ખેજાલત અને અફસોસને મારે તેણે પોતાના રૂમાલ વડે ખુબ ચાળી ચાળીને આખ્ખું મહોડું નુછ્યા કીધું. ફરદુને તેની આ આકુલવ્યાકુલતા જોઇ અને સહેજ હસી પડયો.

"એટલે કાંય, નાજાંમાય? એ તે વરી કેવો સવાલ? એવણ પીકચર કાંય નહીં વેચાતાં લે? મારો ફ્રેન્ડ કેકુ પોતે એક આર્ટીસ્ટ છે અને પીકચરોનો સમજદાર છે. આપને તો બુઠ્ઠા ચોર મુવેલા છઇએ. જાવો.—પણ હા ખરા, નાજાંમાય, જરા જોવોની એક વાત કેહું—"

આમ બોલી ફરદુને નાજાંના કાનપર પડી કાંઇ હલવેથી કહયું. છેટે બેઠેલા કેકુએ તે સાંભળ્યું નહીં. સહેજ ડોકું ધુણાવી નાજાં અંદર ચાલી ગઇ.

"આઇસે, કેકું," ફરદુને પોતાના દોસ્ત ગમ ફરીને આસ્તેથી કહયું. "આય પોરી નાજાંની આંખ જોઇ કે? બાપરે! જો ચાન્સ મલે તો તુંને ને મને બેઉને વાસ્કુટનાં એકેક ગજવામાં ઠેસવી દેઇને બજારમાં વેચી આવે! બીચારી દેખાવમાં જરાક ધબ્ભુસ છે, પણ રાન કોઇ જબરી માઝન-

દરાની દેખાયછ !"

કેકુએ થોડીક પળ વીચારમાં ને વીચારમાં બારીની બાહેર જોયા કીધું.

"બે બેહેનો વચ્ચે કેટલો ફેર !" તે એક લાંબો દમ ખેંચીને અંતે બોલ્યો. "પણ ફરદુન, તેં તો એટલા વારમાં એની સાથ ધરાંપાંબી કરી નાખયાં, હેં ! એ હમણા એના કાનપર પડીને શું દીલલગીની વાત કરતો'તો, બચ્ચા ?"

ફરદુન પાછો હસવા પડયો.

"નહીં, જરા અમસ્થો ઇસારો કીધો કે તું ખરેખર માકીને ખટાવવાજ આયોછ, તેટલા વાસ્તે એણે નકામી વચ્ચે પુરાયા કરીને કંઇ અભારા નહીં બારવા ! લે એ લોક આયાં."

ઓરડાનો પરદો ખીસાડી નાજુ પોતાની અપંગ બેહેનને આસ્તે આસ્તે ત્યાં ચલાવી લઇ આવી.

કેકુ દડાક દેતો કે ઉઠી ઉભો થયો અને તેનાથી કુદરતી રીતે "બાઉ" કરી જવાયું.

ખુબસુરત–દલગીર–અપંગ–માકી ! ખરેખર પોતાની સાદી સુતરી કાળી સાડીમાં તેણીનો બંધ પાપણો સાથનો ગોરો ઘટ-મારો ચેહેરો બંને મીત્રોનું ચીત્ર ચકીત કરવાને પુરતો હતો. તેણીની સોડે ઉભેલી નાજુની સાથ સરખામણીમાં માકીની ખુબસુરતી કાંઇ ઓર આંખે ઉઠી વળગતી હતી નજદીકથી તેણીને જોવા પછી કેકુ તો જાણે સુનો બાહવરો બનીને ત્યાં ઠસજ થઇ ઉભો.

"ઓલબર્ટ બારના માણેકજીએ કહયું તે ગ્રહસ્થો તમેજ કે જી ?" માકીએ પોતાની હમેશની ખુરસીપર ગોઠવાઇ બેસતાં ધીમે સાદે પુછયું, "તમે મારાં પીકચરો જોવા માગોછ ?"

"હાજી," કેકુએ એક ડગલું તેણીની નજદીક જઇને નરમાશભર્યે સાદે કહયું, "જો તમે રજા આપો તો તમારાં પેનટીંગ્સ હમુને જોવા ઘણાં ગમેછ. મુંબઇનાં આર્ટ એકઝીબીશનમાં તમારે હાથના વર્કસ મેં જોયલાં ને કેટલાંક ચીત્રોને વાસ્તે ઘણી તારીફ થતી મેં સાંભરીછ."

માકીનો ગમગીન મુખડો સંતોષ અને ખુશાલીથી ખુલી ગયો.

"નાજુ," તેણી બોલી, "જાની, જરાક બધાં પીકચરો લાવીને અહીં આય જેનટલમેનોની સાંએ ઇઝલપર મુકની. જી, તમારૂં નામ શું?" તેણીએ કેકુની તરફ મોઢું કરીને પુછયું.

"મારૂં નામ કેખશરૂ કાંગા છે ને આય મારો ફ્રેન્ડ ફરદુન પ્રીંટર."

માકીએ સહેજ ડોકું નમાવ્યું. બાપડી તે આ બંને ગ્રહસ્થોને દેખી શકવાને અશકત હતી તે વાત કેકુ ઘડીભર ભુલી ગયો હતો. નીચી ડોકે બંધ આંખો સાથ લાઇલાજ બેઠેલી આ વ્હાલી છોકરીને જોતાં તેની છાતીમાં ચુંથાઇ આવતું હતું,

"જી, તમુને આય ઘણો કમનસીબ અકસ્માત નડયો," ફરદુન પ્રીંટરે ઓરડાની ચુપકીદી તોડી, "પણ હું આશા રાખુંછ કે હજુરબી કોઇ દાહરે તમે પાછાં જોતાં થશો."

માકીએ ઉંડો નીસાસો નાખયો.

"હવે જોતાં થઇશું ખોદાયજીને ઘેર," તેણીએ નખાઇ ગયલા સાદે જવાબ આપ્યો, "હવે હું વધારે પેન્ટ નથી કરી શકતી, મી○ કેખશરૂ કાંગા, મેં મારાં ઘણાંક પીકરો વેચ્યાંછ ને આય હવે થોડાંક બાકી રેહયાંછ. દરેકની ઉપર મેં કીમતની છાપેલી ટીકીટ મારેલી છે. તમેજ પીકચરો ખરીદવા માગોછની?"

"હાજી."

નાજુએ ઇઝલપર એક કેનવાસ કાંઇક ગડબડ સાથ ગોઠવ્યું.

"એક્ષકયુઝ મી! જરાક એણી તરફ લાઇટમાં મુકો," કેકુ તે ઇઝલને સહેજ ખીસાડતાં બોલ્યો, "હજુર–હજુર–જરાક એની તરફ–હવે બરાબર છે–થેંકયુ! જોઉં, હવે મને જરાક દુરથી 'ઇફેકટ' જોવા દેવો."

એ ત્રણ મીનીટ બધાં મુંગા મંતર થઇ ગયાં. કેકુ સેહજ પાછળ હટી ચુંચી બારીકબીન આંખોએ ચીત્રને ધારી ધારીને તપાસતો ઉભો હતો,

"લેન્ડસ્કેપ એટ સનસેટ. વાહ! શાબાસ! ખરેખરૂં ડેલીકેટ ચારમીંગ પીકચર છે!" તે ચીત્રની વખાણમાં ખરેખર બીજુ સઘળું ભુલી જઇને બડબડવા પડયો. "જોયું કે ફરદુન, આય અસ્ત પામતા સુરજની ઇફેકટ પેલાં વાદળાંપર આપવાને વાસ્તે પરપલનો પેચ આપ્યોછ તે જોયો કે? આંખે કેવો બરાબર પકરઇ આવેછ!"

ફરદુને એક અવાચી ખાધી અને પછી મુછમાં હસ્યો.

"બલા જાણે મારી કે પરપલનો પેચ તે શું! તું મુગો મુગો જોયા કરની–તેટલાં હું નાજાંમાય સાથ વાત કરૂંછ. માફ કરજો હં, માણેકબાઇ, મારે મનથી તો એ બધું ધાનશાખ છે!"

પણ માકીનું ધક ધ્યાન બધું પોતાના માનીતાં પીકચરની પરીક્ષા એક હુન્નરમંદ આર્ટીસ્ટને હાથે કેવી થાય છે તેમાં ભરાયલું હતું. ચીત્રની આ અપંગ પેન્ટર ત્યાં ખુરસીપર બેઠી બેઠી પોતાનાં કામને વખાણનાર અને આર્ટના દેખઇતા સમજદાર કેકુ કાંગાને જોવાને માટે પોતાના બંધ ડોળા ખુલ્લી

રીતે નાહકની ખેંચતી હતી.

"તમુને એ પીકચર ગમેછ, મી૦ કાંગા?" ડોકી ઉંચી કરીને તેણીએ આતુરતાથી સવાલ નાખયો.

"હા—ઘણું ગમેછ, હું ખરૂં કેહુંછ," કેકુ જુસ્સાથી બોલ્યો, "માણેકબાઇ, એ પીકચરને વાસ્તે હું તમુને મુબારકબાદી આપુંછ. ઘણી નાજુકઇથી અને સફાઇથી તમે આય ટેકરીપરના શેડને રજુ કીધોછ. આય આસ્માનપરના રતાશને વાસ્તે કલરનું બ્લેન્ડીંગબી ઘણું મજાહનું છે. શાબાશ! સાંજની શાંતીનો ખયાલ તરત આવેછ, પણ એક્ષકયુઝ મી, જરાક ડેરોઇંગ કાચ્ચું છે—પેલી ઝુપરીનું ડરોઇંગ ઘણું પુઅર છે—પર્સપેકટીવમાં ખામી છે."

માકીનાં મુખપર દલગીર હસવું ફરી વળ્યું.

"હાજી, તમે ખરૂં કેહવોછ—ડરોઇંગમાં હું હંમેશ પછાત ઉતી."

"તેજ મોહકાણ છે! તમારાં હીરા જેવાં પીકચરોમાં એ ખામી કમનસીબે તરત દેખાઇ આવેછ. માફ કરજો હં, માણેકબાઇ હું——"

"અરે નહીંરેજી, તમે કેહવોછ તે તદન ખરૂં છે. પેહેલેથીજ ડરોઇંગનો પાયો નબલો ઉતો એટલે પછવારેથી તેની શીક્ષા ખમવી પડી. તમે મારી નબલઇ તરત શોધી કાહરી."

"પણ રીયલી, માણેકબાઇ, તમારા ટચીઝ જોઇને હું હેરત થાઉંછ. સુરજની રોશની તમે અહીં આસમાનપર ને પાણીમાં જે રીતે ફેળાવીછ તે તમુને મગરૂરી લેવા જોગ છે. ધુમસની અસરના દેખાવનો નાજુક તફાવત કેવો સપ્લેનડીડ છે—આફ્રીન! પણ આય ઇમારતોનો રંગ જઅઅઅરા ડલ

હોતે તો વધારે સારૂં."

માકીથી હરખને મારે હસાઇ હસાઇ જવાયું.

"તમેબી એક પેન્ટર છેવો કે જી?"

"નહીં–નહીં, હું કંઇ પેન્ટર નથી, પણ આર્ટનો એક અદના અભ્યાસી છેઉં. એ હુન્નરને મારાં જીગરથી હું ચાહુછ. નાજુમાય, આય બીજુ પીકચર હયાં મુકોની જોઉં! ગુડ–ગુડ, વેરી ગુડ! અપોન માઇ વર્ડ! આય તોફાની દર્યાપર દુરની હવાની અસર તમે ઘણી સરસ લઇ આયાંછ. પણ પેલાં વાદળાંનો રંગ જરાક વધારે ઘેરો જોઇએ."

આંખ વીચીને નીચા મુડીએ બેઠેલી માકીના ચેહેરાપરનો છાપજ કહી આપતો હતો કે આર્ટનો એક સાચ્ચો નુકતેચીન તેણીનાં પ્યારાં ચીત્રોની આવી બારીક પરીક્ષા લઇ કદર બુજતો હતો તેથી તેણીનાં દીલમાંનો હરખ ઉભાઇને બાહેર પ્રગટી નીકળવાને જોર કરતો હતો. ઓહ! કેટલી ઝેહમતે–કેટલી કાળજીથી–તેણીએ તે કેનવાસ પર પીંછીના એકેક ટચકાઓ માર્યાં હતા! અને હવે જયારે કુદરત તેણીને માટે અંધારી થઇ ગઇ ત્યારે આ સમજદાર આર્ટીસ્ટ તેણીની સોડે ઉભો રહી તેણીના તેજ ટચકાઓની વખાણ ગાતો હતો. ખોદા તેનું ભલું કરે!

એકેક પછી એકેક ચીત્ર જેમ નાજુ ઇઝલપર મુકતી ગઇ તેમ તેમ કેકુ કાંગા તે કામોની ખુબી ખામી વીષે મુઝાહેમત કરતોજ ચાલ્યો. રંગોની મેલવણીની ટેકનીકલ તકરારનો માકી મલકાયલે ચેહેરે લંબાણથી પાછો ખુલાસો આપવા પડી જતી. બંને આર્ટીસ્ટો દરેક ચીત્ર વીશેની તકરારની સેવટે અમુક બાબદપર એકમત થઇનેજ બીજું પીકચર ઇઝલપર

મુકાવતાં હતાં. ફ્રરદુન પ્રીંટર તો બીચારો એખલો અટુલો દદરાયા કરી ઇઝીચેરપર અઢેલાઇ પડીને કાંઇ પચાસેક બગાસાં ખાઇ ચુકયો હતો. તેનીપર નજર પડતાંજ કેકુથી હસાઇ જવાયુ.

"કેમ ફ્રરદુન, કંટાળો આવેછ કે? અવાચી શાનો ખાયા કરેછ?"

ફ્રરદુન જોરમાં એક આલસ ખાઇને મુછમાં હસ્યો.

"કંઇ નહીં દીકરા, તું તારૂં ભેજા દુ:ખણુ ચલાવ્યો જા–સેવક તેટલાં ખુશાલ એક ઉંઘ કાહરી ઉઠેછ."

ફ્રરદુન મજેહથી ઇઝીચેરપર લાંબા ટાંડીયા સાથ મહોંપર રૂમાલ ઢાંકીને ગોઠવાયો કે કેકુએ અચ્છી સીફતથી વાત પાછી છેડી.

"માણેકબાઇ, મુંબઇનાં આર્ટ એકઝીબીશનમાંથી મે તમારૂં "પાણી ભરવા જતી પારસી ગામડયણુ"નું પીકચર બે વરસની વાતપર ખરીદયું તાહર પછી હંમેશ તમારા હાથનાં બીજાં વર્કસ મેળવવાની હું હોંશ રાખતો રહયોછ."

"પારસી ગામડયણુ"નું પીકચર તમે ખરીદયું? તમે?" માકી એકાએક ખુરસીપરથી ઉભી થઇને અજાયબીથી બોલી ઉઠી. "ઓ, તાહરે તો હું ઘણીજ ખુશી છેઉં! હું જાણવાજ માગતી'તી કે એ મારી સઉથી પહેલવહેલી ક્રૃતેહનો ખરીદનાર કોણુ છે? આપરે મળ્યાં તેથી હું ખરેખર ઘણી ખુશી છેઉં, મી૦ કાંગા."

તે છોકરીનો મુખડો ખચ્ચીત ખુશાલી અને સંતોષથી બહુજ મનોહર બની રહયો હતો. કેકુ તુર્ત કાંઇ જવાબ દઇ શકયો નહીં, તેનાં ગળાંમાં કાંઇ વીચીત્ર જાતની કાચકી બાઝતી હતી.

"મેં મારાં આય બધા પીકચરોના ભાવ બનતાં સુધી ઓછા રાખ્યાછ," માકીએ નરમ અવાજે પાછું કહ્યું. "આજના વખતમાં પીકચરોની કોણ દરકાર કરેછ? તમારા જેવા આર્ટના સમજનદાર શોખીનો આજે કાંહ છે–કેટલા છે?"

તેણીએ એક નીસાસો નાખ્યો અને પછી નાસીપાસ ચેહેરે પાછી ખુરસીપર બેસી ગઇ.

"આય તોફાની દરીયાનું પીકચર ખરીદવાનો મેં ઠરાવ કીધોછ, માણેકબઇ," કેકુ કાંગા ધીમેથી બોલ્યો, "હુ જોઉંછ કે તમે એના ત્રણસો રૂપીયા માડયાછ ને તમારી રજા હોય તો "

"કેટલા–કેટલા રૂપીયા માડયાછ?" માકી વચ્ચે પોકારી ઉઠી.

કેકુ નાજુ તરફ ફર્યો અને નાક ઉપર આંગળી મુકી ચુપ રહેવાની તેણીને ઇસારત કરી. કેકુના કકડાવેલા ડોળા જોઇને નાજુ તો મુંગીજ ગગડી રહી.

"તમે ત્રણસો રૂપીયા માડયાછ. માણેકબઇ, તે વાજબી છે. હું હોતું તો ખચ્ચીત એથી દોહોરઘણી કીંમત મુકું."

"ત્રણસો રૂપીયા માડયાછ! એવાય, નાજુ એમ કાંય? મેં તો તુને પંચોતેર રૂપીયા લખવા કહેલાની?"

"નાજાંમાયને ખરા ઉંચા આર્ટની કદર વધારે છે," કેકુ અમસ્થો સહેજ હસીને બોલ્યો. "એવણે ભાવ માડવામાં જે ભુલ કીધીછ તે તદન વાજબીજ કીધીછ. નહીં માણેકબઇ, બેઅદબી માફ છે–તમે વચમાં ના બોલો. દાખલા તરીકે આય "બોરઘાટ" પીકચરનાં સંબંધમાં એવીજ ગંભીર ભુલ તમે કીધેલી લાગેછ. હુન્નરમંદીનો એ એક સ્પ્લેનડીડ નમુનો છે, અને જો તમુને વાંધો નહીં હોય તો આજેજ એને ઉંચકી લઇ જવા માગુછ."

"કાંય, તેની કીંમતમાં ભુલ શું છે? નાજુ, તું એમ ચરી શા વરે ગેઇ? એ 'બોરઘાટ' પીકચરનો શું ભાવ તેં માડયોછ?"

"દોહોરસો રૂપીયા માડયાછ, માકી."

"હા, દોહોરસો રૂપીયા બરાબર છે—મેં એટલોજ ભાવ મુકયોતો."

"ને તેથીજ હું કેહુંછ કે તમે કીંમત માડવામાં મોટી ભુલ કીધીછ. માણેકબઇ એ પીકચર વેચાતું લેવા હું ઘણો ઇંતેજાર છેઉં, પણ તમે મને એમ મફત આપી દેવા માગો તે મારે કબુલ નથી. એવી રીતે લઇ જવાનો મને કંઇ હક નથી."

બાપડી માકી તો અકરાટ ગભરાટમાં પડી.

"જી, હું કંઇ તમુને મફત નથી આપતી. હું તો દોહોરસો રૂપીયા માગુંછની—દોહોરસો રૂપીયા—રોકરા."

"હા પણ તે એ તો મુવા નહીં ને ભુત થયા. એ પીકચરની નાખી દેતાં પાનસો છસો રૂપીયા કીમત હોવી જોઇએ. તમે મને પાનસો રૂપીએ એ પીકચર આપશો તો હું તમારો ઘણોજ મોટો ઉપકાર માનશ, માણેકબાઇ. છટ—મારી સાથ બોહોંસ ના કરોજી—હું એક બોલનો માણસ છેઉં, અને ખરા ઉત્તમ આર્ટની થેરી ઘણી મને પીછાણ છે. તમુને વાંધો નહીં હોય તો જી, જરાક કાલે પાછો આવીને એ પીકચર હું બરાબર જોવા માગુંછ—"

"જરૂર આવજોજી—હું ઘણી ખુશી થવશ."

બીજે દહારે પાછો આવવા માટે આવું ફક્કડ બાહણું પોતે કહાડયું તે માટે પોતાની હુશીયારીપર મનમાં મગન થતો કેકુ ઓરડાની બારી આગળ ગયો. પોતાની ઠડક ઠડક થતી

છાતી તે જરા શાંત પાડવા માગતો હતો.

"આહ! આય બારીએથી શું સરસ વ્યુ દેખાયછ! માણેકબાઇ, કુદરત આય તમારાં બારણા આગલ અહીં અરડાઇ પડેલી છે! કેવો પરફેક્ટ સીન છે! અફસોસ છે કે એને આર્ટમાં ઉતારી લેવા માટે તમે હવે અશકત છેવો!"

કેકુ કાંગો તે લેન્ડસ્પેની તારીફમાં ગુલતાન બની ખુબ શુરથી આસપાસના દેખાવનું બારીક વર્ણન કરવા લાગ્યો. તે કોટેજની બારીએથી દેખાતા વ્યુનું અને આસપાસની શાંત સુંદર જગ્યાનું ચીત્ર તેણે એવું તો આબેહુબ દર્શાવ્યું કે જાણે કોઇ એક ભાશણ બોલી જતો હોય તેમ ઓરડા માહેલાં સઘળાં ચુપ-ચાપ તેને સાંભળતાં બેઠાં. માકી ઉઠીને ટંટોસ્તી ટંટોસ્તી કેકુ ઉભો હતો તેની આગળ આવી ઉભી અને એકાગ્ર ચીતે આર્ટના આ આશકને મોહેથી તે જગ્યાનું દાસ્તાન સાંભળવા પડી. ગોયા તેણીને કુદરતે થોડો વાર પાછી આંખ્યો દીધી હોય તે મીસાલ કેકુનાં વર્ણન ઉપરથી તેણી સામેના પાહાડો—ખેતરો—રસ્તાઓ- ઝાડો જોઇ શકતી હોય, એમ તેણીને લાગ્યું. કેકુ જયારે બોલી રહયો ત્યારે તેણીની બંધ આંખ્યોમાંથી ખુશાલીનાં આંસુનું એક ટીપું ખરી પડયું.

"આહ!" તેણી દબાયલે સાદે બોલી, "હું જોઉછ—હું બધું જોઉંછ મને હવે ખરેખર જાણે બધું દેખાયછ. તમે કેહેવોછ તેવો લેન્ડસ્કેપ મને ઘણોજ, ઘણોજ વાહલો છે—તમુ-નેબી એ ગમેછ કે, કેખશરૂ?"

"જેબી ચીજ ખુબસુરત છે તેની ઉપર મારાં જીગરથી હું કુરબાન છેઉં," કેકુ તેણીને ધારી ધારીને જોઇને મીતજા-રીથી બોલ્યો. "ખુબસુરતીને જે આસામી નહીં ચાહે, તે આય

દુન્યામાં હેવાન હોવો જોઇએ."

"હા-કેખશરૂ, તમે ખરૂં કેહવોછ. ખુબસુરત અને ભલું-એ બે એકજ ચીજ છે—એ બેમાં કંઇ ફેર નથી. નાજુ, મને કેહ કે આય એવણુ આય મી૦ કાંગા કેવા છે-એવણુનો દેખાવ કેવો છે?-એ—માફ કરજોજી! આજે મુવું મારેથી કોણ જાણે શુંનું શું બોલી જવાયછ—"

કેકુએ જોયું કે માકીએ લાજને મારે એકાએક લાલ-લાલ થઇ જઇને ડોકું નમાવી દીધું. ઉતાવળમાં પોતાથી થઇ ગયલા ગભરડા માટે તે બીચારી એટલી શરમાઇ ગઇ કે ત્યાંથી સટકી જવા માટે પીઠ ફેરવીને તેણીએ થોડાંક કદમ ચાલવા માડયું.

"ઓવાય માકી!" નાજુ હવે સેહજ હસીને બોલી ઉઠી, "એમ શું આજે ડોરા બારેછ? ઉભી રેહની, એખલી એખલી કાંહ અઠરાયા કરેછ જો—"

"મને અહીંથી લઇ જા!" માકીનો ધીમો સાદ નીકળ્યો. "નાજુ, મારો જીવ ગભરાયછ—આય મી૦ કેખશરૂને જે પીક-ચરો જોઇયે તે લઇ જવા દેજે. ચાલોજી, સાહેબજી—હું જાઉંછ માફ કરજો, મેં તમુને ઘણી તસ્દી આપી."

આટલું કહેતાં કેકુ ઉભો હતો તે સીમાએ ફરીને આ અપંગ અબલા આર્ટીસ્ટે શેકહેંડ કરવા માટે પોતાનો હાથ લાંબો કર્યો. તેજ નાજુક ગોરો હાથ કે જે એકવાર મહાન કુદરતને કેનવાસના કુકડા ઉપર કવીતાઇ જોશ સાથ રજુ કરવાને ઓસ્તાવાર હતો. પણ હવે? આહ! હવે લાઇલાજ, કમતાકાત થઇ પડેલાં તેજ પ્યારા હાથને પોતાના હાથમાં લેતાં કેકુ કાંગાની નસેનસ માહેલું લોહી એક જાતની અદભુત લાગણીથી ઉછાળા મારી રહયું.

તેણે માકીનો હાથ પોતાના જોરાવર હાથમાં મજબુત પકડી રાખ્યો.

"તમે જાઓછ? સાહેબજી!" તે ગગળતા ધ્રુજતા અવાજે બોલ્યો, "હું કાલે પાછો આવશ—જરૂર આવશ."

માકીની છાતી ઉછલાતી હતી. કેકુનો હાથ થરથર ધ્રુજતો હતો.

"કેખશરૂ—મી૦ કાંગા, મારેથી ઉતાવળમાં કંઇ અણુ-ઘટતું બોલઇ જવાયું હોય તો માફ કરજો. મારૂં ધક હમણા ઠેકાણે નહીં ઉતું——"

"માફ કરૂં? શાને વાસ્તે માફ કરૂં? માકી—માણેકબઇ એમ શું કામ બોલોછ?"

માકીએ એક ઉંડો નીસાસો નાખ્યો અને બીજે હાથે રૂમાલ પોતાની બંધ આંખોપર દાબ્યો.

"હું ઘણી અભાગણી છેઉં, અમારાં કોઇ દોસ્ત આસ-નાઓ નથી. પણ–પણ તમે અમારા ઘણા જુના ફ્રેન્ડ હોવ તેમ મને લાગેછ. તમે મારૂં સઉથી પહેલું પેન્ટ કીધેલું પીક-ચર ખરીદયું—તમે મારા આર્ટની એટલી પીછાણ કીધી–તમે મારી મહેનતની કદર બુજોછ—કેખશરૂ, તેથી મને લાગું કે જાણે આપુને કેટલી અગઉની ઓરખાણ હોય. ને જાહરે મેં તમુને આવી સરસ રીતે આય બ્યુટીફુલ લેન્ડસ્કેપનું વરણન કરતાં સાંભળ્યા તાહરે-—તાહરે—"

માકી બોલતાં સહેજ અચકી ગઇ. તેણીનું હઇયું ભરાઇ આવ્યું. કેકુનો સાદબી તેની ઘાંટીમાં ચીટકી બેઠો હતો.

"હું નાજુને હંમેશ અમારાં ઓરખીતાં પારખીતાંઓનો દેખાવ મારી આગળ બોલી જવા કેહુંછ," માકીએ પાછું

ચલાવ્યું, "તેમ મેં તમારે વાસ્તેબી પુછ્યું. પણ–પણ–તમે કેવા છેઓ તે હું વીચારી શકુંછ. તમે દેખાવમાં કેવા હોશો તે હું મનમાં જાણે જોઇ શકુંછ. જે માણસ આર્ટનો એટલો માહીતગાર હોય, જે કુદરતની 'બ્યુટી'નો એટલો પીછાણનાર હોય તે પોતે કેવો ખુબસુરત હોવો જોઇયે તે હું બરાબર સમજુંછ."

કેકુ કાંગાએ આસ્તેથી માકીનો હાથ હવે છોડી દીધો. તેનો કદરૂપો ચેહેરો આ અપંગ પુટલીના છેલ્લા સખુનોથી રાતો ઠણક મારી આવ્યો હતો. શું બોલવું તેબી તેને સુઝયું નહીં—પણ બીજી પળે તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો.

ફ્રરદુન ફટાક દેતો કે ઝોંક ખાઇને ઇઝીચેરપરથી ઉઠી ઉભો થયો હતો.

"અરે તમારૂં અત્યાપાત થાય તમારૂં! હજુર વાત પુરી નથી થઇ?" તે બખાળ્યો, "એઇ કેક, ચાલ હવે આવતો હોય તો આવ. દસ વાગવા આયા ને અહીં તાસા સેકાયછ."

વધારે કંઇબી વાતચીત કરવા વગર બંને જણે બેઉ બેહનોને શેકહેંડ કરી બાહેર પડયા. નાજુ છેક બાહેર બગીચાના દરવાજા સુધી તેઓ સાથ આવી. ત્યાં પુગતાંજ તેણી કેકુને બાંહે પકડીને જરા બાજુ લઇ ગઇ——

"મી૦ કાંગા,"—તેણી તેના કાનપર પડી હસ્તે ચેહેરે બોલી, "તમે બેફીકર રેહેજો, હં કે! મી૦ ફ્રરદુનજીએ મને કેહયુંછ તેમજ હું કરશ. તમે બીચારા અમુ લોકને આટલી મદદ કરો તો શું તમારે વાસ્તે એટલુંબી હું નહીં કરૂં? જરૂર કરશ. માકી એક બોલબી નહીં જાણશે—કબી નહીં જાણશે—"

આમ બોલતાં નાજુ કાંઇ ભેદ ભરી રીતે હસ્તી જઇને વાચીત્ર રીતે આંખના પલકારા કરી ડોકું હલાવવા પડી. કેકુ

તો ડઘાઇને તેણીનું કોઠુંજ જોપવા લાગ્યો.

"એ તમે શું બોલોછ, નાજુ માય? હું એક બોલ સમજતો નથી."

નાજુ ખીખી-ખીખી હસી પડી અને વળી પાછી આંખની ઇશારત કરી નાકપર આંગળી મેલી બોલી——

"બસ બસ-હું મારૂં કામ હવે સમજુંછ. તમે નીરાંત રેહો. મારીપર ભરૂશો મુકો. હું બાવાજીનેબી કહી રાખશ. માકીના બાલનેબી ઇશારો નહીં મળશે. ચાલો સાહેબજી."

ભખરાયલો કેકુ કાંઇબી પાછું પુછે તે અગાઉ આ બોલી-દરાઝ છોકરી અંદર કોટેજમાં દોડી ગઇ. ફરદુન તો મુછમાં હસીને પોતાનાં મશીનપર સ્વાર થઇ કેટલોવાર દુર નીકળી ગયો હતો. કેકુ તેની પુઠે દોડયો.

"એઇ ફરદુન! આય નાજામાય બકી શું મરેછ-જરા મને તો સમજાવ? રાન મેટની કાની હસીને આંખ શાની ઉંધાર બંધ કરતીતી?"

ફરદુને હસીને ખભાં ચઢાવ્યાં——

"તારીપર ખુરબાન થઇ ગેઇછ, દીકરા! મેં તુંને શું કહયું'તું? એ નાજુ રાન કોઇ બડી છપ્પન છે. એને ખબર છે કે તું મજાનો લીસો શીકાર હાથમાં આયોછ! હે-હે! પૈસાના એ ખેલ છે, ફાધર—જોતો જા, જરા જોતો જા!"

કેકુએ ગુચવઇને પોતાના કપાલનો ચીલ્લો ચઢાવ્યો.

"એટલે? હજુર હું નહીં સમજયો!"

"નહીં સમજયો? અરે ગધેરા-એ માજંદરાન તુંને એમ કહેવા માંગતી'તી કે તેં ધુર જેવાં પીકચરોના બસો ને ત્રણુસો રૂપીઆ ટપાટપ કાહરીં આપવા માઆ તેના બદલામાં એ તારાં

આય મોહનાં પરના ડાબની વાત પોતાની આંધરી બેહેનને બીલકુલ કહેશે નહીં."

"વોટ નોનસન્સ !"

"એ નોનસન્સ ને બોનસન્સ! તું મુંગો મુંગો ગગરી રહેની–એમાં ખોટું શું છે? મેંજ નાજુના કાનમાં પહેલેથી ફુંક મારી'તી કે તારાં મોહના વાસ્તે માકી આગળ કંઇ ભાંગરો વાટીને નકામી તેને ભરકાવી નહીં મુકે."

કેકુએ બે ત્રણ મીનીટ ગુપચુપ વીચારમાં પેડલ કર્યાં કીધું. પછી તેણે જોરમાં ડોકું ધુણાવ્યું—

"છટ–છટ! માકીને એમ ભમાવવા હું કબુલ થવાનો નથી, ફરદુન. કાલે હું ખરી વાત એને કહી દેવશ. એવી દગાબાજી મને બીલકુલ પસંદ નથી."

"પસંદ નથી તો......! પણ ચાલ, બા–વરી કહેશે કે હું કંઇ બોલ્યો !"

——:૦:——

## પ્રકરણ ૧૧ મું.

—:૦:—

"મેરી આંખોમે બસેરા કરો,
—આજ આવો, આવો !
મય હું ખીદમતમેં મોજુદ,
—જરા ખોફ ન ખાવો, આવો !"—મેરી૦

મન! એ કેવી એક અફલાતુન મુશકેલ ચીજ છે! ઉશકેરાઇને યા ઉચાટ પડીને જો તે એક વાર કાબુમાંથી છટક્યું તો ચાહે તેવા ભલા ધનેતરની મુસ્તાખા તેની આગળ આજેજ

છે. સૌ કશાંનો ઇલાજ છે—પણ એક અશાંત મનની કાતેલ બીમારીનો ઉપાય નથી.

પોતાના ખાનગી ઓરડામાં સોફાપર લેટેલા ફરદુન પ્રીંટરે હાથમાંની વાંચવાની ચોપડી ઠરરરરરર કરતી બાજુએ પટકી નાખી, અને અતરંગ બેસી બે હાથો વડે જોરથી પોતાનાં બંને લ્હાવણ્યાં દાબ્યાં. માથાંમાં ધસ્યા આવતા તુરંગોને દાબેલા રાખવા તેણે જીવતોડ તાસવીસ કીધી—પણ ફોકટ! બપોરનું ટીફીન લઇને બે વાગતાનો તે સોફા કોચપર ચોપડી લઇને પડેલો—હતો! હમણા પોણાચાર થવા આવ્યા—પણ એક અરધી સેકંડબી જો તેના તુફાની મગજે દમ ખાધો હોય તો નહીં! ચોપડી માહેલી દશ લીટી તેણે ભાયગે ધક રાખીને વાંચી હશે. આંખ વીચીને બે ઘડી સુઇ ઉઠવાનાં તેણે મજબુત ફાંફાં માર્યાં, પણ તેથી તો ઓરબી વધારે મન એલાર પેલાર ઘુમવા લાગ્યું.

વીચાર! અરેરે, તું ગુપ્ત, ભયંકર શકતી! તારાં અણદીઠ, જાલમ જોશ આગળ કયો કાળાં માથાંનો માનવી ટકી શકયો છે? દરીયાના ઝનુની જોરેમંદ મોજાઓબી પથ્થરના પુસ્તાથી અટકશે—આસમાનપરથી પડતી ગજબનાક વીજળીબી લોખંડી 'કનડકટરો'થી કબજામાં આવશે—ખુદ મહાન સર્વ શકતીમાન કુદરત માહત થશે—પણ વીચાર થોભાવેલો થોભવાનો નથી. એકેક પછી કાંઇ બેશુમાર ખ્યાલો ફરદુનનાં ભેજાંમાંથી એક અદભુત ઝડફે ઉડી ગયા. બે ત્રણવાર ઉઠીને તેણે મોઢાં પર જોરમાં ઠંડા પાણીના ફટકા માર્યા—પણ નહીં! બીજી મીનીટે પાછું જેનું તે! બીજા ત્રીજા કંગાળ વીચારોની ફરદુનને ઝાઝી પરવા ન હતી; પણ એકજ બાબદ તેનાં મસ્તકમાં પાછી ને પાછી આવીને એવી તો મજબુતીથી ઘુમ્યા કીધી કે

તે ખરેખર ઘેલો દીવાનો જેવો બની ગયો હતો!—આહ! ફ્રેની! ફ્રેની! તે છોકરીના માજરા ડોળા બસ આ જવાન શખસની આંખ આગળથી ખીસતાજ ન હતા. તેણે જોરમાં ડોકું હલાવી તે વીચાર પાછો છંછેરી નાખવા માગ્યો—

"કોઇ દાહરે નહીં ને આજે એમ કેમ?" તે અંતે નીસાસો નાખીને મોટેથી એકલે જીવે બડબડવા પડયો, "કમ, કમ! ચાહે તઇયાર થઇ હોય તો પીને અહીંથી નાહસી જાઉં—બાકી આય એમ તો નકકી મારૂં માંથું ખીસી જશે."

ફરદુન ઝટાક મારીને ઉઠયો અને ઝડપમાં બાહેર જવાનાં કપડાં બદલવા માડયાં—

"ડીયર મી! એ ફ્રેની મને એટલી બધી કાંય ગમતી હોશે?" તે આરસીમાં પોતાનો સોહામણો ચેહરો જોતાંજ મુછને ખુબ વળ દઇ બોલ્યો, "એ મારી અજબ ખાસીયત છે! જે ચીજ મને મળતી નથીં—તેનેજ બસ હાથ કરવાને મારો જીવ તલપી રહેછ. હું ઇચ્છુંછ કે ફ્રેની એટલી 'ડીફીકલ્ટ' ગર્લ નહીં હોતે! શું કામ એ મને જોઇને મચકઇ મરતી હોશે? મારેથી એ કાંય દુર નાહસેછ—હું જાણવા માગુંછ? મારાંમાં શું એબ છે? એને શું ઓછું પરતું હોશે? ફરદુન પ્રીંટર તરીકે હું કેઇ રીતે ખરાબ છેઉં? શું એ રાનને બધી મોહકાણનો જરાબી સંસારો—છટ! ઇમપોસીબલ!—બનેજ નહીં! એ તો ખાલી એને ધખારો છે—હેંગ ઇટ!"

તીરસ્કારથી મુછમાં હસીને ફરદુને ખુબ શુરમાં પોતાનાં માથાંપર બાલનો બરૂશ દાબીને ઘસડયો—

"પણ હું એને ઠેકાણે લાવશ!—આઇ લવ ધીસ ગર્લ! જો નહીં લઉં તો હું બેટો નહીં! એ માજરી પાધરે પાધરી સમજી નથી

તો—આહ! ફ્રેનીએ મને કંઇ કરી મુકયું છે! ઓન માઇ વર્ડ એન્ડ ઓનર!—મારી જીંદગીમાં આય પહેલવેહલીજ વખત એક છોકરી મારી પર એટલી મજબુત અસર કરી શકીછ! એનો ચહેરો ને એની આંખજ કંઇ એવી પીકયુલીયરલી બ્યુટીફુલ છે કે—બાઇ જોવ!—આઇ એમ મેડ આફ્ટર હર!; કાંહ ગેઇ હવે, બચ્ચા, તારી બધી લતરાજી! એ મને જોઇને મોહનું મરડેછ! સારાં ગામની પોટ્ટીઓને હું છેલ્લી આંગળીપર નચાવનાર તે હવે એ લવલી આંખોના સપાટામાં—અલ્લો! મ્યુઝીક? આય તો કેકુનો અવાજ છે!"

નીચે ડરોઇંગ રૂમમાંથી અમેરીકન ઓરગનનો મધુર સરોદ સ્પષ્ટ ઉપર આવતો હતો. કેકુ હારમોનીયમ બહુ અચ્છી રીતે વગાડી શકતો હતો, તેમજ તેનો અવાજબી મોટો અને મીઠાસ-વાળો હતો. ફરદુન કાન ઉંચા કરીને સાંભળવા પડયો. મ્યુઝીકનો સુરીલો નાદ તેનાં તપી આવેલાં મગજ પર ઠંડાં આઇસનાં પાણીની પેઠે જઇને અઠડયો. કેકુએ એક નાદર ગઝલ શરૂ કરી હતી.

"તુજે મય કયા કરૂં, બાગો બહાર?
આગ લગે ગુલ ગુલશનકો, જો પાસ ન હોવે યાર—તુજે.

આઇ બસંતો ફુલે તેસુ, ફુલે કમલકે ફુલ,
ભંવરો તો હય ઝીપ રહે હય, પણ મેરા દીલ હય મલુલ!
ફુલોંકો બુલબુલ સે હય પ્યાર—તુજે.

નરગીશ સોહલા દેખ કર યાદ આતી ઉસ્કી આંખ,
જીસ આંખોને કીયા હય ખુબ મુઝે બરબાદ!
અબ તો હુવા હું મય ખ્વાર!—તુજે.

સમબુલ તું કયું પરેશાં હય? કયું પરેશાં તેરા હાલ?
કયા તુને દેખે હય ઇસ ગુલ કે કાલે કાલે બાલ?
કયું જીસે તું બેકરાર?–તુજે."

દમ ઉંચો રાખી મેલીને એક ચીતે ફરદુને આ ગાયનનો એકકે એક શબ્દ કાંઇ ઓર ઇંતેજારીથી સાંભળ્યો. મ્યુઝીકની છેલ્લી નોટનો ગણુગણાટ ડપટ પડતાંજ તેનું મ્હોંડું બીલકુલ ઉદાસ બની ગયું અને તેનાં મુખમાંથી એક નીસાસો નીકલી પડયો.

"આય ઇડીયટ પોતાનો રોદરો તાણ્યા કરેછ ને અહીં મારાં કલેજાંમાં કુરકુરી બોલેછ. હું એ પોરીપર ખરેખર જીવ આપતાં શીખયોછ—ને તે મને દાદ નથી આપતી! ઓ શેમ!! એના જેવી અફસોસી જીંદગીમાં બીજી કેઇ છે? બસ જઇને એને પકરૂં–આજેજ પકરૂં! પુઇની પાસે ઓરડામાં હમણાં હોશે. ધાંખરીને મોહનું દેખારવાને મસે જાઉં. જરા મલીને બે બોલ વાત કરશ તોજ મારો જીવ ઠરશે."

ફરદુન પોતાના ઓરડામાંથી બાહેર પડયો અને સરભોગ પુઇના ઓરડામાં ગયો. તેણે વકી રાખી હતી તે મુજબ ફ્રેની ત્યાં એક ખુણામાં બારી આગળ ઇઝીચેર પર કાંઇ નોવેલ વાંચતી પડેલી હતી. પુઇ તો ધરોધર ઘોરતાં હતાં.

ફરદુન આસ્તેથી કાંઇબી ગડબડ કર્યા વગર ઓરડામાં દાખલ થયો, અને સેહજ હસીને ફ્રેનીને સલામ કરી. ફ્રેનીએ જવાબમાં માત્ર પોતાનું ડોકું હલાવ્યું અને પાછું નોવેલમાં મોઢું ખોસી વાંચ્યા કીધું. ફરદુન તેણીની નજદીક આવી ઉભો.

"એવણ ઉંઘઇ ગીયાંછ કે?" તેણે ધીમે સાદે કહયું, "હું મકું ચાલ જરા બાહેર જવા અગાઉ ડોકરીની ખબર પુછતો જાઉં. બાપરે—કેમ ઘોરેછ! હે–હે–જાણે ધમ્મણ ફુંકેછ!"

પોતીકાં બુઝર્ગ વાલી અને માતા સમાન મુરબ્બી આલી-ફુઇને માટે ફરદુનને આમ હમેશ બેમહલાજાથી બોલતાં સાંભળીને ફ્રેનીને ઘણીજ ચીડ ચઢતી હતી. હમણાબી તે વળી પાછો પોતાની જાતપર ગયો એટલે તેણીએ તેને કાઠું આપ્યા વગર ચોપડી વાંચવાની ચાલુજ રાખી.

"ડોસાં હમણા કેમ છે, ફ્રેની?"

"ઠીક છે."

ફરદુન એક મીનીટ મુગો થઇ ગયો અને ચુંચી આંખ કરી આ છોકરીનું ગંભીર ઠસ્સાવાળું મ્હોં ધારી ધારીને જોયા કીધું. પછી જાણે કંઇ વાહરૂં આવ્યું હોય તેમ અચબુચ બાજુએથી એક ખુરસી ઉંચકી ફ્રેનીની અડોઅડ મેલી અને મજેહથી ઉપર ગોઠવાઇ બેઠો.

ફ્રેનીના ચહેરા ઉપર નાખુશીનો એક અચુક છાપ પ્રગટી નીકળ્યો. આ અણગમતા અળખામણા શખસને જોતાંજ કોણ જાણે તેણીને શું ભડકણ ભરાતું હતું. વળી પાછો ફરદુન આમ તેણીની ખુશી ઉપરાંત દાદાગીરી કરતો પાસે આવીને બેઠો તે તેણીને બીલકુલ ગમ્યું નહીં. કચવાઇને તેણીએ મ્હોં એવું તો કુમળાવ્યું કે ફરદુનને મજબુત ભારી પડી ગયું. પણ તે કમબખ્ત નફ્ટનો નફ્ટ હતો.

"ફ્રેની, તું ફુઇની પછવારે આખો દાહરો પટકઇ જતી હોશે. માફ કરજે હું-તુંને ઘણી મેહનત પરેછ——"

"નહીં—કાલથી એવણની આગળ એક બીજી પારસીની છોકરી આવવાની છે. ચાલો, હું જાઉંછ—મને કામ છે."

ફ્રેની ઉઠીને ઉભી થઇ-પણ તેજ પળે ફરદુને ધીરેથી તેણીનો હાથ પકડી ખુરસીપર પાછી બેસાડી દીધી.

"સબુર—જરા બેસ. એમ તુંને હું આજે નાહસી જવા દેવાનો નથી. આજે કેટલા દાહડા થયા હું એકાંતમાં તારી સાથ બે ઘડી વાત કરવા માગુછ.—ફ્રેની, તું પોતે કેટલી બ્યુટીફુલ છે તે તું જાણેછ?"

"હું ધારૂંછ કે આય સુધ્ધાં તમે મને એ વાત સત્તરેક વખત કેહી ચુકાછ. એનાં કરતાં કંઇ વધારે અગતનું કેહવાનું તમારી પાસ નહીં હોય તો, ફરદુનજી, મેહરબાની કરી હવે મને જવા દેશો?"

"નહીં–હું જવા નથી દેવાનો. આજે મારી સાથ મોહનું ખોલીને તારે વાત કરવીજ પડશે. આવી તક મને પાછી નથી મળવાની."

ફ્રેનીએ હવે ભવાનાં નેણ ચઢાવ્યાં.

"એટલે? તમારી કંઇ જબરદસ્તી છે શું? તમે કેહવા શું માગોછ તે હું સમજતી નથી!" તેણીએ તરડાઇને ગુસ્સાથી કહયું.

"મને ખુલાસો જોઇયેછ."

"શાનો ખુલાસો?–હું કંઇ ખુલાસો બુલાસો આપવાની નથી. ખીસો, મને જવા દેઓ!"

પણ આણીમેર ફરદુન પ્રીંટરબી છેલ્લેજ પાટલે બેઠો હતો.

"કેમ—કંઇ આજે ઘણાંજ મીજાજમાં છેઓ? શું છે શું? જરા સમજ તો પરે?" તેણે વાંકા વળીને સહેજ મુછમાં હસ્તાં પુછયું.

"હોય શું?પથરા?–કંઇબી નથી?"

"કંઇ નથી તારે મારી સાથ એમ ઉંચે મોહને કાંય રેહછ, ફ્રેની? મને કહ–મારો શું વાંક થયોછ? નહીં–હવે વાંચ-

વાનું થોડો વખત જરા રહેવા દે ને બસ મારી સાથ વાત કર."

ફરદુને ફ્રેનીના હાથ માહેલી ચોપડી આસ્તેથી ખેંચી લીધી. તે છોકરીએ હવે પોતાના બે મોટા માજરા ડોલા ફરદુનનાં મ્હોં પર ઠેરવીને થોડીક સેકંડ જોયા કીધું. બેઉ ગાલો પર ફરી વળેલા રતાસ સાથ તેણી બચીત એક સુંદર પીકચર દીસ્તી હતી.

"તમે મારી સાથ શું વાત કરવા માગોછ?"

"શું વાત કરવા માગુંછ! ફ્રેની—ગારાં ને ગારાં ભરીને મને તારી સાથ વાત કરવાની છે!" ફરદુન કરગરીને નરમાસથી બોલ્યો, "પણ તું મને ચાન્સજ કાંહ આપેછ!——"

"હા—મને કોઇની સાથ ઘણી વાત કરવા ગમતીજ નથી."

"છટ! ધેટ ઇઝ ઓલ નોનસન્સ! મન હોય તો બધીબી વાત થાય; પણ તું તો મને દેખઇતી રીતે હીણેછ. કમ નાઉ, ફ્રેની–મને આજે હીંમતથી ખરેખરૂં કેહ–હું બચીત જાણવાજ માગુંછ–મેં શું ગુનાહ કીધોછ કે તું મારેથી એમ દુરની દુર નાહસેછ?"

વીચારમાં ફ્રેનીએ એકાદ મીનીટ નીચી ડોકે જમીન તરફ જોયા કીધું–પછી એક ઉંડો દમ ખેંચીને સીધી ટટણખાર બેઠી.

"તમે જાહરે જાણવાજ માગોછ તાહરે હુંબી તમુને એક વખત ખોલ્લે ખોલ્લું કેહી દેવા તઇયાર છેઉં." તેણીએ હળવેથી શરૂ કીધું, "ફરદુનજી, તમે પોતે પોતાને ઘણા મહાન માણસ સમજોછ–પણ, એક્ષકયુઝ મી, તમારે વાસ્તે મને કંઇ એટલો બધો ઉંચો વીચાર નથી આવતો. હું આય ખરૂં કહી દેઉંછ–પછી જો તમુને ચટકો લાગે તો દલગીર છેઉં, તમારી ઢબછબ, તમારી બોલવા ચાલવાની રીત, મને જરાબી ગમતી

નથી. આય આલીફુઇના પૈસા તમુને મલવાના છે તેની ગરમી તમારાં મગજ પર ચહડેલી છે. હા, તમારાં માથાંમાં ઘણી રાઇ છે—ને તેથી તમે બીજાં બધાંઓને છેકજ નાખી દેવાનાં સમજોછ. એ તમારી ધીકકારવાજોગ ચાલને લીધેજ મને તમારી સાથ કંઇ વાતબી કરવા ગમતી નથીં——"

ફરદુન તો ડઘાઇને ફ્રેનીનું કાકુંજ ભોગ્યા કરતો હતો.

"ઓહો ! એટલું બધું ?" તેણે કપાળ ચહાવીને ટંકારમાં ટાપસી પુરી.

"હું એટલું બધું બોલતે નહીં—પણ તમે જાહરે ખતીખતીને પુછયાજ કરોછ તાહરે કેહી દેઉંછ કે પછવારેથી વરી તમે કંઇ મનમાં મરચાં નહીં ખાયા કરો. સાંભળી લેવો, ફરદુનજી - તમે જો એમ સુઝમાં રોજા બોલતા હોવ કે હુંબી બીજી છોકરીઓની કાની તમારા પૈસા પર લોભઇ પડીને કુતરાંની કાની તમારી ટચાકરીની પછવારે દોરતી કે આવશ તો તમે તમારી જીંદગીની મોટામાં મોટી ભુલ કરોછ—"

"અરે પણ—"

"નહીં—મને પુરેપુરી સાંભલી લેવો. તમુને મેં પેહેલે દાહરે જોયા ત્યારથીજ કંઇ કુદરતી રીતે તમારે સારૂં મને હલકો વીચાર બેસી ગીયો. પછવારેથી તે વીચારમાં ફેરફાર કરવાનું મને કંઇ કારણ હજુ સુધી નથી મલ્યું. બસ હવે–એથી વધારે ખુલાસાથી હું કંઇબી બોલી શકતી નથી."

ફ્રેની બોલતી બંધ પડી. કરોધને મારે તેણીનાં નાકનાં ફીફડાં ઉડતાં હતાં. ફરદુને લોહીનો ગોટ ગળ્યો. યા ખુદા–આ તો ઓરનું દોર થઇ જતું હતું ! જે છોકરીને જીતવાના હડહડતા કસમ ખાઇને તે આજે વાત છેડવા આવ્યો તેજ છોકરીએ

ફ્રેની ઠરાક દેતી કે પાછી ઉઠીને ઉભી થઇ, અને બાહેર ચાલતી થઇ. આ વાર તેણીના ચહેરાપર ચઢેલી તુફાનની ભયંકર નીશાની જોઇ ફરદુન સેહજ બીચકયો. તેની પછવાડે ગયો.

"આજે ઉશ્કેરઇને તું ફાટું ફાટું બકેછ!" તેણે ખભરીને જરા કરડે અવાજે કહયું," "પણ ઠંડી પરશે તાહરે તું તારો વિચાર બદલશે. છોકરી, તું હજુ ઘણી હુલ્લડને નાદાન છે."

(જુવો સફો ૧૦૯ મો.)

અરધાનો ખુરદો અને અરધો બાધો એવો ચુકવી આપ્યો કે વધારે હવે શું બોલવું તેબી તેને થોડો વાર સુઝયું નહીં. થોડીક પળ બેઉ જણ ચુપ બેઠાં. આખરે ફરદુને પોતાનું ગળું સાફ કરીને જોરમાં પોતાનું બીણું કપાલ નુછ્યું.

"નહીં-ફ્રેની! તું એમ ના કર, તેણે ધીમે અવાજે કહયું "તું મારાં દીલની વાત જાણતી નથી-તું મને ગેરઇનસાફ કરેછ. આય ઘરડાં ધુવરનો ને તારા બાવાનો આપરે વાસ્તે શું વીચાર છે તે શું તુંને ખબર નથી?"

"મને બરાબર ખબર છે—ને મને આશા છે કે મારો સેવટનો જવાબ જે મેં એ લોકને આપ્યોછ તે તમુનેબી ખબર હોશે. જો નહીં ખબર હોય તો આય છેલ્લી વખત સાંભલી લેવો, ફરદુનજી. કોઇ કાળેબી હું તમારી સાથ પરણી શકવાની નથી. મેહરબાની કરીને એ વીશે મને ફરીથી કંટાલો આપશો નહીં."

"પણ એટલી બધી તરછોડ કરવાનું કંઇ કારણ?"

"કારણ એજ કે હું તમુને મારાં અંતકરણથી ધીકકારૂંછ. કાંય મને એટલી સખત રીતે બોલવાની ફરજ પારોછ? ખોદાયને ખાતર મને અહીંથી જવા દેવો."

ફ્રેની દડાક દેતી કે પાછી ઉઠીને ઉભી થઇ, અને બાહેર ચાલતી થઇ. આ વાર તેણીના ચહેરાપર ચદેલી તુફાનની ભયંકર નીશાન જોઇ ફરદુન સેહજ બીચકયો. તેબી પાછળ ગયો.

"આજે ઉશકેરઇને તું પાટું ફાટું બકેછ!" તેણે ખભરીને જરા કરડે અવાજે કહયું," "પણ ઠંડી પરશે તાહરે તું તારો વીચાર બદલશે. છોકરી, તું હજુ ઘણી હુલ્લડ ને નાદાન છે. પૈસાને નામે તું એટલું નસંકારૂં ચહડાવેછ-પણ પૈસાનું પ્રબળ શું છે તેની તુને શુધ્ધી નથી. જો, પેલી ખાટલે અરેલી

ખરખર પાંચમ આંધરી બેહરી ડોસીને જો! જો એની પાસ આજે પૈસા નહીં હોય તો એને કોઇ દોહરીયાના મમરાબી નહીં પુછે!—"

"બસ, બસ! તમારાં માય તોલનાં એ મુરબ્બીને વાસ્તે એવી તોછરઇથી બોલતાં તમારે શરમાવું જોઇયે!"

ફ્રેની રેંહસાભર ચાલી જવા જતી હતી—પણ ફ્રરદુન આડો પડયો.

"એવી બધી ભટઇ મને નથીં આવરતી! ફ્રેની—હું તો જે ખરૂં હોય તે મોહનાપર તર ને ફ્રર બોલી દેનારો માણસ છેઉં. આય ચાકલેટ ડોસી મરતી વખતે પોતાના ભત્રીજા બેહરામ તાલુકદારના ખરા હકપર પાણી ફેરવવા માગેછ—બેહરામની નજરે એનીગમ જો!——"

"મારૂં માથું ફ્રરી આયું—તમે હવે મને જવા દેઓછ કે નહીં?"

"તારા બાપે મને પ્રોમીસ આપ્યુંછ, ફ્રેની, તે પ્રોમીસની રૂહે હું તુને જતી મુકવાનો નથી. હું તુને ચાહુંછ—ખરેખર મારાં જીગરથી ચાહુંછ—ને તુને ગમે કે નહીં ગમે તોબી તારે મારી સાથે પરણવું પડશેજ. હાંગકાંગ વેરથી મહા મુસીબત વેઠીને અહીં હું કંઇ અમથો ધસરઇ આયો નથી. તારા ખોટા ખોટા ફ્રાંટાને લીધે તું મારાં જીગર સાથ એમ રમત કરી શકવાની નથી. સીધે સીધી તું જો સમજીછ તો ઠીક છે, ને નહીં તો——"

ફ્રેનીએ બે હાથ પોતાની કમ્મર પર મેલ્યા અને અચબુચ ફ્રરદુનની ગમ ફ્રરીને એક છેડાયલી વીછણની કાની ડોળા ફ્રફડાવ્યા.

"ને નહીં તો? નહીં તો શું કરી લેશો?" તેણીએ અત્યંત તીરસ્કારથી પુછ્યું.

"વેલ–તે હું હમણા કેહતો નથી. હું એક જોખમભર્યું માણસ છેઉ તેટલું બસ યાદ રાખજે. જા હવે–મારે કંઇ વધારે કેહવું નથી."

આમ કહેતાં ફરદુન બાજુએ ખસી ગયો–પણ ચાલી જવાને બદલે ફ્રેની તો ત્યાં ટટણખાર ઉભીજ રહી. તેણીનાં ડોળામાંથી ખફગી અને ખેજ્જાલતનો ગોયા અંગાર ખરી પડતો હતો.

"તમે જખ મારોછ!" તેણી દાંત પીસીને ધાડા અવાજે બોલી, "ફરદુનજી પ્રીંટર, તમે જખ મારોછ! હું કંઇ સાધારણ જાતની છોકરી નથી કે તમારા જેવા હીચકારા પોશાગીરની આવી ધમકીથી બીહી જાઉં! જાઓ–તમારેથી થાય તે કરી લેઓ. હું તમુને 'ડીફાઇ' કરૂંછ! હું તમારીપર થુંકવાબી રાજી નથી!"

તીરસ્કાર અને તુચ્છકારની એક છેલ્લી નજર પોતાના દેખાવળા હમનબર્દપર ફેંકી ફ્રેની ધસારા સમેત ત્યાંથી ચાલી ગઇ. ફરદુન એક મીનીટ ઠસ થઇને ઉભોજ રહયો——

"બાઇ જોવ! ધેટ ઇઝ એ ગર્લ ફોર મી!" તે બડબડયો, "શું એ રાનનો છણકો છે, હેં! જેમ વધારે છેરાયછ તેમ મને વધારે ગમેછ! એ પોરી મને મેટ કરી નાખવાની!!— આહ! એને જો હું માહત નહીં કરૂં, તો હેફ પડજો મારી જવાનીપર! એના વગર મારી જીંદગી હવે અકારત છે. ને એ મને હમણા હડધુત કરી ગેઇ! દેખા જાઇગા!!"



# પ્રકરણ ૧૫ મું.

—:o:—

## "શયતાનચા ઘર."

અંધેરીની પાડોસમાં બેએક માઇલને છેટે આવેલું નાનું ગામડું—કોનડીતા—તમે જોયું છે? લાંબે અંતરે આવેલા નાના નાના બંગલાઓવાળાં આ સુમસામ ગામમાં એકાંત કુદરતની નચીંતાઇને તેના ખરા આકારમાં તમે દેખી શકશો. આપણી વાર્તા ચાલે છે તે વેળા એજ કોનડીતા ગામમાં ગીચ છાવવાળાં આંબાનાં ઝાડો તથા નાલીયેરના તાડોની વચ્ચે પોતાની બુઝર્ગ સાદાઇમાં અને બીસ્માર સ્થીતીમાં કાંઇ વર્ષો થયાં પડત રહેલું એક પુરાણું બેઠ્ઠું કોટેજ—"The Devil's Haunt"—અંધેરીના આસપાસનાં લોકોને પુરતું જાણીતું હતું. ગરીબ વર્ગના રાહદારી લોકોને મોહડે ચઢી રહેલાં આ "શયતાનચા ઘર"ને માટે એવો શાખો પડી ગયલો હતો કે તે ભુતથી ઘેરાયલું હતું! એજ સબબને લીધે કેટલીક મુદત થઇ એ મકાનમાં કોઇ ભાડુત જતું ન હતું—અને તેના માલેકે બી કાયર થઇ અંતે તેને ગંધાર જેવું એમનું એમ પડત પડી રહેવા દીધું હતું.

પણ છેલ્લા કેટલાક દીવસો થયા કોનડીતાના રસ્તાપરથી પસાર થતા વટેમાર્ગુઓ કાંઇક નવાઇ સાથ આ ત્રાસદાયક મકાન ગમ ડોકયાં તાણી તાણીને જોયા કરતા હતા. કોઇ દહાડે નહીં ને હમણા વળી થોડાક દહાડા થયા "ધી ડેવીલ્ઝ હોન્ટ"માં કોઇ ખુદાનો લાલ આવીને રહેલો હતો. "ખુદાનો લાલ" કહો કે "શયતાનનો દલાલ" કહો—જેબી ધણી આ

પ્રખ્યાત ભુતખાનામાં જઇ વસ્યો હતો તેની છાતી પોરબંદરના પથ્થરની હોવી જોઇયે. સારૂં ગામ જાણતું હતું કે એ કોટેજનાં કંપાઉડમાં મધ્ય રાતે ભુતના ચેનચાળા નજરો નજર જોઇ એકકે એક ભાડુત ઉભી પુછડીએ નાહસી ગયું હતું—કાંઇ સેંકડો જણાઓએ કાનોકાન તે જગ્યામાંથી રાતને એકાંત વખતે બીહામણા અકુદરતી સાદો અને કંપારી છુટે એવી ચીચીયારીઓ એકાએક નીકળતી સાંભળી ફાળ ખાધી હતી,—અને એક પછી એક કાંઇ ચાર પાંચેક માલીઓ 'ધી ડેવીલ્ઝ હાન્ટ'ના હેબતનાક ભોંયરાંમાં મુવેલા બીજી સહવારે જડી આવ્યાથી સાંજના ૭ વાગતા પછી એ પલીદી ધામની અડાસેબી જવાની ગમે તેવો હીમતી શખસ વટીક આસ્નાઇ કરતો ન હતો.

જે ભેદ ભર્યાં ભયભીત દેવસ્થાનના દરવાજા ઉપર "ભાડે આપવાનું છે" પાટીયું ધુળ ખાતું વરસો સુધી લટકયા કરે, જે જગ્યાનું નામ નીકળતાંજ તે લત્તાની પોલીસના કાન ઉંચા થાય, તે મકાનમાં છેલ્લું એકાદ અઠવાડયું થયું રહેવા આવેલું ભાડુત—કોઇ ભીખાજી બામજી નામનો મોબેદ—સૌ કોઇનું ધ્યાન ખેંચી રહે તેમાં શી અજાયબી?

એ ભીખાદારૂ બામજીબી કોઇ જબરો શીકસ્તે શયતાન હોવો જોઇએ! ભુતડાઓના ચાળા કે પલીદોના ચીચીઆરાની તેને ભલ ફકર હતી! બસ તે તો પોતાના હવાલામાં સોંપાયલા કોઇ બીચારા દીવાના કમનસીબ શખસને પોતાની સાથે રાખીને મજેહ તરેહથી આ "Devil's Haunt"નાં બીહાબાન એકાંતવાસમાં ગગડી રહેલો હતો. નહીં કોઇને તે મળતો ભેટતો—નહીં સાંજ સહવાર જરા બે ઘડી બાહેર સસરતો—કે નહીં કોઇની આગળ સહેજબી મોઢું ખોલીને વાત વગત કરતો.

અજબ અંધ્યારડો! કોઇ જો ભુલાચુકાનું માબાપ કરી મળવા જતું તો એવું ખાંઉ-કરડું જેવું મોહડું કરીને તેને કાહર કાહરમાં પડતો કે કમબખ્ત ભુતો ને ડાકણોબી એમજ તેને જોતાં બીહીને નાહસી ગયાં હશે એમ સઉ કોઇ માનતું હતું.

પણ એવા દાઢાબળ્યા રડતી સુરત પારસીને મળવા જાય કોણ? ખુદ કોનડીતાના બે ચાર બંગલાવાળાં રહીશોબી તેને નામે મીઠો ગાળો મુકતાં હતાં. અત્યાર સુધી તેની સંભાળમાં મેલાયલા પેલા અભાગ્યા ઘેલા માણસનેબી કોઇએ જોયો ન હતો. કહેજે આખો વખત મારધાડ કરતો અને જંગલી ઝનુની જનાવરની માફક કરડવા જતો તે દીવાનો માણસ એટલો સદરબદર માથાંથી ગયલો હતો કે તેની નજદીક જવામાંબી જોખમ હતો. અને તેને આખો વખત "Devil's Haunt"નાં ભોંયરાંમાં ખુબ ચોંપથી બંધ કરી રાખવાની બીચારા બીખાદારૂ મોબેદને ફરજ પડતી હતી! વળી બગીચાના દરવાજાપર હાથમાં મસ મોટો ડાંગ લઇને બેઠેલા અરીમધરીમ પરદેશી ભઇયાનું બાઉ-વાઉ જેવું ભયંકર ડાચું જોઇનેજ સઉ કોઇનાં લપ્પાં એવાં લેવાતાં કે અંદરના જરીક સુંધારા લેવાનું કોઇ ચટપટયો મન કરતો હોય તેબી સસસેકા તીન પાઉં કરી જાય. હા-કોણની માયે સુંઠ ખાધી હતી કે રજા વગર કમપાઉન્ડના મોટા દરવાજાનો ઉંબરબી ઓળંગીને અંદર દાખલ થઇ શકે?

કોણને પુછો છો? બેઅદબી માફ છે-એક દહાડે સહવારના અગ્યારેક વાગતે અચણુચ એક ભાડેની ટાંગા આ "શયતાનચા ઘર"ના દરવાજા આગળ આવીને ઉભી રહી-અને અંદરથી એક જુવાન પારસણ અબળા કુદી પડીને ખુરસીપર ઉંઘતા બેઠેલા પરદેશી ભઇયાની પાસેથી કરારને જીવે અંદર

ચસારાબંધ ચાલી ગઇ. બીખાદારૂ બામજીના પાજી સ્વભાવની, પેલા દીવાના શખસની, આ ત્રાસદાયક પલીદખાનાની એ બાઇને થોડી દરકાર હતી! તે તો બસ સપોસપ પગ ઉંચકીને અંદર ચાલી.

બાહેર વરન્ડા પરજ એક ભાગાતુટા ખાટલાની ઉપર ચટાપાટ બીખાજીબા ખરેખર ઉંઘતા પડેલા હતા. દીલમાં સદરા લેંગાનોજ સુફ્યાનો પોશાક હતો. પેલી જુવાન બાનુએ બાજુમાંથી પકડીને તેવણને જોરમાં હલાવ્યા—

"એ ઉઠો હવે, બાવા! દોરની કાની ઉંઘાઓછ શાના?—ઉઠો!"

એક આંચકો ખાઇને બીખાદારૂ જાગી ઉઠયો અને ડોળા કાડીને આ છોકરી ગમ જોયું. બીજીજ પળે એક ઝલાંગ સમેત તે ખાટલીપર ખડો બેઠો—

"મીઠુ!—કેમ?—તું અહીં? તું—!"

——:o:——

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

"આંસુઆં ભરે મોરે નયન—
અરે દીલરા કાંપે મોરા રે!"

જાણે મનકા ભેદ મન જાણે, દુજે ન જાણે કોય,
પરખ કરનાર દુઃખકો, વ્હો દુઃખકો મારો હોય!—આંસુઆં૦
હીરડે અંદર આગ લગે—ધુંવા ન પ્રગટ હોય
જો તન લાગે સોહીજાણે—દુજો ન જાણે કોય!—આંસુઆં૦

જાણે પોતે એક ખરાબ ખ્વાબ જોઇને ભડકી ઉઠયો

હોય તેમ ભીખાજી બામજીએ ડાચું કુમળાવીને પોતાની બોચી ખજવાળી. ન ધારેલી રીતે સામે પોતીકી આ છોકરીને વાઉની માફક આવી ઉભેલી દેખી આ લફંગો બાપ જરાબી ખુશી થયો નહીં.

"તુંને મેં ના કેહયું તોબી આવી ! દુકતી.–તુને હવે શું કેહું ? તારી જીદ આગળ હું નાચાર છેઉં !"

પોતાની સોડ કહાડી નાખી મીઠુ ખુશાલ સામેની બાજટી પર ગોઠવાઇ બેઠી.

"અમસી પોતીકી દીકરીને મળતાંબી બીહવોછ ? મરેરે–બાવાજી, તમારાંબી ઘણુક કંઇ સમજ પરતાં નથી ! આય ગરાંગાંસુ જેવી જગામાં રેહતાં તમુને શરમ લાગતી હોશે ? કાંહ છે પેલો તમારો મખ્ખઇ મોહરો ?"

"મખ્ખઇ મોહરો !"

"હા, પેલો કોઇ તમારા સપાટામાં પકરાયોછ તે ! એ એમ ચરીતર શાના કરોછ ? પેલા કોઇ બીચારાને તમે મેટ ડોકી બેસારીને અહીં ભોંયરાંમાં ડાટયોછ તે કાંહ છે ?"

ભીખાજી હવે ઉઠીને ઉભો થયો અને માટલાંમાંથી કળસલી ભરીને પાણી પીધું.

"હવે તું અહીં મારી સાથ એ ભેંજા દુઃખણુ કરવા આવી હોય તો બા પાછી ચાલી જા. મેં તુંને અહીંથી કાગળ લખ્યું તાહરે આટલું ખતીખતીને લખ્યું કે તારે અહીં આવવું નહીં——"

"તાહરે કાગળ લખ્યું શું ધુર મુકવા ?"

"અરે, આયબી કંઇ છોકરી છે ! કાગલ લખું તેનાંબી દુઃખ ! કંઇ તુંને મને કહેવું મુકવું હોય–કંઇ મંગાવવું મેલવું હોય,–તેથી જરા મારૂં સરનામુ તુંને જણાવ્યું. તું એમ

ઉખરાની કાની અહીં ઘસરઇ આવે એવી મારી મતલબ નહીં ઉતી. મીઠુ, તું મને ઘણી નરીયા કરેછ જો વરી બોલુંછ તે તુને ગમતું નથી. તું પછી પેલી કોઇ ચાકરીએ કહરાવાની ઉતી તેનું શું થયું? તાંહ જઇને રેહી કે?"

"મારા સવાલનો પહેલે જવાબ આપો–પછા બીજી વાત. કાંહ છે પેલો તમારો મેટ માણુસ? હું તેને જોવા આજે અહીં આવીછ."

"આયાંછ તો પાછાં ભરીયાં પુરીયાં એમના એમ ચાલી જાવો. એ માણુસની આગળ કોઇને જવા દેવાનો હોકમ નથી–"

"સીવાય કે તમે ને ફરદુનજી પ્રીંટર!"

સાંપે એકાએક પગમાં કરડયો હોય તે મીસાલ ભીખાદારૂ બામજી બે ડગલાં પાછળ હઠી જઇ એક બુમ મારી પડયો, અને લાલ ટસ થયલા બે ડોળા કકડાવીને પોતાની બેટી ગમ ઘુરકયા કીધું.

"એ શું બકી મરેછ?" તેણે ખોખરે સાદે કહયું.

"શું બકુંછ તે તમે બરાબર સમજોછ. સંભાલો, બાવા! તમે ધારોછ તેટલી હું ભોટ નથી. આજે કેટલા દાહરા થયા હું એ તમારા બધા ઢંગધરા તપાસતી આવીછ ને મને કંઇ ભેદ હજુર સમજ પરતો નથી. આય મુવાં દોજખખાનામાં તમે કોણુને મેટ તરીકે ઠોકી બેસારીને જીવતાં જીવત પુરીયોછ તે હું જાણુશ નહીં તાંહ સુધી હું તમુને કરારે જંપીને બેસવા દેવાની નથી. બોલો–અહીં કોણુને રાખેલો છે?"

"ઉહ–હું–હું–હું! અહીં કોણુને રાખ્યોછ? કારાચોરને રાખ્યોછ! કંઇ તારે કહેવુંછ?"

"મેં મારી અટકલ કરી રાખીછ–અહીં કોણુને તમે કેદમાં

રાખયોછ તે કહેતા હોવો તો બોલું. મેં ઘણો વીચાર કીધોછ, બાવાજી, ને એકજ વાત મારાં ધ્યાનમાં ઉતરેછ. કેમ, સાવજ જેવા શા વરે થઇ ગીયા?"

"મીઠુ, તું આજે ભાંગ પીને આવીછ. તું કાહરની શું બકયા કરેછ તેનો એક બોલબી હું સમજતો નથી."

"બાવાજી," મીઠુ ઉઠીને તેવણુની નજદીક જઇ બહુજ ગંભીર કરડે અવાજે બોલી, "આય ભોંયરાંમાં તમે આલીપ્રુઇના ભત્રીજા અને ખરા હકદાર વારેસ બેહેરામ તાલુકદારને બંધ રાખ્યોછ! ખરૂં કે ખોટું?"

ભીખાજી ધપ દેતો કે ખાટલીપર બેસી ગયો. તેનાથી એકાદ બે મીનીટ તો જવાબબી દઇ શકાયો નહીં. સુનો બાહવરો જેવો બની તે આ ફટાંઉ દુકતીનાં કોહાં ગમ એકકી ટગરે જોયા કરવા પડયો. મીઠુનાં મ્હોંડાંપર એક જાતનું ફ-તેહ અને દલગીરીનું હસવું ફેલાઇ ગયું હતું.

"તમારૂં મોહનુંજ કેહી આપેછ કે મારી તરક ખરી છે. બેહેરામ તાલુકદારને તમે અહીં દાબી રાખ્યોછ કે પેલા ધાઇખોરા કરકાબાલુસ ફરદુન પ્રીંટરને એની પ્રુઇનો વારસો સખ્ખેથી હજમ કરી જવાનું ફાવે. એ તમે શું કરોછ? બાવા—એ તમે શું કરોછ? બેહેરામ મેટ! અરે તમારા જેવા પચ્ચીસને મેટ કરે તેવો એ સાબુત મગજનો છે."

નીચી મુડીએ ભીખાદારૂ પોતાના પગનાં મેલાં આંગળાંઓને મરડયા કરતો ચુપજ બેસી રહયો. મીઠુએ છેડાઇને જોરમાં જમીનપર પગ ઠોકયો ત્યારેજ તેણે ચોંકીને ઉપર જોયું. બાપજી રે! તે છોકરીના મુખડા પર તોફાન અને ભયની એક હેબતનાક સીગનલ ચહડેલી હતી. કમ્મરે બે

હાથ મેલી આતસની પેઠે ડોળા ચમકાવતી તે પોતાના બાપની સામે ગુસ્સાની એક દેવીની પેઠે ફું ફું કરતી ઉભેલી હતી.

"પેલું બીજાજનું બોરીયું ફરદુન પ્રીંટર અહીં આવેલું છે– તમારાબધા ચેનચારા પરથી મેં જોઇ લીધુંછ કે તમે લોક મારા બેહેરામનું કાટલું કાહડવા માંગોછ. એ મુવો હરામખોર પેલી ચાકલેટ બેહરકુટ ડોસીને ઉંચકીને અહીં લાયોછ ને કોણ જાણે કેવી રીતે આય બેહેરામને તમારા ફાંદામાં ફસાવી મુકયોછ! પટાવી સટાવીને ફરદુન ઘરડીની પાસ વીલપર સહીનું બીલારૂં હવે ચીતરાવી લેવા માંગેછ ને બેહરામ ફાંચર નહીં મારે તેટલા વાસ્તે તમે બેઉ જણે મલીને તેનો આવો ઘાટ ઘરીયોછ! થુ પરી તમારાં જીવતરપર! એક ખરા હકદારનો હક લુટોછ તો લુટોછ, પણ સાથે તેનું છુટાપણુંબી લુટી લેવોછ! લ્યાનત છે એવા હીચકારા બાયલાઓપર! એ બેહેરામને છુટો મુકો ને પછી તેની સાથે લરો,–તમારા જેવી સો લોંકરીઓને એ એખલે હાથે પુરો પરશે——"

"મીઠુ તું તદ્દન——"

"ધીક્કાર છે તમારી એવી દગલબાજી પર! નીચ પઇસાને ખાતર તમે એવું પાપી નજીસ કામ કરોછ! તમારાં હાર નથી ધ્રુજતાં?"

"અરે–જરા મારૂં સાંભળ તો ખરી–"

"એક બોલ સાંભળવાની નથી. ભુંડો તો ભુંડો, પણ એ બેહેરામ મને હજુ વાહલો છે! બાવાજી, મારૂં ગમે એવું એણે નખખોદ વારીયું હોશે; પણ–પણ–આહ!–મારી છાતીમાં હમણા શું થાયછ તે તમે શું સમજો?"

અભાગણી મીઠુ! આંખયોપર રૂમાલ દાબી તેણી ડુસ્કે

ડુસ્કે રડવા મંડી ગઇ. ઓ પ્રેમ–પ્રેમ ! સરૂષ્ઠીની બારાખડીનાં પહેલા મહાન અદભુત શબ્દ–પ્રેમ! તુંજ અથાગ શકતી આગળ ફ્રેરેસ્તાઓ અને દેવતાઓબી પરેશાન થઇ પડયા, તો એક કમતાકાત નાજુક નીરબળ જવાન અબળાનો શો હીસાબ?

બીખાદારૂએ હવે જરીક મુછમાં હસીને ધીમેથી પોતાનું કપાલ કુટયું.

"દુકતી, મને નકકી શક જાયછ કે તારૂં કાતરીયું ધસ્યુંછ. અરે દીવાની રે, તું કાંય એક બે બદામના માણુસની પછવારે આટલો બધો જુસ્સો બરબાદ કરેછ! મીઠુ, જરા અકકલ પકર–જરા હોશ ઠેકાણે રાખ. જો, આટલા દાહરા થયા એ બેહેરામ તાલુકદારે જુઠ્ઠઇએ મને જરાક તાહરે વાસ્તે ખબરબી નથી પુછી—તું જીવેછ કે મરેછ તેબી જાણે એ વીસરી ગીયોછ—તું કાંહ છે, શું કરેછ તેની એનાં ખાસ-નેબી દરકાર નથી—ને તું રાન એની પછવારે અમથી ઉફનાયછ!"

"મારી ખબર પુછવાને વાસ્તે તમે લોક એને ટાઇમજ નથી આપ્યો!"—

મીઠીબાઇનો દબાઇ રહેલો ઉભરો હવે પુરોજ ખાલી થયો. ડીબો તાણી તાણીને તે હીણુભાગ્ય છોકરી રડવા લાગી. પાંચેક મીનીટ તેણીને આમ પોતીકું દીલ ખાલી કરવા દઇ બીખાજી બામજી દાઢીના બાલ પસવાર્યા કરતો મુગોજ બેઠો. જયારે મીઠુ જરા દપટ પડી ત્યારે માયાથી તેણે તેણીનો બરો પસવાર્યો.

"દીકરી, કાંય તાહરા જુવાન જીવપર જફા પારેછ? મરવા દે એ નાપાક બેહેરામને, તુંને પારકાંઓની પંચાતમાં પરવાની શું જરૂર? મારૂં કહયું માન ને મુગી મુગી આપરે ઘેર જઇને બેસ—પેલી ચાકરી બાકરીનો વીચાર છોરી દે. હવે

આપરે કંઇ અગઉની કાની નાગાં ભુખાં નથી. મહીને દાહરે હું તુને—"

"નહીં—બસ નહીં—તેમ નહીં બનશે," મીઠુએ એકદમ ચીરડાઇને કલ્લો કર્યો.

તેણીની લાલચોળ થઇ આવેલી આંખ્યો-વીખરાયલા બાલો—સરી પડેલું માથુબાનું—કહી આપતાં હતાં કે અંધયારડી પોરી કાંઇ સહેજમાં સમજી જાય એવી નબલી પોચી ન હતી.

"બાવા," તેણીએ ખોખરે અવાજે ઉમેર્યું, "તમે મને શું સમજોછ? શું મારૂં હઇયું પથ્થરનું છે કે કાચનું છે? હું ફરીથી કેહુંછ કે મારી મોટી શરમીંદગી વચ્ચે-મોટા અફસોસ વચ્ચે-મારી નામોશી વચ્ચે-હું એ બેહેરામને હજુરબી ચાહુંછ. મારા જીવ કરતાં એ મને વધારે વાહાલો છે, બાવાજી. તે મને હલકાં કુતરાંની કાની હડધુતબી કરશે, મારીપર ગમે તેટલોબી થુકશે, પણ હું એનો વીચાર મારાં દીલમાંથી કાહરી નાખી શકવાની નથી."

"છટ! છટ! એ બધા તમે આજ કાલનાં દુકતાંઓનાં ખાલી મગજના ધખારા છે! એવાં પ્યાર ફ્યાર બચ્ચાં સહી વેંહજા છોરી દે, મીઠુ, નહીં તો એમાં ને એમાં કોઇ દાહરે માથું ખીસી જશે?"

મીઠુએ પોતાની લાલ બોટાં જેવી આંખયો નુછી નાખી અને ઉઠીને ઉભી થઇ—

"તમે તો અખારાજ કરો, બાવા!" તેણી દબાયલા સાદે બોલી, "તમે પ્યાર જેવી બાબદમાં સમજોછજ શું કે મને શીખામણ આપવા નીકળ્યા?—"

"લેવો! આય મોટું સમજનું પુછરૂં બોલી! હું તો એટલું સમજુછ કે જે ચીજથી આપુને દુ:ખ અને બેકરારી પેદા થાય તેજ ચીજની પાછળ હાય અફસોસ કર્યા કરવો એ એક સાવ ગાંડા માણસનું કામ છે! મારૂં કેહયું માને તો જલદીથી કોઇ બીજો ખોરીયો ખાપરયો શોધી કાહરીને તેની સાથ પ્યારમાં પરી જા——"

મીઠુએ કમકમીને હાથની એસારત કરી ભીખાજીને આવો એવકુફ બકબકારો કરતાં અટકાવ્યા.

"તમે બસ ના બોલો—કંઇ વધારે ના બોલો. જે વાતમાં તમુને સેહેજબી સમજ નહીં હોય તેમાં શું કામ મત આપોછ? હા, હું કોઇ વખત મને પોતાને શ્રાપ દેઉંછ—મારાં નસીબને કદુવા દેઉંછ—કે મારૂં દીલ મેં એવા માણસને આપી દીધું. કોઇ વખત મને મારી પોતાની ઉપર ધીકકાર છુટેછ—"

"વારૂં પણ હવે તું કેહેવા શું માગેછ?"

"એને, બાવાજી, તમે છુટો કરો. એવા જબુન ગુનાહમાં તમે શું કામ જાવોછ?"

ભીખાજી બામજી હવે બેધડક મોટેથી હસી પડયો.

"હે હે! કાંય તારૂં માથું ઝીખેછ? મીઠુ જા, સાંભરીને ખુશી થા-કે ભોંયરાંમાં બંધ કીધેલો આય મેટ કાંઇ તારો બેહેરામ તાલુકદાર નથી. જા હવે અહીંથી પત—મારૂં તો મગજ ફરી આયું!"

મીઠુએ ડોળા ઉઘાડીને એકાદ મીનીટ અજાયબીથી અને શકથી પોતાના બાપની ગમ જોયા કર્યું.

"અહીં બેહેરામ તાલુકદાર નથી? તાહરે કોણ છે?"

"ગમે તે હોશે! અનાથ્યાને ગામની પંચાત! બસ-વરી

ઘણી લાહેરી ના કર, મીઠુ, સીધે સીધી અહીંથી ચાલી જા—નહીં તો વરી મારો મીજાજ જશે તો કંઇ સાંભરશે."

મીઠુએ જોરમાં ગુસ્સા સમેત પોતાનો હાથ ટેબલ પર અફાળ્યો.

"તમારા મીજાજની મને હોવઇ નથી. હું અહીંથી આજે મારી ખાત્રી કર્યા વગર જવાની નથી, તમે જુઠુ બોલોછ, બાવા—ને મને એમ કરીને ઉડાવોછ. અહીં ભોંયરાંમાં બેહેરામને કેદમાં નાખેલો નથી, તો કોણને નાખેલો છે તે મને જોવા દેવો."

"તે નહીં બનશે."

"નહીં બનશે? જો બાવા, હું આય તમુને ફરીથી ચેતાવુંછ કે મને છેલ્લે પાટલે બેસવાની ફરજ ના પારો હું એક ખરાબ છોકરી હોવશ પણ છેક તમારા જેટલી કંગાલ પંકતીએ હજુર ઉતરી પરેલી નથી. સીધે સીધા સમજી જાઓ. પેલાને એક મીનીટ મને નજરે જોવા દેવો——"

"ચે? એ આજે એમ શું ઘોરે જીણુ નાખીને આવીછ! તુને એક વખત કહયું કેની કે એ મેટની આગળ જવામાં જોખમ છે! બસ તેની આગળ નહીં જવાય. એ પારકાં માણસને જોઇને ઉશ્કેરઇ જાયછ."

"પણુ આગળ કોણુ જવા માગેછ—હું તો દુરથીજ જરા જોવા માગુછ."

"નહીં—નહી—નહીં. મલાશેબી નહીં ને જોવાશેબી નહીં—જા હવે શું કહેછ? તું શું કંઇ મને દમ બમ ભરાવા આવીછ કે?"

"ઠીક છે તાહરે, હું જાઉંછ—ને હું મારૂં સુઝયું કરી લેવશ. જો પછવારેથી આય તમારાં નામીચાં ભોંયરાપર પોલી-

સની દોરાદોર આવે, ને બધું કાંટાનું કટેસર થઇ જાય. તો મને બદનામ ના કરતા. ગાઇ વજાનીને હું તમુને કેહુંછ, પણ તમે સમજતા નથી તે યાદ રાખજો."

"છટ–છટ, એ બધો તાહરો સુકકો દમ છે. ચાલ, બસ નીકલ હવે અહીંથી. મારે એક બોલ તારી સાથ વધારે વાત કરવી નથી. તું ઘણી નાફરમાન બેમરવત દુકતી છે. હમણા વરી છેકજ વીખરી ગેઇછ! જો વરી બોલતો નહીં તાંહ સુધી!"

બીખાદારૂ અંદર ચાલી જવાને માટે ઉઠયા. મીઠુબી જવાને માટે ઉભી થઇ. બાપ દીકરી એક બીજાં તરફ એવી રીતે ધુરકતાં હતાં કે જાણે કયા જમાનાનાં લોહીનાં તરસ્યાં હોય!

"બાવા! બેહરામે તમારી પર કેટલા કેટલા ઉપકારો કીધેલા છે તે શું તદન ભુલીજ જાઓછ? શું તમારૂં હઇયું ડંખતું નથી? એ છુટો થશે તાહરે તમારો તોટો પીસી નાખશે તેની તમુને જરાબી બીહીક નથી લાગતી?"

"નહીં."

"તમે છેક એટલા બધા ખરાબ હઇયાંના માણસ છેઓ એમ હું નહીં જાણતી'તી!"

"મહેરબાની થઇ! તમારા બાવાને તમે ઘણી સારી સરટીફીકેટ આપોછ!"

"પણ આય તમારા ફરમાસુ શીકારને કાંહ સુધી એમ જીવતી ઘોરમાં ડાટી રાખવાના છેવો, બાવા?"

"જાંહ સુધી ઘેર બેઠાં મને પાનસો રૂપીઆ મલશે તાંહ સુધી! તમે હવે અહીંથી નહીં જતાં? ભઇયા, ભઇયા!"

બીખાજીએ મારેલી હાંક સાંભલી દરવાજાપરનો પરદેશી સીપાઇ દોડતો દોડતો ત્યાં નીકળી આવ્યો.

"એ બાઇકુ રસ્તા બતાવ!" ભીખાજીએ મીઠુ તરફ આંગળી બતાવીને હોકમ કર્યો—અને બીજી પળે પીઠ મરડી અંદરના ઓરડામાં ચાલી જઇ પોતાની દીકરીનાં મ્હોંડાં સામે ઠડાક દેતું કે બારણું બંધ કર્યું.

લોહીનો એક ગોટ ગળી મીઠુ ત્યાંથી નીકળી પોતાના ટાંગામાં જઇને પડી.

"એમ છે!" તેણી દાંત પીસીને બડબડી. "છેક એટલું બધું માથું એવણ ઉંકેચછ! ઠીક છે, હુંબી જોઇ લેવશ. જીવપર આવી જાઉંછ તાહરે હું શું કરી શકુંછ તે બાવા હજુર જાણતા નથી. બેલ—ઓ બેહેરામ! તેં મારાં સુખનું સત્યાનાશ વાળ્યું, પણ તોબી અહીં એમ અંધારા ગારમા તુને સબરીયા કરવા હું દેઉં? નહીં, મારો જીવ જાય તોબી નહીં!"



## પ્રકરણ ૧૭ મું.

—:o:—

### અરધાનો ખુરદો અને અરધો બાધો!

"શું છે ડીયર—કાંય આજે બે દાહરા થયા એમ કાંય કર્યાં કરેછ?"

સવારનો નાસ્તો ખલાસ થવા પછી સઘળાંઓ વગેસગે થવા બાદ કેકુ કાંગાએ પોતાની નહાલી બેહેન આગળ જઇ માયાથી તેણીના ખભાંપર હાથ મેલી ઉપલો સવાલ કર્યો.

ખરેખર, બે ત્રણ દહાડા થયા કેની એવી તો ગુંગસ થઇને ઘેરાયલી અને ભખરાયલી જેવી ફર્યાં કરતી હતી—તેમજ

ખાવાની ટેબલપરથી જરાક ચંચેર્યાં કરીને એવી ઉદાસ જેવી એસી રહેતી હતી–કે કેકુને દીલમાં બહુ લાગી આવ્યું.

"ફ્રેની, આજે કેટલા દાહરા થયા મને કંઇ તું સારી કાની હોય એમ લાગતું નથી. કંઇ ચલાવ્યા ના કરતી જો."

ફ્રેનીએ ઉપકારી આંખોએ પોતાના હેતવંતા ભાઇ ગમ જોયું અને પછી એક નીસાસો નાખયો.

"મને શું છે–કંઇ નથી, કેકુ. જરાક જીવને ગમતું નથી—-—"

"છટ! મને એમ ઉડાવ ના. કંઇબી છે ને ફ્રર છે. આજે બાવાજી વરી શું સહવારના કલ્લો કરતા'તા? પોતાના ઓરડામાં તારી સાથ કંઇ મોટે મોટે વાત કરતા'તા, પણ મને કંઇ બરાબર સંભલાયું નહીં. શું વરી કંઇ તારી સાથ ચીથરાં ફારતા'તા કે?"

ફ્રેની દલગીરીથી મ્હેજ હસી.

"એવાં એવણનાં ચીથરાં ફારવાની હવે કાંહ આપુને નવાઇ છે? એવણ દાહરામાં દોહોરસો વખત તો કંઇ છીંટા છબતરાં શોધ્યા કરેછ! હમણા એવણનો સ્વભાવ બરયો એવોજ બગડી ગેયલો છે."

"પણ કાય–તેનો સબબ?"

ફ્રેનીએ ડોળા ઉંચકીને કેકુ ગમ થોડીક પળ પોતાની આંખો ઠેરવી રાખી.

"સબબ? તેવણનેજ જઇ જરા પુછની."

"નહીં, પણ તોબી?"

"તું વરી જાણતો નહીં કે? એમ અંજાણો ના થા. આય તમારો શોભતો ફ્રરદુન પ્રીંટર આપરે તાંહ આયોછ

તાહરથી મુવું ઘેરમાં એજ ઘેલું લાગુંછ. આજે વરી પાછી મને પોતાના ઓરડામાં બોલાવીને બાવા ડહવારો પારવા બેઠા કે એ શોભતા ફરદુન સાથે હું વાતજ કેમ નથી કરતી?"

"પછી?"

"પછી શું વરી? મુવું રોજ ને રોજ તે શું એવણને સમજાવ્યા કરૂં? એવણની સાથે તકરાર કરતાં હવે તો જીવબી ચીચવઇ આયોછ."

કેકુએ પ્રીતીથી ફ્રેનીનું માથું પસવાર્યું.

"નહીં—નહીં, ડીયર, એમ મનમાં ને મનમાં મુંઝાયા ના કર. તુંને દલગીર જોઉંછ તાહરે મને ઘણું ચુથાઇ આવેછ— સાચ્ચું કેહુંછ! ચાલ હું બાવાને આજે કેહું કે ફરીથી તુને એ પ્રમાણે——"

"નહીં—નહીં, તું કંઇ બોલતો ના. બસ જવા દે—નહીં તો નકામા વરી વધારે ઉંશકેરઇને ઘેરમાં ગોપ્યારૂં ઘાલશે."

કેકુ એકાદ મીનીટ વીચારમાં મુગો ઉભો. પછી એકદમ ડોકું ઉંચકી તેણે ફ્રેનીનો એક હાથ પોતાના હાથમાં લીધો.

"પેટી, જો તું ગુસ્સે નહીં થાય તો એક સવાલ પુછું? તારી ખુશી હોય ને રજા આપે તોજ પુછું."

ફ્રેની હસી પડી.

"હજુર તું પુછ્વાનો બાકી રહયોછ કે? પુછ—શું પુછેછ?"

"જો ફ્રેની, તું જાણેછ કે હું તારીપર કેટલો ચાહ રાખુછ. મારી વાહલી એકપુરી બેન, તુંને સુખી થયલી જોવા જો કામ પડે તો મારી જીંદગીનાં અરધાં વરસ આપી દેવા હું તઇયાર છેઉં. તો પછી તુંને કોઇ ખરેખર સારા લાયક ભર-

થારના હાથમાં સોંપાયલી જોવા મારા કરતાં બીજું કોણ વધારે ખરાં જીગરથી આતુર હોય?"

"હવે સીધે સીધો એમજ કેહી દેની કે તારા આય નામીચા ફરદુન પ્રીંટરની સાથ પરણવા તુંબી મારીકુટીને મારી પાસે હા ભણાવા માગેછ!"

"વેલ—યસ! જો સાચ્ચું કેહું તો મારાં દીલની એજ મોટાંમાં મોટી ઉમેદ છે. ફ્રેની, મારી બેન, તું એ ફરદુનને બરાબર હજુર ઓલખતી નથી. હી ઇઝ એ ચારમીંગ, ડીલાઇટફુલ ફેલો—હું તુને ખરૂં કેહુંછ. તું કાંય એને એટલો બધો નાપસંદ કરેછ તે હું બીલકુલ સમજી શકતો નથી. તું કહેશે કે હું અમથો તારી આગળ એની ભટઇ હાકુંછ, પણ નહીં—એના જેવો ખરેખર ઓબલાઇજીંગ—લાયકીવાળો—ખુશ મીજાઝી—યંગ મેન મારી જીંદગીમાં મેં બીજો જોયો નથી. કેવો નમાનો—કેવો હસમુખો—કેવો હેંડસમ છે! ફ્રેની, તું અમથી એની સાંબે પ્રેજયુડીસ્ડ થયલી છે. એ ફરદુન તારે વાસ્તે મારી આગળ કેવી લાગણીથી બોલેછ, તે તું કાંહ જાણેછ? એને ફુઇના લાખો રૂપીયા આઇતા મળવાના છે, તેમાં એનો શું ગુનાહ થયો? શું તેટલાંનેજ ખાતર બસ ખાલી ખોટો ધખારો રાખીને એ બીચારાને એમ હીણેછ? હું સમજુંછ, ડીયર, તું એનીપર લોભઇ પડી એમ દુન્યા બોલે એ આઇડીયાથી તું ડરી જઇને તારાં ને એનાં બેઉનાં સુખનો ધાણ કાહડવા માગેછ. પણ જો, પાછો જરા વીચાર કર, બેહન—ફરદુન એક ફરેસ્તો છે!"

પોતાનું લંબાણુ ભાષણ ખતમ કરી કેકુ નીચી મુડીએ ઓરડામાં આમ તેમ ચાલવા લાગ્યો. ફ્રેની તો અત્યંત કંટા-

બેલા જીવે મુડું ફેરવેલું રાખીને મુંગી મંતર બેસીજ રહેલી હતી. થોડોવાર ચુપકીદી પંથરાઇ.

"તું બોલી રહયો કે, કેક?" તેણી દલગીર શોકાતુર જીવે બોલી, "ખોદાયને ખાતર જે કેહેવું હોય તે બધું આજેજ પુરૂં કર ને જે તે રસ્તો કરી નાંખ. તમો બધાં જણાને મોહડેથી એની એ વાત સાંભળતાં હવે તો ખરેખર ઉબક આવેછ!"

"હું તુંને દલગીર કરતો હોઉં તો માફ માગુંછ, ફ્રેની,–પણ તારી આગળ કાઇબી વખત મેં મારી વાત છુપાવીછ? તાહરે તુંબી એક વખત જીવ બોલીને મને સમજાવ કે આવો મજાહનો એ હીરા જેવો છોકરો તારીપર પ્રાણ કાહરી આપે –"

"કેક, તું એ ફરદુન પ્રીંટરના હાથ તરે કંઇ દબાયલો છે વારૂ? તું એનેથી કંઇ બીહીતો હોય તેમ લાગેછ."

કેકુએ અચરતથી ડોળા ઉંચકયા—

"છટ–છટ! ફકત એ ફરદુનનાં એક મોટાં ઓબ્લીગેશનમાં હું છેઉં–બીજું કંઇ નહીં. તે વાત તું આપોઆપ પછી જાણુશે. હું તો એની સાથની મારી આટલી ટુંક ઓરખાણુમાં એટલુંજ જોઇ શકયોછ કે એના જેવો ફ્રેન્ડ ધરાવવાને વાસ્તે કોઇબી માણુસ મગરૂર થઇ શકે,"

"જે ભઇ, તું તો ઘણો ભોલો છે. હું ગરીબ બેનનું કહયું માને તો એક શીખામણ આપું."

"શું?"

"એ ફરદુન પર કોઇ દાહરેબી ઘણો વીશ્વાસ મુકતો

ના—એનેથી ચેતીને ચાલજે, ને બનતાં સુધી એને તાહ્‌રેથી દુરનો દુરજ રાખજે.”

“વોટ નોનસન્સ, ફ્રેની! એટલી બધી બીચારા ફરદુન સામે સખત થવાનું તુંને કારણ છે?”

“કારણ એજ કે એ એક હરડતો પોશાગીર છે. એ એક જેનટમેલમેન નથી, કેક—એ કોઇ લફંગો બ્લેગાર્ડ છે! જા જોઇયે તો જઇને મારે નામે એને આય બધું કેહ. એને કહે કે ફ્રેનીની મજબુત ખાત્રી છે કે એ ફરદુન પ્રીંટર કોઇ કારાં હઇયાંનો બદમાશ ને ધીકારવાજોગ હીચકારો ચંડાલ છે! ને બીજુ સાંભલ, કેક, જો મારી સાથ તુંને સારૂં રાખવું હોય તો ફરીથી આય ફરદુનને વાસ્તે મારી આગલ એક બોલબી વાત કરતો ના. ચાલ સાહેબજી!”

કેકુ બીચારો જવાબ શું દે? તે તો ડાંયબાંય બનીને ત્યાં ઠસજ થઇ ઉભો અને એક છેડાયલી દેવીની પેઠે ચકચક થતા ડોળા સહીત ત્યાંથી ધસારાબંધ ચાલી જતી પોતાની બેહેન તરફ ચકીત ડોળે જોયાજ કરવા પડયો.

* * *

કોણ જાણે કેટલો વાર તે એમ સ્તબંધ બનીને વીચારમાંજ ત્યાં એમ ઉભો હશે! કેટલે વારે કોઇએ આવીને તેનાં ખભાંપર હાથ મુકયો ત્યારેજ ચોંકીને તેણે પછવાડે જોયું.

તે ફરદુન પ્રીંટર હતો.

“વેલ, ઓલ્ડ ચેપ! વોટસ ધી મેટર? વરી શાનો મેટની કાની એખલો એખલો વીચાર કરેછ?”

“નહીં—હમણાજ ફ્રેની સાથ જરા વાત કરતો’તો. અબ-ઘડી એ અહીંથી ગેઇ.”

"ઉંહ!—મને આવતાં સાંભળીને એને દીલમાં તાપ ભરઇ આવી હોશે!"

કેકુએ નારાજીથી મ્હોં કુમળાવ્યું.

"ફ્રરદુન, એ તો નાદાન છે, પણ તું કાંય એમ ચેરાં કાહરેછ? તમારા લોકો વચ્ચે શું પંચાતી છે તે હું બીલકુલ સમજતો નથી."

"ને હુંબી સમજતો નથી. પણ એ ભઇ બેહન શું ધુસધુસ કરતાં'તાં!"

કેકુ થોડીક પળ મુગો ઉભો. પછી એકાએક ડોકું ઉંચકીને તેણે સવાલ નાખયો.

"ખરૂં કેહ—ફ્રરદુન! તુંને એ મારી ફ્રેની ખરેખર ગમેછ? વરી તારી રીત પ્રમાણે એની સાથબી જરા નાચકુદ કરીને હમબગ કરવા માંગતો હોય તો સુજમાં રોજા ખોલશે જો."

ફ્રરદુન પોતાના મીત્રની એક ડગલું નજદીક આવી ઉભો.

"કેકુ—માઇ ફ્રેન્ડ, અત્યાર સુધી એ બાબદ સર હું તારી આગળ બોલ્યો નહીં, પણ આજે જાહરે તું પોતે ચાલી ચલાવીને પુછેછ તાહરે મને મારૂં દીલ ખોલ્લું કરવાની હીમત આવેછ. પ્યાર એ શું ચીજ છે તે હવે તું સમજેછ—અને મારાં દીલની વાત તુંને જો હું કેહેવશ તો બીજાઓ કરતાં મારી તું વધારે કદર બુજશે. ખુદાને હાજર નાજર જાણીને કેહુંછ કે આય તારી ફ્રેનીને હું ખરેખર મારાં અંતકરણથી 'લવ' કરૂંછ. નહીં—ડોરા ના ચહરાવ—આય વખત હું 'સીરીયસ' છેઉં, મારૂં જીગર એની તરફ કંઇ અજબ રીતે ખેંચાયછ—કાંય હું એને મારી પોતાની મરજીની વીરૂધ એટલી બધી ચાહુંછ તે હું બરાબર સમજાવીબી શકતો નથી. પણ એ

મને તેના બદલામાં શું સરપાવ આપેછ?—તમે લોકોજ જોવો! બોલ કેક, એ હમણા તુંને મારે વાસ્તે શું કેહી ગેઇ?"

"હું દલગીર છેઉં કે એ તુંને કંઇ ઘણી સરસ સર્ટીફીકેટ તો નહીંજ આપી ગેઇ. મને લાગેછ, ફરદુન, કે તું હવે એને વાસ્તેનો વીચાર છોડી દે તો સારૂં. હું બધો રાહઘાટ જોઉંછ તેપરથી કંઇ સંઘ કાશીએ જાય એમ દીસતું નથી. તું એ ફ્રેનીને ઓરખતો નથી. એ એવી મકકમ મનની ને એક બોલની છોકરી છે કે એને કાપીને ચાર ટુકડા કરી નાખશું તોબી પોતાના ઠરાવ પરમાણેજ ચાલવાની. ખોદા માલમ કાંય, પણ તારે વાસ્તે એને કંઇ ઘણોજ—ઘણોજ—હલકો વીચાર છે. તેં એને કંઇ એકુ વખત ફફરાવીતી—શું?"

"જરાબી નહીં!"

"પણ તાહરે એ એમ કાંય કરેછ? તાહરે સારૂં હમણા એ શું બોલી ગેઇ તે જો તું સાંભરે તો ઝેરેઝેર ફાકે!"

ફરદુને જોરમાં દાંત પીસ્યા અને નીચા મુંડીએ ઓરડામાં ફલાંગ ભરવા માડી.

"એનું માથું પોચ્યું પરવા માડયુંછ!!" તે ફફડીને બોલ્યો, "એ તુંને મારે વાસ્તે શું કહી ગઇ? મને કહે મારા સમ!"

"નહીં એક્ષક્યુઝ મી, તે હું તુંને કહી શકતો નથી. એ તો ગાંડી જેવી જે ગમે તે બોલે. તેનો આપણે શું કામ મુઝાકો કરવો જોઇયે? તારે વાસ્તે હું શું ઉંચો વીચાર ધરાઉંછ તે તું કાંહ નથી જાણતો, ફરદુન? બસ, જવા દે એ વાત."

"જવા દેઉં? તે કુબી બનવાનું નથી! ફ્રેનીને જીતવાના મેં ગંભીરમાં ગંભીર સોગંદ ખાધાછ. એ જો સીધે સલુકે

નહીં સમજશે તો કેકુ મને માથુ ફેરવવાની ફરજ પડશે! મારી તરફથી તું એને ચેતવી રાખજે—ગુડબાઇ!"

"અરે, જરા ઉભો રેહ!–ફરદુન–જરા મારૂં સાંભળતો ખરો!—"

પણ ફરદુનજીભાઇની દાળ સદંતર બળી ગઇ હતી. કેકુની ગમ પીઠ મરડીને ખુબ રાંહસાભેર તે ડાઇનીંગ રૂમમાંથી ચાલી ગયો.

નીચી મુડીએ ફરદુન પ્રીંટર ડાઇનીંગરૂમમાંથી બાહેર પડયો ખરો, પણ તેનો જીવ બેતાબ મારી ગયલો હતો. ફ્રેનીએ વળી પાછો પોતાના અણગમાનો એક વધુ પુરાવો આપ્યો. મ્હોડે ચહડીને કેકુ આગળબી તેણીએ પોતાનો ધીકકાર ખાલી કીધો! અરે, એટલું બધું તે શું છે? એ ઝીણી તણખાં જેટલી પોરી માથામાં એવડી રાઇ શાની રાખતી હશે? ફર-દુનની છાતીમાં ખોફ અને ખેજાલતના શોળા ઉઠતા હતા. દાંતો કચકચાવતો તે ડાઇગરૂમમાં દાખલ થયો–પણ ઉંબરપર પહેલો પગ મુકતાંજ એક આંચકો ખાઇને તે અટકી ઉભો.

ત્યાં હોલની અંદર એક સોફા કોચ ઉપર બફ રંગની સાડીમાં કોણ બેઠું હતું? ફ્રેની? અલબત ફ્રેની સીવાય બીજી જુવાન સ્ત્રી ઘરમાં કઇ હતી? પણ વળી આજે એ શું નવાં કોતક! ફ્રેની પોતાનાંજ દીવાનખાનામાં સાડીની સોડ કરીને શાની બેઠી? ફરદુન તરફ તેણીની પીઠ હતી એટલે તે તેણીનું મ્હોં જોઇ શકયો નહીં પણ દેખતી રીતે મડમ કાંઇ ઘણુા ઉંડા ખયાલમાં ગીરફતાર હતાં! મુગી મુગી કોચપર નીચી ડોકે બેસી રહીને ફ્રેની વળી પાછી કોણુ જાણે શું વીચાર કર્યા કરતી હશે? એકાદ મીનીટ તદન ચુપ ઉભો રહી ફરદુને

પછવાડેથી તેણીને જોયા કીધી.

યાહ પરવર! એ બીજાજી છોકરીને એક વખત ખુબ તરેહથી ખખરાવીને બરાબર ઠેકાણે લાવવાની આ કેવી ફરસ્ટ-કલાસ તક હતી! બસ ફરદુનનાં માથામાં એકાએક કાંઇ કીડો ચવડી આવ્યો! ઝપાટામાં ચાલી તે તેણીની બરાબર પાછળ જઇ ઉભો.

"કેકુએ હમણાજ મને તમારે વાસ્તે કહયું—મીઠુ!—"

"એલ!"

એક ઓચીંતા પોકાર સમેત મીઠુ બામજી ઠડાક દેતી કે ઉડીને ઉભી થઇ, અને હરણફાડ જેવી બનીને પોતીકી સામે ઉભેલા જવાન શખસને ટીકયા કરવા પડી. ધાસ્તી અને અજા-યબીથી જાણે ફાટી ગઇ હોય તેમ તે છોકરીનો ચેહેરો ઉજળો સપ મારી ગયો હતો. મ્હોં ઉંધાડીને ડોળા ફાડીને ફરદુનબી થોડીક પળ ગંગેટાઇ ઉભો.



## પ્રકરણ ૧૮ મું.

—:o:—

### જુનો દોસ્ત—નવો લેબાસ!

ખચીત! પોતાની સામે બેઠેલી તે છોકરીને જોઇને "ફરદુન પ્રીંટર"ને નામે ઓળખાતો શખસ બે ઘડી ગોયા ફાટીજ ગયો હતો.

"મીઠુ ધબ દેતી કે પાછી સોફાપર બેસી ગઇ. કાંઇ અસાધારણ જુસ્સાને મારે તેણીના હાથ ધુજતા હતા અને હોઠ ફ્ડફડતા હતા.

"બેલ! એ હું શું જોઉંછ!! તું અહી?——"

અચીત! પોતાની સામે બેઠેલી તે છોકરીને જોઇને "ફરદુન પ્રીંટર"ને નામે ઓળખાતો શખસ બે ઘડી ગોવા ફાટીજ ગયો હતો.

મીઠુ ધબ દેતી કે પાછી સોફાપર બેસી ગઇ. કાંઇ અસાધારણ જુસ્સાને મારે તેણીના હાથ ધ્રુજતા હતા અને હોઠ ફડફડતા હતા.

"બેલ! એ હું શું જોઉં છ!! તું અહીં?——"

(જુવો સફો ૧૩૪ મો.)

"એટલે? એ તે કેવો બેહુદો સવાલ! હું અહીં છેઉં તેમાં એટલી અકરાયછ શાની?"

"અરે પણ તું—તું—કેમ છુટી આયો? બોલ, તું તો—"

'ચુપ–ચુપ! એ શું બકવા માડીછ? મારૂં નામ કંઇ બેલ નથી!"

"ઓવાય!——"

"ખબરદાર! હું તુંને ખુલ્લે ખુલ્લું ચેતાવી રાખુંછ! આજે તેં દારૂ પીધોછ! હું બેલ નથી——"

"તું બેલ નથી!"

"નહીં—ઓફ કોર્સ નોટ!"

"બેહેરામ, એ આજે તુંને શું થયુંછ? તું બેહેરામ તાલુકદાર નથી તો તું કોણ છે?"

"હું? હું ફરદુન પ્રીંટર છેઉં. ચુપ! બસ એક બોલ વધારે કાંઇ પુછતીજ ના! અહીં મારૂં નામ ફરદુન પ્રીંટર છે. સમજી કે?—ફરદુન પ્રીંટર!"

"ફરદુન પ્રીંટર?"

"હા–હું ફરદુન પ્રીંટર છેઉં! આલી ફુઇનો કરી લીધેલો દીકરો!! પેલા બેહેરામ તાલુકદારને રડાવીને તેનો વારસો હાઉ કરી જનારો હરામખોર નાપાક મુજી ચંડાલ ફરદુન પ્રીંટર હું ખુદ બખુદ પોતે હાજર છેઉં."

લાઇલાજ નસોસ થઇને મીઠુ ત્યાં ડઘાયલી જેવી થોડો વાર મુગીમંતર કોચના ખુણામાં દબાઇજ રહી. આ જુસ્સાવાલી માઝનદરાની મીઠુ ત્યાં છાતી કહાડીને ઉભેલા જવાન દેખાવલા શખસના બે ચમકતા ડોળાઓની અસર તળે ગોયા એક બોકરાં મીસાલ નરમ પડી ગયલી હતી. હે પ્રભુ! તારી

ગુપ્ત કરામતોને કોણ પહોંચી શકે છે? બે મીનીટ અથાગ ચુપકીદીમાં બેઉ જણે અકેક સામે એક ચીતે જોયા કીધું. પછી બીજી પળે મીઠુના ફીકકા ફ્ચ ગાલો ઉપર પાછો રતાશ ધાઇ આવ્યો.

"મને કંઇ સમજ નહીં પડતી," તેણીએ કાકલુદીભર્યે અવાજે અંતે કહયું, "બેલ, તું——"

"યુ ઇનફ્રનલ ઇડીયટ! કેટલીક વખત કેહું કે મારૂં નામ ફ્રદુન પ્રીંદર છે! સંભાળ, મીઠુ, મને બીજાં કોઇ નામે બોલાવશે તો ખતા ખાશે. ચાલ બોલ–તું અહીં કેમ આવી?"

"આલીફુઇ આગળ ચાકરી રહેવા આવીછ."

સામા ઉભેલા જવાન સખ્શને પગનાં ટેટાંમાં કોઇએ બાચકું ભર્યું હોય તેમ તે ઉછળ્યો—

"આલીફુઇ આગળ ચાકરી! ડોહી આગળ કોઇ પારસણ છોકરી આવવાની ઉતી તે તું! કનફાઉન્ડ યુ!"

"પણ કાંય? તેથી——"

"સ્ટુપીડ ફુલ! તું અહીં આવીજ શું કામ? બધો મારો ધાણધાણ બગાડી નાખશે! કોણે—તારા પેલા ગધેરા બાપે તુંને અહીં મોકલી કે? પોરી, તું મારો પીછો નહીંજ છોડતી?"

"મને ખબર નહીં ઉતી, બેલ—અરે છે તે–ફ્રદુન—કે તું અહીં છે."

"નહીં ઉતી તે હવે પડી કેની? બસ હવે અહીં તરૂં કંઇ કામ નથી."

મીઠુ બામજી હવે ખડી બેઠી અને નેણ ચહડાવ્યાં. બેહેરામ તાલુકદાર—(હા, હવે આપણા એ નામચીન મીત્રને

તેનાં ખરાં નામથીજ ઓળખીશું) બેહેરામ તાલુકદાર તેણીની તાબેદારીને વળી છેકજ હદની બાહર દબાવતો હતો.

"યે! એમ એટલો બધો મીજાસ સાનો કરેછ? હું કંઇ અહીંથી જવાની બવાની નથી! જો વરી બોલતી નથી તાંહ સુધી!"

"નથી જવાંની? તારે તું અહીં રહીને શું મારૂં કાટલું કાહરવા માગેછ?"

"એમાં કાટલું શાનું? તું તાહરે રસ્તે રેહ ને હું મારે રસ્તે છેઉં. બેલ, મારી સાથે એમ દમદાટીથી વાત કરવાનો હોય તો જા—હું કંઇ વધારે બોલવા નથી માગતી."

બેહેરામે જોરમાં પોતાના હોઠ કરડયા. આ સત્યાનાશ ગઇ અંધ્યારડી કોણ જાણે કયાંથી બધી તેની ગણત્રીઓ અને બાજીઓ ઉલટાવી નાખવા કવખતે પ્રગટી નીકળી હતી!

"મીઠુ?" તે કરડે અવાજે હવે તણાઇને બોલ્યો, "તારેથી અહીં નહીં રહેવાશે. હું કહુંછ તે સમજ પરેછ કેની! બસ, તું અહીં મારી સાથે એકજ ઘેરમાં વસે તે મને પસંદ નથી."

આ તો ખરેખર હદ થઇ! મીઠુ હવે વાઉનીકાની છેડાઇ—

"નથી પસંદ તો ઓછી પીડા! તું મને કેહવા શું માગેછ? હું કાંઇ તારા કહયાથી અહીં નથી આવી—હું તો આલીપુઇ આગળ રેહવા આવીછ. મને ફ્રરદુન પ્રીંટર પગાર આપવાનો છે—"

"ચુપ! એમ બુમ ના મારી મર! જરા આસ્તેથી વાત કર, મીઠુ—એમ ગોધીયારાં શાનાં કરેછ?—"

"તાહરે તું મને કાહરનો દબરાવેછ શું કામ?"

બેહેરામ સાત પાણીએ ધોયલો એક હરડતો મદારી હતો.

તેણે જોઇ લીધું કે ભપકી કરવા જતાં આ માઝનદ્દાન પોટ્ટી ઉલટી બીગડી જતી હતી. અને મીઠું જો એકવાર માથું ફેરવી બેરવી બેઠી તો બોજબા! હવે કંઇ જુદીજ સીરતથી કામ લીધા વગર છુટકો ન હતો એમ તેણે આંખના એક લેહજામાં લીધું. મીઠીબાઇનાં મ્હોંપર ફરી વળેલી તુફાનની નીશાન આ કાંઇ પહેલીજવાર બેહેરામે જોઇ ન હતી, અને એવી નીશાની મળ-તાંજ કેમ કામ લેવું તેનો તેને પુરતો માહવેરો હતો. તે હવે એકાએક હસી પડયો.

"મીઠી—તું તો ગાંડી છે!" તેણે ઘણેજ હળવેથી કહયું "હું કાંહ તુને દબરાવવા માગુછ. ડીયર? કાંય મારી સાથ ચીઠરાં ફારેછ?"

ફતેહ! મીઠુમાયનાં કપાળપરનો રોંહસો ચટ દઇને બે માલુમ થઇ ગયો.

"ચીથરાં હું નથી ફારતી. ઉલટો તું આવતાંને વાર સીધે સીધી રીતે વાત કરવાને બદલે——"

"લે ચાલ માડી વાર! મીઠાં, તું અહોંથી પાછી ચાલી જા–મને એટલી બોબલાઇજ નહીં કરશે?"

"નહીં, બેહરામ–તે નહીં બનશે. હું દલગીર છેઉં. મારે તો બસ આય ઘેરમાં ચાકરી કરવીછ ને ફર કરવીછ, તું મને કાહર કાહરમાં પરીયોછ તે હું સમજુંછ—પણ તેમાં તારૂં કંઇ વળવાનું નથી."

બેહરામે ખીજાઇને જમીને પગ અફાળ્યો.

"એટલે? એ તું એવી પાજીને દાહડાબરી કે દાહરથી થઇ ગઇ?—"

"જે દાહરથી તેં મારી ગમ ઝાંખીને જોવાનુંબી બંધ

કીધું તે દાહરથી! હવે કંઇ કહેછ?"

"તાહરે તું મારો હોકમ નહીંજ માનવાની?"

"નહીં."

"જો–મીઠુ, તારી ડોકી મારા હાથમાં છે! મારો ફાંટો ફરશે તો એવું કરશ કે અહીં તુંને ભોંય ભારી પડી જશે જો!"

બેહરામથી ઉતાવળમાં વળી પાછું કાચું કપાઇ જવાયું હતું. મીઠુ ફરીથી વીસણુની કાની તરડાઇ પડી——"

"અરે ચલ, ચલ! એવી ધમકીથી હું કંઇ બીહ જવાની નથી! જા–તારે ગમે તે કર–હું તો ખરી કે મારોબી હાથ તુંને દેખારૂં! ઝાઝી પતરાજી કરશે તો પેલા અંધેરી કોઇ બીચારા નીરદોશને મેટ તરીકે ડોકી બેસારીને ભોંયરાંમાં કેદ રાખ્યોછ તેની બધી વાત જઇને ફરદુન પ્રીંટરને કેહી દેવશ!! હા?—જો વરી મારી પર દમ કરવા આયોછ તે! એ કોણુને તમે લોકો – —"

બેહરામે એક ઝટાક સમેત મીઠુનો હાથ કકડાવીને પોતાની મુઠીમાં પકડયો.

"શટ અપ! કેમ ખાલી પીલી ટકટક કર્યાં કરેછ?" તેણે જડબું પીસીને તેણીના કાનમાં બરાડ મારી.

"તારાં પોતાનાં પાણી મુવેલાં છે ને વરી મારી સામબે ધસોરો શાનો કરવા બેઠો!" મીઠી ખુબ ચીચવાઇને બોલી, "તું ને બાવા મલીને અંધેરીમાં કોઇ બીચારાને કોણુ જાણે શું કરવા——"

"બસ!! ખોદાયને ખાતર બસ કર!"

"યાદ રાખજે, બેહરામ—તું મને છેરશે તો હું મારા સગા બાપની થવાની નથી! હું પોલીસને જઇને બધી વાત

કેહી દેવશ—હું તેમાં ફરદુન પ્રીંટરની મદદ લેવશ!"!

નખોદ જાયરે એ પોરીનું! તે તો છેડાઇને ગોવેગરી આયાની પેકે ઘુમાઘુમજ કરી મેલતી હતી! કોઇ આજુબાજુ સાંભળે તો નકકી ગળાં ફસાઇ જવાનો સોદો! ઝટ દઇને બેહરામ હવે મીઠુની પાસે બેસી ગયો અને આસ્તેથી તેણીનો હાથ પોતાના હાથમાં લઇ પસવારવા મંડયો. આહ! તે ચંડાલ છોકરીની નબળી બાજુ કયાં પીછાણતો ન હતો?

"મીઠી—મારી મીઠી—તું મારી સાથબી એમ કરેછ?" તેણે અત્યંત નરમાશથી અને મીઠાસથી પુછયું.

બસ થઇ ચુકયું! મીઠુનાં મુખપર સંતોષનો એક અચુક છાપ પ્રગટી નીકળ્યો. બધી ગુસ્સાની, વીરૂધતાની ગરમી પાછી એક પલકમાં દફે થઇ ગઇ.

"બેલ—હું શું કરૂં? એમ આરી થવાની તું મને ફરજ પાડેછ!"

"નહીં ડીયર—મારેથી જરા સખત થઇ જવાયું હોય તો માફ કર. ચાલ, તુંને અહીંજ રહેવુંછ તો બેલાસક રેહ, પણ—પણ જો સાંભળ! તારી પર હું પુરેપુરો વીશ્વાસ મુકુંછ. ગમે તેબી થાય—આસમાન ને જમીન એક થાય—તોબી તું મને ફસાવશે નહીંજ એમ હું ખાત્રીથી માનુંછ. મીઠુ ડારલીંગ—મને કહે—હું તારીપર ભરૂસો રાખું કે?"

મીઠુ બામજીનું મોહડું હવે તદન ખીલી ગયું. ખરી પ્યારભરી આંખ્યોએ તેણીએ આ બેવફા દગલબાજ બ્લેક ગાર્ડ ગમ થોડીક પળ જોયા કીધું,

"બેલ!" તેણી બેહરામનાં ખભાંપર હાથ મેલી ઘણાજ ધીમા સાદે કરગરીને બોલી, "તુંને જાહરે કંઇ કામ કાહરી

લેવાનું હોયછ તાહરે હમેશ એમ પટાવતો મારી આગળ આવેછ–ને નહીં તાહરે મારી તરફ જુકાઇએ જરા જોતોબી નથી!"

બેહેરામ મુછમાં હસ્યો. આ છોકરી તેની ઉપર કેટલો જીવ આપતી હતી–તે તેને રજેરજ માલમ હતું. પોતાની આટલી બેપરવાઇ અને બેદરકારી છતાં એક નાજુક જીગર ઉપર પોતે એટલો સંપુર્ણ કાબુ હજી જાળવી રાખી શકયો હતો તે વીચારથી બેહરામ તાલુકદારની હઇયાં ફુટેલી છાતીને કાંઇક સંતોષ મળતો હતો,

તેણે મીઠુને પોતાનાં પાસાંમાં ખેંચી અને માયાથી તેણીનું ડોકું પોતાનાં ખભાં પર મેલ્યું. અભાગણી પણ સાચ્ચી મીઠુ! જે નખલાસ દીલના શખસને અખુટ અસાધારણ જોશથી તેણી પોતાના જીવ કરતાં વધારે ચાહતી હતી તેજ ધણીની ગોદમાં એકવાર ફરીથી દબાઇ બેસતાં તેણીથી ડુસ્કે ડુસ્કે રડી પડાયું. તેણીની આવી લાગણી જોઇ ગમે તેવા ભુંડા બેહરામનેબી ખરેખર લાગી આવ્યું. તેણે વ્હાલથી મીઠુનુ માથું પસવાર્યું.

"મીઠી!" તે હળવેથી બોલ્યો–"એમ ચેરાં ના કાહર! બસ, આંખ નુછી નાખ ડીયર. કોઇ જોશે તો શું કેહશે?"

તેણે પોતાના હાથે રૂમાલ વડે મીઠુની આંખ નુછી અને પછી ખરાં હેતથી તેણીનાં કપાલ ઉપર એક કીસ કરવા વાંકો વળ્યો પણ—પણ—

અરે દગાબાજ કીસમત! બેહરામને થોડીજ ખબર હતી કે બરાબર તેજ ઘડીએ હોલનો પરદો ખસેડીને પછવાડેથી ઝપાટામાં કોઇ અંદર ચાલી આવ્યું હતું!!

"મીઠુ, તું આવી કે? ચાલની, ઉપર ફુઇ—ઓ!—"

ફ્રેની કાંગા બોલતાં અચકી જઇને સ્તબંધજ બની ઉભી! "ફરદુન પ્રીંટર"નાં પાસાંમાં તેની છાતી પર માથું નાખીને મીઠુ બામજી બેઠેલી—અને તેના કપાળપર ખુશાલ મજેહથી તે કીસ લેતો હતો!!

બેહરામે મીઠુને છોડી દીધી અને આસ્તેથી ઉઠીને ઉભો થયો—

"હું ને મીઠીબાઇ હાંગકાંગનાં જુનાં દોસ્તારો થઇયે," તે ખસીયાણો પડીને એક જાતની નફટાઇથી હસ્તે મોહડે બોલ્યો, "અમે ઘણે વખતે મલ્યાં—ને—"

પણ બેહરામ તાલુકદારને પોતાનો વાકય પુરો કરવામાં ફ્રેનીએ લાગ આપ્યો નહીં.

પીઠ મરડીને ઝડપમાં જેવી તેણી આવી હતી તેવીજ સપાટાબંધ તેણી ત્યાંથી ઘસોરા સમેત પાછી ચાલી ગઇ.



## પ્રકરણ ૧૯ સું.

—:૦:—

### લાઇન કલીયર!

"ફરદુન—કાલે હું સવારના પાછો સીમ ગીયોતો જો! બધાં મળીને ચાર પીકચરો લેઇ આયોછ, આજે સાંજના પાછો મને માકીએ 'ટી' પર બોલાવેલો છે."

બેહેરામજીબાની દાળ તે દહાડે સહવારનાં જરા બળી ગયલી હતી, એટલે કેકુએ વળી પાછી આ સુક્રયાની વાત છેડી તે કાંઇ તેને ઝાઝું પસંદ પડયું નહીં.

"ઠીક, જાવો—ખાવો પીવોને મજાહ કરો," તે અણુ-

કાથી બોલ્યો, "અલબત એક નવું ચાઇચાઇનું રમકરૂં મલે એટલે પછી જુના દોસ્તદારોને વાપર વખાતા નાખતાં કેટલી વાર લાગે?"

કેકુ ખસીયાણો જેવો ખોટું ખોટું હસ્યો.

"નહીં બીરાદર, એમ ગુસ્સે ના થા. ગેઇ કાલે તું કેહજે મને અંધેરી કેઠે જવાનું છે તેથી મેં તુને મારી સાથે આવવા છેરીયોજ નહીં. ઓફ કોર્સ, આજે સાંજે આપરે સાથેજ જઇશું——"

"છટ, મારૂં શું કામ છે? બા, તારી માકી તુને મુબારક! હું કવાબમાં હારકું થવા માગતો નથી."

"પણ નાજુએ ખતીખતીને તુને કેહવા કહયુંછ."

"નાંજુને કાંહ ધરી ધરી દાર દોધીમાં નાખ્યા કરેછ! પણ તે—પછી તું માકીને બધી ખરી વાત કહી દેવાનો ઉતો તે કહી કે?"

કેકુએ જુલાબ પીધા જેવું ડાચું કર્યું. અરે ખુદા! આ અળખામણો સવાલ વળી પાછો પુછાયો! જે બાબત કેકુ ખાઇ જવા માગતો હતો તેજ અંતે આ ભલા આદમીએ કહાડી!

"બધી ખરી વાત! કેઇ બધી ખરી વાત?" તેણે આસ્તેથી પાછું પુછયું.

"તું કહેજે એ માકીને એક મીનીટબી વધારે વાર કંઇ ગેરસમજુતીમાં ગોટાં ખાવા દેવી નથી—મકુંજે તારા ચેહરાની બાબદસર—તે પછી—ઓહ! જો તું દલગીર થતો હોય તો મને ના કેહેતો."

"દીકરા, એમાં દલગીર થવા જેવું કંઇ નથી. માકી

ાગળ હજુર સુધી એ બાબે સાચ્ચું બોલાવે તો એ વાત
હીને એનું દીલ કચવાવા મારો જીવજ ચાલતો નથી. હું શું
રૂં! પેલી નાજાંમાયે રાને કોણ જાણે બધો ગોટાલો પીંડાલો
ં કરી મુકયોછ કે માકી તો બસ મને દેખાવમાં ને સ્વભા-
માં આસમાનપરનો ફ્રેસ્તોજ સમજેછ! જાહરેબી હું જાઉંછ
તાહરે બધું ખરૂંનરૂં કરી દેવાનો પાકકો ઠરાવ કરીને જાઉંછ,
પણ નબોદ ગેઇ કંઇ તાલજ નથી બેસ્તી! માકી બીચારી
મારી સાથ એવી હરખઇ હરખઇને વાત કરેછ કે—હેંગ
ઇટ!—તેની ખુશાલીમાં ખતરો નાખવા મારી જીભજ
ઉપરતી નથી."

બેહરામથી ખું દઇને હસી પડાયું——

"લાલાજી, તમુને પોહરા ચોહરા થઇને માણેકબઇને
મ્હોંનેથી મીઠી મીઠી કોમ્પલીમેન્ટસ સાંભળવાની મલે—પછી
જીભ તે કાંહથી ઉપરે! બેટા, હવે તો એમજ મુગો મુગો
ઠપકી મારી જા—મારૂં કેહયું માન! જેમ ચાલેછ તેમ
ચાલવા દે. નાજુએ ને મેં મળીને એવો તાગરો ઘડયોછ કે
પચ્ચીસ વરસેબી માકી સપને પણ જાણવાની નથી કે તારૂં
મ્હોંનું ખરેખર કેવું છે. જો સાંભળ, કેક, હવે બધું તુંને
ખરેખરૂં કેહી દેઉંછ. મેં તારી એક નાલ્લી જેવી સેવા બજા-
વીછ. તું કાલે સહવારે તાંહ જઇ આયા પછી હુંબી જરાક
પાંચ મીનીટ ઉભો ઉભો એ લોકને મલી આયો."

"ખરેખર?"

"હા અંધેરીથી પાછું ફરતાં હું મકું ચાલ જરાક ડોકું
કરતો જાઉં. મારાં મનમાં કે તું કદાચજ તાંહ ઠબી રહેલો
હોય તો આપરે સાથેજ પાછા ફર્યે. પણ નહીં,—તું તો તરત-

નોજ ચાલી ગેયલો."

"પછી ?"

"પછી એજ કે નાજાંમાયે જે ઘાટ ઘડેલો તે મેં સોલે સોલ આના પુરો કરી આપ્યો."

"તમારૂં નખોદ જાયરે તમારૂં! એ બેઉ જણ મલીને કરવા શું બેઠાંછ ?——"

"નાજુએ તારા દેખાવનું વર્ણન આપતાં આબાદ મારા ચેહેરાનું દાસ્તાન માકીને કેહું કહી સંભળાવેલું ઉતું. જરા નાજુ અંદર ઉતી તેટલાં માકી સાથ પાંચ દશ મીનીટ એખલો વાત કરવા હું બેઠો ને અલબત એણે વરી પાછી તારીજ વાત છેડી. બધી તારી તારીફમાં ને વખાણમાં કંઇ ગજના ગજ બોલી ગેઇ. આપરે તો બેસીને ઉં—ઉં કર્યા કીધું ને વચ્ચે વચ્ચે ટાપસી પુરીને ચાર ચાશની વધારે તુંને છાપરે ચહ-ડાબ્યા કીધો. તારા ભલા ખવાસની, આર્ટીસ્ટ તરીકેની તારી અસાધારણ હુશીયારીની તારીફનાં બાકાંપર બાંકાં મેં તો એવાં ધરાધર ફુકયાં કે માકી ખુશાલીને મારે ઘડીમાં હસે ને ઘડીમાં રડે!"

કેકુનાં મ્હોંપર લોહી ધાઇ આવ્યું હતું. તેણે ઉપકારની એક નજર પોતાના આ સાચ્ચા દોસ્તની ગમ ફેંકી.

"કેમ બચ્ચા, મને છેકજ બનાવવા માડયો, હેં ?—"

"સાંભળ—મારી વાત બધી સાંભળ તો ખરો! તારી વખાણ કરવાના થોડા મને પૈસા પરીયા? પછી માકીએ તો અચણુચ તારા દેખાવને વાસ્તે મને પુછ્યું. મને કહેજે દરેક ચીજ જે ખુબસુરત હોય, તેની પાછલ હું દીવાની જેવી થઇ જાઉંછ. નાજુએ મને એ કેખશરૂ કાંગાને વાસ્તે જે કેહયુંછ

તેપરથી તો તેવણ ઘણાજ ઘણાજ—સોહવામણા, ઉંચા, ખુબ-સુરત હોવા જોઇયે. બસ મને કાલાવાલા કરીને કેહવા બેઠી કે 'એ કેખશરૂના ચેહેરાનું પાછું તમે આબેહુબ વર્ણન કરી જાવો.' મેં જોયું કે નવ્વાણું તાંહ ભર્યા સો! નાજુએ મને અગઉથી કાનમાં ફુંક મારી રાખેલી, એટલે આપરે તો સાંબેજ આરસીમાં જોઇને સેવકના પોતાના દેખાવનું, ચામરીના રંગનું ચેહરાના ઘાટનું, મુછનું, આંખનું દરેક દરેક ચીજનું બ્યાન ખુબ તરેહથી મીઠું મરી ભભરાવીને આપવા મંડી ગયા! ટકા ચહરાવીને શુરમાં ને શુરમાં બંદાએ એવો તો હેવાલ આપ્યો કે બીચારી માકીની આખમાંથી તરતર ખુશાલીનાં આંસુ ખરી પડયાં! મને કેહજે 'ફરદુનજી, એ તમારો દોસ્તદાર એક ફરેસ્તો છે!" બસ, પછી હું ઉઠી આયો. પણ હવે કેકુ, મારૂં કહેવું એટલુંજ છે કે આટલું બધું થવા પછી ખોદાયને ખાતર તું કંઇ વરી ભાંગરો વાટીને મને કઢંગી હાલતમાં ના મુકતો! તું આજે સીમ એખલો જજે. હું નથી આવ-વાનો. જા દોસ્ત, જઇને ફતેહ કર—હવે તારે વાસ્તે બધી 'લાઇન' તદન 'કલીયર' છે!—એ માકી તારી પર જીવ આપવાબી તઇયાર છે! ચાલ—ગુડ બાઇ!'

——:o:——

## પ્રકરણ ૨૦ મું.

—:o:—

## દાંતમાં ખાસડું!

બસ ફુઇનો તો કાંદોજ ખીલી ગયલો હતો! છેડાઇને તેવણે એવું રોખરૂં ઘાલી મુકયું કે બેહેરામ તાલુકદાર થોડો

વાર વીચારમાં પડી ગયો કે હવે આ ઘરડીને સમજાવવીબી કેમ ?

"જા–જા, બાયલા! જઇને ચીતલ કાંય નહીં પેહેરતો ? આવો મોટો અરીમધરીમ જેવો માટીડો થયો ને કેહે જે 'ફ્રેની મને મચક નથી આપતી!' તુંને એમ બોલતાં આળસ નહીં આવતી, ૪રદુન ?"

"અરે પણ જરા આસ્તે બોલોની. ફુઇ–મોટા બુમાટા શાનાં પારોછ ?"

"ચાલ–માદ લાગા! મારી સાથ એવી અકકલ વગરની વાત ના કર. એક અંગોઠી જેટલી પોરીને જીતી નથી શકતો, તો મારા બધા રૂપીયા લઇને શું કાંદા કાહરવાનો છે ?——"

"મેં એને સમજાવવામાં કંઇ બાકી નથી રાખ્યું, ફુઇ."

"જા–જા–! એક મોટા જેવા ટોપલા તરે ઢંકઇ બેસ! મને એવું થાયછ કે–મરેરે–મારા હાથ પગ જો ચાલતા હોતે, તો હું પોતે એ છોકરીનો ચોટલો પકડીને તારી સાથે પનવા બેસારતે!"

બેહરામ તાલુકદારને ફુઇની આવી જાતની ભટાઇ અકારી ઝેર લાગતી હતી. એક તો ફ્રેની તરફના ચાલુ તીરસ્કારથી તે ફફડીને વાજ વજ્યો હતો, તેમાં બીજી મેરથી વળી મીઠુ દુઃખ-પર ડાહમ દેવા નીકળી આવી. અને અધુરામાં પુરૂં હોય તેમ આ નખોદ ગઇ બુઢ્ઢી સુતી સુતી પલપલ્યા કરીને જ્યારે હોય ત્યારે તરેહવાર તાણા મારતી હતી!!

"બસ, હવે ભેજું ના ખાવો–ફુઇ," તે ખુબ ખભરીને બખાલ્યો. "બીજી કંઇ વાત કરવાની નહીં હોય તો હવે હું જાઉંછ, હું તમારૂં ઇડીયોટીક લેકચર સાંભલવા નથી આયો ?"

આલીફુઇ જરા ડપટ પડયાં. મુવાં ડોસાં ખંધાં હતાં.

પોતાના વારેસ સાથ તદનજ બીગાડ કરવાને તેવણુ રાજી ન હતાં.

"ઉભો રેહ, દુકતા, એમ જરા જરામાં રાઇ રમનમાં ના પડ! જરા રતી કેહયું તેમાં વરી એટલો બધો ચીરડઇ શાનો જાયેછ? જો-સાભળ, ફરદુન, હોરો આવ-મારી આગલ બેસ, હું તુને એક બીજી અગતની ખુશાલીની વાત કેહું."

બીજી અગતની ખુશાલીની વાત! ઓત્તારી!! તે વરી શું? બેહરામજીબા ચમકયા. જઇને તે ફુઇની પાસે બીછાણા પર બેઠો.

"વરી શું બાકી છે?" તેણે ઇંતેજારીથી પુછ્યું.

"જો પોરીયા હું કંઇ બોલુંછ તાહરે તું મનમાં ઓછું લાવેછ, પણ ઘરડી ફુઇનો તારીપર કેટલો જીવ છે તે, ઓંજીયા, તુંને ખબર નથી. ફરદુન, હું તારાં ભલાંનેજ વાસ્તે—"

"હવે ટુંકું કરોની તો! પેલી ખુશાલીની વાત શું છે તે કહી દેવોની?"

"મેં વીલ કીધુંછ, ફરદુન."

પેહેલે માળની બારીથી એક મોટો રબરનો ફુટબોલ નીચે રસ્તાપર પડતાંજ જેમ ઉછળે તેમ ઢોલીયાપરથી ભુસકો મારીને બેહેરામ તાલુકદાર જમીનપર કુદીને એક ગજ જેટલો ઉછળ્યો.

"વીલ કીધુંછ!" તેણે એક બરાડ મારી "કોણે-કાહરે?"

"ઓવાય! એમ દુશમેન તેથી જીવ શાનો પછારેછ?"

"તમે વીલ કીધું, ફુઇ! તમારો દાહરો બરેરે! મને પુછ્યા વગર વીલ કીધું? એ શું ખરૂં કહેવોછ કે મશકેરી કરોછ?"

"મરેરે! આજે આય દુકતાને શું થયુંછ! પણ જરા

મારૂં હલ્લું ધીરેથી સાંભલશે કે ચક્રમની કાની ભુમજ પારીયા કરશે ?"

"શું સાંભરે—તમારૂં તોડકું !—તમે શું વીલ કીધું ?"

ફુઇ હવે જેમ તેમ ઉઠીને ઢોલ્યાપર તરાં બેઠાં.

"ફરદુન—દીકરા—એમ મદઇનો જીવ ના કુહુરાવ. મેં તુંને ઘણું પટાવી સમજાવીને કહયું કે આપરે વીલ કરી નાખીયે, પણ તું દાહડાબરીયો મારેથી દુરનો દુર નાહસ્તો રહયો, તાહરે હું શું કરૂં ? તેથી છે તે—ખરા, ચપરે——"

"તેથી ? બોલોની જલદી !"

"તેથી હું મકુંજે હરવાયો તું કંઇ મને વીલ બીલ કરવા દેવાનો નથી, ને વાત ઉડાવ્યા કરેછ એટલે મેં મેરવાનજીને કેહીને સોલીસીટર બોલાવ્યો ને વીલ કરવા આપી દીધું——"

"ઓ માઇ ! પછી ?"

"પછી આજે સહવારનાજ છેલ્લો ખરડો એ લોક લઇ આયા ને મેં સહી તેપર કરીબી આપી."

"ઓ મારા બાપ !"

આટલા શબ્દો ઓચરી ધમ્મ કરતો બેહરામ તાલુકદાર પાસેની ખુરસીપર ફસડાઇ બેઠો. તેનું મ્હોં દયાજનક રીતે ઉતરી ગયું અને આખે દીલે ઝરી ફુટી નીકળ્યાં. તે કાંઇ વધુ પુછવા ગયો, પણ તેનાં ગળામાં અવાજ અટકી બેઠો.

પણ તેની આ તાસવીસ અને તેની અફસોસી જોવાને આલીફુઇની આંખો કયાં હતી ? તેવણ તો એક જાતના સંતોષથી પોતાની હુશીયારી પર તપકીરનો સહરકો લેતાં ઢોલીયા પર ટટણખાર બેઠેલાં હતાં !

"મેં તુંને કેહયુંતું, છોકરા, કે હું મરી જતાંબી એક ખોટી દમરી પેલા મુવા મારા હેરેમન ભત્રીજાને આપી જવાની નથી. તું તારા ભલા ખવાસ પરમાણે તેના હકને બકની વાત કર્યા કરીને મને હાથ તાલી આપ્યા કરતો'તો, તાહરે રોજ મુવાં મને ધુજરાં છુટતાં'તાં કે રખેને એમની એમજ મારી આંખ વીચાઇ જાય. પણ હવે, મારા દીકરા. હવે તો વીલપર સીલ શાખ થઇ ચુકીછ, એટલે હવે સુખેથી હું મરશ. અત્યાર સુધી તુને રૂપીયા મલશે કે નહીં તે ચોકસ નહીં ઉતું, તેથી કદાચ પેલી દુકતી નખરાં કરીને વાત જોતી રેહી હોશે–પણ હવે તું જીભરૂં મારા બધા પૈસાનો વારસ થઇ ચુકોછ એટલે પછી એ રાન કેમ ઠેકાણે આવી જાયછ તે તુંજ જોશે. કાંહ ગેઇ પેલી છોકરી?–મીઠીબઇ!–અરે મીઠીબઇ!"

મીઠુ, જે આખો વખત ઓરડાની બાહેર એક ખુરસી-પર નીચી મુડીએ કાંઇ ગુંથતી બેઠેલી હતી તે ગુપચુપ ચાલી આવીને પોતાની શેઠાણી આગળ આવી ઉભી.

"જી, શું કહેવોછ?"

"જા, જઇને ફ્રેનીને બોલાવી લાવ."

મીઠુ આ હુકમ બજા લાવવા ત્યાંથી જતી રહી. જતાં જતાં તેણીએ બસ એકજ પળ ત્યાં ખુરસી પર પછડાઇ બેઠેલા જવાન શખસ ગમ નજર ફેંકી. માથે હાથ દઇને પોતાનાં અભાગ્યાં કીસ્મતને શ્રાપ દેતા અને મનમાં આ કાતર્યાં ઘસેલી ડોશીને હજારો હજાર ગાળ દેતા બેઠેલા બેહરામ તાલુકદારનો ચેહરો આ વખતે જોવા જોગ હતો.

આહ! જો હજુરબી કંઇ ખપ લાગે એવું હતે તો ઉઠીને આલીફુઇનો ટોટો બે હાથે ભચડી નાખવાને આ

ઘડીએ આ મુજી ભત્રીજો ખચીત ચુકતે નહીં. મેહેનત બરબાદ ને ગુનાહ લાઝમ! તોબાહ! તોબાહ! નખોદ ગઇ આ ઘરડીએ શું ડાટ વાળ્યો? એકજ ફુંક સમેત તેનો આખો તાગડો રમવાના પાનાના કોટની માફક ઘોસમોરકું થઇ ગયો! તેણે હજાર જાતની ગણત્રીઓ કરી હતી. પણ સ્વપ્નેબી એવી વકી રાખી હતી નહીં કે આલીફુઇ મુવાં ભરતે ગીયાં તેની અંજાણમાં ગુપચુપ છુપાછુપ વીલ ઉપર સહી શાખ કરી નાખી, બધું રાંધ્યા સીધીને તઇયારબી કરી નાખશે.

અરે ખોદા! આ કેવો ભયંકાર મુશકેલ શંજોગ! જીવ-પર જોરાવરી કરીને જે હેબનાક બાજી પોતે ખેલ્યો તેનું આયંદે આ પરીણામ! અંતે બેહરામ તાલુકદાર રવડી મુવો ને પેલો ફરદુન—ચંડાલ આખાખાઉ નાપેકાર ફરદુન—વારેસ ઠર્યો! હવે કરવું તોબી શું? ફુઇ હવે જીવે યા મરે તે બધું સરખું હતું. સત્યાનાશ ગઇ ધાંખરીએ વીલબી એવું ચોકસ ઠેકાણે મેળ્યું હશે કે તે તફરગે કરવાની આશાબી મીથ્યા હતી. શું ખરા બેહેરામ તાલુકદાર તરીકે જાહેર થઇને આલીફુઇ વીલ કરતી વખતે મગજની અસ્થીર હાલતમાં હતાં એમ—છટ! એ વીચાર કેવલ બેહુંદો તકલીદી લેખી બેહેરામ તાલુકદારે તે તુરત છંછેરી નાખ્યો. ફુઇને દીવાના પુરવાર કરવાનું કામ કાંઇ સહેલું ન હતું. આહ! ખુરસીપર બેઠો બેઠો ઝનુનથી અને જોશથી પોતાના હોઠેહોઠ કરડી ખાતો બેહેરામ હવડાં ખુનપર ચહડયો હતો.

"ફરદુન પ્રીંટર! તું મારો હક લુટશે—તું આઇતાંપર કોઇતું મારશે?" તે એક લોહીનો ગોટ ગળીને જીવ સાથ બડબડયો. "તું મારા ફાંદામાંથી છટકશે? ઓહ! તે અગઉ

આસમાનપરના સેતારા હું જમીનપર લાવશ! તું કોનડીટાનાં ભોંયરાંમાંથી જીવતો પાછો આવવા પામશે તે અગાઉ—"

બેહેરામના વીચારમાં ખટકણુ પડી. ફ્રેની કાંગા ઓરડામાં ચાલી આવી પુઇની પાસે જઇ ઉભી. તેણીએ બેહરામની તરફ એક જુઠ્ઠી નજર વટીક ફેંકી નહીં.

"કંઇ કહેવોછ, પુઇ?"

ફ્રેનીનો સાદ સાંભળતાંજ પુઇએ તો અરધો ગજ જેટલો જબરદસ્ત થોબરો ચહડાવ્યો.

"એ તું એમ મારા પોરીયાને તોવાવીયા શાની કરેછ, દુકતી?" તેવણે કાંઇબી દીબાચા વગર એકદમજ તોપખાનું ચાલુ કર્યું. "શું તું તારે મનથી ઘણી શોભેછ કે? મનમાં તો મલીદા છે ને નાખે જીભ શાની લગાડી મરેછ? તું કંઇ પોતાને ઘણીજ ખુબસુરતીનું પરીયું સમજતી હોશે!"

આવાં બેઅકલી બીનઅર્થ મીઠીણાં સાંભળતાં ફ્રેનીને એવી તો ઝાંઝ ચહડી કે તે ઠાવકી શયાણી છોકરીબી બે ઘડી પોતાને ભુલી ગઇ. ધગધગતા અંગાર મીસાલ ચમકતી બે આંખો તેણીએ એકાએક બેહરામ તાલુકદાર બેઠો હતો તે તરફ ફેરવી.

"મી૦ ફ્રરદુનજી પ્રીંટર! તમારી તરફથી કેસ લડવાને વાસ્તે આય ઘરડાં પુઇને તમે કાહરના કાલાવાલા કરતા બેઠાછ કે?" તેણીએ એક જાતના અપમાનભર્યા તીરસ્કારથી આ સવાલ તેને પુછ્યો.

બેહરામ મ્હોડે રૂમાલનો ડુચો મારીને મુગોજ બેઠો. તેની છાતીમાં એક ધાસ્તીભર્યું તોફાન જામી રહેલું હતું. પણ પુઇ છેડાયાં.

"મરેરે! આય દુકતીનું માથું ખારસી ગીયુંછ કે શું? પણ મારી સાથ વાત કરી મરની, ફ્રેની! હું પુછુંછ તેનો જવાબ આપની?"

"પુઅર, હું તમુને જવાબ આપું તેની અગાઉ એક વાત મને જાણુવીઝ. પોતાની તરફથી બોલવા આય ફ્રરદુન પ્રીંટરે તમુને સત્તા આપીછ કે?"

"બસ ભેજું ના ખા! હું પુછું તેનો જવાબ આપ! મારો ફ્રરદુન ફ્રર્યાદ કરેછ કે તું તેને ગણકારતી નથી. એમ ઠાર શાનો કરેછ?–એને શું છે? મારો હીરા તોલનો દીકરો! ગંડો એક મુકીને પચાસ જણીઓ એને પુછતી આવશે! મુઇ અમથી નખરાં કરીને વાજ વરતી? એનું દીલ તારીપર છે તેથી આટલીબી તારી સાથ વાત કરુંછ નહીં તો મારું ખાસ-રૂબી તુંને પુછે નહીં? તુંને ખબર છે કેની ગેઇ કાલેજ મેં વીલ પર સહી કીધી તે? એ ફ્રરદુન હવે મારો એખલો વારસ થયોછ, મારા ભત્રીજા બેહેરામ તાલુકદારનો હક નહીં ડુબાર-વાને ખાતર એ મને ઉડાવતો'તો, તે વાત તો તું જાણેછ કેની, પોરી?"

"બધું હમબગ,–હું તે માનતી નથી. મીં૦ ફ્રરદુનજી પ્રીંટરને બરાબર ખબર ઉતી, પુઅર–કે તમે વીલ કર્યાં વગર રહેશોજ નહીં."

"ચુપ! એમ મોહના પર તરાતર જવાબ ના આપી મર–હું કેહુંછ તે સાંભળ. અત્યાર સુધી મેં વીલ નહીં કીધુંતું તેથી કદાચ તું મચકાયા કીધી હોશે પણ હવે મુગી મુગી એની સાથ ચાર ચોખા છંટાવી નાખ. હું મરી જાંઉ તેની અગઉ તમુ લોકને એક થયલાં જોવા માગુંછ."

ફ્રુઇ બોલી રહયાં અને પછી થાકને મારે હાંફવા લાગ્યાં. હાર્ટડીઝીઝથી પીડાતાં એક બુઝર્ગ માણસને માટે આટલું લંબાણ ભાશણ અલબતાં જોઇએ તે કરતાં વધારે કઠણ થઇ પડયું હતું. પણ ફ્રુઇને માટે તે જો કઠણ હતું તો ફ્રેનીને માટે તે તાવેલાં સીચાં સમાન હતું. એક જીવતોડ કોશેશ કરતાં તેણીનો ગોરો ચેહેરો લાલ ઠણક મારી ગયો હતો. બે ત્રણ મીનીટ મુગી મંતર ગઇ.

"બોલ, હવે શું કેહેછ, છોકરી?" ફ્રુઇનો તરારો પાછો નીકળ્યો. "મુગી મુગી મારા ફ્રરદુન સાથ પરણી જાયછ કે નહીં?—નહીં તો તારા બાપને કહીને પાંખરૂં પકરાવી ઘેરમાંથી કહરાવી મુકશ. વરી નાદાન બચ્ચાંઓની મરજી ને નહીં મરજી તે કવી! મુઇ મેટ જેવી મેટ! બોલ જવાબ દે!"

ફ્રેનીએ એક લાંબો શ્વાસ ખેંચ્યો અને પછી અચણુચ બેહરામ તાલુકદારની ગમ પાછું ફરીને જોયું.

"તમે બેસીને આય બધું સાંભળ્યા કરોછ?" તેણીએ ફ્રુઇને જવાબ દેવાને બદલે બેહરામનેજ કહયું. "હું ધારૂંછ કે તમે મનમાં સમજતા હોશો, મી૦ ફ્રરદુનજી પ્રીંટર, કે આય ઘડી હું તમારે વાસ્તે કેવો વીચાર બાંધુછ?"

બેહરામ હજુબી દાંત પીસીને મુગોજ બેસી રહયો. ફ્રેનીના આવા છડે-ચોકના હડધુત અને તીરસ્કારથી તેનો ઉશકેરાયલો જીવ બોઇલીંગ પોઇંટ સુધી એકદમ એવો તપી ગયલો હતો કે મ્હોં બોલીને કાંઇ બોલવા માટે તે પોતાની જબાનના કાબુપર વીશ્વાસ મેલી શકયો નહીં.

"તમે બોલતા નથી, તાહરે લેવો હુજ તમુને કેહું," ફ્રેનીએ અનંત ધીકકારથી ધુ.તા અવાજે તણાઇને ચલાવ્યું. "મી૦ ફ્રરદુનજી પ્રીંટર, એક ખાટલે પરેલાં બુઢઢાં બાઇ માણુ-

સની આગળ ભરઇને મારે સારૂ ફર્યાદ કરનારા તમે એક એવા કંગાલ હીચકારા બાયલા છેઓ કે તમારે સારૂં મારાં દીલમાં હમણા ધીક્કાર—મજબુત ધીકકાર—સીવાય બીજું કંઇજ નથી! હું તમુને ઘણી વખત કેહી ચુકીછ ને આજે પાછું હું કેહુ છ કે તમે એક લફંગા પોશાગીર અને હરડતા મુજી બ્લેકગાર્ડ છેવો. કોઇબી આબરૂદાર કુટુંબમાં દાખલ થવાને તમે લાયકજ નથી. તમે મારી સાથ પનવા માગોછ, પણ ખુઇનાં દેખતાં હું તમુને કેહુ છ કે હું તમારી પર થુકવાબી રાજી નથી!"

આ તો હવે ઘણું થઇ ગયું. બેહેરામ તાંલુકદાર આસ્તેથી ઉઠીને ઉભો થયો, અને પોતાનું ભીણું કપાળ લુછયું.

"ફ્રેની—તારૂં મોહતું સંભાલીને વાત કર," તે દાંત કચકચાવીને એક જાતના ખવીસ દેખાવે ઘોઘારી સાદ કાહડીને બોલ્યો, "તારી ગાર ગલોચ મેં પુરતી ધીરજથી સાંભલી—હવે મારૂં આટલું સાંભરી લે. તુંને ખાકમાં રગડોલીને મારાં બુટની તરે કચરવાના આય ઘડીથી મેં સોગંદ ખાધાછ! હમણા સુધી તારે સારૂં મારાં દીલમાં જે કંઇબી સારી લાગણી ઉતી તે બધી હવે સુકઇ ગઇછ. પણ હવે સભાળમાં રહેજે કે આજથી હું તારા જીવનો જમ થઇ લાગેલો છેઉં. તેં આય સુધાં મને ચાર વખત ડીફાઇ કીધોછ ને હવે હું તારૂં ચેલેંજ સીરીયસલી ઉપારી લેઉંછ. જો હું તારી સુધ્ધી ઠેકાણે નહીં લાઉં તો—યાહ—"

"તો તમે માટીડા નહીં પણ એક કંગાલ કુતરા કેહવાશો!" ફ્રેનીએ જેમ તેમ પોતાનો જુસ્સો દબાવી રાખતાં બેહરામનો અધુરો વાકય પુરો કરી આપ્યો. "હમણા હું તમુને એક હેવાન સમજુંછ, પણ જો તમે ખરા મરદ બચ્ચા

હોવ તો તમારૂં બોલેલું કરી બતાવો! ફરદુનજી પ્રીંટર! તમે–મને ખાકમાં રગડોલશો? હીચકારા–પાપી–ચંડાલ! હું કંઇ મીઠુ બામજી નથી. તમારા જેવા બદમાશોથી કેમ ચેતીને ચાલવું તે મને બરાબર આવરેછ."

આટલું કહેતાં ફ્રેની કાંગા તે ઓરડામાંથી એક ઘેલી દીવાની ઓરતની પેઠે બારણું અફાળીને ધસારાબંધ જતી રહી.



## પ્રકરણ ૨૧ મું.

——:o:——

### "ટેક કેર! હું એક બહુ વીચીત્ર પ્રાણી છેઉં!"

ડાઇનીંગ રૂમમાં આ બે જણાં સામસામે કયારના ઉભાં રહીને શું ધુસધુસ કર્યા કરે છે? તું તેઓને તુરત ઓલખશે. એક તો આપણો દોસ્ત બેહરામ છે. ટક ટક પટ પટ કરીને તેનું ભેજું માથું ખાઇ જતી તેની સાથી મીઠુ બામજી તેને આજે કંઇ "ઘણીજ અગત્યની, ગંભીર અને ખાનગી વાત" કરવા ત્યાં ઘસડી લાવી છે.

તે સોહામણા જવાને કંટાળીને મ્હોં મચકાવ્યું અને અવાચો ખાઇ એક આર્મચેર પર અઢેલાઇ પડયો.

"મીઠુ–કાંય તારો જીવ પછારેછ? તું આય દેવાલ સાથ માથું ફોરીને મરી જશે તોબી હું સમજવાનો નથી. હવે જતી હોય તો જા અહીંથી–ખોદાયને ખાતર પત–તારી સાથ તકરાર કરતાં મારૂં ભેજુંબી ચરી આયું!"

મીઠુ બામજીએ લાઇલાજ આંખોએ આ મમતી બેહરામ તાલુકદાર સામે ટગર ટગર જોયા કીધું—

"તારૂં ભેજું ચરી નથી ગીયું–પણ ખચીત પોચું પર-

યુંછ!" તેણી ખરેખર કચવાઇને બોલી, "તું એ શું કરેછ—બેલ, એ તું શું કરેછ? જે દાહરે ભરમ ફુટો તે દાહરે—તે દાહરે, બેલ——"

"તે દાહરે સીધો બટંબે જવશ! એમજ કેની?—ઓલ-રાઇટ! સેવક તાંહ જવા તદન તઇયાર છે!"

"મરેરે! આયબી કંઇ પારસી છે!"

બેહરામ તાલુકદાર ખડખડ હસવા પડયો.

"પણ રાન ઘનચકકર! હું બટંબે જાઉં, કે ફાંસીએ જાઉં તેની તુંને શું પંચાત? બે દાહરા થયા વરી તુંને એ શું ઘેલું લાગુંછ?"

મીઠુ નજદીકની ખુરસીપર ધબ દેતીકે બેસી ગઇ અને પોતાનો એક હાથ આંખોપર ઢાંકયો. દેખઇતી રીતે કાંઇ અજબ જુસ્સાને મારે તે છોકરીની છાતી હમણા ઉઠલાતી હતી. બેહરામે ચુંચી આંખો કરી તેણી ગમ જોયું——

"તું તો હમણા હમણા મને એક મોટું ન્યુસન્સ થઇ પરીછ, મીઠુ—ખરૂં કેહુંછ. નહીં ઉલટો તું મને નરવસ કરી મુકેછ. તું શું એમ કેહવા માગેછ કે હવે હું બધું મારૂં અત્યાર તુલીક કીધેલું સાતરે સાત કરી મુકું ને પોલીસ સ્ટેશનપર જઇને કેહી દેઉં કે મારૂં નામ ફરદુન નથી. બેહરામ છે!"

"પણ તું અહીંથી ચાલી કાંય નહીં જતો?"

"ચાલી જાઉં? તારે અહીં આગો શું ધુર મુકવા? જરા કંઇ અકકલ રાખીને વાત કર, મીઠાં!"

"પણ બેલ——"

"અરે મુવો તારો બેલ! તું સમજ્યા વગર પટપટ

કરીયા કરેછ ને અહીં પેટમાં બધાં કુતરાં બીલારાં દોડેછ ! છોકરી–તું મને હમણા છેરતી ના, કારણ મારૂં મગજ આજ કાલ ઠેકાણે નથી–સાફ કેહુંછ !"

બેહરામ તાલુકદાર ખરે મને ખીજાઇને આ પ્રમાણે બોલતો હતો. મીઠુની આંખોમાં ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં. આહ–તે ગરીબ પણ સાચ્ચી અંધીયારડી ગોરીનાં નાનકડાં અમુલ્ય હરૂદયની કીમત કરવાને માટે આ હઇયાંફુટા હેવાનમાં લાગણીજ કયાં હતી ?

"બસ તુને હું એક વખત ફરીથી ખોલ્લે ખોલ્લું કહી મુકુંછ," બેહરામે પાછું ચલાવ્યું, "કે હવે હું પાછળ હટવાનો નથી. જો મારો હકદાર વારસો પેલા ચંડાલ ફરદુનને ખાવા દેઉં તો હું મારા બાપનો બેટો નહીં. મારૂં ગમે તે થાય–પણ હું તો મારો આય જીવ સટોસટ "ગેમ" છેકના છેડા સુધી રમવાનો ! એક વખત કોઇ ચીજમાં હાથ નાખ્યો તો પછી તે પાછો ખેંચી લેતાં બેહરામ તાલુકદારને આવડતું નથી. જા છોકરી–તું તારૂં મુગી મુગી કામ કર્યા કર. હું છેઉં ને મારૂં નસીબ છે——"

"ઓ બેલ–મને ધ્રુજરાં છુટેછ—"

"તો ખુણામાં બેસીને ધ્રુજયા કર, પણ સાથે મનેબી ના ધ્રુજાવ. તું ઇડીયટ મુવેલી છે. તારી સાથે મનેબી બાયલો બનાવી મુકેછ ! જા–જા–કંઇ થવાનું નથી. બધું ઓલ રાઇટ છે–હું મારૂં કામ સમજુંછ, મીઠુ."

"પણ આલીફુઇએ તો વીલ કરીબી દીધું. હવે આય ખોટા નામે અહીં પસાર થવામાં શું ફાયદો છે, બેલ ? જો

તારે પગે લાગું. મને જરા સમજાવનો ખરો. મને રાતના મુદ્દ ઉંઘબી નથી આવતી !"

મીઠુ ઘણીજ ઓજરખાહીથી કગળતી હતી. બેહરામે તેણીનો આતુર મીતેજારીભર્યો ઘટમદાર ચેહરો ધારી ધારીને થોડો વાર જોયો અને મુછમાં હસ્યો. પછી ઉઠીને તે મીઠુ બેઠી હતી તેની અડોઅડ ગયો અને દેવાલને અઢીંગી અદબ વાલીને ઉભો.

"મીઠુ-તું બધો મારો ભેદ જાણેછ. તું જો આજે આડી થવા માગે તો મારો ઘાણ કાહડી નાખે. પણ નહીં-હું તુંને ઓરખુંછ. હું જાણુંછ કે તું મને-બેહરામને-ફસાવવા પેહલાં તારી જીભ કાપી નાખવા તઇયાર થશે. ખરૂં કેની, મીઠાં?"

"બેલ-તારે ખાતર હું મારો જીવ આપવા તઇયાર છેઉં. પણ તું મને એક કુતરાંની કાની લીણેછ-તું મારીપર જરાબી વીશ્વાસ નગી મુકતો."

આમ કહી તે છોકરી વળી આ કમબખત બદમાશનાં ખભાંપર પોતાનું માથું ટેકવી રડવા પડી.

"ચાલ-ચાલ! એમ ઘેલાં ના કાહર! જરા જરામાં તુંને હવે રરીયા કરવાની ટેવ પડીછ? જો મીઠુ—જરા ધ્યાનથી સાંભળ. મને તારી મદદની જરૂર પડશે. તું જાહરે આટલી બધી ઇંતેજારીં થઇને મારો પ્લાન જણવાજ માગેછ તો હું તુંને ટુંકમાંજ કહી દેઉંછ. બેસ અહીં ખુરસી પર ને તારી આંખ નુછી નાંખ."

બેહરામે આસ્તેથી મીઠુને ખુરસીપર બેસાડી અને પોતે બરાબર તેણીની સામે ટેબલપર ગોઠવાઇ બેઠો.

"વાત લંબાણ નથી," તેણે શરૂ કર્યું, "મારી કાતર્યા વસેલી ફૂઇએ મને વકીલની નોટીસ મોકલી કે પોતે મને સદંતર ઓવાર નીવાર કરી ફરદુનને પોતાનો વારેસ કરવાની છે, અને વરી એ લોક બેઉ જણા હાંગકાંગ છોરી મુંબઇ જઇ રેહવાનાં છે!! બસ!—મેં સોગંદ ખાધા કે મરી જતાંબી એ લોકને ફાવવા નહીં દેઉં. એક પઇ વગર દુન્યામાં સદાના રખડી જવાના વીચારે મને દેવાનો કરી મુકયો—ને તેમાં આય ટ્રુકારા ચાટુ ફરદુન એમ કરારને છવે મારી બધી દોલત હોઇયાં કરી જાય એ ખ્યાલથી હું ખુનપર ચઢયો. મીઠુ, હું એવાં બે ઓચીયાંઓથી ખાંડયો જાઉં એવો નબળો પોચો નથી—તેમાં વરી આય ચાકલેટ ડોસીએ મને છેકજ હરધુત કીધો. એ બુઢ્ઢી ભુલી ગેઇ કે બેહરામ તાલુકદાર પોતાના ટોળીવાળા માઝનદ્રાનીઓની મદદ સાથ ભલાભલા અફલાતુનોને રૂમ રૂમ પોકરાવી શકેલો છે!"

મીઠુ માથે હાથ દઇને બહુ ચીત્તથી સાંભળ્યા કરતી હતી. આ હીમતી બેઈકરા બેહરામની ગમ જોતાં તેણીનાં દીલમાં વખાણ તેમજ વાહલ સાથ ચીંતા અને ગભરાટની લાગણી ઉભાઇ જતી હતી. બેહરામ એક પળ થોભ્યો અને પછી મુછને વળ દઇ પાછું ચલાવ્યું—

"તારો બાપ મને ઠીક હાથ લાગો. ચોકઠું બધું આબાદ બંધ બેસતુંજ ચાલ્યું. કલકતાનાં હોટેલમાં ફરદુન પ્રીંટરની જગ્યાએ બંદો આસ્તે રહીને ઠસી ગીયો તે જોવાને વાસ્તે મુઇ ધાંખરીના ડોળાજ કાંહ ઉતા? ને કાનેબી બેહરકુટ મુવેલી એટલે થઇ ચુકું; વળી લાંબી મુસાફરીથી ઘોલ્યાપર, એવી પછરઇ પરેલી કે કામ પાકકું થઇ ગીયું. મેં ફકત મારી મુછ

ફરદુનની માફકત્રીમ કરી નાખી એટલે બસ? હે–હે–હે–હાંગકાંગથી દોડી આવી તારા બાપનીસાથ બધું છટકું ગોઠવી મુકવા સારૂં એ સત્યાનાશ ગીયેલાંઓએ મને ખાસ્સા બે મહીનાનો ટાઇમ આપ્યો!"

"પણ તારે ફરદુનનું શું થયું? ફરદુન હમણા કાંહ છે?"

"ફરદુન! કોનડીટાના ભોંયરાંમાં તારા બીખાદારૂ બાપની રાહબરી તળે અંધેરીની હવા ધોરેછ!"

"ઓ! તારે તાંહ કેદમાં પડેલો પેલો ઘેલો આદમી ફરદુન છે કે? બેલ! એ ઘેલો કાંહ છે? એ તમે લોક શું કરોછ?——"

"ચુપ! ચુપ! વરી ગરબર કીધી કે? હા–ઘેલો! જેવો કહેછ તેવો ઘેલો! હવે સાંભળી મરની. ફરદુનજીબા ત્યાં એક વખત સહીસલામત બંધ પડયા કે પછી મને અહીં મુંબઇમાં કોણ ઓળખે? હું આયો–પણ આહ! મારી ગણત્રીમાં મેં બે રીતે ઠાપ ખાધી."

"તે કેમ?"

"પેહલું તો એ કે આય મેટ મુવેલી ઘરડીને ઉડાવ્યા કરી વીલ કરાવતાં અટકાવવાની મારી મતલબમાં હું છેતરાયો. છેતરાયો. હું જાણું કે હાથ તાલી આપ્યા કરીને બે ચાર મહીના વીલની વાત ધીલમાં નાખશ તો બધી ખટપટનો છેડો આવી જશે. ડોસી લાંબા કાંદા કાહરવાની નહીં એ તો દેખઇતું ઉતું. ફરદુન નાપાક તેટલો વાર રસ્તામાંથી ખીસ્તો રેહ ને હું "ફરદુન" તરીકે પસાર થઇને નાકે જીભ લગારવાને મસે વીલ થતું અટકાઉં એ મતલબથી સેવકે આય જોખમભર્યો રસ્તો લીધો. એક વખત ડુઇ વીલ કર્યા વગર તાકો ધડી કરે એટલે પછી બેહરામ તાલુકદાર તરીકે મારાં ખરાં રંગરૂપમાં મારો

હકદાર વારસો લેતાં મને અટકાવવાની કોણની મકદુર હોય ? મીઠુ—માઇ ડીયર—મારી એ મકસદ ઉતી, પણ આહ ! તેં તે દાહરે આય નાપાક બુઢ્ઢીને પોતાને મોહને બોલતાં સાંભળ્યું કે મારી હરૂસે એણે વીલ તો આખરે કરીબી નાખ્યુંછ ! બધું કાંટાનું કટેસર થઇ ગીયું. જાણે મને કેવો મારી મરજી ઉપરાંત નેહાલ કરી નાંખ્યો હોય તેમ ડોસી હવે મોહનું મટમટાવેછ-ને મને એવું થાયછ કે જઇને રાન ચકકરબતીનું ગળુંજ ભચરી નાખું !"

"પણ બેલ—હવે—?"

"હવે ? હવે તો નવ્વાણું તાંહ ભર્યા સો—વરી બીજું શું ? હવે પાછો હઠું તો હું બેઝુનીયાદનો કેહવાઉં. આસમાન પરના સેતારાઓ કાંય નહીં નીચે આવે—હું પેલા મુજી ભીખારડાને હરામના પૈસા તો નહીં પચવા દેવાનો !"

"અરે પણ વીલ તો થઇ ચુકું—શું તું એમજ 'ફરદુન' તરીકે——"

"નહીં—એ તરકટ લાંબો વખત નીબી શકે એમ નથી. પેહલો લાગ મળતાં હું હવે અહીંથી તીરી જવશ–ને ડોસી દખમે ચહરશે કે ઘટતા વખત પછી બેહરામ તાલુકદાર તરીકેજ હું મારા હકના પૈસાનો દાવો કરશ."

"પણ ફરદુન ?——"

બેહરામના ચેહરાપરથી એક ભયંકર હસવું પસાર થઇ ગયું.

"ફરદુન કદાચ તે વખતે જીવતો રહેવા પામેલો નહીં હોશે !" તે આસ્તેથી દાંત પીસીને બોલ્યો.

દબાયલી ઝીણી ચીસ સમેત મીઠુ ઉઠીને ઉભી થઇ. એક ભયંકર સમજ તેણીનાં ભેંજામાં ઉતરી ગઇ. બેહરામનાં મ્હોંપરનો હેબતનાક છાપ જોતાંજ તે છોકરીના હોશકોશ ઉડી

ગયા. છાતીપર બે હાથ દાબેલા રાખી હોઠ બીડીને ઉજળી પુણી જેવી તેણી આ જીવ પર આવેલા જુવાન શખસ ગમ ટીકવા પડી.

"બેલ !–ઓ મારા ખુદા !–તું—"

"મારા રસ્તાની વચ્ચે જેબી કોઇ આવશે તે પોતાને જોખમે આવશે!" બેહરામનો બીહામણો ઘોઘારી અવાજ પાછો નીકળ્યો, "મીઠુ, હું એક વીચીત્ર પ્રાણી છેઉં—એક ઘણોજ ભયંકર ખરાબ માણસ છેઉં. હું જાહરે માથું ફેરવુંછ ત્યારે ઇનશાન તો શું પણ નાપાક શયતાનનેબી મચક દેતો નથી. આહ—એ વાત પેલી મીજાજી મગરૂર કુતરી ફ્રેનીને માલમ નથી."

બે મીનીટ ચુપાચુપ ગઇ. બેહરામે પોતાનું ભીણેલું મ્હોંડું રૂમાલ વડે ઘસડીને ખુબ સાફ કર્યું અને પછી પાછું બોલાવા માડયું—

"મારી ને ફ્રેની વચ્ચે જીવલેણ સરત રમઇ ચુકીછ. એનું ચેલેંજ મેં ઉપારી લીધુંછ. એ તુચ્છ મગતરાંને મારાં બુટની નીચે જો હું થોડા વખતમાં નહીં કચરૂં તો, મીઠુ, મારાં દીલપર બેલાશક થુકજે. એણે મને કેમ હરધુત કીધોછ તે તો તું જાણેછ, પણ ઠીક છે–એને કેહીયે હવે સંભાળજે!"

મીઠુ એકાદ મીનીટ મુગી મંતર ઉભી રહી. પણ પછી અચબુચ બેહરામની આગળ જઇ તેના બરડા પર પોતાનો હાથ મેલ્યો.

"બેલ—એની પછવારે શું કામ લાગોછ? એની મરજી નથી તો જવા દે એને! શું કામ એવાં મીજાજનાં ખોરીયાંને વતાર્યા કરીને તું હલકો પડેછ?"

"હા—એ મારી ભુલ થઇ. હવે હું પસતાઉંછ કે એક પથ્થરના ટુકડાપર મેં મારાં દીલનું જોશ બરબાદ કીધું. પહેલાં એ ફ્રેનીએ મારી પર ખરેખર કંઇ અસર કીધી. પણ હવે—હવે—મારી જીંદગીની મોટામાં મોટી મુરાદ એને મારા પગ આગળ ધુળમાં રગડોળાતી જોવાની છે. મેં મારા મરનાર બાવાને નામથી સોગંદ ખાધાછ ને તેમ હું કરશ."

"એક છોકરી પર તારી હુશીયારી ચલાવીને શું કરશે?"

"હું એનીપર હાથ ઉંગામવાનો નથી. પણ એણે મને 'ડીફાઇ' કીધોછ કે મારે એને ઠેકાણે લાવવી. આહ–તમે બઇરાં જાતને વાસ્તે મને પેહલાંથીજ હલકો વીચાર ઉતો–પણ હવે તો મારાં દીલમાં તમો લોકને વાસ્તે ધીક્કાર, ધીક્કાર સીવાય બીજું કંઇજ નથી."

મીઠુએ ડોકું છાતી પર નાખી દીધું. બેહરામના આ છેલ્લા વાક્યથી તે છોકરીના ગાલો પરથી લોહીનો છાંટે છાંટો ઉડી ગયો.

"તું બધાંનેજ સરખાં સમજેછ, બેલ?" તેણીએ ગગળતા સાદે પુછ્યું.

"હા—બધાંનેજ! તુંનેબી, મીઠુ! તમે બધાં સરખાં! મારે મનથી સ્ત્રી જાત આ દુન્યાની એક કંગાલમાં કંગાલ પેદાશ છે. ખરી લાગણી જાંહ તમુને મળેછ તાહરે તેની કદર બુજવાની તમો લોકમાં શકતી નથી—નહીં તાહરે અમથાં અમથાં ખાલી ઓળાઓની પુઠે પછરઇ મરોછ! તમુ લોકને તો બસ જંગલી જનાવરની પેઠે 'ટ્રીટ' કરવાં જોઇયે."

"બેલ, એ શું બોલેછ?"

"હું તદન ખરૂં બોલુંછ!" બેહરામે એક જાતના અજબ

ગુસ્સાથી ડોળા કકડાવી કહયું, "મીઠુ–અમે માટીડાનું બુટ જુનું થઇ જાય યા અમારો કોલર મેલો થાય ને અમે ફેંકી દઇયે તેમ તમો બઇરાંઓના બાબમાંબી થવું જોઇયે. જા–હવે મારી પાસ વધારે બોલાવ ના. મારૂં માથું આજે ઠેકાણે નથી. પેલી ફ્રેનીએ મને તદન મેટ કરી મુકયોછ."

"પણ તેમાં મેં શું કીધું? બોલ, તેમાં મારો શું કસુર!"

"તમે બધાં રાંડયાંઓ સરખાં! તું મારી પુઠે ભમ્યા કરેછ–પણ તુંનેબી મારા કરતાં કોઇ વધારે ચલકતી ચાઇચાઇ જો મળે તો આજે તુંબી મને ઠોકરે મારે."

"નહીં–નહીં! એમ ના બોલ—"

બેહરામે ફાટે ફાટે ડોળે મીઠુની સામે જોઇને દાંત પીસ્યા.

"મીઠુ સાંભળ! હું બઇરાં જાતને નામથી ધીકકારૂંછ. બધાંને ધીકકારૂંછ, ફ્રેનીને ધીકકારૂંછ, તુંનેબી ધીકકારૂંછ. તું મારી પુઠે જુની માફક વળગી રહેછ તેમ તેમ મને તારે વાસ્તે તીરસ્કાર છુટેછ. હું તુંને હવે ખોલ્લે ખોલ્લું સાફે સાફ આય છેલ્લી વખત કહી દેઉંછ કે હું તારી આય ટચાકરી ભારબી દરકાર કરતો નથી. ચાલ નીકલ—બસ, હવે હું તારી સાથ વધારે વાત કરવા માગતો નથી."

આટલું બોલી બીચારી મીઠુને ત્યાં ડઘાયલી ભખરાયલી છોડીને બેહરામ તાલુકદાર રોંહસાભેર ત્યાંથી જતો રહયો.



## પ્રકરણ ૨૨ સું.

—:o:—

### જાલમાં પંખેરૂં આબાદ સપડાયું છે!

સાંજના પાંચેક વાગ્યા હશે. મેહરવાનજી કાંગાનો ડરોઇંગ રૂમબી નમતી રોશનીના ઝઝકળાંમાં જાણે રડકડો જેવો સુમ-

સામ અને અંધારો મારી ગયો હતો. પણ એક ખુણામાં ત્યાં ક્યારની નીચી મુંડીએ કોર ભરતી ફ્રેની કાંગાને મનથી અંધારૂંબી સરખું અને ઉજરડુંબી સરખુંજ હતું.

કાંઇ બે ચાર દહાડા થયા બસ દુન્યાંજ જાણે અકારી પડી ગઇ હોય તેમ આ છોકરી સારાં ઘેર સાથે વીજોડું લઇ ઘરણુ મદર જેવી ફ્યાં કરતી હતી. ફુઇ માળપર કાંસતાં અરડાયલાં, અને મીઠું તેવણુની પાસે ખુરસી ઉપર બેસીને સદરા સાથ પોતાનું હાણ્યા કરતી હતી. મેહરવાનજી બાવા કલબમાં ગયા હતા. કેકુ તો સહવારનો કોણ જાણે કયાં ગયલો હતો અને રહયા સહયા પેલા અખખઇ રહયા ફરદુનજી પ્રીંટરબી બાહર ગગડેલા હતા. જરા બે ઘડી પોતાના ઓરડામાંથી બાહર નીકલી ડરોઇંગ રૂમમાં જઇ બેસવાની ફ્રેની કાંગાને આ તક આજે લાંબે વખતે મલી હતી.

ફ્રેનીનાં મગજમાંથી શું શું વીચારો હાલ પસાર થઇ જતા હતા તે વીસ્તારવાની અહીં જરૂર નથી. તેણીના ગોરા ચેહરા ઉપરનો ચીલ્લોજ કહી આપતો હતો કે તે કાંઇ સુખી ખ્યાલો તો હતાજ નહીં. જયારે ગમખાર વીચારોથી ચીત ચકભમ થતું હોય ત્યારે એક સ્ત્રી માટે સઉથી મુશકીલ કામ કોર ભરવાનું છે. દરેક ટાંકા સાથ ઉશકેરાયલાં મનને વધારે ને વધારે એલારપેલાર દોડવાને કેવી જોગવાઇ મલે છે—મગજને કોઇ બીજી દીશાએ દોડતું કરવાની કેવી મુશકેલી પડે છે—તે તો ફ્રેની કાંગાનો જીવ હમણાં જાણતો હતો.

ચાર દહાડાની વાત ઉપર તેણીએ આલીફુઇના ઓરડામાં ફરદુન પ્રીંટરને છડેચોક હડધુત કીધો ખરો, પણ તે દીવસથી એ છોકરીનો જીવ કોણ જાણે શું સબબથી બેતાબ રહેતો હતો.

ખવીસ જેવા દેખાવે દાંત કચકચાવીને ફરદુન પ્રીંટરે જે શબ્દોમાં તેણીનું ચેલેંજ ઉપાડી લીધું તે ભયાનક શબ્દો તેણીને પળેપળ યાદ આવતા હતા, અને એકાદવાર તો રાતે સ્વપ્નામાંથી બીહને તેણી હેબતાઇબી ઉઠી હતી.

અચણુચ તેણીએ કોર બાજુએ પટકી દીધી.

"અરે જા!" તેણી મનમાં બકવા પડી, "એ મને શું કરી લેવાનો બાકી! શું મારૂં ખુન કરશે? બલા લેતી! પણ એ એવો હીચકારો છે કે એમ ખુનબુન કરીને પોતાની ડોકી સકંજામાં આપે નહીં તો! ઘણું થશે તો મને પજવ્યા કરશે, બીજું શું? ને નહીં તો મને દુઃખી કરવા—"

ક્રેનીનું મ્હોં આ છેલ્લો વીચાર આવતાં દયામણી રીતે ઉતરી ગયું પોતાની આંખો ઉપર તેણીએ રૂમાલ દાબ્યો.

"જયારે મારી સાથે કંઇ નહીં વળશે ત્યારે એ પોતાનો ખાર બીજા ઉપર કહાડશે. એ મુવો હેરેમન કંઇબી કરવાને ચુકશે નહીં. ઓ માય! રખેને બાવાજીને ને નહીં તો કેકુને—એ કોણ—?"

હાંસ જેવી પોતાની ડોકી તાણીને ક્રેનીએ બીધેલી આંખો વડે બારણાની બાહર જોવાની તજવીજ કરી. ખચ્ચીત તે છોકરી હવે બહુ ધ્રુજરી બની ગઇ હતી. અંધારામાં શું દેખાય? પણ દાદર ઉપરથી ધીમે ધીમે ચહડીને કોઇ સાબુત માળપર આવતું હતું ખરૂં! આ કાંઇ બાવાજીનાં, કેકુનાં કે પેલા ફરદુનનાં પગલાં નહીં હોય. ક્રેની ઉઠીને ઉભી થાય તે આગમચ ચોકલેટ કલરની સાડીમાં સજ થયલી એક જુવાન પારસણ બાઇ ડરોઇંગ રૂમની અંદર દાખલ થઇ અને આમતેમ જોવા પડી.

"કોણ છેઓજી? કોણને પુછોછ?"

"જી, અહીંયાં ફ્રેની કાંગા કરીને કોઇ રહેછ? જરા મને તેવણની સાથ કંઇ વાત કરવાની છે."

નવાઇથી ડોળા ચહડાવીને ફ્રેનીએ આ અંજાણી સ્ત્રી ગમ થોડોક વાર ટીકયા કીધું.

"મારૂંજ નામ ફ્રેની છે," તેણી આખરે બોલી, "આવોની બેસોની."

બેઉ જણીઓ સોફા કોચ ઉપર ગોઠવાઇ બેઠી.

"શું કામ છેજી?"

"મારૂં નામ નવજબાઇ ગાર્ડ છે," પેલી મલવા આવનાર બાઇએ ખોલાસો કીધો. "આય કાગલ તમારા ભાઇએ મોકલ્યુંછ, જરા વાંચશો."

ફ્રેનીએ ધ્રુજતે હાથે તે મોહરબંધ કાગળ લીધું અને પછી વેહલી વેહલી ઉઠીને બારી આગળ જઇ ઉજરડાંમાં તે વાંચવા પડી:—

**વહાલી બેહન ફ્રેની,**

**આએ કાગજ મલતાંને વાર તાબરતોબ નીકલી પડજે. હું મોટી મુસીબતમાં નહીં ધારેલો સપડાઈ ગીયોછ. આએ ચીઠઠી લાવનાર નાજાંને તું નામે ઓરખેછ. સીમ રેહતી માકી ગાર્ડને તેની બેહનની મેં તુંને તે દહાડે વાત કહી તેજ આય નાજુ ગાર્ડ છે. મારા ઓરડામાં બારી આગલ કબટ છે તેને તારી કુંચી લાગેછ. તે ઉઘાડીને આગલજ એનવીલપમાં પાનસો રૂપ્યાની નોટો છે તે લઈ એક મીનીટબી ખોયા વગર આય નાજુની સાથ નીકલી પડજે. તમો લોકને ગ્રાંટરોડથી પોણા છની ત્રેન મલશે. હું અંધેરી છેઉં.**

તું પોતેજ રૂપ્યા લઈને આવજે ને નાજુ તુંને બરાબર મુકામે લઈ આવશે પછી આપણે સાથે બેઉ જણાં સાતની તરેનમાં તો પાછાં ફરશું. આય કાગળ નાજુનેબી વંચાવતી ના. રૂપ્યા તુજ લઈ આવજે, એની પાસ મોકલતી ના. તેનું કાંઈ ચોકકસ કારણ છે. જરૂર આવજે ને તાબરતોબ નીકલી પડજે, નહીં તો મારૂં સત્યાનાશ વળી જશે. પછી બધો ખોલાસો કરસ—બાવા તો કલબમાં ગેયલા હોશે, પણ ઘરમાં આલીફુઈને કે કોઈ બીજાંને તું કાંહ જાયછ તે કેહતી ના.

લા૦ દુવાગીર ભાઇ,

કેકુ.

ફ્રેનીએ આ એચીંતો પેગામ બહુજ ધ્યાનથી ઉપરાસાપરી બે વખત વાંચ્યો, અને તેણીના હાથેહાથ ધ્રુજી પડયા. થોડીક મીનીટ તો તેણી અકરાટ ધભરાટને મારે કાંઇ બોલીબી શકી નહીં. ધાસ્તીનો પેહલ્લો આંચકો ખલાસ થતાં જરા જીવ ઠેર-વીને તેણીએ શાંત મગજે તે કાગળની મતલબ સમજવાનો પ્રયત્ન કર્યો. અક્ષર તો કેકુ ભઇના–તેમાં ફેર નહીં. આ ચીઠી લાવ-નારબી કેકુએ કહેલી નાજુ ગાર્ડજ હોવી જોઇયે–એબી ચોકકસ! બીચારો કેકુ કાંઇ નહીં ધારેલી આપદામાં આવી પડયો હતો એ તો ખુલ્લુંજ હતું. પણ એકાએક શું થયું હશે? અરે ખોદા, દરેક મીનીટ પસાર થઇ જતી હતી તેટલાં તે વહાલા ભાઇની ઉપર શું વાદળી વીટતું હશે? ઉજળી પુની જેવી તેણી નાજુની સામે જઇ ઉભી.

"તમે નવજબાઇ ગાર્ડ છેઓ?"

"હાજી,"

"તે મારો ભાઇ કેકુ હમણાં કાંહ છે?"

"અંધેરી છેજી, આય કાગળમાં લખ્યુંછ કેની?"

"પણ તે–કાંય તેવણુને શું છે?"

"શું છે તે હું નહીં જાણુતી, પણ મને તો તેવણે આય કાગળ આપ્યું કે જલદી જઇને મારાં બેહેન ફ્રેનીને હાથોહાથ પોંહચાડો ને જલદી સાથે લઇ આવો. હું ધારૂંછ કે તમારા ભઇ કંઇ મુશકેલીમાં છે. ચાલોછ કે જી? આપુને પોણા છની ત્રેન પકડવાની છે ને બાહર વીકટોરયા ઉભેલી છે."

"ઓ માય, હવે શું કરૂં?" ફ્રેની દધાઇને બોલી, "હું તમારી સાથ હનણું આઉં? પણ–પણ અંધેરી કાંહ, ફીયા બંગલાનાં?"

"બંગલાનું નામ મને ખબર નથી, પણ આપુને લેવા ટાંગો સ્ટેશન ઉપર આવશે. ચાલોની, વખત ના કાહડો નીતો, ત્રેન ચુકી જઇશું જો!"

"મરેરે, મને કંઇ સુજબી નહીં પડતું. ઉભાં રેહેવોની ઉપર જઇને હું–જરા બેસજો હં–હું હમણું આંઉછ."

"અરે કંઇ નહીંરે, સારી બારી બદલીને વખત ના લગારતાં જો. બીચારા કેખશરૂએ મને કહયુંછ જે કંઇબી કરીને પોણા છની ત્રેન પકડજો, સાહડા પાંચમાં પાંચ કમ છે. ચાલો મરી જાઉં, જલદી કરો– વીસજ મીનીટ બાકી રહીછ."

"પણ નવાજબાઇ, મને તો ઘણી બીહક લાગેછ. મારી આયાને સાથે લેઉં?"

"અરે નહીંરે વાય, આયા બાયાને કોઇને નહીં. તેમ હોતે તો વરી કેખશરૂ મને શું કામ મોકલતે? તમે બીહોછ શાનાં? હું છેઉ કેની? મુઇ આયાને સાથે લઇએ તો સારાં ગામમાં જઇને ડાંઉડાંઉ કરી આવે ને પછી નુસપેપરમાં આવવાનુંજ

બાકી રેહ! પણ તમે અમથો વખત કાહડોછ જો! પછી ત્રેન ચુકયે તો હું નહીં જાણું."

ફ્રેની તો ગાફેલ જેવી બની ગઇ, કેકુ કાંઇ મોટી મુશ્કેલીમાં સપડાઇ ગયલો છે એ ખ્યાલથીજ તેણીનું ધીરૂં ઠંડું મગજબી બેબાખરૂં બની ગયું. વહેલી વહેલી તેણી ઉપર દોડી અને કેકુની કબાટમાંથી પેલું નોટોનું પેકેટ કહાડી ઝડપમાં બુટ પહેરી લઇ, તેણી નાજુ ગાર્ડની સાથે અંધેરી જવા બાહેર પડી.

* * *

અંધેરીનાં સ્ટેશનમાં જયારે ત્રેન ઠરીઠામ થઇને ઉભી ત્યારે પોતાના લેડીઝ કમપાર્ટમેન્ટમાંથી ટીંગાઇ ટીંગાઇને હેબતાયલે ફ્રુગલાયલે ડોળે ફ્રેનીએ આખા પ્લાટફોર્મ ઉપર આમથી તેમ નજર ફેંકી. કેકુ ભાઇ તો ત્યાં નહીં હતો, પણ તેને બદલે સામે ભીખાદાદુ બામજી આવીને અઇયરની માફક ઉભા! આ અંધ્યારૂને જોતાંને વાર ફ્રેનીએ એક છુટકારાનો દમ ખેંચ્યો. કોઇ ઓળખીતું માણુસ ત્યાં હાજર હતું એ વીચારથી તેણીને બહુ હીંમ્મત આવી.

"ભીખાજી,—કેમ, કેકુ કાંહ છે?" તેણીએ તુર્ત ચીંતાતુર અવાજે પુછ્યું.

"અરે, બીહો નાં, ફ્રેની, એનાન સારી કાની છે," ભીખાજી દબ્બાનું બારણું ઉંઘાડતાં બોલ્યા, "તમે આયાં તો સારૂં થયું. મને એવણે તમુને લેવાજ મોકલ્યોછ. મકુંજે રૂપ્યા લાયાંછ કે?"

"હા, લાવીછ. પણ શું છે શું, ભીખાજી? બોલી દેવોની તો, એમ બધાં જણાં હેબતાવી શું મારોછ જો?"

"કોણ જાણે ! શું થયું છ તે મને કંઇ ખબર નથી. મને તો તમુને લેવા મોકલ્યો તેથી હું આયો. ચાલો— જલદી ચાલો. બાહર ટાંગો ઉભેલો છે. લે, વેહેલા વખત ના ગુમાવો."

પેલી બીજી સ્ત્રી તથા ફ્રેની બેઉ જણું આ ભીખાદારૂની પુઠે બાહાર નીકલ્યાં સપાટામાં ટાંગામાં ગોઠવાઇ આ ત્રગડીએ હાંકવા માડયું. ગાડી કયાં જતી હતી. તેની ફ્રેનીની બલાનેબી ખબર નહતી. તેણીનું ધક ધ્યાન તો બધું કેકુમાં ભરાયલું હતું, અને ખોદા જાણે દર પલકે તેનો જીવ કેવો જોખમમાં હોવો જોઇએ તેની ધસકમાં આજુબાજુનું કાંઇ ભાન વટીક તેણીને રહયું નહીં હતું.

કાંઇ પંદરેક મીનીટ સુધી ચાર પગે ટોંગા ગઇ હશે. અંતે એક મોટા દરવાજા આગળ ગાડી ઉભી રહી અને ભીખાજી પહેલા બાહર કુદી પડયા—

"ચાલોજી, ઉતરો. કેખશરૂ અહીં અંદર છે."

ફ્રેની ધુજતી ધડકતી ઉતરી. તેણીની સોબતણબી સાથે ઉતરી—દર- વાજા ઉપરના ડુંગર જેવા ભઇયાજીને જોતાંજ પેહલ્લાં તો ફ્રેનીનાં પેટમાં ફાળ પડી. વળી તે મકાનનો દેખાવબી એવો બીહામણો સાંજની વખતે લાગતો હતો અને ભાગાં ભસ્તાં જેવો મામલો બધો એવો ત્રાસ ઉપજાવે તેવો દીસ્તો હતો કે અંદર ચાલતાં ફ્રેનીના પગેપગ ઠઠરવા લાગ્યા. પણ હવે તો અંદર જવા શીવાય છુટકોજ શો હતો ?

"આપણે કાંહ આયાં. ભીખાજી ? આય ઘેરનું નામ શું ?"

"આય ગામને કોનડીતા કેહેછ. ને–છે તે–ઘેરનું નામ તો—કોણ જાણે !"

જેમ તેમ લઠડતી પઠડતી ફ્રેની તે કદરબીહામણું ઘેરની સીડીઓ ચહડી. યા પરવર! આવાં પલીદ ધામમાં કેકુને

જવાની શું જરૂર પડી હશે! રખેને કાંઇ દગા ફટકાથી બીચારો પેલા મુવા ચંડાળના હાથમાં સપડાયો હોય! ફ્રેની ધાસ્તીને મારે પાંદડાંની મીસાલ ધ્રુજતી હતી, પણ સાથે નાજુ હતી અને ઓલખીતો ભીખાદારૂ હતો એટલે જીવ ડેરવીને તેણી આ ભયંકર બંગલામાં દાખલ થઇ.

ભીખાજીની પુઠે ચાલતી આ બે જુવાન અબળાઓ વરંડાને છેક નાકે સુધી ગઇ. પછી થોડાંક પગઠયાં નીચે તેઓ ઉતર્યાં. કોઇ દલદર નેહસ્ત જગ્યાએ બીચારો કેકુ કબસ આવી ગયો હતો એમાં હવે જરાબી સંદેહ નહીં હતો. જોરમાં પોતાના હોઠ કરડેલા રાખી ફ્રેની એક અદભુત જાતના મકકમ ઠરાવથી ભીખા-દારૂની પછવાડે ચાલ્યા કીધી. એકપુરા ભાઇને આ આફતમાંથી બચાવવોતો જોઇયેજ. એક ભોંયરાં જેવાંની અંદર ઉતરતાં ફ્રેનીને આખે દીલે કંપારી છુટી અને ધાસ્તીનું લખલખું ભરાઇ આવ્યું—પણ બીજીજ પળે ભીખાદારૂએ એક ઓરડાનું બારણું ઉંધાડી નાખી તેણીને અંદર જવાની એશારત કરી.

એક કંગાલ, અંધારો, બીયાબાન ઓરડો હતો. એક ભાંગી તુટી ખાટલી અને એક બાવા આદમના વખતની ખુરસી તથા વચમાં એક જુની પુરાણી ટેબલ સીવાય બીજું કાંઇબી ફરનીચર ત્યાં હતું નહીં. ચાર જબરદસ્ત ઉજડ દેવાલો ઉપર કંઇ જમાના સુધી કોઇએ રંગ માર્યો ન હતો. ફકત એક નાનું કોપરેલનું કોડયું પોતાની કંગાલ રોશનીથી ઓર-ડાના ધમઘોર દેખાવને ચાર ઘણો વધારે શીહા બનાવતું હતું.

"કાંહ છે? કેકુ કાંહ છે?" તેણીએ હરણફાડ થઇને ચોમેર નજર ફેંકી ખોખરા સાદે પુછ્યું.

"જરા બસો અં, હું તેવણને બોલાવી લાઉં." આટલું

કહી ભીખાદારૂ બામજી સપાટામાં ઓરડામાંથી બાહર ચાલી ગયો.

બીહકને મારે અધમુઇ જેવી બનીને ફ્રેનીએ બારણાના ઉંબર ઉપર ઉભેલી નાજુ ગાર્ડ ગમ જોયું. પોતે ધાસ્તીને મારે એવી લાકડાં જેવી થઇ ગઇ હતી કે વધુ સવાલ પુછવા માટે તેણીનાં ગળાંમાંથી કાંઇ અવાજ વટીક નીકળી શકયો નહીં. પણ—ઓ મારા ખોદા !

નાજુ ગાર્ડના નામ તળે પસાર થતી પેલી કોઇ ભલતીજ સ્ત્રીને કોઇએ બાજુમાંથી પકડી ઓરડાની બાહર ખેંચી કહાડી અને તેજ ઘડીએ અંદર ઇંગ્લીશ પોશાક પહેરેલો એક જુવાન શખસ ઝપાટામાં ચાલી આવ્યો અને દડાક દેતું બારણું બંધ કરી અંદરથી કળની કુંચી ફેરવી પોતાના ખીસામાં મુકી.

એક ચીચારી સમેત ધમ્મ દઇને ફ્રેની ખુરસી ઉપર પછડાઇ પડી. પેલો જુવાન શખસ મુછમાં હસતો જઇ કમ્મરે બે હાથ ટેકવી સામે ઉભો અને અત્યંત તીરસ્કારથી તેણીની ગમ જોવા લાગ્યો. અલબતાં તે આપણો પુરાણો મીત્ર બેહેરામ તાલુકદાર હતો.

"મીસ ફ્રેની કાંગા, ઓલખોછ કે? જરા જોવ મારી સામે બરાબર, હું ફ્રરદુન પ્રીંટર છેઉં !"

——:o:——

## પ્રકરણ ૯૩ મું.

—:o:—

"તોરી મનકી ન કછુ પુરી હો આસ,
—કાહે સતાએ રે ?"

દગો !

તે દલદર કદરબીહામણા ઓરડાની ચારો દેવાલોએ

ફ્રેની કાંગાની તીક્ષણ ચીચીયારીઓનો એક ધમધોર પડઘા કર્યો. ખુરસી ઉપર ધમ્મ દઇને તુટી પડતાંજ તે છોકરીએ આંખના એક લેહજામાં જોઇ લીધું કે જુલમગાર પાપી ફ્રરદુન પ્રીંટરની દગલબાજીનો તેણી એક સાબુત શીકાર થઇ પડી ચુકી હતી. એકાદ બે મીનીટ તેણીને આંખે તમ્મર આવી ગયાં—પણ એક જીવતોડ કોશેશ કરીને પોતાનું ઘુમતું મગજ સ્થીર રાખી તેણીએ લાલચોળ ડોળે પોતાની સામે મુછમાં હસતા ઉભેલા મુછી મકકાર ગમ જોયું. ધાસ્તી અને ધીકકારને મારે ફ્રેનીની છાતી આ ઘડીએ એટલી તો જોરમાં ઉથલાતી હતી કે એક બોલ તેણી ગળાંમાંથી ઓચરી શકી નહીં.

બેહરામ તાલુકદારે પોતીકી મરોડદાર મુછને થોડીક પળ મરડયા કરી—અને પોતાની રીત પ્રમાણે બંને આંખો ચુંચી કરી જાણે કોઇ જખમી થઇને જમીનપર પડેલાં કંગાલ કમીનાં પ્રાણીનું અવલોકન કરતો હોય તેમ એક જાતનાં મોતેબર તુચ્છકારથી ફ્રેની તરફ એક ચી-તે જોયા કીધું.

કેટલેક વારે અંતે તેણેજ પહેલી ચુપકીદી તોડી——

"તું હવે ધુજેછ!" તે અથાગ તીરસ્કારથી હસીને બોલ્યો, "અહા! ફ્રરદુન પ્રીંટરને ખોલ્લી ચેલેંજ કરનારી આય બડી હીમતવાન છોકરી તો જોવ! બસ—ફ્રેની? આયજ તારી બધી ચાપલુસી ને ચબરાકી? આલીપુઇના ઓરડામાં તો નાખ-પર માખ નહીં બેસવા દેતી'તી—ને હવે ઠઠરેછ કેમ? ઉઠ—ઉઠ! તારૂં ઉજરૂં સપ મોહનું જોઇને મનેબી શરમ લાગેછ!"

ખચીત, બીચારી ફ્રેનીનો ચેહરો ઓચીંતી બીહીકને મારે ચાદર જેવો સફેદ બની ગયલો હતો. તેણીએ શાંત રહેવાની ગમે એવીબી મજબુત કોશેશ કરી—પણ રે વાંચનાર, આખર

કરેને એક કમજોર જુવાન અબલા જાતીની કાયનાત કેટલી ! ફ્રેનીની દરેક નામરજી છતાં તેણીના બેઉ હાથો ઠર ઠર કાંપતા હતા અને હોઠ ફડફડ ઉડતા હતા. તેણીએ કાંઇ બોલવા ચાહયું-પણ અવાજ ગળાંમાં ખુંટી બેઠો. પોતાની આવી પછ-ડાઇ ગયલી નસોસ હાલત દેખીને ફરદુન પ્રીંટર મુછમાં ત્યાં હસ્યા કરતો હતો એ ખ્યાલથી તેણીનું પુરૂં મોત થઇ જતું હતું—પણ બીજો ઇલાજબી શું? એક નીસાસો નાખવા શીવાય બીજું તેણી કાંઇ કરી શકી નહીં.

બેહરામ તાલુકદાર હવે એક ડગલું તેણીની નજદીક આવી ઉભો.

"હું તો વકી રાખતો'તો કે તું અહીં કંઇ મને જરાબી તારૂં લડાયક ખમીર દેખાડશે—" તેણે ખુબ અણુકાથી કહયું, "તારી બધી ગજગજની લભ્ભાસ ને ખાંડી ખાંડીનો મીજાજ જોઇને હું ઠગાયો. પણ-હે-હે!-આય શું? ફ્રેની, તારો હમણાનો નામીચો દેખાવ જોઇને મને હસવું આવેછ! છટ! જો હું જાણતે——"

"ચુપ રેહો!"

ફ્રેની કાંગાનો બોખરો ધાડો અવાજ અચણુચ આખા ઓરડામાં ગણગણી રહયો. બેહરામ બીચકીને મુંગો થઇ ગયો.

પુઠે લાગેલા શીકારીથી આજેજ થઇને જેમ એક હરણી અંતે જીવપર આવી જઇ ઓચીંતી પાછી ફરીને પોતાના જીવ-લેણ શતરૂઓની સામે થાય છે, તેમ ફ્રેની કાંગા એક નહીં ધારેલા જુસ્સા સાથ નાક ફફડાવતી અને કઠણાઇથી શ્વાસો શ્વાસ લેતી પોતીકા આ મુદઇની નજદીક કમ્મરે બે હાથ દઇને આવી ઉભી હતી.

"મને વધારે તમારી સાથ વાત કરવી નથી." તેણીએ ફાટ ફાટ થતા ડોળા બેહરામ ગમ ચમકાવીને મોટેથી બુમ પાડી, "તમે મને અહીં દગાથી ફસાવીને શું કામ લઇ આયાછ તે કહી દેઓ. પેલી નવજબાઇ ગાર્ડ કાંહ છે?"

બેહરામ પાછો સેહજ હસ્યો.

"અહો—આખરે બોલવાનું ચેત આયું ખરૂં! મીસ ફ્રેની કાંગા, હું તમુને અહીં લઇ આયો નથી—તમે પોતે તમારી રાજી ખુશીથી ચાલી ચલાવીને આય છટકામાં સપરાવા દોરી આયાંછ! તમારી સાથે અહીં આવેલી બાઇ નવજબાઇ ગાર્ડ ઉતીજ નહીં–તે તો હીરાંબાઇ દીવેચા નામની કોઇ બીજી ને મેં— "

ફ્રેનીએ જોરમાં જમીનપર પગ અફાળ્યો—

"હીચકારા! બાયલા!! એક બાઇ માણુસપર તારૂં જોર અજમાવતાં તુંને શરમ નથી આવતી?"

"નહીં—જરાબી નહીં—કારણ એ જોર અજમાવવા તેં પોતેજ પેહલાં માગ્યું છ."

ફ્રેની થોડો વાર દમ ખાવા ચુપ ઉભી. પાટલુનનાં ખીસામાં બેઉ હાથ ખોસી મજેહથી આમ તેમ ઓરડામાં લટાર મારતા આ કરપીણુ દઇત્ય સાથે તકરાર કરવામાંબી શું હાંસલ? આહ—આ વખતે છટકામાં સપડાયલાં તે બીલ્લુંને એવું થતું હતું કે જો તેણીનું ચાલે તો આ સીતમગાર શયતાનના ડોળાજ પોતાના નખ વડે ખેંચી કહાડે! પણ લોહીનો ગોટ ગળીને લાઇલાજ ત્યાં ઠરીઠામ ઉભી રહેવા સીવાય તેણીને બીજો છુટકો શું હતો?

"મારો ભઇ કેકુ કાંહ છે?" તેણીએ રડમસ જેવી થઇને અંતે કેટલેક વારે સવાલ કર્યો.

"કેણુ જાણે!"

"કોણ જાણે! તારે આય કાગજ એણે શું લખ્યું છ? એ અહીંજ છે કે?—બોલો, ખોદાને ખાતર બોલો."

"એ કાગળ તારા ભઇ કેકુએ નથી લખ્યું-એ તો ભીખાદારૂએ લખયું છ——"

"ભીખાદારૂએ?"

"હા—ભીખાએ પોતે! તેણે તારા ભાઇના અક્ષરની ઘણી મેહનતે નકલ કીધી. આખું લેટર ફોર્જ કરતાં એને બે દહાડા લાગા, ફ્રેની."

અરે! આ શખસ કોણ ખાકી દુન્યાનો માનવી હતો કે દોજખનો દેવ! ફ્રેની તો ડઘાઇને તે અફલાતુન બદકારનું મોઢું જ ટીકવા પડી.

"એ કાગજની મદદ વગર તું મારા સપાટામાં આવે તેવો ચાન્સ નહીં ઉતો." બેહરામે હસ્તે મુખડે આગળ ચલાવ્યું. "વરી કેકુ ગધેરાએ મને કહયું'તું કે મારી નાજુને લગતી બધી વાત એણે તારી આગળ કીધેલી છે. એટલે સેવકે આય ઘાટ ઘડયો ને વરી મુજબજ તું ડાહી ડોહરી થઇને અહીં ઘસરઇ આવી. કેકુ આપદામાં સપરાવાની વાત બોલ હંબગ! રૂ. ૫૦૦) મંગાવ્યા તેબી અમથા તારી આંખમાં ધુર છાંટવા."

ફ્રેનીએ પોતાનું તપી આવેલું માથું જોરમાં બેઉ હાથે દાબ્યું—

"ઓ ખોદા! મને કોણુ સાથે કામ પડયું છ!" તેણીના મુખમાંથી એક અત્યંત કકળાટભરી બુમ નીકલી પડી.

"એક ખરેખરા શયતાન સાથે! એક બહુજ ભયંકર જોખમભર્યા બદમાશની સાથે! ફ્રેની—તું જાણવા માગેછ તો લે, હું તુંને કેહું-એક જીવપર આવી જઇને છેક છેલ્લે પાટલે

બેઠેલા એક ખરાબમાં ખરાબ નાપેકાર રદબાતલ ચંડાલની સાથે તુંને કામ પડયુંછ !"

ફ્રેની હેબતાઇને પાછી ખુરસીપર ઢપકાઇ બેઠી. અંધારા ઓરડાની વચ્ચે ઝુ ફ્રની એક બતીના સીહા ઉજાસમાં બેહરામ તાલુકદારનો કરડો ધાસ્તીભર્યો ચેહરો બમણો ભયંકર તેણીને લાગ્યો. તેનો એકેક જાલમ શબ્દ ગમે એવા કઠણ છાતીના હીમતવાન શખસને ધ્રુજરાં છુટાવે એવો કડોર હતો-તો બાપડી એકલવાઇ નીરાધાર કેદ પડેલી આ નાજુક નવજવાન કુમારીકાના શા આશરા ?

થોડીક મીનીટ વળી તદન ચુપચાપ ગઇ. તે નેહસ્ત મકાનના આ નપેતર ઓરડાની અંદર આવા એક જાલમ ખવીસના ફાંદામાં પોતે રાતને વખતે ફસી પડી હતી એ ખ્યાલથીજ ફ્રેનીની છાતી દબાઇ જતી હતી. પણ બેહરામનો લીસો અને સફાઇદાર સાદ પાછો નીકલ્યો——

"મેં તુને કહયું કે હું તુને મારા પગની નીચે કચરી નાખશ—પણ તેં મારૂં માન્યું ,નહીં ને સામો મને ડીફાઇ કીધો. ફ્રેની, કોનડીટાનાં આય ભોંયરાંમાં એક વખત દાખલ થયલાં માણસો સેહલમાં પાછાં બાહાર જઇ શકતાં નથી. બીખો બામજી તારી જીવની કાની સંભાળ લેશે—ચાલ, રાત પરી ગેઇ. હું જાઉંછ-સાહેબજી—"

બેહરામે ઝપાટામાં જઇને બંધ બારણાની કળમાં કુંચી ખોસી-પણ ફ્રેની એક ધાસ્તીની મોટી બુમ સમેત કુદકો મારીને ઉઠી હતી.

"સબર ! કાંહ જાઓછ ?— મને અહીં મુકીને કાંહ ચાલ્યા ?"

"હું આપરે ઘેર ખેતવાડી જાઉંછ. તાંહ તારો બાપ ને

ભઇ તારા ગુમઇ જવાને લીધે કેમ અફરાતફરીમાં પરેછ તે જોવા જાઉંછ. બીહ ના, ડીયર, એ લોકનાં રૂવાંનેબી ખબર નહીં પડશે કે તું આય બ્યુટીફુલ કબરમાં અહીં જીવતાં જીવત દટાયલી છે. ભીખો મારો મલત્યો છે—ને તેમજ મીઠુ બામજી મારા અંગોઠા તરે છે! એ લોક મરતાંબી તારૂં ઠેકાણું કોઇને કેહેશે નહીં. ગુડ નાઇટ–હવે મને જવું જોઇએ–નહીં તો પેલાં લોકને શક જશે."

બેહરામે બારણું અડધું ઉઘાડયું–પણ તે ઉંબરની બહાર પગ તળે તે અગાઉ ફ્રેની તેના ડગલાની બોંહેને વળગી પડી.

"ઉભા રહો–ફરદુનજી! એ શું કરોછ! મને અહીં એખલી મુકીને ના જાઓ!" તેણીએ લગભગ રડી પડીને હવે કાકલુદી કીધી.

બેહેરામ મુછમાં પાછો હસ્યો અને ફ્રેનીનાં ફ્ગલાઇને હરણફાડ થયલાં મ્હોં ગમ જોયું. તે ઓરડામા આસ્તેથી પાછો દાખલ થયો અને ફરીથી અંદરથી કળ મારી.

"અલ્લો! એટલી બધી બીહીક લાગેછ, ફ્રેની? અહીં બીખાદારૂ આયજ મકાનમાં આખો વખત રેહછ–પછી એટલી બીહેછ શાની? તું તો ઘણી હીમતવાન ને બાહદુર છોકરી છે કેની?"

હીમતવાન ને બાહદુર! બીચારી ફ્રેની ખરેખર હમણાં ત્યાં એક કાપવા કહાડેલાં બોકરાંની પેઠે આખે દીલે નેતરની કાની ધુજતી હતી. આ નાતરસ ઘાતકી મુજી દેખઇતી રીતે તેણીને ત્યાં ઘોરસ્થાનમાં બંધ કરીને ચાલી જવા માગતો હતો. બીજી કોઇ છોકરી હતે તો ધારતીને મારે ક્યારની પોતાની

શુધ્ધી ગુમાવી બેઠી હતે,–પણ ફ્રેનીએ ખુદ પોતાની જીંદગીની સલામતીને ખાતર જીવપર જબરી કરીને પોતાનું મગજ ઠેકાણે રાખીયું,

"પણ તમે હવે મને કેહવા શું માગોછ?" તેણીએ તદન નાઉમેદ થઇ જઇને દબાયલા ઉસ્કેરાયલા અવાજે અંતે પુછયું.

"એટલુજ કે જાંહ સુધી તારાં ભેજાંમાંની રાઇ જરા ઓછી થાય તાંહ સુધી આય ભોંયરાંની હવા ખાયા કર."

"અરે, પણ તમે કોણ એક માણુસ છેઓ કે હેવાન?—"

"હેવાન!"

"શું તમારાં દીલમાં જરાબી લાગણી કે દયા છેજ નહીં, ફરદુનજી?"

"ઉંહૂ—જરાબી નથી."

ફ્રેનીએ ભીંગાયલી આંખોએ આ પથ્થરની છાતીના હેરેમન ગમ જોયું કે કાંઇબી નરમ પડવાની નીશાની તેનાં મ્હોંપરથી શોધી કહાડે. પણ ફોકટ—ફોકટ! તે તો મજેહથી સીલીંગ તરફ ઉંચે જોઇને એક ઇંગ્રેજી રાહ સીસોડીમાં ધીરે-ધીરે વજારતો ત્યાં એક બાજુ ભીંતને અઢેલીને ઉભો રહેલો હતો.

"ઓ! હવે હું શું કરૂં?–હું શું કરૂં!"

"આય દેવાલ સાથે તારૂં માથું ફોર!"

ફ્રેની દીવાની જેવી બની ગઇ. આમ જમીન હેઠળ જીવતાં જીવત દટાવાની આફતના વીચારે જેટલી તેણીને હબકાવી નહીં નાખી તેના કરતાં આ હઇયાંફુટા બદકારનાં મ્હોં પર ફેલાયલું ફ-તેહનું છુપું હસ્વું દેખી તેણીની તમામ ધીરજ, સમયસુચકતા, દુરઅંદેશી ઉડી ગઇ. એકાએક જાણે કાંઇ

પવન થઇ આવ્યો હોય તેમ એકવાર ફરીથી તેણી બેહરામની અડોઅડ જઇ ઉભી —

"તું એક હીચકારો પલીદ છે! મુવા ભરતે ગીયા દેવ!!" તેણીએ હાંફતાં હાંફતાં ગળું તાણીને કલ્લો કીધો. "મારા જેવી એક નબળી છોકરીપર તારૂં જોર બતાવેછ!—થુ પરી તારી ઉપર!"

બેહરામ તાલુકદાર ઝીણે સાદે ખડખડ હસ્યો.

"થેંકસ!" તે આસ્તેથી બોલ્યો, "પણ, ડારલીંગ, તું કલ્લા કરીને નકામું ઘાંટું પાડશે. આય દેવાલોની બહાર અવાજનો એક કતરોબી જઇ શકવાનો નથી."

ફ્રેનીથી હવે ગડગડ રડી પડાયું. આવી રીતે પોતે સરી-આમ ભાંગી પડી પોતાના દુશમનની ચઢતી સંપુર્ણ કરી આપતાં આ મગરૂર છોકરીને ગળે છરી ફરતી હતી, પણ નહીં રડ-વાની તેણીની ગમે તેવી મજબુત કોશેશ છતાં તે બીચારી હેબતાઇ ગયલી સુંદરીથી થોભાયુંજ નહીં. બે ત્રણ મીનીટ આંખે રૂમાલ દાબી તેણી કળવાઇ કળવાઇને રડી, જીગર તુટી જાય એવાં ડચકાં ખાધાં—પણ બેહરામ તાલુકદાર—?

તે તો મ્હોંપર એક અચુક સંતોષના છાપ સાથ બસ સીલીંગનાં ભારવટયાં જોતો જઇ 'Home Sweet Home' નો રાગ લેહરે લેહરે 'વ્હીસ્ટલ' કરતો ત્યાં અદબ વાળીને દેવાલસે અઢીંગી ઉભો હતો.

માત્ર બે ત્રણ મીનીટ—અને ફ્રેનીએ રડવાનું બંધ કીધું. પોતાનો આવો કંગાળ પરાજય થાય તે કરતાં તો આ જુસ્સાવાળી છોકરી મોત વધારે પસંદ કરતી હતી. તેણીએ

આંસુઓ લુછી નાખ્યાં અને લાલ બોટાં જેવી આંખોએ સામે ઉભેલા પોતાના જીવલેણ હુમનબર્દ ગમ જોયું.

"પણ મને જરા બરાબર તમારી મતલબ સમજાવો," તેણીએ ઝુમાઇ ગયલા સાદે કહયું, "તમે આમ પગલું ભરીને કરવા શું માગોછ ?"

"ફકત એટલુંજ કે તુંજ સરખાં એક ડંખ મારતાં ઝીણાં તુચ્છ મગતરાંને મારાં બુટ તરે કચરી નાંખવા માગુંછ."

"તમે મને અહીં રીબાવી રીબાવીને મારી નાખવા માગોછ ?——"

"હા, જો તું સીધે સીધી ઠેકાણે નહીંજ આવશે તો."

"સીધે સીધી ઠેકાણે એટલે શું ? જરા ખુલાસાથી મારી સાથ વાત કરો, ફરદુનજી—મારૂં માથું ખાસી જાયછ ! તમે મારી પર એમ જુલમ ગુજારીને કરવા શું ઇચ્છોછ ? મને તમારી મતલબ તો સમજાવો. તમે કાંહ સુધી મને અહીં રાખી મુકશો ?"

બેહેરામે ઓચીંતુ ડોકું સીલીંગપરથી ફેરવી ફ્રેની તરફ જોયું—

"ધેટસ ઇટ ! હવે કેવી ડાહી લાગેછ ! તું કાહરની મારી સરતો પુછતી'તી નહીં તેથી હું બોલ્યો નહીં. ફકત બે નાલ્લી ચીજ માગુંછ. તે જો તુંને કબુલ હોય તો હસ્તી રમતી તુંને આજેજ મારી સાથ તારે ઘેર લઇ જાઉં. ને નહીં તો—વેલ, અહીં તુંને સબડયા કરવું પડશે. મારી બેજ-ફકત બે-નજીવી જેવી સરતો છે."

"તે બે સરત શું છે ! બોલી દેઓ, ખોદાયને ખાતર બોલી દેઓ——"

બેહેરામે હસતે ચેહરે પોતાના ડગલાના ખીસામાંથી કાંઇ છાપેલાં નાના હેંડબીલોનો એક ઢગલો બાહેર કાહડયો—અને તેમાંથી એક કાગળ ખેંચી ફ્રેનીના હાથમાં આપ્યું——

"આય માફીપત્ર ઉપર તારી સહી કરી આપ—એ પેહલી સરત." તેણે બાકીના કાગજયાં પાછાં પોતાનાં ખીસામાં ઠેસવી દેતાં કહયું.

ફ્રેની તે છાપેલું કાગજયું દીવા આગળ લઇ ગઇ—અને વાંચ્યું. તે બહું ટુંકું છાપેલું હતું, પણ વાંચતાં વાંચતાં તે છોકરીના ફીકકા ગાલોપર ગુસ્સાનો રતાશ પાછો ફરી વળ્યો અને આંખોમાંથી જાણે અંગાર ખરવા માંડયો:—

આ લખ્યાથી હું કબુલ કરૂંછ કે ફરદુન પ્રીંટરને માટેના મારા અભીપ્રાયમાં મેં મોટી ભુલ કીધી હતી. તેને સારૂં મેં જે હલકું મત બાધ્યું તથા તેને જે અપમાનભર્યાં શબ્દો કહી કહી હરંધુત કીધો તે માટે મારાં અંતકરણથી હું પસતાઉછ અને એક ચોકકસ બનાવ બની ગયા પછી હવે હું મારાં ખરા ઈગરથા માનુંછ કે આખર કરેને એની આગળ હું એક તદન તુચ્છ કંગાલ કમજોર પ્રાણી જેવી છેઉં. ફરદુન પ્રીંટરને મેં જે દુઃખ દીધું તે માટે વગર સરતે આ મારી સંપુર્ણ માફી લખી આપુંછ અને સત યકીનથી કબુલાત આપુંછ કે ભવીષમાં એને માન આપી ચાહવાની હું મારી દરેક કોશેશ કરશ.

લી૦ ——————

ફ્રેની વાંચી રહી, અને ગુસ્સાની એક દેવીની પેઠે ડોળા કકડાવતી બેહરામ આગળ પાછી આવી ધુજતે હાથે તે કાગળ તેનાં નાક સામે ઉંચકી ધર્યું.

"તમે આનીપર મારી સહી માગોછ? આની પર!"

તેણીનો ચીચવાટભર્યો પોકાર રાતની શાંતીમાં દેહસ્ત ઉપજાવે તેવા ધમધમાટ સાથ ચોમેર ગાજી રહ્યો, "તમે મને શું સમજોછ? મને કાપીને ટુકરા કરી નાખશો તોબી આનીપર મારી સહી કરવાની! લેવો આય તમારૂં સોભતું મારીપત્ર!–જાઓ, તમારેથી થાય તે કરી લેવો!"

આમ કહેતાંજ ફ્રેનીએ ચીડમાં ને ચીડમાં પેલાં છાપેલાં મારીપત્રને ફાડી તોડીને કડકા ભુકલા કરી નાખી બેહરામનાં દીલપર ફેંકયા.

બેહરામ હસી પડયો, અને ખીસામાંનું પેલું બંડલ પાછું કાહડી અંદરથી એક બીજું છાપેલું કાગળ ફ્રેનીને દેખાડયું—

"હું જાણતોતોજ કે થોડીક નકલ તું એમ ફાડી નાખશે-તેથી ઘડી ઘડી લખવાની મેહનત કોણ લે કરી બસોએક કોપી મેં છપાવીજ રાખીછ. લે આય અહીં મુકુંછ. જોઇયે તો એબી ફાડી નાખ – હું તીજું મુકશ. જાંહ સુધી એનીપર મને તારી સહી નહીં મળશે તાંહ સુધી અહીંથી તું બાહેર જઇ શકશે નહીં— હું મારા મરનાર બાવાના સોગંદ ખાઇ કેહુંછ."

ફ્રેની આટલા વખતની ઉશ્કેરણીને મારે તદન થાકી ગઇ હતી. ધબ કરતી તેણી પાસેની ખાટલીપર ફસડાઇ બેઠી. આ બદલગામ પારસીના હાથમાંથી બચવાની હવે જરાબી આશા રહી હતી નહી. તદન નીરાધાર એકલી અટુલી તેણી આવી ભયંકર જગોએ પોતાના દયાહીણ દુશમનના સપાટામાં આબાદ ફસી પડીને પોતાના જાનને જોખમમાં નાખ્યો હતો તેનું ફ્રેનીને હવે પહેલીવાર ભાન આવ્યું. તેણીનો પીતા કે ભાઇ તેણી કયાં હતી તે જાણ્યા વગર—અરેરે—કેવા મુજાતા

હશે અને શું ધારતા હશે તે ખ્યાલથી આ કમનસીબ શીકારનાં દીલમાં ધ્રુજરી છુટી. ગામનું બેકદર નીંદાખોર લોક તેણીનાં આવાં અચાનક ગુમ થઇ જવા વીશે શું શું બોલશે તેનો દરયાફ્ત કરતાં આ રૂપાલી છોડીનું હરદય જાણે તેની જગ્યાએથી કુદીને મ્હોડાંમાં આવ્યું. દેહેશતને મારે ફ્રેનીને તાઢનું લખલખું ભરાતું હતું.——

"ફ્રરદુનજી!" તેણી ખરેખર દયામણી મીંતેજારીથી દગદગી પડી, "આવી રીતે જોર જુલમથી જબરદસ્તીથી આય કાગળ પર મારી સહી લેશો તેથી તમારા હાથમાં શું આવશે? તમે બરાબર જાણોછ કે એવાં મારીપત્રની પાછળથી કેટલી કીમત થવાની ઉતી?——"

"મને ભેજાંદુ:ખણુ નથી જોઇતું! આય મારી પહેલી સરત છે. એ જો કબુલ હોય તો પછી મારી બીજી સરત જણાવું——"

ફ્રેનીએ એક જીગર તુટી જાય એવી ઉંડી હાય ખેંચી.

"બીજી સરત શું છે?"

"મારી સાથે લગન કરવાની!"

ધરરર દેતી તે છોકરી એક ઝોંક ખાઇને ઉભી થઇ—

"શું ઉંઉંઉં?-શું બોલ્યા?" તેણીએ ભવાં ચઢાવીને બરાડ મારી.

પણ બેહલુબાનાં પેટમાંનું પાણીબી હીલતું નહતું.

"મારી બીજી સરત એ છે," તેણે ઠંડે કલેજે પાછું કહયું, કે "અહીંથી બાહેર પડવા અગાઉ મોબેદોની જોરી પાસે ચાર ચોખા છંટાવી તમારે મારી સાથે મુગાં મુગાં પરણી જવું. એક તો

બીખો હાજર છે— ને બોલ બોલતાંમાં કોઇ બીજા અંખ્યારૂને હું લાવી શકશ."

"ઓ ખોદા! આય પારસી દેવાનો છે!–હવે કેમ કરૂં!"

મુછમાં હસીને બેહરામે ઓરડામાં બે ત્રણ આંટા ખાધા અને પછી ખુશ મીજાજી મોહડે પોતાનાં શીકાર ગમ ફર્યો—

"ફ્રેની–મારાં કલેજાં–તું અમથી એક્ષાઇટ થયા કરેછ!–જો વીચાર કર!–આય મારીપત્રની સરત જો તું એકવાર મંજુર રાખે તો પછી આય મારી સાથ પરણી જવાની સરત તુને ભારી નહીં પડશે. ધણી ધણીઆણી તરીકે અહીંથી સાથે પાછાં ઘેર ફરતાં આપરે તારા ડોહાને ને તારા ઓડાણી કેકુને એ નધારેલા બનાવના હઝાર રીતે ખુલાસા આપી શકશું. હું જાણુંછ કે હમણા તારાં મગજમાં સત્તર ખાંડીનો મીજાજ છે–પણ એક વખત તું મારી પરણેતર બઇરી થઇ કે પછી હું તુને થોડા દાહડામાં——"

"ખામોશ! બસ બંધ કરો!" ફ્રેનીની જબરદસ્ત બુમથી ઓરડો એક ફરીથી ધમધમી રહયો, "એવું ફાટું ફાટું બોલતાં ને મને ઇનસલ્ટ કરતાં તમારી જીભ કપાઇ નથી જતી?"

"મારી બીજી સરતનો હું ફકત ખુલ્લાસો કરૂંછ."

"તમુને એમ બોલતાં સાંભળીને મને કમકમાટ છુટેછ. તમુને હું ધીકકારૂંછ—એક ઝેરી સાંપથી બીહું તેટલી હું તમારેથી બીહુંછ! તમે સમજોછ કે, ફરદુનજી?—"

"હું કંઇ કોઇ ચીજ સમજતો નથી! હું તો બસ એટલુંજ સમજુંછ કે હું તુને ચાહુંછ, ને તારી ખુશી હોય કે નહીં ખુશી હોય તોબી મારે તો તુને મારી બઇરી બનાવવીછ! તું મને ધીકકારેછ તેની મને ટચાકરી ભારબી પરવા

નથી. તુંને જીતવાને વાસ્તે ગમે તેવાં મહા અઘોર પાપમાં મને જવું પડશે તો હું જવશ. તારે ખાતર આસમાનના તારા અને સેતારા નીચે લાવી ગંભીરમાં ગંભીર ગુનાહ કરવા-ખુનો કરવા-લોહી પીવા હું તઇયાર છેઉં. તું મારી સરતો કબુલ રાખે તો મને દોજખના કાળા દેવોનીબી દરકાર નથી."

ફ્રેનીને લાગ્યું કે જાણે તેણીની છાતીમાં કાંઇ ભયાનક ખુક પકડી આવ્યો હોય. જેમ તેમ ખુરસીનો હાથો મજબુત પકડી રાખીને તેણી સ્થીર ઉભી રહી શકી—

"ને હું તમારી એ સુરીયાની સરતો કબુલ કરવા ના કેહું તો?"

"તો આય સુરીયાનાં દોજખખાનાંમાં ગોંધઇ રહીને વરસોના વરસો સુધી સીલીંગપરના ભારવટયા ગણ્યા કરવા પડશે. હું એકજ બોલનો નેહસ્ત નાપેકાર આદમી છેઉં. ફ્રેની-તુંને જીતીને યા તો મારી વાહલી ધણીયાણી કરૂં-કે યા તો મારી હરડતી મુદઇ તરીકે જીવથી ઉખેડી નાખું. જીવપર આવેલા એક ધાસ્તીભર્યા માણુસ સાથ આસ્નાંઇ કરવી એ શું ભયંકર ચીજ છે તે હું તુંને શીખવવા માગુંછ. હું તુને આજથી આઠ દહાડાનો ટાઇમ આપશ. તુને રોજ અહીં 'જામે જમશેદ' મળતું જશે. તું જો ઠેકાણે નહીં આવશે તો તારા ઘરડા બાપનું ને તારા કેકુ ભાઇનુંબી હું કાટલું કાહડી નાખશ—ને તે તું પોતેજ પેપરમાં વાંચશે! હા-આય કંઇ ખોટી ભપકી કે ધમકી નથી. હું સોગંદ ખાઉંછ કે તું જો મારી આય બે સરતો કબુલ નહીં કરશે તો તારા બાવાને ને કેકુને બેઉને હું જાન માલથી ઉખેડી નાખશ. આહ-કીનાથી મારૂં સીનું ઠસઠસ થઇ રહેલું છે. ખોદાનાં સમ! હું ખોટો

ડફાંસ્યો નથી. તારી ખાત્રી કરવી હોય તો તપાસી જો કે હું મારૂં બોલેલું બજા લાઉંછ કે નહીં?"

ફ્રેની તો ફુગળાઇને આ દીવાના ખુનીની ગમ ફાટેલા ડોળા સાથ એકકી ટગરે ટીકવાજ પડી. યા પરવર! તે બદબખત મુજી શું હેબતનાક શબ્દો બોલી ગયો હતો! કોઇબી ભયંકરમાં ભયંકર હદે જવાને ચુકે નહીં એવો આ પાજી માણસ દુષ્ટ અને ડાધીલો હતો, તે બાબે ખચ્ચીત શક હતોજ નહીં ફ્રેનીનું માથું ધ્રુમવા લાગ્યું, ધરર દેતી કે તેણી ખાટલીપર બેહોશ જેવી તુટી પડી.

એકાદ મીનીટ બેહરામ તાલુકદાર ચુપ ઉભો. તેનો ચેહરો આ પળે કાઇનેબી ફાળ ખવાડે એવો વીકાળ, દ્રઢ અને ઝનુની બની ગયો હતો. તે ધીમેથી ચાલીને ફ્રેની ફસડાઇ પડી હતી ત્યાં અડોઅડ ગયો—

"એમ ફાંગલી કુસલી થઇને રડશે તતરશે તો કદીબી વળવાનું નથી—અમસ્થો ટાઇમ ગુમાવશે. હું આજે જાઉં તેની આગાઉ મને કંઇ સેવટનો હા કે નાનો જવાબ જોઇયેછ. બોલ—તુને મારી બે સરતો કબુલ છે?——"

બસ થઇ ચુકયું! ફ્રેનીનું માથું ફરી ગયું. આસ્તેથી તેણી ઉઠી ઉભી થઇ. તેણીનાં ગોરાં મ્હોંડાંપરથી રંગનો છાંટે છાંટો ઉડી ગયો હતો. ફ્રેની તે વખતે એક જીવતી ઓરત કરતાં કોઇ તરતનાં કબરમાંથી ઉઠી આવેલા મુડદાંને વધારે મળતી આવતી હતી.

"મને તમારી સરતો કબુલ નથી." તેણીએ હળવેથી ગંભીર મોહડે જવાબ દીધો.

"ઠીક—જેવી તમારી મરજી! તારે હું હવે જાઉં!"

"હા, જાઓ."

"મારી સાથ ફ્રેન્ડ થઇ જઇને મારાં ધણીઆણી થવાનાં કરતાં તમે આય ભોયરાંમાં એખલાં સદાનાં કેદ પરવાનું વધારે પસંદ કરોછ?"

"હા."

"મને શરણુ થવાનાં કરતાં તમારા બાવા અને ભાઇનાં લોહીમાં હાથ બોરવાબી તમે તઇયાર છેઓ?"

"હા."

થોડીજ મીનીટપર ફુંકરાજીથી પોતાની મુછ્યાં મરડતો તે માટીડો તો બે ઘડી ઠસજ થઇ ઉભો. આવા જવાબની તો તેણે સ્વપ્નેબી વકી રાખી નહીં હતી. તેણે બારણુંની કળમાં કુંચી પોઇ—"ઓલ રાઇટ! ત્યારે અહીં ગંધારમાં કોહયા કરો - હું રોજ આવીને તમુને પુછયા કરશ. આઠ દહાડામાં જો સુધ્ધી ઠેકાણે નથી આવી તો પેહલાં તમારા ભાઇનો કાંટો નીકલી જશે. બીજા આઠ દાહાડા વધુ અડ કરશો તો મેહેરવાનજીનું સત્યાનાશ વળશે. તમે બરાબર સમજયાં?"

"હું બરાબર સમજીછ."

બેહરામે દાંતે દાંત પીસી નાખ્યો.

"પાછું પુછુંછ—છેલ્લી વખત પુછુંછ, ફ્રેની, કે મારી સાથ પરણવા તું નાજ કહેછ?"

"હા—ખરાં જીગરના ધીકકાર સાથ હું ના કહુંછ. ચાલો નીકળો અહીંથી એકદમ! જાઓ, મને તમારૂં નેહસ્ત મોહનું જોઇને કંઇ થઇ આવેછ! મને કાપીને કટકા-કટકા-કરી નાખશો તોબી હું તમારી સાથ પરણવાની નથી. તમુને હું એક કુતરાંના કરતાંબી વધારે કંગાલ સમજુંછ. તમારેથી થાય તે કરી લેવો.—મને અહીં કેદ કરીને જનમ સુધી

રીબાવ્યા કરો—મારો જીવ લેવો—મારા બાવાજીને મારા ભાઇને મારી નાખો—અમારૂં સત્યાનાશ વાળી નાખો—પણ તમુને મારી જુતીબી મળવાની નથી."

"આય તમારો છેલ્લો——"

"બસ જાઓ! એકદમ ચાલી જાઓ! મને તમારી સાથે એક બોલબી વધારે તકરાર કરવી નથી!"

બારણાં તરફ જમણા હાથની આંગળી બતાવી એક દેવસ્થાનની વંત્રીની પેઠે ફ્રેની બેહરામનાં અંગપર ગઇ.

બાપજી રે! તેણીના ચકચકતા આતશી ડોળા, વીખરાયલા બાલો, ઉશ્કેરાઇને લાલચોળ થઇ આવેલો ચેહરો—એક મેડ હાઉસમાંથી છુટી આવેલી ગાંડી ધાસ્તીભરી ઓરતનો અવતાર રજુ કરતાં હતાં.

બેહરામનું મ્હોં તુંરત વેળા દયામણી રીતે ઉતરી ગયું. મુવા છુટા! પોતાની બાજીમાં આ તો ન ધારેલી તેણે છકકડ ખાધી હતી. તે તો ચોકકસ ગણત્રી કરીને આવ્યો હતો કે ભોંયરાંમાં ફસી પડતાંને વાર ફ્રેની ઠંડીગાર બની જઇ ચીસ મારતી કે તેની મરજીને તાબે થઇ જશે! અને પછી તેણીને ઘરે પાછી લઇ જઇ ત્યાં ઉલટું સુલટું બીજાંઓને સમજાવી બધું સમાધાન કરતાં કેટલીવાર?—પણ આ તો—!

થોડીક પળ તેણે ચકીત થઇને આ ફટાંઉ સુંદરીના મ્હોં ગમ જોયું, અને પછી ઠડાક દેતું બારણું ખોલી ઓરડાની બાહેર પડયો. બીજી સેકંડે તે પલીદી ધામનાં શયતાન્યતભર્યાં ભોંયરાંમાં બંધ પડેલી ફ્રેની કાંગાપર ધડાક દેતું કે બારણું અફળાઇ બાહેરની કળ મરાઇ.

જેવી કુંચી ફેરવાનો અવાજ આવ્યો કે અંદર બંધ

પડેલી હીણભાગ્ય કેદી તમ્મર ખાઇ જમીનપર ઉંધે મસ્તક બેભાન તુટી પડી.

* * *

આણીગમ રસ્તે ચાલતાં બેહરામ તાલુકદાર બેઆાલત અને નાસીપાસીને મારે પોતાની મુછને મરડી પીખી નાખતો હતો.

"માઇ ગોડ! આય પોટ્ટીમાંબી શું પાણી છે! ફુલ સુધીનું ગીયું, બચ્ચા બેલ! એ માજરી બીલાડીથી તું હાર્યો! એ નહીંજ મચક આપશે તો—છટ! એક બે દહાડા ગોંધઇ રહેવું પડશે કે આપો આપ મીનની કાની નરમ પડી જશે! હે–હે! બેહ-રામ તાલુકદાર, તુને કોઇ તુરંગના સુપ્રીનટેનડન્ટનો ઓધ્ધો આપવો જોઇયે!"

——:o:——

## પ્રકરણ ૨૪ સું.

—:o:—

### "શું મારી જીંદગીના સીંહા અંધકારમાં હું તુને સાથે ઘસડું?"

અરે, પણ ત્યારે કેકુ કાંગા કયાં હતો?

જે અવર ઘડીએ પોતાની ભોળાઇનો ભોગ થઇ પડી ફ્રેની કોનડીટાની જાલમ મંજલે નીકળી પડી તે સાંજે તેનો ભાઇ ખરેખર હતો કયાં?

શું પુછે છે–યાર? કેકુ કાંગાની દુન્યા હમણાં સુખી હતી. જયારે તેની એકપુરી વહાલી બેહેન કપટ, કીના અને કારસ્તાનના છટકામાં ચીંતાતુર ચીલ્લા સાથે દોડી જતી હતી,

તેજ ઘડીએ કેખશરૂબા સીમનાં એક પ્યારાં નાનાં કોટેજમાં મ્હોં ઉપર સંતોષ અને શાંતીના સુખી છાપ સાથ પોતાનાં જીગરની મુરતીને કાંઇક મીઠાસના શબ્દો કહેતો બેઠેલો હતો.

ખરૂં છે, વાંચનાર. કેકુ કાંગા પોતાની મરજી વીરૂધ એક અણગમતી દગાબાજીમાં ઉતરી પડયો હતો—એવો સાબુત ઉતરી પડયો હતો કે હવે પાછળ હટવુબી કેવળ અશકય થઇ પડયું હતું. ખુશાલી અને હરખનાં મીઠાં હસ્વા સાથ વહાલી પણ અપંગ તેની માકી જયારે તેની સાથ વીશ્વાસથી અને ખુલાસાથી પોતાનાં મનની વાત અદલબદલ કરતી હતી, ત્યારે તેણી આ કેકુ કાંગાને કેવો ખુબસુરત, કેટલો દેખાવડો સમજતી હતી! આહ–એ ખ્યાલ કરતાં કેકુની છાતીમાં એક જાતનું દરદ મારી આવતું હતું. પણ લાચાર—જીભજ બસ ટાળવામાં ખુચી બેસીને કેકુ કાંગાને પોતાના દેખાવને લગતી કાંઇબી બાબદ કહાડતાં જબરદસ્તીથી અટકાવતી હતી. પોતે એક ઘાતકી એકરાર કરી દઇને આ પ્યારી પુતલીના આવા એકપુરા સુખી ખ્યાલનું ખુન કરે?—અરે, તેમ કરવા માટે કેકુના જબાંજ શી રીતે ઉપડે? જેમ જેમ દીવસો નીકળતા ગયા તેમ તેમ હવે તેને આ દગઇમાંથી બાહેર નીકળવું મુશકેલ થઇ પડયું હતું. કાંઇ હજારો અંતરની તકરારો સાથે તેણે પોતાનાં અંતકરણને આજની ઘડી સુધી મનાવ્યા કર્યું હતું, અને આજે જયારે તે અપંગ વહાલી છોકરી સાથ કયારનો સુખ દુઃખના તરેહવાર ટોલટપ્પા કરતો પોતે બેઠો હતો ત્યારે તો તે નીશ્ચય એવા સેવટના ચુકાદા ઉપર આવી ગયલો હતો કે માકીને પોતાનાં બદસુરત મ્હોંડાંની ખરી

બીનાથી અંધારાંમાં રાખવામાં ગુનાહ નહીં પણ એક જાતની તેની પવીત્ર ફરજ સમાયલી હતી.

હા, કેકુ કાંગા પોતે સુખી હતો, અને સારી ખલકને હવે સુખી સમજતો હતો. છાતીમાં ઉભરાતો વસવસો એકવાર તે ગુંગળાવી નાખી શકયો કે પછી મીઠી માણેકની સાથ વાત કરતાં તેનાથી હસાઇ હસાઇ જવાતું હતું. આજે તે કાંઇ મકકમ ઠરાવ કરીનેજ ત્યાં મલવા આવ્યો હતો. તેની ધીરજ હવે વધુવાર રહી ·શકતી ન હતી. આજે પોતે એક જીવ સટોસટ સવાલ માકીને પુછી પોતાનાં જીંદગીનાં સુખનો જે ફડચો કરી નાખનાર હતો તેની ઉસ્કેરણીને મારે કેકુ કાંગાની છાતીમાં હથોડા વાગતા હતા. આજે તે કાંઇ એવા અજબ જોશથી અને એવા ઉભરાથી બોલતો કે બે ઘડી તે છોકરીબી અજબ થઇ રહી.

દુન્યાનું ખરૂં સુખ શું છે—કુદરતમાં સાચ્ચો મીઠાસ કયાં સમાયલો છે—હુન્નરની મહાન ફ-તેહ શામાં છે, તેનું જોશભર દાસ્તાન કરતાં કેકુ એક જાતની એવી લાગણીથી અને એવાં અંતકરણથી માકીના કાનમાં કાંઇક મનપસંદ મધુર શબ્દો રેડયો જતો હતો કે તે બીચારીની આંખોમાંબી ખુશાલીનાં પાણી ભરાઇ આવ્યાં.

તકદીરનોબી આજે શું સંજોગ હતો! આ બે જણાં આજે એકલાં હતાં. માકીએ કહયું તેમ નાજુ તો સાંજે ચાર વાગતાની મુંબઇ ગઇ હતી, અને પેલું કવાબમાં હાડકું—બેહ-રામ તાલુકદાર—બી હાજર હતો નહીં.

બાપડો આપણો કેકુ! કાંઇ દોઢેક કલાક થયો તે બીજી ત્રીજી બાબદોના સટાકા હાંકયો ગયો, પણ પેલો મહાન મુશ્કેલ

સવાલ કેવી રીતે છેડવો તેજ તેને આવડતું ન હતું. અંતે તેણે ઓરડામાં આમ તેમ લટાર મારવા માડી.

"માણુકબાઇ, મારી વાતથી તમે કંટાળો તાહરે બોલજો—હું !"

"કંટાળું! અરે કેખશરૂ, તમારી વાતથી હું કંટાળું !"

"પણ હું કાહરનો ભેજાં દુઃખણુ કર્યાં કરૂંછ તે તમુને ગમેછ? ખરૂં કહો, માણેકબઇ—"

"તમે બોલોછ તાહરે મારાં દીલમાં શું થાયછ તે ખોદાય જાણેછ. મને લાગેછ કે એક માણુસ નથી બોલતું પણ ફ્રેસ્તો બોલેછ. કેખશરૂ, આજે તમુને શું છે? તમે હમણા કંઇ ઘણી નવાઇ જેવી રીતે વાત કરોછ. મને કેહવો, આજે એવી રીતે બધો દુન્યાનો ખુશાલીભર્યો વીચાર કાંય લેવોછ?"

"કારણુકે મારી છાતીમાં હમણાં ખુશાલી ઉભઇ જાયછ. માણેકબઇ, હું હમણા ખુશખુશ છેઉં—હું હમણા સુખી છેઉં. સુખ શું ચીજ છે તે તમે સમજોછ?"

માકીએ પોતાનું ડોકું સહેજ નીચું કર્યું. તેણીના ગાલો ઉપર રતાશ ફરી વળ્યો હતો.

"હું બરાબર સમજુંછ. મરે, આજે કેટલા દાહરા થયા હુંબી સુખી છેઉં.—ખરેખર ઘણી સુખી છેઉં—કોણુ જાણે શું છે? મારી આય કમનસીબીને હવે હું વધારે સબુરીથી વેઠી શકુંછ. તમે તે મને શીખવ્યું, કેખશરૂ. પણ તમે—તમે શું કામ સુખી છેવો?"

કેકુએ પોતાના હરૃદયનો ધપકારો થોભાવવા એક હાથે જોરમાં પોતાની છાતી દાબી.

"હું સુખી છેઉં," તેણે ગળગળતા સાદે જવાબ દીધો, "કારણ કે—કારણ કે—ઓ માણેકબઇ!—હું હમણા તમારી સાથે એકજ ઓરડામાં વાત કરતો બેઠેલો છેઉં. મારે મનથી એનાં જેવું બીજું સુખ કોઇ નથી."

માકીએ પોતાનો રોમાલ બંને આંખોપર ઢાંકયો,

"કેખશરૂ—મી૦ કેખશરૂ, તમે મારી મશકેરી કરોછ! હું ગરીબ બીચારી આંધરી છોકરીની તો તમારે દયા ખાવી જોઇયે, ને તમે એમ બોલોછ! હું જાણું કે તમે મારા દોસ્ત હોશો—પણ તમે તો મારા ઠઠ્ઠા કરોછ."

કેકુએ અચબુચ ફરીને માકી બેઠી હતી તેની અડોઅડ ખુરસી આગળ જઇ ઉભો.

"મારા જાનના કસમ!" તેણે ખુરસીના હાથા ઉપર હાથ ટેકવી વાંકો વળી ધીમે સાદે મીતેજારીથી કહ્યું. "માણેકબઇ—માકી—હું મશકેરી નથી કરતો. હું તારી ઠઠ્ઠા કરૂ?—તારી મશકેરી કરૂં? તોબાહ—એ શું બોલેછ?"

ગરીબ બીચારી માકી! શરમને મારે તેણી લાલ લાલ થઇ ગઇ હતી. તેણીએ ઉઠીને ત્યાંથી નાસી જવા માગ્યું, પણ નસોસ થઇને પાછી ત્યાંજ ખુરસીપર અઢેલાઇ બેઠી અને એક ગમગોસાર નીસાસો નાખ્યો.

"શું તમે જાણતા નથી," તેણી દયામણે અવાજે બોલી, "કે હું આંધરી છેઉં? શું તમુને ખબર નથી કે મારા બેઉ ડોરાઓ ફુટેલા છે?"

"હું તો એટલુંજ જાણુંછ, મારી વાહલી, કે હું ખરાં જીગરથી તુને ચાહુંછ. માકી, તું એમ શું કામ કરેછ? શું હું એટલો હઇયાં ફુટેલો ઉજબખ છેઉં કે તું જેવી છોકરીની

આવી નીરદય મશ્કેરી કરૂં? માકી, મેં તુને પેહેલે દાહરે જોઇ તે દાહરથી આય છાતીમાં શું લાગણી પેદા થઇછે તે તું જાણેછ? ડારલીંગ, તારા વગર મારૂં જીવતર હવે અકારૂં છે. તુંને જે સવાલ હું કેદાહરનો પુછ્વાનો ઉતો તે સવાલ પુછ્વાની આજે મને તક મળીછ. મને કેહ-મારી માકી, મને કેહ-કે તું મારી ધણીયાણી થશે? તું મારા સાથ પરણવા કબુલ થશે?"

લથડતી પથડતી માકી હવે ઉઠીને ઉભી થઇ. જાણે એક ગોલીથી બેજાન થઇ હોય તે મીસાલ આખે અંગે કાંપતી તેણી પોતાના અપંગ ડોળાઓ સાથ અને ઉશકેરાયલાં મ્હોંઢાં સાથ બે હાથ હવામાં લાંબા કરીને ત્યાંથી ચાલી જવા માટે થોડાક પગલાં આગળ વધી.

કેકુ કાંગો તેણીની આગળ ગયો અને તેણીના બેઉ હાથો લઇને પોતાની આંખોમાં દાબ્યા. માકીની આવી લાગણી દેખીને તે પોતાનો તમામ કાબુ વીસરી ગયો હતો.

"મારી પુવર ગર્લ—મારા જાન, તું શું કામ ગભરાયછ? શું તુને મારીપર વીશ્વાસ નથી? ડીર, મને કેહ કે તું મને એક સઉથી સુખી માણસ બનાવશે કે નહીં? તારી આય અંધારી જીંદગીમાં કંઇ રોશની દાખલ કરવાની મને રજા આપ. બોલ, મારી માકી, મને 'હા' કે 'ના'નો જવાબ દે!"

તે બીચારી શું જવાબ આપે? ધમ્મ કરતી તેણી એક ખુરસીપર પાછી બેસી ગઇ,

"કદી નહીં—કોઇ કાળેબી એ બનશે નહીં!" તે અભાગની રૂપસુંદરીએ રડતે અવાજે ડોકું ધુણાવી કહયું. "કબી નહીં—કબી નહીં—કેખશરૂ, કબી એ ચીજ બની શકે તેમ

નથી. ઓ—કાંય મને દુઃખી કરોછ? મારી મજાક શું કામ કરોછ? હું મુઇ કમનસીબ આંધરીને એકલી પડી રેહવા દેવો. શું મારી આય સોભતી જીંદગીના દલદર કાળાશનો બોજો તમારી પર નાખું? તમારી પર! કેખશરૂ, તમે કે જે દુન્યામાં હંમેશ ખુબસુરતી અને સુંદરતાને વખાણનારા છેવો! બસ મને જવા દેવો?"

દીવાનાપણાંનું જાણે જોશ થઇ આવ્યું હોય તેમ એક-વાર ફરીથી ઉઠીને અફળાતી ઝીકાતી થોડાંક કદમ માકી ત્યાંથી જોરમાં આગળ ધસી. તેણીનાં મ્હોંપરથી દેખાઇ આવતું હતું કે બાતેનમાં કાંઇ જબરદસ્ત જોસ્સાઓને મારે તે નાજુક અને નાતાકાત જીવ કેટલો ગુંગળાતો હતો.

કેકુથી હવે વધુવાર થોભાયું નહીં. તેણે માકીની પછવાડે જઇ તેણીને પોતાની ગોદમાં લીધી. ખુદ તે જોરાવર જવાનનું આખું શરીરબી કાંઇ અજબ જાતની ધ્રુજરીથી માથાંથી પગ સુધી ઠઠરતું હતું.

"માકી," તે દબાયલે જીવે જેમ તેમ કરગરી પડયો, "મારી માકી, શું તુ સમજી શકતી નથી કે હું તુંને કેટલી બધી ચાહુંછ?"

"પણ હું આંધરી છેઉં!" તેણી એક ડચકું ખાઇને બોલી.

"અને તેથીજ હું તુંને મારો પ્યાર ઓફર કરવાની હીંમત કરૂંછ," કેકુએ બહુજ ધીમેથી જવાબ દીધો. "મારી પ્યારી, જો તું હમણા જોઇ શકતી હોતે, તો કદાચ હું તારી સાંબે આજે ઉભોબી રહેવાની હીમત કરતે નહીં. મારી કમન-સીબ ગરીબ છોકરી, તુંને જોઇ જોઇને મારૂં લોહી બળીજળી જાયછ. તુંને કોઇના સાચ્ચા પ્યારની જરૂર છે. તુને મદદ

કરવા—તારી પર દેખરેખ રાખવા–તુંને સંભાળવા–તુંને ચાહવા કોઇ જોઇએ, માકી—અને તે કોઇ તું મને થવા દે."

અલબત આ કાકલુદીભરી માગણી તે અપંગ છોકરીનાં જ્ઞાનતંતુઓને ધ્રુજાવી મારે તેમાં શી નવાઇ? એક બે મીનીટ સુધી ખુબ કળવાઇ કળવાઇને તેણીએ કેકુનાં ખભાંપર પોતાનું માથું ટેકવીને રડયા કીધું. કેકુની છાતીબી એટલી ભરાઇ આવી હતી કે તેણીને દીલાસો યા સખ્યારો વટીક બરાબર આપી શકયો નહીં. અંતે જયારે માકી સહેજ શાંત થઇ ત્યારે તેનો જરા અવાજ નીકળ્યો.

"માકી, તું મને જવાબ નહીં દેતી? શું આજે હું નાસીપાસ થઇને પાછો જાઉં?"

"હું શું જવાબ દેઉં?" પોતે જાણે એક ગુનેહગાર હોય તેમ કાલાવાલા કરી તેણીએ કહયું. "એવી જાતનો ભોગ તમે આપવા માગોછ તે હું કબુલ કેમ રાખું?"

"ભોગ! અરે એમ ના બોલ. હું એક મેહેરબાની માગુંછ. માકી, હું તારા પ્યારને વાસ્તે અહીં આજુજી કરૂંછ."

માકીએ પાછી એક હાય નાખી.

"આજુજી કરવાની શું જરૂર છે?" તેણી ગુમાયલે અવાજે બોલી. "મેં તમુને પેહેલે દાહરે વાત કરતાં સાંભલ્યા તમે મારાં પીકચરોની પરીક્ષા કીધી–જે દાહરે તમે મારા ફુટેલા ડોરાઓ છતાં મને કુદરતને પાછી જોતાં શીખવી–તે દાહરથીજ મેં મારો પ્યાર તમુને આપી દીધો. હા—એ બધું હું છાતી ખોલીને તમુને કહી દેઉંછ–ખુલ્લાં દીલથી કહી દેઉંછ–કારણ કે મારાં જેવાં આંધરાં માણસની ધુસરી કોઇનીબી ગરદનપર મુકવાને હું જીનહાર કબુલ કરવાની નથી."

"પણ તુને કબુલ કરવુંજ પડશે," કેકુએ તેણીનો હાથ પોતાના હાથોમાં મજબુત પકડી કહયું, "હું તુને કબુલ કરાવશ. ઓ માકી, તારે વાસ્તે મારાં દીલમાં શું લાગણી છે તે તું જાણુતી નથી."

"તમે આજે મારી સાથે ઘણા સખત થાવોછ, કેખશરૂ. મને જવા દેવો—મને માફ કરો. હું તમારી સાથ કબી કબી પરણી શકવાની નથી. સાહેબજી, કેખશરૂ—સાહેબજી!"

આમ કેહેતાં વાર ઓચીંતી ઝટાક મારીને તેણીએ પોતાનો હાથ કેકુના હાથમાંથી છોડવી લીધો અને લાંબા કરેલા હાથો સાથ ડોળા ખાતી—તમ્મર ખાતી—તેણીએ ત્યાંથી જોરમાં ચાલવા માડયું.

"માણેકબાઇ—માકી!"

કેકુએ પુશકળ ઓજરખ્વાહીથી હાંક મારી, પણ માકી તો બસ ત્યાંથી સરભોગ નાસીજ જતી હતી.

"છેલ્લી સલામ! મને માફ કરો, કેખશરૂ—છેલ્લી સલામ!"

"નહીં છેલ્લી નથી, માકી-હું કાલે પાછો આવશ, ને તારી પાસ 'હા' ભણાવશ."

કેકુનો આ છેલ્લો વાકય માકીએ સાંભળ્યો હતો, પણ જવાબ દીધા વગર તેણી પોતાના ઓરડામાં જઇ બીછાણા ઉપર ખરાં જીગરનાં ડચકાં ખાતી તુટી પડી.

યાદ રાખજો! તે ખરાં સુખનું રડવું હતું. બેશક-પાંચ દશ મીનીટ પછી જયારે તે હીણભાગ્ય માકી પોતાની આંખો નુછી નાખી મ્હોંડાંપર પાણીના ફટકા મારી પાછી શાંત સમાધાન થઇ ત્યારે તેણીનો ચેહરો જે સુખ અને સંતોષનો છાપ

" પણ તુને કબુલ કરવુંજ પડશે, " કેકુએ તેણીનો હાથ પોતાના હાથોમાં મજબુત પકડી કહયું, " હું તુને કબુલ કરાવશ. એ માફી, તારે વાસ્તે મારાં દીલમાં શું લાગણી છે તે તું જાણુતી નથી. "

( જુવો સફો ૨૦૦ મો, )

દેખાડતો હતો. તેવો છાપ તે બીચારીનાં મ્હોંડાંપર તેણીના ભયંકર કમનસીબ અકસ્માત પછી આ પહેલવહેલીજ વાર ફેલાઇ રહેલો હતો.

——:o:——

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

### "મારો કચડઘાણ કહાડી નાખ.—પણ મારી ઉપર જીતવા તો હું તુને દેવાનીજ નથી!"

મેરવાનજી કાંગાનાં જઇફ માથાંપર આવી પડેલી આફતને લીધે ખેતવાડી ખાતેનું તેમનું મકાન ગોયા ઉપર તળે થઇ ગયું હતું. ફ્રેની એકાએક ગુમ થઇ ગઇ!—અરે, કયાં ગઇ? આગલી સાંજે ઘેરમાંથી કોઇને કહયા કાવ્યા વગર ચાલી ગઇ, અને સારૂં મુંબઇ ધુંડી માર્યું તોબી કાંઇ પ-તો મળ્યો નહીં. પોલીસને ખબર આપી તથા મેહેરવાનજીએ પોતે, કેકુએ, ફરદુને આખી રાત અને આખો દહાડો મારતી વીકટોર્યાએ મુંબઇનું ખુણે ખુણું ખુંડાવી માર્યું, પણ ફોકટ! ફ્રેનીની ધણનસલજ ન હતી.

ઓહ! બીજે દહાડે સાંજનાં સાત વાગતે થાકીને લુસ થઇ, લાઇલાજ નાઉમેદ બનેલા બાપ દીકરાનાં દીલમાંનું દુખ કોણ વીસ્તારી શકશે? બેહેરાં આલીફુઇની અછાડ પછાડ અને વગર અર્થની બકબકનું કોણ વર્ણન કરશે? ફરદુન પ્રીંટર તો સાંજનો વળી પાછો ફ્રેનીની ખોળમાં કેડે નીકળી ગયલો હતો. મીઠુ બામજી ગુંગસ જેવી એક ખુણામાં ભરાઇ બેસીને કાંઇ ભરવાની કોર સાથ નીચી મુડીએ પોતાનું હાણ્યા કરતી હતી.

ખચીત, મેહેરવાનજી કાંગાનાં ઘર ઉપર આફતનો સીંહા ઓળો અચબુચ ઉતરી આવીને સઉ કોઇને રડમસ કરી બેઠો હતો.

ઓ—તે સુખવાસી, સંતોશી, સંપીલાં ઘરનું લાડકું માનીતું હસ્તું રમતું રમકડું કયાં જતું રહયું હતું?—કોણ ઉઠાવી ગયું હતું? કમનસીબ દુઃખી પીતા! તેવણુની કળાપીત દેખી નહીં શકાય તેવી હતી. તેવણુને હીંમત આપી શાંત પાડવાને બદલે કેકુ તેવણુને ઉલટો વધારે ગભરાવતો હતો. બાપ કરતાં આ હેતવંતો અને ભોળો ભાઇ ચાર ચાસની વધારે ધ્રુજરો હતો. આહ! ફકત એટલું માલમ પડે કે ફ્રેની હમણાં કયાં હતી——!

*　　　　*　　　　*

વાંચનાર, તુંને તો તે માલમ છે.

લગભગ ચોવીસ કલાક તે કંગાળ કેદખાનામાં વહી ગયા હતા. ચોવીસ કલાક! દોસ્ત, તેનો તુંને ખ્યાલ છે? આખી રાત ઉંઘના એક કતરા વગર મગજ ચીરી નાખનારા બીહામણા વીચારોમાં વાએજહાન એકલી તે ગંધાર દોજખખાના માહે ફ્રેની કાંગાએ કહાડી. અરે—કેમ કહાડી તે તો માત્ર તેણીનો જીવજ જાણતો હતો!

એવી વખતે ભેજું કેટલું જોશમાં પોતાનું કામ કર્યું જાય છે તેનો તમને શું અનુભવ નથી? કેટલી ભયબીત ઝડપે અને કેવી ભયાનક તેજી સાથ માથાંમાં તુરંગો એલાર પેલાર ધસ્યા જઇ કંઇ નજીવી ચીજનેબી દોજખી આકારો આપતા રહે છે—કંઇ બીસાદ વગરના બનાવનેબી પલીદી રૂપ દેતા ચાલે છે તેનો—તોબાહ!—ખ્યાલ તમને નહીં હોય તો હું કહું છું કે તમે નસીબવંત છો!

બાહેર ઝાડોનો સહેજબી ખડખડાટ થતાં—પવનનો જરાબી સુસવાટો સંભળાતાં—કસારીનો માત્ર એક ઝીણો અવાજ નીકળતાં—ફ્રેનીના શરીરમાંથી એક લખલખું પસાર થઇ તેણીનું લોહી દેહેશતથી બંધાઇ જતું હતું. એવી વેળા કલ્પના શકતીબી બસ હદે પડીને એવી સતાવે છે કે બોલ્યાની વાતજ નહીં.

ફ્રેનીને લાગતું કે જાણે પાસેના ઓરડામાં બંધ બારણાની પેલી બાજુ કોઇ મધરાતનાં ચાલતું હોય! એક વખત તો બસ તેણીને પકકી ખાત્રી સાથ લાગ્યું કે તે પાસેના ઓરડામાં કોઇએ મોટેથી નીસાસો નાખ્યો હતો. બીહકને મારે ઠંડીગાર બનીને તેણીએ બે ત્રણ કલાક સુધી ખાટલી પર બેસી રહી ફાટે ફાટે ડોળે બારણા ગમ જોયા કીધું. તેણીને નકકી ભ્રાંતી ગઇ કે તેણીનું માથું જતું રહેતું હતું. બુમ મારવાનીબી હીમત તેણીની ચાલી નહીં—કમબખ્ત તે ઓરડામાં સહેજબી આવાજ થતાં તેનો પાછો ધમધોર જેવો પડધા એવો થતો હતો કે ફ્રેની કંઇ આવાજનો ખ્યાલ કરતાંજ બીહી ને અધમુઇ જેવી બની રહેતી હતી.

જયારે નહીંજ વધારે વાર તામોશ થયું ત્યારે તે કમનસીબ છોકરી મોટે મોટે રડવા લાગી. કયાં સુધી રડી હશે તે તેણીની બલા જાણે! પણ અંતે કુદરત ફાવી—રડતાં રડતાંજ ફ્રેનીને લોપણ આવી ગઇ અને ભીની આંખો સાથેજ તે નીરદોશ બચ્ચું ખાટલીપર પડીને ઉંઘી ગયું.

સહવારૂં પડતાં જરાક દીલ મકકમ કરી તેણીએ ઓરડાની ચારે દીશાએ તપાસ કરવા માંડી. દરેક મસ મોટું બારણું જુના કીટાઇ ગયલાં તાળાંઓથી બંધ થયલું હતું.

દરેક બારણાં ગરાડ જેવાં ઉંચાં હતાં ખરાં, પણ કંઇ બાવા આદમને વખતનાં જુનાં હોવાથી બધાં કોહીસડી ગયલાં હતાં. બારી જેવી તો ચીજજ કયાંથી હોય? મસ મોટી ઉંચી દીવાલને માથે મેલેલાં વેન્ટીલેશનોમાંથી હવા આવજા કરતી હતી અને સહેજસાજ રોશની પડતી હતી. છટકવાની તો કતરાભારબી આશા હતી નહીં.

દબાઇ જતાં જીગરે તેણીએ પાસેની નાની મોરીમાં મેલેલાં પાણી વડે પોતાનું મ્હોંહું ધોયું અને ખરાં દીલથી તે પાક પરવરની બંદગી કરવા માંડી. કલાકેક સુધી ખરાં અંતઃકરણથી ભારી જીગર સાથ ક્રેનીએ દાદાર અહુરમઝદની જનાબમાં સર ઝુકાવી મોટેથી ભણ્યા કીધું હશે. આહ—જખમી થયલાં દીલ માટે પાક અવસ્તાના મહાન કલામો જેવો મલમ પટો બીજો કયો છે? તે બંદગીના પવીત્ર અવાજની અસર તળે ક્રેની પોતાનું પોણું દુઃખ વીસરી ગઇ.

આંઠેક વાગતાને સુમારે ભીખાદારૂ બામજીએ બારણું ઉંઘાડયું, અને જાણે એક મોટા રાજદરોહી કેદીનો જેલર હોય તેમ ચહડાવેલા ડોળા અને ગંભીર ડાચાં સાથ કળ પકડીને બાહેર ઉભો રહયો. કોઇ કોલણ જાતની સ્ત્રી અંદર કાંઇ ચા તેમજ સુકું પાકું ખાવાનું મુકી એકબી બોલ બોલ્યા વગર પાછી બાહર જઇ ઉભી, અને ભીખાજી બામજીએ પાછું બારણું બંધ કીધું.

લોહીનો ગોટ ગળીને ક્રેની તે સુકકા પાકકા નાસ્તા તથા ચાહેનાં કપ આગળ બેઠી. ગુમાઇ જતા જીવને જરા પાછો તટાર કરવા કાંઇ મ્હોંમાં નાખવું તો જોઇયેજ—તે બીચારીએ ગઇ બપોરનું કાંઇ ખાધું ન હતું. ઝડપ ઝડપ તેણી તે

ગરમ ચા પી ગઇ અને એક જાતના જાલમ નીશ્ચય સાથ દાંત પીસીને જેટલું રકાબીમાં હતું તે સઘળું ખાધું. ફ્રેની એક અસાધારણ છોકરી હતી. શું તેણીની ધાસ્તીની લાગણીબી હવે સુહન મારી ગયલી હશે?

એક ચી-તે ભણવાથી એક તો દીલ હલકું પડેલુંજ હતું તેમાં ચા તથા ખોરાકથી તેણીને નવેસરથી જાણે જીવમાં જીવ આવ્યો. પેલા ફરદુન પ્રીંટરનાં ભયંકર 'અલ્ટીમેટમ'ની બે સરતોમાંથી ફ્રેનીએ પોતે ઉંધાડી આંખ્યોએ એક ચોકકસ સરત પસંદ કરી—તો પછી હવે તેપર રડવુંબી શું અને બળવુંબી શું? હાથ ધોઇ આવીને તેણીએ જરા બે ઘડી ઉંઘ્રાઇ ઉઠવાનો કસદ કર્યો અને પોતાની ખાટલીપર અળેટાઇ. તેણીનું નાનકડું ભેજું થાકીને વધારે વીચાર કરવા બસ ના પાડતું હતું.

ફક્ત એકજ વીચાર પાછો તેણીનાં મગજમાંથી એક ઝટકે પસાર થઇ ગયો—તે પોતાના બાવાજીનો અને કેકુનો હતો. અરેરે, તે લોક હમણા કેમ મુઝાતા હશે! ફ્રેનીની આખોમાં અફસોસીનાં પાણી ભરાઇ આવ્યાં, પણ એક નીસાસો નાખી તેણીએ તુરત તે પાણીં લુછી નાખ્યાં. છટ! જીવ સટોસટની બાજીમાં હવે મરવું તો બહાદુરીથી મરવું! પેલા ખુની ખવીસને તેની જીતમાં જરાબી સંતોષ શું કામ આપવો? મજબુત દ્રઢતાથી હોઠ કરડીને ડોળા ઢાંકી ફ્રેનીએ બે ઘડી ઉંઘ્રાઇ ઉઠવા માટે કોર વાળી—પણ—તેજ પળે તેણીને ચમકીને પાછું ખડું બેસવું પડયું.

કોઇએ બારણું પાછુ ઉંધાડયું હતું. અંદર તેણીના

જીવનો કાળ, તેણીનાં લોહીનો તરસ્યો ફરદુન પ્રીંટર આસ્તેથી દાખલ થયો હતો.

"સાહેબજી!" તેણે નરમ અવાજે અને ખુશાલ મ્હોડે સલામ કરી, "કેમ? કેમ છે.—ફ્રેની?"

આ શખસને જોતાંજ ફ્રેનીને માંથાંથી પગ સુધી કંપારી છુટી. તેણીએ તુરત મ્હોં મરડી નાખી બીજી ગમ ડોકું કરી રાખ્યું. આ પાપી પુરૂષ સાથ હવે બનતા સુધી કાંઇબી વાત નહીં કરવાના તેણીએ સોગંદ ખાધા હતા.

"મકુંજે રાતનાં ઉંઘ આવી'તી કે?"

જવાબજ નહીં મળે! બેહરામ તાલુકદાર મુછમાં સેહજ હસ્યો.

"અહો! મેમ સાબ ઘણાં મીજાજમાં છો!" તે અણ-કાથી બોલ્યો, "ઠીક, જેવી મરજી! ના વાત કર, બા—કંઇ જોર જુલ ચાલવાનો છે? પણ કંઇ તુંને જોઇયેછ મુકેછ કે,—તે તો કહે?"

ફ્રેની મ્હોં ફેરવીને બેસીજ રહી હતી. થોડોવાર કાંઇબી જવાબ માટે બેહરામ થોભ્યો. પછી ચાલીને ફ્રેની જે દીશા ગમ મોંહડું કરીં બેઠી હતી ત્યાં ગયો. તે છોકરીએ પાછું ડોકું મરડી નાખ્યું.

બેહરામ તાલુકદાર થોડીક પળ ખરેખર ઠસ થઇ ઉભો. યા ખુદા! આ પોરીબી જબરી નીકળી! તે ધારતો હતો તેથી તદનજ ઉલટી દીશાએ પોતે સ્વપનેબી વકી નહીં રાખેલી શીકસ્ત પામતો હતો. પોતાની ગણત્રીઓમાં આવી જબુન છકકડ મળી તે વીચારથી બેહરામનાં કપાળપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં ફુટી નીકળ્યાં.

"ફ્રેની! તું એમ ચેરાં કાહરેછ તે શું શોભેછ કે?

જો—મારી તરફ જો—ને જરા વાત કર. હું મુંબઇ વેરથી ધક્કા ખાતો આયોછ તે તુને તારા બાવાજી ને કેકુ ભઇની કંઇ ખબર કેહવા આયોછ. જો, ડીયર—જરા મારી ગમ જો!"

વ્યર્થ! ફ્રેની તો ફેરવેલી પીઠ સાથ બસ એક મીનના પુતલાંની પેઠે જડ થઇને મુગીજ બેસી રહી. ખુદ પોતાના બાપ અને ભાઇની ખબર જાણવા માટેબી તેણીએ આ નેહસ્ત પારસીની ગમ જોયું નહીં. પણ બેહરામનો મીજાજ આણી ગમ લગરીક ટણકવા માંડયો હતો.

"એમ ઘેલાં ચેરાં કાહરશે તો તારાજ હકમાં મોટું નુકશાન કરશે!" તેણે મોટેથી તણાઇને કહયું, "એવી દમદાટી કરવાથી હું હઠી જાઉં એવો માણુસ નથી. ફ્રેની—તું મારી સાથ આજે જરા વાત કરે તો હું કંઇ સમજુતીપર આવવા માગુંછ. સમજેછ કે?—કેમ, સંભળાયછ કે નહીં?"

નહીં!! ફ્રેની કાંગાના કાન બેહરા ભીતર મારી ગયા હતા. બેહરામની છાતીમાં નામોશી અને ખેજાલતનો એક ચમટો તુટો. આવી મટુકલી જેટલી પોટ્ટી તેને આવી રીતે હડધુત કરે—તેના જોર જુલમની બાજી બધી પાણીમાં અકારત જાય—એ ખ્યાલે તેનું આતશી લોહી ઉકળી આવ્યું.

"તું મને તાહરે છેકના છેડા સુધી જવાની ફરજ પારેછ! તુને હજુર પુરતી શીક્ષા નથી થઇ! મીજાજી છોકરી—આય ભોંયરાંનો અનુભવ હજુ તુને વધારે જોઇયેછ! ઓલ રાઇટ, હું પાછો જાઉંછ! અહીં રહેવા ગમેછ તો રહે—તારાં માથાંમાંની રાઇ ઓછી થાય તાંહ સુધી અહીં દટઇ રહે! પણ હું જાઉં તેની અગઉ મારે મારો સવાલ તો પુછવોજ જોઇએ. ફ્રેની—હું પુછુછ કે મારી બે સરતો તુને કબુલ છે નહીં?"

જવાબ હોયજ શાનો? બેહરામને લાગ્યું કે આખી રાતની દેહશતને મારે ફ્રેની અવાચક તો થઇ નહીં ગઇ હોય? પણ ના—બીખાદારૂએ તેને આવતાંને વાર બધી હકીકત કેહેતાં ખબર આપી હતી કે સહવારના પોહોરમાં તેની કેદીએ મજેહના બુલંદ આવાજે કલાક દોઢ કલાક સુધી મોટેથી ભણ્યા કીધું હતું.

બેહરામે પોતાના હાથમાંની ચોપડી વચમાની ટેબલ પર મુકી.

"તુને વાંચવા કંઇ જોઇશે તેથી આય લેઇ આયોછ. હું જાઉંછ—મારી ખાત્રી છે કે તું એક બે દાહરામાં સીધે સીધી ઠેકાણે આવી જશે. સાહેબજી!"

બેહરામ બાહેર ચાલ્યો ગયો. ફ્રેનીએ આટલો વખત એક વારબી તેની ગમ ઝાંખીને નજર ફેંકી નહીં હતી.



## પ્રકરણ ૨૯ મું.

—:o:—

### ગેબી મદદગાર ફરેસ્તો.

જેવી તે સીતમગાર ચંડાળની ઓરડામાંથી પીઠ ફરી અને બાહરથી બારણાની કળ મરાઇ કે ફ્રેનીએ છુટકારાનો એક લાંબો શ્વાસ ખેંચ્યો. ટેબલપર પડેલી ચોપડી તેણીએ ઇંતેજારીથી ઉંચકી—કાંઇબી વાંચવાનું હોય તો બેશક મન કેટલું રોકાયલું રહે! તે "અરદાવીરાફનામું" હતું. દોજખના જુદા જુદા તબકકાઓ સમજાવતી આ ચોપડીનાં પાનાં ફેરવતાં ફ્રેનીને કમકમાટ છુટયો—તે માહેલાં ભયંકર ચીત્રો તેણીની હાલત માટે ખચીત તાજા જખમો ઉપર નીમક મીસાલ હતાં.

તોપણ ફ્રેના તે ચોપડી લઇને પેહેલેથી વાંચવા પડી. ચંડાળ બેહરામે હાથે કરીને જાણીબુજીને આવું બીહામણું પુસ્તક ત્યાં મેલ્યું હતું એમાં શું સંદેહ ? તે જાણતો હતો કે ફ્રેની તદ્દન એખલી પડશે તો વાંચશે નહીં તો બીજું આખો દહાડો કરવાની શું હતી ?

કલાકેક સુધી ફ્રેનીએ લોહી ઉકળાવનારાં દોજખી દાસ્તાનો ડોળા ફાડી ફાડીને વાંચ્યાં કીધાં. અંતે વાંચતાં વાંચતાં તેણીનું ચીત્ત એવું ચકભમ થઇ રહયું કે એક ભયાનક દાસ્તાન આગળ આવતાં અચબુચ અણજાણપણે તેણીથી મોટે અવાજે ચીસ પડાઇ ગઇ.

તે એક જબરી તીણી ચીચીયારી હતી. ઓરડામાં તે ચીસનો ગણગણાટ લાંબો વખત સુધી ધ્રુજ્યા કીધો. ફ્રેનીએ પોતે તેથી બીહીને હાથમાંનું પુસ્તક બાજુએ મુકી દીધું.

એકુ બે મીનીટ બીલકુલ ચુપચાપ ગઇ. ફ્રેનીનાં માથાંની તપી આવેલી નસો હમણા ગોયા તણાઇને તુટી જવા માગતી હોય એમ તેણીને લાગ્યું. તેણીને વળી પાછું લાગ્યું કે બંધ બારણાંની પેલી ગમ કોઇ માણસ સંતાઇ છુપાઇને તેણીની હીલચાલો તપાસતો હોય. દમ રૂંધીને તેણી વધુ સાદ સાંભળવા ખડી બેઠી. તેણીના કાન હવે કાંઇ ઓર તીક્ષણ બની ગયા હતા.

ઓ !——

કોઇ ખરેખરજ પેલી મેર હતું. આસ્તેથી—બહુજ આસ્તેથી—કોઇએ તે બાજુથી ત્રણ ટકોરા બારણાપર માર્યા.

ફ્રેની ઉઠીને ઉભી થઇ અને પોતાનાં દીલની ધ્રુજરી થોભાવવા જોરમાં મુઠ્ઠીઓ દાબી અદબ વાળીને એક ખુણામાં ભરાઇ.

પાછા ધીમેથી ત્રણ ટકોરા સંભળાયા—

"આય પાસેના ઓરડામાં કોણ છે?" બારણાની પેલી બાજુથી કોઇ અણજાણ્યો મરદના જેવો સાદ આવ્યો.

પણ એ સાદમાં દેખીતો નરમાશ હતો. ફ્રેનીને સહેજ હીંમત આવી. બીહતી બીહતી તેણી તે બારણા આગળ ગઇ અને કુંચીની કળનાં નાકાંમાંથી જોવાની તજવીજ કીધી પણ કાંઇ દેખાયું નહીં.

"એ હમના મોટી ચીચીયારી કોણે મારી?" પેલા સાદે ધીમેથી પાછુ પુછયું.

"તમે કોણ છેઓ?" ફ્રેનીની જીભ હવે ઉપડવાથી તેણીએ તેટલેજ ધીમે સાદે સામો સવાલ કીધો.

"પેહલાં મને કેહો કે તમે મેટ છેઓ કે?" પેલાએ પાછું પુછયું.

"નહીં-નહીં-હું મેટ નથી. પણ તમે કોણ છેઓ? બોલોની?"

"હું દગા ફટકાથી અહીં કેદમાં પડયોછ—તમે ગરબર ના કરતાં!—હું જાણુંછ કે આય એક મેડ હાઉસ છે, પણ હું તો કોઇ ચંડાળોના કરતુકનો ભોગ થઇ પડયોછ—હું મેટ નથી. મને દગલબાજીથી કેટલા દાહરા થયા અહીં લાવીને એ લોક દેવાના તરીકે પુરીયોછ. તમારા અવાજપરથી તમે કોઇ સ્ત્રી લાગોછ. મને કહો, બાઇ, તમે કોણ છેઓ? કદાચ હું તમુને મદદ કરી શકશ."

ખુશાલી અને હરખને મારે ફ્રેનીના હાથે હાથ ધ્રુજી પડયા. યા ખુદા!—ત્યારે સાચ્ચાં દીલની તેણીની સહવારની

પ્રાર્થના તેં સાંભળી! આવી ન ધારેલી મદદ નીકલી આવશે એમ તેણીએ સ્વપ્નેબી કયાં આશા રાખી હતી?

"ઓ, મને ખોદાયને ખાતર અહીંથી છોરવો—" તેણીએ લગભગ રડી પડીને કળમાંથી જવાબ દીધો—"મનેબી દગો કરીને અહીં પુરીછ. તમારે પગે લાગું—તમે મને અહીં મુકીને હવે જતા ના રેહેતા."

"નહીં—બીહો ના, બાઇ. સારાં નસીબે મને ગઇ કાલે રાતે મારા ઓરડાનાં એક બંધ બારણાની કુંચી હાથ લાગી ને તેથી બારણું ઉંઘાડીને હું ગેઇ રાતે આય ઓરડામાં આયો. તાહરેજ મેં જાણ્યું કે તમારા ઓરડામાં કોઇ છે. હું જાણું કે તમે કોઇ મેડ માણુસ હોશો—પણ ભણવાનો અવાજ મેં સાંભળ્યો, તારે મને લાગું કે અહીબી કંઇ દાગો છે. ચાલો, હવે જરા બારણા આગળથી ખીસતાં જજો હું કે. જોઉં, આય બારણું ખખડી વખડી ગીયું છે તે કંઇ જોર કરૂં તો ઉંઘડેછ? કદાચ મીજાગરૂં કીટઇ ગીયુંછ તે ભાંગીને ઉડી જશે. ખીસી જજો, હું—નાઉઘેન!"

ફ્રેનીને હજી તો તે બારણાં આગળથી હટી જવાનો વખત મળે તે અગાઉ પેલી બાજુથી તે અણજાણ્યા શખસે ઉપરા સાપરી બે ત્રણ એવા તો જોરથી તેપર હડસેલા માર્યા કે એક બારણું ખરેખર તેના જોરેમદ આંચકાઓ તળે મીજાગરાંમાંથી છુટું પડવા માંડયું. પેલો શખસ તો જીવપર આવીને પોતાનું સઘળું જોર તેની પર કાહડતો હતો. પાંચેક મીનીટ તેણે આ પ્રમાણે જીવતોડ કોશેશ કરી હશે. ફ્રેની તો મ્હોડું દાબી રાખીને ધડક ધડક છાતી સાથ એક બાજુ ઉભીજ રહી.

અંતે—આહ પરવર!—એક કડાકા સાથ ઉપરનું મીજા-

ગરૂં ઉડી ગયું અને બીજીજ પળે એક નવજવાન દેખાવડો પારસી ગ્રહસ્થ ફ્રેનીવાળા ઓરડામાં દાખલ થયો.

તેના દીલપર પારસી ડગલો હતો, અને માથે કાળી મખમલની ટોપી હતી. મજાનો સરોવર સરખો સીધો, ઉંચો, લગાર પાતલો આ ગોરો અને સોહલામણો શખસ ભાંગેલા બારણાંપરથી કુદકો મારીને જયારે પોતીકી નવી ફ્રેન્ડની રૂબરૂ આવી ઉભો યારે તેના નરમાશ ભર્યા ચેહરા ઉપર એક જાતનું શોકાતુર હસવું ફેલાઇ રહેલું હતું.

પોતાના આ ગેબી મદદગાર ફરેસ્તાને જોતાં ફ્રેનીથી રડીજ પડાયું. પેલો શખસબી દેખીતી રીતે પોતા ઉપર પડેલા હાંદેસાને લીધે લગાર નખાઇ ગયલો જેવો દીસ્તો હતો. પણ આ રડતી જવાન અબળાને જોતાં તે તો ડઘાઇજ ગયો.

ડોળા ફાડીને ટગર ટગર તેણે એક બે મીનીટ ત્યાં ડચકાં ખાતી આ છોકરી ગમ જોયા કીધું. આવી એક નાજુક જુવાન સુંદરી આવા કરપીણ દગાનો ભોગ થઇ પડે એ વીચારજ તેનાં ભેજાંમાં જાણે ઉતરી શકયો ન હતો.

તે તેણીની નજદીક ગયો અને અત્યંત મમતાથી દીલાસો દીધો.

"રડો ના, બાઇ—હીમત રાખો—મને કેહો, તમે કોણ છેઓ? તમારૂં નામ શું?"

ફ્રેનીએ આ ભલા જવાન ગમ ઉપકારથી છલ છલ થતી આંખોએ જોયું—

"જી હું મેહરવાનજી કાંગાની છોકરી થાઉં. મારૂં નામ ફ્રેની છેજી—ફ્રેની કાંગા!"

"વોઓઓટ!!"

ઓચીંતી એક મોટી બુમ સાથ પેલો જવાન શખસ એ પગલાં પાછળ હટી ગયો—બીચારી ફ્રેની તો ભખરાઇને તેનું મ્હોંડુંજ ટીકવા પડી.

"કોણ? તમે કોણ છેઓ?" તેણે મોટેથી પાછું પુછ્યું-"તમારૂં નામ શું કેહ્યું, બાઇ?"

"ફ્રેની કાંગા!"——

"ફ્રેની કાંગા!! તમે-તમુને અહીં કોણ દગાથી લઇ આયું?—"

"ફરદુન પ્રીંટરે દાગો કરી મને અહીં પુરીછ, જી——"

પેલા જુવાન માણસનું ભેજુંજ ખરેખર ગયું હતું કે શું? વળી પાછી તેણે મોટી બુમ પાડી.

"કોણ?—ફરદુન પ્રીંટરે?"

——:o:——

## પ્રકરણ ૨૭ મું.

—:o:—

## તકદીરની આગળ, તુચ્છ માનવી, તારી તકલીદી તદબીરો શું બીસાદમાં છે?

પેલા અણજાણ્યા પારસીએ એવી તો ઓચીંતી બરાડ મારી કે ફ્રેની ડઘાઇને મુંગી મુગી ઘડીભર તેનું કોડું ટીકવા પડી. પણ તે તો જાણે તાણતોડમાંજ પડયો હતો.

"ફરદુન પ્રીંટર!! શું? શું? જરા પાછું બોલો? ફરદુન પ્રીંટરે તમુને અહીં દગાથી લાવી નાખ્યાંછ!! એ શું બકોછ!——"

અરે! આય બીચારો કોઇ ખરેખર મેડ તો નહીં હોય? ડોળા ફાડીને એવી વીચીત્ર રીતે તે ફ્રેની કાંગાને ટીકયા કરતો હતો કે થોડીક સેકંડ તેણી ખરેખર મનમાં ગભરાયા કીધી. હે પરવર! જે જવાન શખસને પોતાનો ગેબી મદદગાર તેણી સમજતી હતી તે જો દીવાનો નીકળ્યો તો? પણ નહીં. તે ભલા માણસના ચેહેરાપર ગ્રહસ્થાઇનો એક અચુક છાપ હતો, તેના શોકાતુર મ્હોં ઉપર નરમાસ અને લાયકી સ્પષ્ટ ખુલ્લી પ્રગટી નીકળી હતી. ફ્રેનીને કાંઇ અજબ હીંમત આવી.

તેણી પોતાના આ નવા મીત્રની સહેજ નજદીક ગઇ.

"હાજી. ફરદુન પ્રીંટરે મને અહીં દગો રમીને કેદ પુરીછ–ફરદુન પ્રીંટરે. તમે તેને ઓલખોછ? આલીફુઇ સાથ હમણાજ થોડો વખત થયો હાંગકાંગથી આયોછ ને અમારે તાંહ ઉતર્યોછ. આલીફુઇએ એને પોતાનો દીકરો ને વારેસ કરી લીધોછ, જી."

મેસમેરાઇઝડ થયલાં એક આદમીની પેઠે પેલો જવાન પારસી તો આ રૂપસુંદરીના બે માજરા ડોળાની અંદર એકકી ટગરે ટીકયા કરતો ઢીમડાંની કાની થંભ ઉભોજ રહયો. આ છોકરીએ તેની ઉપર શું કાંઇ જાદુઇ અસર કરી હશે? આવી મજબુત રીતે આ છોકરીને ધારી ધારીને જોયા કરતો હતો, તોબી ફ્રેનીને જરાબી દીલમાં દગદગો લાગ્યો નહીં. તે પ્રમાણીક ખુલ્લી આખ્યોમાંજ સાચવટનો પ્રકાશ હતો. પેલા ભુંડા નાપેકાર ફરદુન પ્રીંટરના આમથી તેમ ઉડયા કરતા પાપી ડોળાઓના કરતાં આ શખસની સ્થીર ચસ્મો કેટલી વધારે વીશ્વાસને લાયક હતી? તેણીનું દીલ કાંઇ અજબ રીતે આ નવા સોબતીની તરફ દોડયું.

"જી, તમે મારી સાંમે એમ જોયા કાંય કરોછ? તમે
ડુંન પ્રીંટરને ઓળખોછ કે? કેહોની!"

પેલા ધણીના હોઠપર હવે એક દલગીર હસવું પંથરાયું.
ક નીસાસો નાખી તે નીચી મુડીએ આમ તેમ જરા ઓર-
ાં ચાલ્યો. પછી અચણુચ ડોકું ઉંચકી પુછ્યું—

"પોતાનાં ફુઇ સાથ તમારે તાંહ એ આવીને
યેંછ?——"

"હાજી—પણ ફુઇ સાથ નહીં, પોતાનાં કરી લીધેલાં
: સાથ."

"વારૂં, પછી?"

"બસ મારી પુઠે લાગો ને પોતાની સાથ પણવા મારીપર
ઙવાર રીતે દબાણ કર્યા કીધું." ક્રેનીએ જરાક શરમાઇને
ં નીચું કરી ઉત્તર વાળ્યો. "મેં એને ધણી વખત સાફ
યું કે હું એનીપર થુકવાબી માગતી નથી, તાહરે મને
જે હું તુંને કચરી નાખશ. તેથી આય રીતે મુવાએ મને
ાવીને મારીપર પોતાનો ખાર કાહર્યો. મને અહીંથી તમે
ાવો જી - હું જીંદગી સુધી તમારો ઉપકાર ભુલશ નહીં."

પેલો પુરૂષ બે ત્રણ મીનીટ વીચારમાં ચુપ ઉભો. ક્રેનીબી
આતુરતાથી અને અજાયબીથી જોયાજ કરતી મુગી મુગી
સીપર બેસી રહી.

"અલબત, તમુને છોરવવાં તો જોઇયેજ--પણ કેમ
ાવવાં તે એક સવાલ છે. આહ! ક્રેની-ક્રેની, હું પોતે
ાંથી છુટીને બાહર નીકલવા કેમ તલપી રેહયોછ તે તમે શું
ણો! મેંબી તમારી માફક પુશકલ ચીચીયારીઓ પાડી જોઇ,
આય કીલ્લામાંથી અવાજજ બાહેર જતો નથી. મને તો

મેડ તરીકે ઠોકી બેસારીને અહીં એ ચંડાલે પુર્યોછ. આય એક ખાનગી મેડહાઉસ છે—છતાં તમે તો હવે જોઇ લીધું હોશે કે હું મેડ નથી."

ફ્રેની સઘળો વખત અત્યંત બારીકીથી ટગર ટગર આ સોહામણા સાથીના ચેહરા પર થતા ફેરફારો તપાસ્યા કરતી હતી. કાંઇ અસાધારણ જુસ્સાને મારે તે જવાનની છાતી ઉછલાતી હતી અને તેનાં મ્હોં ઉપર ગુસ્સાનો રંગ જામી રહેલો હતો.

તેણીને ખરેખર ઘણું લાગી આવ્યું. એકજ કીસમની જફાનાં મારેલાં આ બે જીગરોના તાર આપસ આપસ કાંઇ અજબ દીલસોજીથી એક સુરમાં ગણગણતા હતા. કુદરતી રીતે ફ્રેનીથી પોંતાનો હાથ મુસીબતના પોતીકા આ હમશરીક તરફ લાંબો કરાઇ જવાયો. તેણે બેધ્યાનપણે તુરત તે ગોરાં નાજુક આગળાં પોતાનાં હાથમાં પકડી લીધાં.

"પુવર ચાઇલ્ડ!" તે અત્યંત લાગણીથી જાણે જીવ સાથ બડબડયો, "તારાં જેવાં એક નીરદોશ બચ્ચાંપરબી આવો સીતમ એણે ગુજાર્યો! હેફ પડજો એવા હીચકારા બાયલાપર! ફ્રેની—તુને અહીં ઘણી બીહીક લાગી હોશે?"

એકાએક અંદરખાનેનાં કાંઇ ગુપ્ત જોશને આધીન થઇ તે જવાન શખ્સ હવે ફ્રેની સાથ "તું—તાં"થી વાત કરવા પડી ગયો હતો—અને ફ્રેનીનેબી તેમાં કાંઇ અકુદરતી જેવું દીસ્યું નહીં. તેણીને લાગ્યું કે જાણે પોતે કેટલાં વર્ષોના જુના અતલગના મીત્રને પાછી મળી હોય! ભીણી આંખો સાથ સેહેજ હસતે મોંહડે તેણીએ પોતાના આ બચાવનાર ગમ જોયું—

"અરે હાયરે વાય—ધુજી ધુજીને હું અરધી થઇ ગેઇ! તમે આજે નહીં હોતે તો હું ખરેખરજ મેટ થઇ જતે!"

"પુવર ફ્રેની! પુવર લીટલ ગર્લ!" તે ખરી મમતાથ તેણીનો હાથ પસવારતાં બોલ્યો, "પણ હવે બીહીતી ના—હુ તારી આગળજ છેઉ!"

ફ્રેનીની આંખોમાં ખુશાલી અને ઉપકારનાં પાણી ઉભરાઇ આવ્યાં. અહા! આ રૂપવંતો પુરૂષ કોણ માનવી હતો કે ફ્રેરેસ્તો! તેણીએ પોતાનાં આંસુ નુછી નાખ્યાં—

"હેંકયુ—હું ખરેખર તમારી ઘણી ઉપકારી છેઉં," તેણી ધીમેથી બોલી, "પણ જી—તમે કોણ છેઓ? તમારૂં નામ શું? તમુને અહીં કાંય કેદમાં નાખ્યા?—"

"કારણ કે હું કવાબમાં હાડકું થઇ પડયો તેથી! આય મેડ હાઉસમાં એવાં કમનસીબ માણસોને પુરવામાં આવતાં દેખાયછ કે જેઓ ખરેખર મેટ હોતાં નથી—પણ જેઓનાં સગાં વાહલાંઓ પોતાની મતલબને ખાતર મેટ સમજેછ!"

એક પળ તે બોલનાર મુંગો થઇ ગયો અને છાતીપર ડોકી નાખી દઇ આમથી તેમ ઓરડામાં લટાર મારવા પડયો. એકાદ બે મીનીટ પછી તેણે પાછું ચલાવ્યું—

"આજે હવે હું જોઉંછ કે એ બધો શું ઘોંટાળો વળેલો છે. તોબાહ! કેવો ભયંકર તાગરો એ બદમાશે કીધોછ—શું સફઇ વાપરીછ! શાબાસ! એ શયતાન મુજી શું કરવાને ચુકે? પણ તકદીરની આગળ આપણ માનવી જાતની તકલીદી તદબીર જખમારેછ! હું ને તું એકમેકથી દુર નાહસવા આસમાન ને જમીન એક કરતાં'તાં,—પણ અંતે—આહ!—ફ્રેની, તું મને ઓરખતી નહીં? શું ખરેખર તુંને મારૂં નામ ખબર નથી?"

"નહીંજી, તમે કોણ? તમે બેહેરામ તાલુકદાર?—અરે પણ કોઇ આવેછ! ઓ માયરે! હવે શું કરશું?"

ખરેખર–ઓરડાની બાહેર ચાલમાં કોઇનાં પગલાં ખુલ્લી રીતે સભળાતાં હતાં. એક પળ કાન ઉંચા કરીને પેલા શખસે સાંભળ્યું. સપક સપક કોઇ સપાટની ઉપર ઓરડા ભણી ચાલી આવતું હતું.

"બીહતી ના, ફ્રેની—હું અહીં પાસેના ઓરડામાંજ છેઉં," તેણે ઝડપથી ધીમા અવાજે ફ્રેનીના કાનપર પડી કહયું, "આય કોઇ માટીડાનાં પગલાં નથી. આપરે હમણા પકરઇ જવું નહીં જોઇયે."

આટલું બોલવા સમેત કુદકો મારીને તે પાછો તુટેલાં બારણાની ઉપરથી થઇને પાસેના ઓરડામાં ગયો, અને એક તડાકે બારણું પાછું તેની જગ્યામાં સમુ કરી મુકયું. તેજ ઘડીએ કલ ફરવાનો અવાજ આવ્યો અને વરંડા ભણીનું બારણું ઉઘાડી એક જુવાન પારસી છોકરી ફ્રેનીની સામે આવી ઉભી.

"મીઠુ!"

ફ્રેનીનાં મુખમાંથી એક બુમ નીકળી પડી. પોતાની તે વારની એકલવાઇ હાલતમાં એક સ્ત્રી જાતીના સોબત ફ્રેની માટે ખચ્ચીત આવકારદાયક હતી. જો અરધો કલાક અગાઉ મીઠુ બામજી ત્યાં આવી હોત તો હરખ અને ખુશાલીને મારે તેણી આ છોકરીને જઇને વળગી પડત.—પણ હવે?—

હવે ફ્રેની એકલી ન હતી, અને—ઓ ખોદા!—મીઠુનાં ચેહરા ઉપર જે રીતની તોફાની સીગનલ ચહડેલી હતી, તે

જોતાંજ ફ્રેનીનાં જીગરમાંની દરેક આશા ઉડી ગઇ. તે બીચારી અચકીને જયાંની ત્યાં ઉભી.

"કેમ, તમારો મીજાજ નરમ પરીયો કે?" મીઠુએ બહુજ તુમાખીથી નસકોરૂં ચહરાવીને તરકડો સવાલ કર્યો.

ફ્રેનીને તો એવો કાર લાગ્યો કે જાણે શુંનું શું કરી નાખે. દેખઇતી રીતે આ અંધ્યારડી પેલા ચંડાલ ફરદુન પ્રીંટરના કાવતરાંમાં સામેલ હતી. મીઠુ હમણાં ત્યાં એક મીત્ર તરીકે નહીં—પણ એક મુદઇ તરીકે આવી હતી એ તો પેહેલે તડાકેજ જણાઇ આવ્યું. પણ લોહીનો ગોટ ગળીને ખામોશી અખત્યાર કર્યા સીવાય બીજો રસ્તોજ ન હતો.

"ફ્રેની, હવે શું કેહેવોછ? તમુને અહીં કાંહ સુધી રેહવુંછ?" મીઠુએ પાછું મીજાજથી બોલવા માડયું. "તમે જાણોછ તમુને અહીં શું કામ લાવીને રાખ્યાંછ તે?—"

"ફ્રેનીને માથાંમાં વાહરૂં આવ્યું. આ બે બદામની મોબેદની પોરી તેની સાથ આમ તકાજો કર્યા કરે તે વીચારથી તેણીનું લોહી ઉકળી આવ્યું. આ કાંઇ પેલો અરીમધરીમ જેવો ફરદુન પ્રીટર ન હતો કે ફ્રેની ઠરઠરીને ગંગેટાઇ જાય. કામ પડે તો મીઠુ બામજી સાથ બાથોબાથ લડવાબી ફ્રેની સામર્થવાન હતી, અને તેમાં વળી અડીભીડીએ પાસેના ઓરડામાંના પોતાના દોસ્તની હાજરીની તેણીને કુમક હતી.

"બસ, તમારી સાથ મને રીકઝીક કરવી નથી," તેણીએ એકાએક મોટેથી કલ્લો કર્યો. "મારી સાથ એમ મીજાસમાં શાનાં વાત કરોછ? પેલા મુવા સાથ તમે મળી ગયલાં છેવો તે હું જાણુંછ. પણ તમે લોક મને જનમ સુધી અહીં ગોંધી

રાખશો તોબી તમારૂં વળવાનું નથી. જાવો, કહરાવો હવે અહીંથી !"

આશ્ચર્ય! આવા ધસોરાથી વીખરી જવાને બદલે તો ઉલટી મીઠુ બામજી કાંઇ વીચીત્ર રીતે નરમ પડી ગઇ. ફ્રેનીનાં છેલ્લાં બોલવાથી જાણે તેણી કાંઇ ખરેખર મનમાં રાજી થઇ હોય એમ લાગ્યું. ફ્રેનીની મોટી અજાયબી વચ્ચે તેણી આસ્તેથી ખાટલી ઉપર ગોઠવાઇ બેઠી.

"નહીં, ફ્રેની, તું એમ મારી સાથે ગુસ્સે ના થા," તેણી સહેજ હસીને ધીમા સાદે બોલી, "તું ધારેછ તેટલી હું ખરાબ નથી. પણ હું શું કરૂં? તેના કેહયાસર હું નહીં ચાલુ તો એ મનેબી મારી નાખે! તું એને ધીકકારેછ, પણ હું તો એની પછવારે મારૂં માથું ગુમાવી બેઠીછ. એને ખાતર મારો જીવ આપવાબી હું તઇયાર છેઉં, ફ્રેની—હું તો મુઇ મેટ થઇ ગેઇછ! એ મારા હીરાને રાજી રાખવા હું તારૂંબી કાટલું કાહરી નાખવા કબુલ થઇછ——"

"બસ-બસ! એ બધું મારે સાંભળવું નથી. તું અહીં શું કરવા આવીછ તે કેહ, ને પછી ચાલી જા."

"ચાલી કાંહ જાઉં? આજે બાવા બાહર ગીયાછ તેથી આખો દાહરો મને અહીં રાખી ગીયાછ. આજે હું તારી જેલર છેઉં, ફ્રેની, કુંચીનો ચાર્જ મારા હાથમાં છે."

ફ્રેની થોડોક વાર નીચી ડોકે મુગી બેસી રહી. પછી ઓચીંતી ઉઠીને મીઠુ બામજીના હાથને વળગી પડી.

"મીઠુ, મને અહીંથી તું છોરવ," તેણી ઉશ્કેરાયલા અવાજે કરગરી પડી. "કોઇને ખાતર નહીં તો મારા બાવાજીને ખાતર છોરવ. આપરી જુની દોસ્તી યાદ કર, મીઠુ, ને

એક વખત મને આય ફાંદામાંથી બચાવ—હું મરશ તાંહ સુધી તારો ઉપકાર નહીં ભુલશ."

મીઠુ બામજી તીરસ્કારથી જરા હસી અને પછી ડોકું ધુણાવ્યું—

"હું દલગીર છેઉં કે તે નહીં બનશે. જો હું તેની સાથ દગો રમું તો તે મને જીવથી ઉખેરી નાખે. ને હું તુને જતી મુકું?—તુંને?—તુને હવે પાછી છુટી કરી દઇને હું કાંહ જાઉં? નહીં—નહીં—એટલી બધી હું બેવકુફ નથી. લે સાંભળ હું તુને ખુલ્લે ખુલ્લું કહી દેઉંછ. તું છુટી થાય તેમાં મને કંઇ ફાયદો નથી. વરી પાછો એ તારી પુઠે પોતાનું ભેજું ખોહી દઇને ભમ્યા કરે ને મારી પર થુંકબી નહીં. તેંજ એ મારા પેહેલવાનનો પ્યાર મારી તરફથી ખેંચી લઇ મને સદાની દુખી—દુખી—દુખી બનાવી દીધીછ—"

"મીઠુ!"

"ચપ—ચપ! તું મારાં સુખનું નખોદવાળેછ—તું મારા જીવનો કાલ થઇ લાગીછ! મને એવું થાયછ કે—આહ! બસ તુંને અહીંજ સદાનું ગોંધઇ રહેવું પડશે. હું તુને હવે જતી મુકું! તેમ એમ કંઇ સુઝમાં રેહેતી ના—ઓ!—"

"સાહેબજી, મીઠીબાઇ! કેમ છેઓ?—"

આંખના એક લેહેજામાં બારણું ખસેડી નાખીને પેલો સંતાયલો જવાન શખસ આ બે અબલાઓની સમક્ષ આવી ઉભો, અને પીઠ પાછલ બે હાથ કરી, મીઠુની સામે લગાર હસતે મ્હોંડે જોવા પડયો. તે અંધારડી જેલરનું મ્હોં એકાએક ઉતરી ગયું.

"ફરદુનજી પ્રીંટર!"

ફકત એજ નામ તેણી ઓચરી શકી.

"જી—હા, હું ફરદુન પ્રીંટર! હું આલીફુઇનો કરી લીધેલો દીકરો. મેહેરબાની કરીને તમારા હાથમાંની કુંચી મને આપશો?"

ફ્રેની તો ભખરાઇને આ બે જણાનું કોહું અવારનવાર ટીકયા કરતી જયાંની ત્યાં ઠસ થઇને ઉભી. મીઠુ બામજી ફગ-ળાઇને ઉજળી સપ જેવી ઓરડાની એક ભીત સાથ દબાઇ ઉભી હતી. તેણીનો ચેહેરોજ કહી આપતો હતો કે આ ઓચીંતા ફુટી નીકળેલા નવજવાન ફરદુનને દેખીને તેણીનાં પાણી મરી ગયાં હતાં.

"ફરદુન પ્રીંટર! તમે ફરદુન પ્રીંટર! એ શું બોલોછ?" ફ્રેનીએ અકળાઇને સવાલ નાખ્યો.

"હા—ફ્રેની—હું ફરદુન પ્રીંટર છેઉં, ખરો ફરદુન પ્રીંટર છેઉં. તું ધારેછ તેવો હું છેક રદ બાતલ ખરાબ માણુસ નથી. હું અસલ માલ છેઉં, નકલી માલ નથી. મીઠીબઇ મને ઘણી સારી રીતે ઓલખેછ, ને હું મીઠીબઇને ઘણો સારી રીતે પીછા-ણુંછ. એવણ બેહેરામ તાલુકદારનાં ઘણાં મોટા દોસ્ત થાયછ, કે જે બેહેરામ તાલુકદારે આય શોભીતાં મેડહાઉસમાં હમણાં આપુને બેઉ જણાંને મેહરબાનીની રાહે આસરો આપોછ."

"ઓ માય! એ હું શું સાંભળુંછ!"

"ફ્રેની," ફરદુન હવે લગાર નરમાસથી ધીમા અવાજે બોલ્યો, "શું કુદરતની કરામત છે! એ ચંડાલ બેહેરામે આપુને વીખુટાં પારવા જે તરકટ કીધું તેજ તરકટના પ્રતાપે આપરે એક બીજાંને મળ્યાંછ. લાંબી હકીકત છે—હું પછા તુંને બધું ધીરજથી સમજાશ. પણ તેટલાં, મીઠીબઇ, એક બખત પાછું કેહુંછ કે તમારા હાથમાંની કુંચી મને સીધે

"મીઠાબઇ, એક વખત પાછું કેહુંછ કે તમારા હાથ-માંની કુંચી મને સીધે સનુખે આપી દેવો—નહીં તો દલગીરી સાથ મને કંઇક જોર કરીને તે લેવી પડશે.

એટલું કહેવા સાથ ફરદુન મીઠુની અડોઅડ ગયો અને કુંચી માટે પોતાનો હાથ લાંબો કર્યો. અલબત તે ચતુર છોકરી પામી ગઇ કે ફરદુનની સાથ હોજાતોજ કરવામાં હવે કાંઇ ફાયદો હતો નહીં. તેના જેવા એક રાથોડી જવાન પુરૂષની આગળ મીઠું જેવી એકલી અટુલી સ્ત્રીનું શું ચાલે?

(જુવો સફા ૨૨૩ મો.)

સહુએ આપી દેવો—નહીં તો દલગીરી સાથ મને કંઇક જોર કરીને તે લેવી પડશે."

એટલું કહેવા સાથ ફરદુન મીઠુની અડોઅડ ગયો અને કુંચી માટે પોતાનો હાથ લાંબો કર્યો. અલબત તે ચતુર છોકરી પામી ગઇ કે ફરદુનની સાથ હોજાતોજી કરવામાં હવે કાંઇ ફાયદો હતો નહીં. તેના જેવા એક રાથોડી જવાન પુરૂષની આગળ મીઠુ જેવી એકલી અટુલી સ્ત્રીનું શું ચાલે ?

ભીખાજીબાવા તો છેક મોડેથી સાંજે પાછા આવવાના હતા—અને બુમ પાડીને દરવાજાપરના ભઇયાને બોલાવી શકાય તેમબી ન હતું. ફરદુનના ડોળાઓમાંનો જોખમભર્યો ચમકાટ જોઇને તેણીનાં હાજાંજ ગગડી ગયાં. બસ થઇ ચુકયું ! હવે શરણ થવા વીના બીજો ઇલાજ ન હતો. ભીખાદારૂ કનેથી તેણે આ ફ્રેનીવાલી ઓરડીનો 'ચાર્જ' પોતાને અસ્તક લીધો ત્યારે આવી રીતે ત્યાં એક જોરેમંદ જુવાન માટીડાને જેર કરવો પડશે એવી તેણીએ વકી રાખી ન હતી.

એક બોકરાંની મીસાલ મીઠુ બામજીએ પોતાનાં ખીસાં-માંથી ચાવી કહાડીને ફરદુનના હાથમાં મેલી.

ફરદુને ઝપાટામાં આગલું બારણું ખોલી નાખ્યું અને પછી ઘણોજ ખુશાલ ચેહેરે પણ માયાથી ફ્રેનીની પાસે જઇ એકવાર ફરીથી તેણીનો બરફ મીસાલ ઠંડોગાર હાથ પોતાના હાથમાં લીધો.

"ફ્રેની," તે લગાર ધ્રુજતા ગગળતા સાદે બોલ્યો, "તું ને હું હવે છુટાં રયાં. હમણાં બુટ પેહેરવાનો કે ડગલો પેહેર-વાનો ટાઇમ નથી. ચાલ ખેતવાડી તારા બાવાજી કાંહ રેહેછ તાંહ હુંબી તારી સાથે આઉંછ. મીઠીબઇ, ચાલો, મને ખરા

ફરદુન પ્રીંટર તરીકે ઓળખાવવા તમે કામ લાગશો."

એક શબ્દ વધારે બોલવા વગર આ ત્રણુ જણાં તે દલદર દોજખખાનામાંથી બાહેર ગયાં. ફરદુન તો સપાટ અને ટોપીપરજ હતો. તેની ગોદમાં ભરાઇને ઝડપમાં રસ્તો કાપતાં ફ્રેનીથી હરખને મારે જાણે લગભગ રડાઇ પડાતું હતું. આહ! હમણા તેણી કેવી સુખી હતી! થોડે થોડે વારે પોતાની જોડે ચાલતા ભલા અને બાહદુર ફરદુનનાં માયાળુ, દીલસોજ મ્હોં ઉપર નજર ફેંકતાં પેલા પાપી બેહેરામ તાલુકદારનું કપટી હસવું તેણીને યાદ આવતું અને તેણીથી સંતોષનો એક નીસાસો નખાઇ જતો.

દરવાજા પરના ભઇયાએબી પપરડા જેવા બે મોટા ડોળા કહાડીને આ ચાલી જતી ત્રગડી ભણી ધુરકયા કીધું. પણ સાથે મીઠુ પોતે હતી, એટલે તે બોલેબી શું? કોનડીટાથી અંધેરી સુધી હડી ત્રણ માઇલ ત્રણુડે જણને પગે ચાલી જવું પડયું. પણ ત્રણમાંથી એકનેબી રસ્તાની થાક યા તડકાંના તપોટાનો વીચારજ કયાંથી હોય? લાખો તુરંગોથી ચીરાઇ વીંધાઇ જતાં મગજોને તે ચીઝની યાદ કરવાનો અવકાશજ મળતો ન હતો.

——:o:——

## પ્રકરણ ૨૮ સુ.

—:o:—

### "બીહનું ફુટતું!"

ફ્રેની ગુમાઇ ગયાને આજે બીજો દહાડો થયો—ચોવીસ કલાક થવા આવ્યા, પણ કાંઇ ધનનસલ મળે નહીં! બીચારા મેહેરવાનજી કાંગા આ નહીં ધારેલા ફટકાથી આજેઝ થઇ ગયા

હતા. તેવણુને ગઇ રાતની સખત તાવ ચહડી હતી અને આજે ત્રણ વખત ડાકટર આવી ગયો હતો. તેવણુનાં બીછાણા આગળ બેસીને તેવણુને ખોટા ખોટા સખ્યારો તેમજ દીલાસો આપતાં કેકુબી હવે કાયર બન્યો હતો. ઓળખીતાં પાળખીતાં સગાંવહાલાંઓ પુછપરછ કરવાને સવારથી ટોકબંધ આવ જા કરતાં હતાં, કારણ ન્યુસપેપરવાલાઓએ "એક જવાન પારસી બાઇનાં ભેદભર્યાં ગુમ થવ!"ની ખબર નામ નીશાન સુધાં મોટાં હેડીંગો તળે ઉકમાઇ સાથ છાપી મારી હતી.

તે કમનસીબ પીતા પોતાનાં બચ્ચાંને સદાનું હવે ખોહી બેઠેલું નકકીપણે માની બોખારની ઝુમમાં થોડે થોડે વારે રડયા કરતો હતો. ફ્રેની—તેવણુનું લાડકું વહાલું બચ્ચું—મરી ગયું હોત તો તેવણુને આટલું દુઃખ નહીં લાગતા; પણ આ શું સીતમ! એ નીરદોષ સાચ્ચી કાંકણી છોકરી એમ ઘેર છોડીને ચાલી જાય—પછવાડે એક આંકડોબી નહીં મુકી જાય અને પોલીસની અછાડ પછાડ છતાં કાંઇજ પત્તો નહીં લાગે–એ ખ્યાલે મેહેરવાનજીનું મોત થઇ જતું હતું.

આણી ગમ આલીફુઇની તબીયતબી ગઇ રાતથી ખરેખર ચીંતાતુર રીતે બીચકી ગઇ હતી. બુઢ્ઢાંજીનું લેપડું ગળે પડુ હાર્ટ આજે ડાકટરનાં કપાળપર કાંઇક ચીંતાની કરચલી ચહડાવતું હતું.

ઘરની ઉપર શોકનો સીહા અંધકાર વ્યાપી રહયો હતો. દીવાનખાનામાં ઘણાં જણાં હોઠ બીડીને ચુપચાપ બેઠેલાં હતાં. કેકુ માથે હાથ દઇને ઉભેલો હતો. તેવામાં એક ભાડેની વીકટોર્યા ગાડી અચબુચ ચારપગે ધસ્તી આવીને ત્યાં ઉભી રહી. હજી તો કેકુ ડોકું ઉંચકીને જુવે તે આગમચ અંદરથી

છલાંગ મારી કોઇ બાહેર કુદી પડયું અને—અય દયાના ફરેસ્તાઓ!—એક હરખની ચીસ સમેત ફ્રેની પોતાના ભાઇને ગળે વળગી પડી.

"ફેક!—મારા ભઇ!—"

"ફ્રેની!"

ફેકુ માત્ર આ નામ દબાયલા અવાજે મ્હોંમાંથી કાહડી શકયો. ધસાંધસ રડતી પોતાની વહાલી બેનને આમ જાણે આસમાનપરથી પાછી તેનાં પાસાંમાં સહીસલામત આવી પડેલી જોઇ તે તો બે ઘડી ફાટીજ ગયો! તેનું હઇયું એટલું ભરાઇ આવ્યું કે જરા કાંઇ સવાલબી તે તુર્ત વેળા પુછી શકયો નહીં. ના—એટલુંજ નહીં ફ્રેની પછવાડે બીજાં બે જણાં ગાડીમાંથી કોણ ઉતર્યાં તેબી જોવાનું તેને ભાન રહયું નહીં.

* * *

બાપ દીકરીના મેળાપનું દાસ્તાન કરવાને—અરેરે!—આ કલમમાં જોઇતું જોશ નથી. મેહેરવાનજી કાંગાના સીક રૂમમાં અલબતાં બધો અકરાટ ગભરાટ થઇ રહેલો હતો. કાંઇ સુમારે પચ્ચીસેક જણાં ત્યાં ઉલટાંનું સુલટું બધું શું થઇ ગયું અને કેમ થઇ ગયું તે જાણવા દોડી આવ્યાં હતાં. જયારે સઉ કોઇએ જાણ્યું કે ફ્રેનીની સાથે આવનારો નવજવાન શખસ બીજો કોઇ નહીં પણ ખરો ફરદુન હતો, અને ઠગારા બેહેરામ તાલુકદારે તેનું ખોટું નામ ધારણ કરી તેને એક ભયંકાર જીવતી ઘોરમાં ડાટયો હતો, ત્યારે સઉ કોઇ હેબતાઇને ડાંયબાંય થઇ ગયાં.

મેહેરવાનજી તાવથી ખળખળી જતા હતા એટલે ડાકટરે બુમબરાડા પાડી મીજાજ ખોહી દઇને બધાંઓને ઓરડામાંથી

બાહેર કહાડયાં. ફ્રેનીને આસાએશની બહુ જરૂર હતી, પણ તેણીએ પોતાના ઓરડામાં જઇને બે ઘડી બરડો નાખવાને પણ સાફ ઘસીને ના પાડયું. મેહેરવાનજી આગળ માત્ર કેકુ, ફ્રેની અને ફ્રરદુન પ્રીંટર રહયાં. દરેક જણનાં જીગરપર હમણા એટલો તો ભાર હતો કે જરાબી વાતચીત કરવા વગર સરવે બીલકુલ મુંગાંમંતર ત્યાં બેસી રહયાં.

આલીફ્રુઇની આગળ આ ફ્રરદુન પ્રીંટરને લઇ જવોબી કેમ? ડાકટરે બધાંઓને ખોલ્લે ખોલ્લું કહી દીધું કે જો એવી કાંઇ નાદાની કરવામાં આવશે તો ગંભીર પરીણામ નીપજશે.

મીઠુ બામજી તેવણનાં બીછાણા આગળ કયારની ઘરણ મદર થઇને બેઠેલી હતી; તે સીવાય તે બીમાર બાઇની આગળ કોઇનેબી તુરત વેળા નહીં જવાની ડાકટરે સખત તાકીદ કરી હતી.

છએક વાગ્યા હશે કે લેહેકો કરતા કરતા અને પોહોળું પટાક ડાચું કરી હસ્તા ભીખાદારૂ બામજી ઓટલાપર ચહડયા. અલબત તેવણ પોતાના મીત્ર બેહેરામ તાલુકદારને મળવા આવ્યા હતા, પણ તે નેકબખ્ત તો બહાર ગયલા હોવાથી જરા બે મીનીટ મેહેરવાનજી કાંગાને તેવણે મળવા માગ્યું. અલબત તેવણને ઉપર લઇ જવામાં આવ્યા.

મેહેરવાનજીના ઓરડાનું બારણું ઉંઘાડી ભીખાજીબા દાખલ થયા ખરા, પણ ત્યાં કેકુની પાસે ઉભેલાં બે જણાંને જોતાંજ તેવણના ચેહેરાપરના રંગનો છાંટેછાંટો ઉડી જઇ હાથ પગ ઢીલા ઘચ થઇ ગયા. ભીખાદારૂને લાગ્યું કે ઉંઘમાં કાંઇ ખરાબ સ્વપ્નો તેવણ જોતા હતા!

મગજે કાંઇ પવન ચહડી આવ્યો હોય તેમ લાલ બોટાં જેવી બે આંખો ઉઘાડીને તેવણ ફરદુનપરથી ફ્રેનીને અને ફ્રેનીપરથી ફરદુનને જોયા કરતા ઓરડાની વચોવચ્ચ અડી ઉભા.

અદબ વાળીને શાંત ચેહેરે ફરદુન આ માઝનદરાણી મોબેદ ગમ જોયા કરતો હતો. બે એક મીનીટ આવી આમન-સામન ધુરકા ધુરકીમાં ચુપચાપ પસાર થઇ હશે કે વળી પાછું બારણું ઉઘાડી હસ્તે ચેહરે સીસોડી ફોડતું કોઇ મજેહથી અંદર દાખલ થયું.

"હું સોરી છેઉં કેકુ, તારી ફ્રેનીનો કંઇજ—એંહ!—"

ભટ કરતો બેહેરામ તાલુકદાર ખુરસીપર ફસડાઇ પડયો.

ઓરડામાં કોણ કોણ હતું તે જોઇ લેવાને માટે તેને એકજ પળ બસ થઇ હતી.

ફરદુન પ્રીંટર આસ્તેથી આવીને તેની સામે કમ્મરે બે હાથ ટેકવી ઉભો રહયો.

"બેહેરામજી તાલુકદાર, હું ધારૂંછ કે તમે મને ઓલખતા હોશો!" તેણે એક જાતના ધાસ્તીભર્યા કરડા ધીમા સાદે સવાલ કર્યો.

"ફરદુન!—ફ્રેની! માઇ ગોડ! વોટસ ઓલ ધીસ!!—"

બેહેરામનાં મ્હોંમાંથી આટલા સખુનો ધોધારી અવાજે નીકળ્યા અને પછી તેણે ખવીસ ઝનુની આંખોએ એક ખુનીની પેઠે ભીખાદારૂ બામજીના મુરદાં જેવા અવતાર ગમ જોયું.

——:o:——

# પ્રકરણ ૨૯ મું.

—:૦:—

## "હમપે ભલા જો હો સો હો!"

કેટલોક વખત સુધી ઓરડામાંનાં સઘળાંઓનાં ગળાંની ઘાંટરડી ગોયા બેસી ગઇ હતી. મેહેરવાનજી કાંગા સોફા કોચ ઉપર અરધા અતરંગ બેઠા બેઠા પોતાના એક વારના આ લાડકવાયા ચીકાસદાર બીલ્લુની ગમ એક જાતની અચરતી અને વહેમની નજરે જોયા કરતા હતા. તેવણનાં માથાં અગળ ઉભેલા કેકુનાં પાસાંમાં દબાઇ ઉભેલી ફ્રેની હોઠ બીડીને રખે ફરદુન આ દારૂખાનાના ડબ્બા સાથ અથડી પડે તેની ધાસ્તીને મારે ધ્રુજયા કરતી હતી. બીખાદારૂ બામજીના ડોળા તો જમીનસે ચીટકી ગયા હતા. ડોકું ઉંચકીને બેહરામ તાલુકદાર ગમ નજર ફેંકવાની વટીક તેવણનામાં હવે તાકાત હતી નહીં. ખુરસી ઉપર ઠપકાઇ બેસીને એક ખવીસ ભુંડની કાની લાલ ડોળા અહીંથી તહીં ફડફડાવતો આલીપુઇનો ભુંડો ભત્રીજો એક ખરેજ મોહક ચીત્ર થઇ પડયો હતો. તેની બરાબર સામે કમ્મરે બે હાથ દઇ, ઉછલાતી છાતી સાથ મુગા ધીકકાર અને દબાયલા ગુસ્સાથી દાંતો કચકચાવતો ફરદુન—!

વાહ! એક અચ્છો ટાબ્લો—વીવાં ત્યાં બે ઘડી થઇ રહેલો હતો! કલમથી તે વીસ્તારી શકાય એમ નથી—એ માટે તો જાહાંગીર તારાપોરનો કેમેરો જોઇયે! પણ તમે કલ્પી લેજો.

ખાસ્સી બે ત્રણ મીનીટ આમ જાલમ ચુપચાપ વચ્ચે ગબડી ગઇ હશે. આખરે બેહેરામ ભડાક દઇને એક ઝટાકા સમેત ઉઠી ઉભો થયો. એવો જોસ્સાબંધ રીતે તે ઉઠયો કે ખુરસીબી ઉછલાઇ કેટલેક છેટે જઇ પડી અને ઓરડામાંના

સઘળાં એક પળ ખરેખર ચોંકયાં.

"ધ ગેમ ઇઝ અપ!" તેનો ઘોઘારી અવાજ નીકળ્યો, "થઇ ચુકું! ફરદુન પ્રીંટર, તું જીત્યો ને હું હાર્યો!"

ફરદુને પોતાના ફીકકા મારી ગયલા હોઠ જોરથી કરડયા. તેનાં ગોરાં કપાળપર લોહી ધાઇ આવ્યું હતું.

"આવું અઘોર કરમ કરવા માટે કાંઇ ખુલાસો આપશો, બેહેરામજી તાલુકદાર?" તેણે જેમ તેમ પોતાનો ખોફ દાબી રાખીને સવાલ કર્યો, "મેં ને ફ્રેનીએ તમારૂં એવું તે શું બગાયુઁ કે છેક આટલી બધી હદ સુધી તમે અમુને હેરાન કીધાં!"

પણ બેહેરામ સાંભળતો હતો કયાં? તે તો બસ કયારનો ત્યાં કોચપર નીચી મુડીએ ઠપકાઇ બેઠેલા ભીખાદારૂ મોબેદની ગમ ખચીત એક ભયંકર ધપે ધુરકયા કરતો હતો.

"મારી સાથ અહીં દગો થયોછ! શું એ ખરી વાત છે? મને પેહેલાં તેનો ખુલાસો જોઇયેછ. ભીખાજી, મને તેનો ખુલાસો જોઇયેછ. જવાબ દે, નહીં તો—બાઇ ગોડ!— આજે જરૂર તારો જીવ લેવશ."

બીચારા ભીખાજીબાની જીભજ શું હતી કે જવાબ દે! પણ તેની ખામોશીથી તેના જવાન હમશરીકનું બોરબી વધારે ઉભાઇ આવ્યું. આ ઘડીએ મીઠુ ઝડપમાં આવીને પોતીકા બાપની પાસે બેસી ગઇ.

'યસ, આય સ્કાઉનડલે મને ફસાવ્યોછ," બેહેરામ ઝનુનથી પોતાની બત્રીસી પીસી પાછું બોલ્યો, "પણ હું એની સાથ મારૂં ચુકવી લેવશ. મેરવાનજી—ફ્રેની, ફરદુન—કેકુ—તમે હવે મારી પાસથી શું જાણવા માગોછ? તીર નહીં તો તુકકો મેં અજમાવ્યો, પણ મારા પાસાએ યારી આપી નથી. હવે

તમારા લોકથી થાય તે કરી લેવો—મારૂં હવે શું થશે તેની મને દરકાર નથી.—મારૂં કેઇ રડનાર નથી. પોલીસ કોર્ટમાં મારી સાંખે કામ ચલાવો—મારી પર કીનો લેવો મારૂં નખ્ખોદ વારી નાખો—જાંહાંનમમાં જાવો! હું બી દુન્યાની માયા મુકી છુટેલો માણસ છેઉં. પણ હું કેદખાને જવશ કે ફાંસીએ જવશ તે અગાઉ મારી સાથ ઠાગો રમનાર આય દગલબાજ અંધ્યારડાની ઉપર અને તેની આય જુટ્ટી લબાડ દુકતીની ઉપર મારૂં વેર તો લીધા વગર રેહેવાનો નથી!"

બધાં પાછાં થોડીક પળ ડાંયબાંય મુંગા મંતર થઇ ગયાં. અફલાતુન બેહેરામ નાકનાં ફીફડાં ફફડાવીને એવી તો નફ્ફરાઇથી પોતાની શીકસ્તનાં ભયંકર પરીણામો વીશે બોલ્યો જતો હતો કે ઓરડા માહેલાં સરવેનાં દીલમાં તેની તરફના ગમે તેટલા ગુસ્સા છતાં તેની સાહુકારી અને શેખઇ માટે અજાયબીનો એક ઝણઝણાટ પસાર થઇ ગયો.

ફરદુન પ્રીંટરના નીદાર ઉપર તો ક્રોધને મારે પરસેવાનાં જાડાં ટીપાં ફુટી નીકળ્યાં હતાં. તેના ડોળામાં જાણે ખુન અને વેર વસી રહયું હતું—અને દેખઇતી રીતે તે એક અદભુત કોશેશ કરીને પોતાની છાતીમાં ઉઠતા કીનાના સોળાઓ ઉપર આંકોશ રાખતો હતો. તે એક ડગલું વધારે બેહેરામના આંગ પર ગયો—

"બ્લેગાર્ડ!" તેણે બેધારી અવાજે પીસેલા હોઠો વચ્ચેથી કહયું, "તારાં કરતુકનો જવાબ એક દાહરે મને તારે આપવો પડશે! શું તું—"

ફરદુન બોલતાં અચકી પડયો. એકાએક ફેની તેના હાથને વળગી પડીને રડમસ ચેહેરે બાજુએ ખેંચતી હતી.

"ફરદુન! બસ કરો—હમણા પંચાતી ના કરો—મારે ખાતર જવા દેઓ!"

આ નાજુક પ્યારા જીવને આમ આજીજી કરતાં જોઇ ફરદુન ઠંડો પડયો. પણ બેહરામ તો રાતો ચુંડ જેવો છાતી કાહડીને સામો તેના દીલપર ધસ્યો.

"તુને જો જવાબ જોઇતો હોય તો આય ઘરીએ આપવા હું તઇયાર છેઉં!" તે એક છાકટ ખુનીની પેઠે ડોળા કકડાવીને બોલ્યો, "ફરીથી મને 'બ્લેગાર્ડ—ફ્લેગાર્ડ' કેહશે તો માથું છુંદી નાખશ—"

"બસ! બેહરામ—મારા ઘેરમાં હું તુને એમ ફેસાદ મચાવવા દેવાનો નથી!—ખીસ્તો રેહ!"

આટલું કહી કેકુએ બેહરામને ખભાંમાંથી પકડી એક મજબુત આંચકા સમેત બાજુએ હડસેલી મુકયો.

બેહરામે એક પળ પોતાના આ એકવારના "મીત્ર" ગમ નજર ફેંકી. તેણે જોઇ લીધું કે કામ પડે તો કેકુ એખલો તેને પુરો પડે એવો પુરતો અરીમ ધરીમ હતો.

"બેહરામ! હું તુને કેહું છ કે સીધે સલુકે હવે અહીંથી ચાલી જા!" કેકુએ બુમ પાડી, "હું આજે તારી સરકશી ને સરજોરી જોઇ ખરેખર ડંગ છેઉં—"

"ને મારો હક આય ચંડાલ હોઇયાં કરી જવા માગેછ તેને મદદ કરવાનું તમારૂં કાવતરૂં દેખી હુંબી ખરેખર છક થઇ ગીયોછ!"

"અરે! પણ તું કહેવા શું માગેછ?"

બેહરામે પોતાની મગરૂર ડોક ઉંચી ટટણુખાર કીધી.

"હું કેહવા શું માગુંછ?—વેલ, હું એમકેહવા માગુંછ

"પોલીસ કોર્ટમાં મને બેલાસક પ્રોસીક્યુટ કરો—તેને વાસ્તે હું તમુને પંદર દહાડાનો ટાઇમ આપુછ. મારૂં એડરેસ અંધેરી ખાતે કોનડીટા ગામનો બંગલો The Devil's Haunt છે,"

એક પળ બીજી—અને પીધેલા ઝનુની છાકટાની પેઠે ધડાકાબંધ બેહેરામ તાલુકદાર તે ઓરડો છોડી ગયો. તેણે જતી વખત બસ એકજ સેકંડ એક ધાસ્તીભરી ખુનખાર નજર ફરદુન ગમ ફેંકી.

( જુવો સફ્હા ૨૩૩ મો.)

કે તમે લોક ધારોછ તેવો હું કંઇ એક હીચકારો બાયલો નથી. આય ફ્રેની ને ફ્રરદુનનાં દેખતાં હું કેહુંછ કે હું હવે નાસી જવાનો નથી. - હુંબી જીવપર આવેલો છેઉં! મેં કીધેલાં કામોનાં પરીણામ ભોગવવા હું તદન તઇયાર છેઉં. હું જેલમાં જવશ—પણ ગામનાં લોકને તો દેખાડશ કે એક ધાઇપરૂ ભીખારડાને મારો હકદાર વારસો ચાંપી જતાં અટકાવવાને ખાતર એક મરદ બચ્ચાની માફક હું અંતની ઘડી સુધી લડયોછ. સારી દુન્યા જાણશે કે આય તુમાખ્ખી તુંદ છોકરીના પ્યારને ખાતર હું આટલી હદ સુધી ગીયો'તો. હા, હું તમામ ખલકને જણાવવાજ માંગુછ કે એક કાતર્યું ઘસેલી ડોસી મને એક જખુન ગેરઇનસાફ કરવા માગતી'તી તે સામે આવી રીતે મેં જીવ સટોસટ મારી બાઠ ભીડી. પોલીસ કોર્ટમાં મને બેલાસક પ્રોસીકયુટ કરો—તેને વાસ્તે હું તમુને પંદર દહાડાનો ટાઇમ આપુછ. મારૂં એડરેસ અંધેરી ખાતે કોનડીટા ગામનો બંગલો 'The Devil's Haunt છે."

એક પળ બીજી—અને પીધેલા ઝનુની છાકટાની પેઠે ધડાકાબંધ બેહેરામ તાલુકદાર તે ઓરડો છોડી ગયો. તેણે જતી વખત બસ એકજ સેકંડ એક ધાસ્તીભરી ખુનખાર નજર ફ્રરદુન ગમ ફેંકી.

વાંચનાર! એને તમે શું કહેશો? એને એક પુકરાજ બુબખની પ્રીશીયારી કહેશો કે એક બળવાન જીવની બળતવારી કહેશો? બદકાર બેહરામનાં બ્લેગાર્ડીઝમમાં બાહદુરીનો જે અચુક આફ્રીન કરવા જોગ અંશ હતો તે દેખી તેનો હરડતો હમનબર્દ ફ્રરદુનબી મનમાં હેરત રહયો. અહા અઝીઝો! હું ઇચ્છું છું કે આ કમતરીન કલમ શું કહેવા માગે છે તે બધે

બરાબર સમજવામાં આવે! ચોરી છુપીથી નીચ કામો કરનારાં કંગાલ માણુસો! આ બેહેરામ તાલુકદારની "કેરેકટર" હું તમને અર્પણ કરૂં છું. પોશાગીરપણુ બનાવો તો ખેર—હરીફોને દાંતમાં ખાસરૂં આપો તો ખેર—પણ વાસ્તે ખુદાને તમારી દરેક લફંગાઇમાંબી મર્દાનગીનું તત્વ રાખો. જે ચીઝમાં તમને કમકમાટભર્યાં હીચકારાપણુાંની હીણુપસતી સીવાય બીજું કશું મળી શકતું નથી તે ચીઝ પછવાડે પાપી પછાડા મારવામાં ફતેહ શું છે?

બેહેરામના જવા પછી એક બે મીનીટ સઉ કોઇ પાછું ચુપ થઇ ઉભું. અંતે બીમાર મેહેરવાનજીએજ ઝુમાઇ ગયલા સાદે તે ચુપકીદી તોડી.

"ફરદુન!"

"જી."

"કેકુ, ફ્રેની, તમેબી મારી આગલ આવો—ઓ મને ફેર આવેછ! કેકુ, આય મોબેદને અહીંથી બાહર કાહર. એવા ચંડાલોથી મારૂં ઘેર વધારે વાર નાપાક ના થવા દે."

એક ખુનીને ફાંસી દેની વખત તેની કોટડીમાંથી બાહેર કહાડતાં તે જેમ લડડતો—પડડતો—મુરદાલ—મરેહાલ કદમ ભરે છે તેમ બીખાદારૂ બામજી નીચી મુડીએ ચુપ ચુપ તે ઓરડામાંથી બાહેર સટકી ગયો. ફરદુને એક ઉડો નીસાસો ખેંચ્યો.

"ચાલો, હવે બાવાજીને જરા સુવા દેવો," તે ફ્રેની અને કેકુ ગમ ફરીને ધીમે સાદે બોલ્યો, "આપરે બધાં હમણાં ઘણાં ઉશકેરઇ ગયલાં છઇએ. ફ્રેની,—ડીયર—તુંબી જઇને જરા આશાએસ લે—ધીરે સાંસતે પછી બધી વાત કરશું."

"પણ પોલીસને જઇને તરત ખબર આપવી જોઇયે," કેકુએ કહયું.

મેરવાનજી એકાએક સેફાપર તરા થઇ બેઠા.

"પોલીસને ખબર! નહીં કેક, મને પુછ્યા વગર કંઇ કરતો ના. આપરાં ખાનદાની કુટુંબની એ વાત—પણ હા, ખરા!—ફરદુન કંઇ પગલાં ભરવા માગતો હોશે. ફરદુન જોઇયે તો એની સાંબે કામ ચલાવે–હું તો ફ્રેનીના સંબંધમાં કંઇ કરવાનો નથી."

"નહીં, હુંબી કંઇ કરવાનો નથી. એક જમીનદોસ્ત થયલા હમનબર્દની ઉપર વધારે ફતેહ મેળવવાને હું ધીકકાર સાથ ના પાડું છ. પણ બસ, એ તકરાર વધારે હમણા આપરે કરશું નહીં. ચાલો, કેખશરૂ, મને બીચારાં ફુઇ આગલ લઇ જાઓ."

* * *

બધાં ગડબડ ગોટાળામાં બાપડાં અથા તથા થઇ રહેલાં આલીફુઇનો ખુરદો થઇ ગયો હતો. ડાકટર બે દહાડા થયા તેવણનાં હાર્ટની વધતી જતી નબલાઇ માટે ડાચું કુમલાબ્યા કરતો હતો. તેમાં જયારે તે ડોસાંએ આ છેલ્લા ઘોંટાલાની બધી વાત સમજી ત્યારે તો તેનો ઝટકો ખમવાને માટે તે ખવાઇ ગયલુ હૃદય અશકત થઇ પડયું.

શું થયું તે આપણે જોઇયે.

ડાકટરની સાથે ફરદુન ઘણી સંભાલથી તેવણનાં ઓરડામાં જાણે કાંઇ બન્યુંજ નહીં હોય તેમ બીજી ત્રીજી વાત કરવાના મનસુબાથી ગયો. પણ મરવા સુતેલાં બુઢાંજીએ, આંખ કાન—અને હાર્ટ ગેપ હોવા છતાં, પોતાના માનીતા આ વહાલા

પાલકનાં મુખમાંથી પહેલો સાદ નીકલતાંજ આંચકો ખાઇને પોતાના પપરડા જેવા ડોલા ઉંઘાડયા.

"પુઇ—માયજી, કેમ છેવો?" ફરદુને તેવણુના કાનપર પડી મોટેથી પુછ્યું.

"એ કોણ—મારો ફરદુન! અરે આય તો મારા ફરદુનનો સાદ છે! ઘણે દાહરે તારો સાદ પાછો અગઉના જેવો પરગરો કેમ નીકળ્યો?"

પોતીકાં માનવંત ભલાં મુરબ્બીને આ અવસ્થામાં ત્યાં પડયાંબી પોતાની તરફ આવી લાગણી બતાવતાં જોઇ ફરદુનની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તેની છાતીમાં એવું ચુંથાઇ આવ્યું કે તુરતવેલા ડાકટરની મજબુત તાકીદ તેનાં ભેજાંમાંથી ખસી ગઇ.

"મારાં માયજી, શું તમે મને ઓરખતાં નહીં?" તેણે ઉશકેરાઇને કાચ્યું કાપ્યું. "જોવો, મારો સાદ ઓરખો—હું તમારો ફરદુન—હું પાછો આયોછ!"

ફરદુન આમ બોલી પડયો ખરો. પણ બીજી મીનીટે તેણે પસ્તાઇને જીભ કરડી અને લાઇલાજ આંખોએ ચીરડાઇને ઇશારત કરતા ડાકટરની ગમ જોયું.

નખ્ખોદ! પુઇ તો ધુજતાં ધડકતાં આસ્તેથી ઉઠીને ઢોલીયાપર ખડાં બેઠાં! કોણ જાણે શું થયું કે તેવણુના કાનબી હવે તીક્ષણ બની ગયા હતા—ડોસાંજી બધું હવે બરાબર સાંભલતાં હતાં!

"શું! શું બોલ્યો મારા દીકરા? મારી પાસ આવ-મને કોટી કર! તું પાછો આયો! કાંહ ગીયો તો? મને કેહ-મારા સમ?"

ડાકટર હવે વચ્ચે પડયો.

"કંઇ નહીં, પુઇ—તમે સુઇ જાવો! વરી જાય કાંહ? ફરદુન તો અહીંનો અહીંજ છે! એમ શું ચેરાં કાહરોછ? તમારી તબીયત બગારશો—સુઇ જાવો—"

"અરે રાખો—રાખો!" પુઇએ હવે તણાઇને કહ્યું, "તમેબી શું ડાકટર અમથા વચમાં પુરાયા કરોછ! ફરદુન, મારો દાકરો પાછો આયો! અરે પણ તું કાંહ ગીયોતો? મરેરે આટલા દાહરા હું તારા વગર કેવી ઝુરી ગેઇ!"

આમ બોલી બીચારાં આલીપુઇએ ફરદુનને ખુબ તરેહથી ચાંપીને કોટી કરી અને પછી આંખપાણી કરવા લાગ્યાં.

ફરદુનથી હવે વધુવાર તામોશ થઇ શકયું નહીં. તેની આંખ્યોમાંથાબી ગડગડ આંસુઓ નીકળી પડયાં.

"અરે મરેરે! મને કોઇ કેહતુંબી નહીં! પણ મને જરા કેહોની—ફ્રેની પાછી આવી કે?"

"હા-હા-માયજી, ફ્રેનીબી પાછી આવીછ."

"પાછી આવી! મરેરે બે દાહરા કાંહ કહરાયલી? મને કેહેની દીકરા, તું કાંહ ગીયો'તો? મને ઘરડીને ટોવાવ્યા કરેછ? આટલા દાહરા તાહરે મારી આગળ કોણ ઉતું? ઓ ખોદાય! ફરદુન ફરદુન કરીને મારી આગલ કોઇ આવ્યા કરતુંતું તાહરેજ મને લાગું કે એ કંઇ મારો ફરદુન નથી. સાદબી બરયો અંજાણો લાગે ને હું રાત ને દાહરો મનમાં તાસવીસ કરૂં કે હરવાયો ફરદુન એમ શું દુશમેન ઓતરી ગીયો! મુવું મારી આંખે નહીં આવે ને કાને સંભલાય નહીં તે હું ટોવાયાજ કીધી. ઓ ડાકટર! મરેરે વરી મને છાતીમાં ભુક પકરી આયો! ઓ—ઓ! હવે કેમ કરૂં!—"

"પણ તાહરે હું તમુને કેહુંછ તે તમે સમજોછ કાંહ?" ડાકટરે ખુબ ફફડીને હવે તરારો કીધો, "એ તે કંઇ રીત છે, ફુઇ! કંઇ તમે કામબામ કાહરવા માંગોછ શું? ચાલો ફરદુનજી, એવણુને હવે સુવા દેવો—બાહેર ચાલો!"

ફરદુન જવા ઉઠયો, પણ ફુઇ તેને છોડે તો ખીસી શકાય કે? ડોસીએ તો પોતાનો લેવાઇ ગયલો ધ્રુજતો હાથ તેનાં ગળાં આસપાસ મજબુત વીંટાળી રાખ્યો.

આ તો બધું ઉલટું કાંટાનું કટેસર થતું હતું. ઉશ્કેરણીને મારે ફુઇ બીચારાં ત્યાં આખે અંગે ધ્રુજતાં હતાં અને તેવણુનાં મ્હોં ઉપરથી ડાકટરે જોઇ લીધું કે બીમાર બાઇની છાતીમાં મજબુત દરદ પાછું તેવણુને આજેઝ કરતું હતું.

ઝડપમાં તેણે પાસેની ટેબલ પરથી કાંઇ લાલ દવા ગલાસમાં રેડી ફુઇને પાઇ. થોડીક મીનીટ ફરદુનનાં ખભાંપર માથું ટેકવી રાખી ફુઇ મુશકેલીથી દમ ખેંચતાં સ્થીર બેસીજ રહયાં. પણ વલી પાછી સેહેજ વારમાં તેવણે કટકટ કરવા માંડી.

"તમે લોક મને કેહેતા નહીં?—મારાં મનમાં ઓરતો રહી જશે," તેવણે બહુજ નખાઇ ગયલા સાદે કગલીને પાછું ચલાવ્યું. "ડાકટર, પેલી પોરી મીઠીબઇ કાંહ છે—તેને બોલાવો. મેરવાનજીને બોલાવો. ફ્રેની—કેકુ—બધાંને અહીં લઇ આવો! ઓ! હવે મારૂં આવી બન્યું! હું મરી જાઉંછ! જાવો—બધાંને જલદી બોલાવો!"

ફરદુને ફરીથી નીરાશીભર્યે ચેહેરે ડાકટરની ગમ જોયું. તે તબીબનું મ્હોંજ કહી આપતું હતું કે પોતાના ગળેપડુ દરદીનો કેસ ફરદુને આમ તદન બગાડી નાખ્યો તે માટે તે

ફરફડી ચટકીને વાજ વજ્યો હતો. ડાકટરે અરધી મીનીટ ફુઇની નાડ તપાસી અને પછી ગંભીર મ્હોંડે ઝડપમાં ઓરડામાંથી બાહેર ચાલી ગયો.

"ફરદુન, મારા દીકરા—તું પાછો આયો? મરૂં રે મરૂં—જીવતો રેહ! તું નહીં કેહતો—તું કાંહ ગીયોતો? ફ્રેની, કાંહ જતી રેહેલી?—"

બીચારાં ઘરડાં ફુઇજીનો આવો ખરે મનનો કકળાટ દેખી ભલા ફરદુનથી વધારે વાર થોભાયું નહીં.

"ફુઇ—માયજી હું તમુને શું કેહું! મને ને ફ્રેનીને એઉને દગો કરીને પેલા બેહેરામે કેદમાં પુર્યાં'તાં અને પોતે પોતાનો સાદ જરા બદલી નાખી ફરદુન તરીકે તમારી આગલ—ઓ ફુઇ! માયજી!"

તે બુઝોર્ગ બાઇ આ જવાન ફરદુનનાં ખભાંપર માથું નાખી દઇ બેશુધ્ધ થઇ ગયાં હતાં. ફરદુને તેવણને આસ્તેથી બીછાણાપર સુવાડયાં અને તેજ ઘડીએ ઓરડામાં મેહેરવાનજી-કેકુ-ફ્રેની-મીઠુ-અને ડાકટર કરી પાંચે જણા દાખલ થયાં.

દાખલ થતાંને વાર ફરદુનનો ચેહરો જોતાંજ તેઓ પામી ગયાં કે ડોસાંજીનું આવી બન્યું હતું.

બીચારા ડાકટરે ઘણી મેહેનત કીધી. દસેક મીનીટ સઘળાં ભારી જીગરે ત્યાં મુગાં મંતર આલીફુઇના અંતને માટે રાહ જોતાં ઉભાં. તેવણનો શ્વાસો શ્વાસ બહુ કઠણાઇથી ચાલતો હતો.

આખરે સઉ કોઇની અત્યંત ઇંતેજારી વચ્ચે ફુઇએ પાછા પોતાના રોશની વીનાના ડોળા ઉઘાડયા અને તેવણનો ધીમો દબાયલો અવાજ આસપાસનાઓના કાનપર દેવસ્થાનના કાંઇક ભયંકાર સાદની પેઠે અફડયો.

"હું ધારતી'તીજ—ઓ!—કે એ મારો ફરદુન નથીજ— અરે! તાહરે એ મુવો પેલો બેહેરામ—મારી આગલ ખોટે નામે આવતો'તો! તમે લોકોએ બધાંએ—મને ઠગી! મેરવાનજી, તમેબી!"

મેહેરવાનજી તેવણનાં માથાંની આગલ ગયા,

"ફુઇ, અમે પોતેબી એ વાત નહીં જાણુતાં'તાં."

"ફ્રેની—ફ્રેની કાંહ છે?"

ફ્રેનીએ જઇને ડોસાંને ખરાં વહાલથી કોટી કીધી. તેણીથી કાંઇ બોલી શકાયું નહીં.

"ફ્રેની—દીકરી, તુનેબી એ મુવાએ કેદ પુરી! પણ જો— મારો ફરદુન હવે—આયો. દીકરી—એ કંઇ—પેલા મરી ગીઆ દેવ જેવો—ખરાબ નથી—ઓ!—હું મરી જાઉંછ! સારૂં થયું કે મેં વીલ કીધું—નહીં તો—નહીં તો—મુવો બેહેરામ— બધું ખાઇ જતે. મેરવાનજી, મારૂં વીલ મારી ચીનઇ ઇસ્કોત્રીમાં છે તે—તમે જાણોછ. તે ઇસ્કોત્રી—આય કબાટમાં— બીજાં ફાંડીયાંપર છે—તેની કુંચીઓ—મારાં ગરાંમાં—છે— ઓ!——"

ફુઇ બોલતાં મુગાં થઇ ગયાં હતાં. આખો વખત ડાકટર તેવણની નાડ હાથમાં ધરી ઉભો હતો. એકાદ મીનીટ પછી તેણે એક નીસાસો નાખ્યો.

"બીચારાં બાઇ ગુજર્યાં!" તે દલગીર અવાજે બોલ્યો, "હવે કંઇ કરવાનું વધારે બાકી નથી રહયું."

——:o:——

# પ્રકરણ ૩૦ મું.

—:૦:—

## "જે સૌથી છેલ્લો હસે છે, તે સૌથી સરસ હસે છે!"

બીચારા મેરવાનજી કાંગાનાં ગરીબડાં ઘર ઉપર છેલ્લા ત્રણ ચાર દહાડા થયા કોણ જાણે શું પણોતી બેઠી હતી! ફ્રેની ગુમાઇ ગઇ—બીજે દહાડે ખરા ફ્રરદુન પ્રીંટર સાથે પાછી જડી આવી—અને ત્રીજે દહાડે સવારે તો હાંગકાંગની છાંડા-વાલી "ફ્રુઇ"ની પાયદસ્ત નીકળી! વખતના વહેવા સાથે ઉભરી નીકળેલા આવા ઉપરા સાપરી બનાવોએ જાણે દમ ખાવાનોબી વખત કોઇને આપ્યો ન હતો. તેમાં બેહેરામ તાલુકદારની બદ-માશીથી તો એકે એક જણ ગાફેલજ બની ગયલું હતું.

બધું ઉપર તળે એવું થઇ ગયું કે કોઇને કાંઇ જરા નીરાંતે આગલી પાછલી વાતોપર શાંત તકરાર કરવાનો હજી અવકાશ મળ્યો ન હતો. તેમાં આલીફ્રુઇ ધપી ગયાં એટલે બીજા ચારે દીવસ સુધી તો કોઇને કાંઇ ભવીષયનો વીચાર કરવાનું તુરત વેળાએ સુઝજ પડયું નહીં.

ફ્રુઇને કહાડતી વેળા તેવણના નેક નામ—કદરદાન ભત્રી-જાનજી દરેક જણની અજાયબી વચ્ચે સફેદ ડગલી અને પાઘોડું ઘાલીને ઓટલે આવ્યા હતા! કરારને જીવે અદભુત પાક બેહાઇથી ઓટલા ઉપર ઉભા રહીને તેવણ મુરબ્બી લાંબા લાંબ હાથોએ સર્વે આવનારાઓને સલામ કરતા હતા. જબરો નફ્ફટ માટીડો! ત્રણ દહાડા સુધી લાગટ આવ્યા કરીને ઓટલા પર પહંગો મારી બેહેરામ તાલુકદાર મુછ્યાં મરડતો અને પોતાની બીલાડા સરખી ભવાંદાર આંખ્યો આમ તેમ ફ્ડકાવતો

સવારથી સાંજ સુધી બેઠો રહયો—અને એ રીતે પોતાની અળખામણી હાજરીની અને અચુક હસ્તીની ફરદુનને, મેહેરવાનજીને, કેકુને યાદ આપ્યા કીધી.

ભીખાદારૂ બાદશાહની તો ઘણુનસલજ ગેપ થઇ ગઇ હતી. ખુદા માલુમ બેહરામે આ મોબેદની સાથે તેમજ તેની પોરીની સાથે પોતાનો લેણા દેણાનો હીસાબ કેમ ચુકતો કરી લીધો હતો.

ફુઇ ગુજર્યાં એટલે અલબતાં હવે મીઠુ બામજીનું બી શું કામ હોય? પણ ચેહારમને દીવસે મરનારનુ વીલ વંચાય ત્યાં સુધી ઘેરમાંજ તેણીને રેહવા દેવાનો ફુઇના સોલીસીટર મી૦ નાનાભાઇએ પોતે ફરદુનને આગ્રહ કર્યો હતો. ફરદુન આ વાઉ અંધ્યારડીને પાણીચું આપવાની કાંઇ ખાસ ઉતાવળમાં હતોજ નહીં, જો કે તેણીને જોતાંજ તેને પોતાને તેમજ ફ્રેનીને હવે ધધરીને તાવ ચહડતી હતી. પણ સઘળું પોતાની મેળે રાહપર પડી જતું હતું એટલે વગર કારણની અમથી પંચાતી નહીં કરતાં કુદરતને પોતાનો રસ્તો લેવા દેવાનું ફરદુને અને મેહેરવાનજી કાંગાએ દરૂસ્ત વીચાર્યું હતું.

કાંઇ અજબ રીતે મીઠુ બામજીબી ત્યાંથી રૂખસદ લેવાની દોડાદોડીમાં હોય એમ દીસતું ન હતું. પણ ઉઠમણાને દીવસે ફરદુને તેણીને છેલ્લા દીવસ સુધીનો પગાર ચુકવી આપ્યો.

ફ્રેની તો આ મીઠુની સાથે વાત કરવાનેબી સાફ ધસીને ના પાડતી હતી, એટલે ફરદુનનેજ આ છોકરીને ખરતી આપવાનું કામ બજાવતું પડયું.

"કાલે ફુઇનું વીલ વંચાશે, મીઠીબઇ," ફરદુન તેણીને પગારને હીસાબે રૂપીઆનુ એક બંડલ આપતાં બહુજ ગભી-

રાઇથી બોલ્યો, "તાંહ સુધી તમે અહીં રેહવો તો મને અર-ચણ નથી. પણ પછી મેહેરબાની કરીને તમે અહીંથી રજા લેશો. હું ધારૂંછ કે તમે હવે અહીંથી જવાને વાસ્તે બંદો-બસ્ત કીધો હોશે?"

મીઠુએ પૈસાનું તે પેકેટ ખુબ શોહોંસામાં લીધું અને કાંઇબી જવાબ દેવા વગર જબરદસ્ત થોભરો ચહડાવી ચાલવા માડયું.

પણ ફરદુન હવે ખતે પડયો હતો.

"મને જરા જવાબ આપશો?" તેણે પાછું પુછયું, "તમે કાલે અહીંથી જવાની ગોઠવણ કીધીછ કે નહીં?"

મીઠુ જતાં જતાં અટકી ઉભી અને પોતાની બે લખોટા જેવી આંખો ફરદુનનાં મ્હોંપર ઠેરવી.

"જોઇએ—કાલની વાત કાલ સાથે!" તેણીએ એક જાતના અપમાનભર્યા મીજાઝથી જવાબ દીધો.

ફરદુનને એવી ઝાંઝ ચહડી કે પાંખડું પકડીને આ તર-કડી વંત્રીને ઘરની બાહેર મુકી આવે, પણ લોહીનો ગોટ ગળી તે અખાડા કરી ગયો. જરાકને ખાતર મારામારી કરી ઘરમાંનાં બીજાંઓની ગમીમાં ઉમેરો કરવા તે ખુશી ન હતો.

"તમારી હાજરી અહીં ઘણીજ અણગમતી થઇ પડીછ તે તો તમે જાણુતાંજ હોશો," તેણે હોઠ કરડીને ઘણા કરડા અવાજે કહયું.

મીઠુના ડોળામાંથી આતશ ખરી પડતો હતો. ફરદુનને લાગ્યું કે જો લાગ ફાવે તો આ માઝનદરાન ઓરત પોતીકાં નખો વડે તેના ડોળાબી ખેંચી કહાડે!

"તમારી આવી તુંદઇનો અરથ હું સમજી શકતો નથી." તે પોતાનો ઉછળી આવતો પી-તો સમાવી રાખીને ગંભીરાઇથી બોલ્યો, "શું તમુને ખબર નથી કે આલીફુઇના વારસ તરીકે તમુને આય ઘેરમાંથી હાંકી કાહરવાનો મને દરેક હક છે? મીઠીબઇ, ભેજામાં એટલો ધુંવો ના રાખો. જાહરે આપરાં પાણી મુવેલાં હોય તાહરે ઘણી પતરાજી કરવી સારી નથી—સમજયાં? ખોદા પાસ દુવા માગો કે તમે શીધાં સલુખે અહીંથી સલામત છુટકી શકોછ! જાવો—નીકલો મારી આગળથી! કોઇ દાહડે પેલા બ્લેગાર્ડની સુજે તમુનેબી જેલમાં ચાંચરા મારવા જવું પડશે!"

મીઠુ બામજીનો ચેહેરો લાલ ટણક મારી આવ્યો હતો. પોતાનો હોઠ જોરમાં કરડેલો રાખી તેણીએ ફરદુનનો છેલ્લો ધસારો ગુપચુપ સાંભળ્યો. જેવો ફરદુન બોલી રહયો કે મીઠુ એક ડગલું તેની નજદીક આંગ ઉપર ગઇ.

"ફરદુન પ્રીંટર!" તેણીએ એક જાતના ચીચવાટભર્યા ધીમા અવાજે ફરદુનના લગભગ કાનપર પડીને કહયું, "એટલી બધી લાહેરી શાનો કરેછ? આટલું બધું મને કેહી સંભળાવનાર તું થાયછ કોણ? હીચકારા બાયલા! તું મને દમ શાનો ભરાવેછ? ફુઇના વારસાપર એટલો કુદી શાનો મરેછ? શું તું મુવો મારા બેહેરામને રખરાવાનો છે? મુવો અમથો સુઝમાં રોજા ખોલેછ! જા, હું તુને તારાં મ્હોંના પર કેહુંછ કે મને તારી આટલીબી દરકાર નથી!"

ભખરાયલા ફરદુનનાં નાક સામે ટડાક દેતી એક ટચાકડી ફોડી મીઠુ બામજી ત્યાંથી ફુંકારા મારતી પીઠ ફેરવીને ચાલી ગઇ.

ફરદુને દાંતે દાંત પીસી નાખ્યા. દીગમુઢ જેવો તે આ નોશાકરી ગોરીના ભેદી સખુનો ઉપર પોતાનું ચીત ચકભમ કરતો થોડોવાર ઉભો નહીં હશે કે સામેથી મેહેરવાનજી પોતાની દીકરી ફ્રેનીની સાથે નીકળી આવ્યા.

"કેમ ફરદુન, દીકરા, કંઇ વીચારમાં ઉભોછ?" તેવણે આ નસીબવંતા ચીકાસદાર વારસનો બરડો માયાથી પસવારતાં પુછ્યું, "ફ્રેની તાહરની તારે વાસ્તે વટવટ કર્યા કરેછ કે કાલનું તેં કાંઇ મ્હોંનાપર મુકયું નથી. પણ દીકરા, તારે એમ નહીં કરવું જોઇયે—જે થવાનું ઉતું તે થઇ ગીયું. ચાલ આવ, જરાક કંઇ મ્હોંના ગમી કર."

ફરદુનથી કુદરતી રીતે ફ્રેની તરફ નજર ફેંકાઇ દેવાઇ. આહ! તેણીનો ગણત્રીબાજ બાપ કેવો સ્પષ્ટ રીતે ફરદુન પ્રીંટરના પૈસાને હવે મસ્કા લગાડતો હતો! શરમને મારે ફ્રેનીબાી લાલ લાલ બની ગઇ. શોકાતુર રીતે હસીને ફરદુને તેણીનો એક હાથ પોતાના હાથમાં લઇ આંખસે ચાંપ્યો.

"મારે વાસ્તે એ એટલી કાલજી રાખેછ તેનો હું કયા બોલોમાં ઉપકાર માનું?" તે ખરી લાગણીથી મેહેરવાનજી ગમ જોઇ બોલ્યો, "જો ફ્રેની નહીં હોતે તો આજની ઘડીવેર હું કોનડીટાનાં દોજખખાનામાં સબડયા કીધા હોતે!"

મેહેરવાનજી કાંગાએ બહુજ હસ્તે મુખડે પોતાની દીકરીને પાસાંમાં લીધી.

"મારી દીકરી સમજુ ને ડાહી છે. ફરદુન એ છોકરી એક હીરો છે. હું ને કેકુ જેવા અન્નાડીઓ પેલા મુજી બેહેરામથી અંજાઇ ગીયા, પણ આય ચતુર છોકરી એકની બે નહીં થઇ. પણ ફ્રેની તું અંતે જીતી, હા બા—આખર કરેને

તમો બઇરાંઓની અકકલ એ બાબદમાં અમો માટીડાઓ કરતાં વધારે દોરે! પણ ચાલો—સુખી રેહવો મારાં બચ્ચાંઓ! મારી ને મરનાર પુઇજીનાં દીલની મોટામાં મોટી ખાએસ ખોદા કરે ને પાર પડે!"

* * *

બીજે દીવસે—એટલે ચાહરમને દીને-પુઇનું વીલ કાયદા-પુર્વક રીતે જાહેરમાં વાંચવા માટે નાનાભાઇ સોલીસીટર આબાદ ઠેરવેલા વખતે દશ વાગતે સહવારના ટકોરાબંધ આવી ઉભા. મરનાર આલીપુઇએ શું વીલ કીધું હતું તે સર્વે કોઇને બરાબર માલમ હતું–છતાં તેવણુની કબાટ માહેલી ચીનાઇ ઇસ્કોત્રી માંથી તે કાહડી સઉનાં દેખતાં મોટેથી તે વાંચી સંભળાવવાની મરનારના વકીલ તથા જોડયા એકઝીકયુટર તરીકે નાનાભાઇને પોતાની ફરજ બજાવવાની હતી.

પુઇ ગુજર્યા પછી તેવણુનાં ગળાંમાંથી કુંચીઓનો કબજો પોતાને અસ્તક લઇ આ સોલીસીટરે તેવણુના ઓરડા માહેલી કબાટને સીલ માર્યું હતું, કારણ નાનાભાઇ જાણુતા હતા કે પુઇએ પોતાનું આ ટુંકું ને ટચ વીલ રજીસ્ટર્ડ કરાવ્યું નહીં હતું.

પોણા દશ વાગતે બેહરામજી તાલુકદાર શેઠનીબી સ્વારી આવી પુગી. ફલેનલના ઇંગલીશ સુટમાં પનામાં હેટ સાથેજ તેવણુ લેહકો કરતા આવી પુગ્યા અને કોઇનેબી સાહેબજી સલામ કરવા વગર દમમાં ને દમમાં પાટલુનનાં બે ખીસાઓમાં હાથ ખોસી ડરોઇંગ રૂમમાં આમ તેમ ફર્યા કીધા. ફરદુને કે મેહેરવાનજીએ કે કેકુએ—કોઇએબી—તેને કોહું આપ્યું નહીં; પણુ બેહરામજીબાને તેની ભલ કનવાર હતી! તેણે તો સાફ ગાઇ વજાડીને નાનાભાઇને કહી મુકયું હતું કે મરનાર

ફુઇએ તેને રડાવી માર્યો હતો ખરો, પણ ડોસી મેટ હતી અને વીલ કરવાને લાયક હાલતમાં નહીં હતી એ મુદ્દાપર પોતે ઠેઠ પ્રીવી કાઉનસીલ સુધી પોતાના હક માટે લડવાનો તેણે ઠરાવ કીધો હતો.

બસ ત્યારે પછી વધારે શું બોલાય? વીલ સાંભળવા માટે આ ભત્રીજો જો પોતે હાજર રહેવાનો દાવો કરે તો કોણુની મકદુર કે તેને અટકાવી શકે?

દશ વાગતે ડરોઇંગ રૂમમાં સઘળાં જણું એકઠાં થયાં. મેહેરવાજી, કેકુ, ફ્રેની, ફરદુન, મીઠુ બેહરામ, નાનાભાઇ ઉપરાંત ફુઇના ડાકટરબી હાજર હતા. વકીલે દશ વાગતે ઉઠીને સર્વેને પોતાની સાથે મરનાર ફુઇના ઓરડામાં આવવાની એલતેમાશ કરી. મુગે મોંઢે સઘળાંઓ તેવણુની પુઠે ત્યાં ગયાં.

નાનાભાઇ સોલીસીટરે ઢીલે મોંહડે કબાટનું સીલ પોતાને હાથે ઉખેડયું અને અંદરથી ચીનાઇ ઇસ્કોત્રી બાહેર કહાડી ટેબલ પર ઓરડાની વચ્ચોવચ મુકી.

"મરનારનું વીલ બનાવનાર હું પોતે છેઉં," નાનાભાઇ ગંભીરાઇથી ઇસ્કોત્રી ખોલતાં બોલ્યા, "અને મારાં દેખતાં ગુજરવાની થોડા દહાડા અગાઉ બાઇએ એ વીલ આય ઇસ્કોત્રીમાં મુકયું'તું. એવણુ ગુજર્યાં તાંહ સુધી આય કુંચી એવણુનાં ગળાંમાંજ એવણુ પેહરી રાખતાં'તાં—પણુ પછી—અરે! એમ કેમ?—"

નાનાભાઇ બોલતાં અટકી પડયા. આસ્તે આસ્તે તેવણે તે ઇસ્કોત્રી માંહેલો બધો સામાન બાહાર કહાડી ટેબલ પર રચ્યો અને વાંકા વળી બધી તે પેટીને ઉપર તળે કરી નાખી—અને પછી ડઘાઇને આસપાસનાંઓ ગમ જોયું.

"કેમ ? શું છે—નાનાભાઇ ?" મેહેરવાનજી કાંગાએ અકળાઇને પુછયું, "વીલ કાહરોની ?"

"અરે—પણ વીલ કાંહ છે ?" નાનાભાઇ ભખરાયલે સાદે બુમ મારી પડયા. "અહીં તો વીલ બીલ કંઇ નથી !!

## પ્રકરણ ૩૧ મું.

—:o:—

"નસીબ! તેં નવાજયો નેહાલ—કીધો તેં મને માલામાલ
પાસા મારા અવળા—પડી ગયા સવળા—
નાચું કુદું થઇ હું ખુશાલ !!"

"વીલ નથી !!"

મેહેરવાનજી, ફરદુન અને કેકુનાં મોહડાંમાંથી એક સરખો પડઘા નીકળી પડયો. ત્યાં જમાવ થઇ ઉભેલાં એકેક એક જગુ દસ બનીને એકમેકનું મોહડું જોવા મંડયાં.

પણ સઉથી જોવાજોગ ચેહરો તો નાનાભાઇ સોલીસીટરનો હમણા હતો. કપાળપર ફુટી નીકળેલા પરસેવા સાથ ભવાંનો ચીલ્લો ચઢાવી તેવણે ચીનાઇ ઇસ્કોત્રી માંહેલું એકેક એક કાગજયું પાછું ખોળીને બધાનાં દેખતાં તપાસ્યું. તે પેટીને ખાલી કરી ને ઠોકી ઠાકી—વાંકી કીધી, ઉંધી કીધી—અફાળી ઝીંખી—કે કાંઇ છુપું ખાણું યા બેમાલુમ ફાળકું અચાનક કાઇ ચાંપ દબાઇ જવાથી ઉંઘડી જાય. પણ ફોકટ. અંતે તેવણે ઇસ્કોત્રી છોડી દીધી અને કરીયાતું પીધા જેવું ડાચું કરીને ડોકું ધુણાવ્યું—

"ઉં હું ! વીલ અહીં તો નથીજ !" તેવણ ડધાઇને મેહેરવાનજી ગમ જોઇ બોલ્યા.

મેહરવાનજી બીચારા ભખરાઇને ઇસ્કોત્રી તરફ ફાટે ફાટે ડાળે જોયાજ કરતા હતા. લાકડાંની તે નાની કેબીનેટ જાણે કેવું એક ભયંક ધાસ્તી ભર્યું પ્રાણી હોય તેમતેત્રણ શંકાશીલ નજરે તેની તરફ ઘુરકયા કરતા હતા.

"ઘણું અજબ જેવું!" ડાકટરે અંતે ચુપકીદી ભાંગી, "મરનાર પુઇજીએ છેલ્લી ઘડીએબી અમુને કેહયું કે વીલ એમાં છે—"

ફરદુને તે ઇસ્કોત્રી ઉંચકીને આમ તેમ ફેરવી—અહીં તહીં દાબીને ખુબ બારીકીથી તપાસી. સર્વે કોઇ દમ બાંધી રાખીને બેહદ ઇંતેજારીમાં ડાંએબાંએ થઇ ઉભું હતું.

"તમારી ખાત્રી છે કે એને કંઇ છુપી ચાંપનું બીજું ખાનું નથી?" કેકુએ પુછ્યું.

"મારી ખાત્રી છે," નાનાભાઇએ જવાબ દીધો, 'મેં તો ઘણીજ સંભાળથી તપાસીછ. માત્ર સાદી પેટી સીવાય બીજું કંઇ નથી—પણ તોબી તમે જોઇયે તો પાછી જોવની—"

ફરદુને નીરાશ ચેહેરે તે બાકસ ટેબલપર પાછો મેલ્યો—

"નહીં—આમાં છુપું ફાલકું બાલકું કંઇ નથી," તેણે વીસમય પામીને કહયું, "વીલ પુઇએ બીજેજ કેથે મુકયું હોશે."

મેહરવાનજી કાંગાએ મ્હોડું એવું કર્યું કે બસ ઓય બેંકી પડે! આ નધારેલી પંચાતી વળી કયાંથી નીકળી આવી! અરે બાપરે—જો નખોદ ગયું વીલ નહીંજ મળ્યું તો? પુઇએ મેહરવાનજીનેબી પચીસેક હજાર ઝાંસ્યા હતા ને આ શું મોહસ-મોહકાણ? મેહરવાનજીને મનથી પૈસો તેજ ખુદા હતો!! મ્હોંમાં ખાસ્સો આવેલો બુક પાછો જતો રહે—તોબાહ, તોબાહ! વીલની ગેરહાજરીમાં ફરદુનને કે મેહરવાનજીને એક ફુટી દમડીબી નાપાક બેહરામ તાલુકદાર પચવા દે નહીં એ

તો દેખઇતુંજ હતું. અલબત ફુઇ વસીયત કરવા વગર મરી જાય તો તેવણુની દોલતનો હકદાર વારેસ તેવણુનો એકપુરો ભત્રીજો નહીં તો વળી બીજું કોણુ હોય? મુવા છુટા! મહેરવાનજીબા ગભરાટને મારે ધવડ ખવડમાં પડયા.

પણુ ફરદુનનું ધક ઠેકાણે હતું. નસીબનો દગલબાજ પાસો તેની નજર સામે ઉલટાઇ જતો હતો—છતાં તે શાંત હતો. અહા યારો—દશ બાર લાખ રૂપીયા અને સાથે ફ્રેની જેવી ધણીયાણી એક ગમ, અને બીજી ગમ જીંદગીભરની તંગદસ્તી અને બેકદર જગતની હડધુત! તેણે એક પળ પોતાના હમનબર્દ બેહરામ ગમ નજર ફેંકી. તે ખાનેઆબાદ તો પગ પોહળા કરી કરારને જીવે મુછ મરડતા એક બાજુએ ગુપચુપ સઘળી ગમત જોતા ત્યાં ઉભેલા હતા.

"નાનાભઇ," ફરદુને સુચવ્યું, "હું ધારૂંછ કે તમે જરા આય કબાટમાંબી બરાબર જોવ. વખતે ફુઇએ પાછળથી વીલ આય ઇસ્કોત્રીંમાંથી કાહડી બીજે કેથે મુકયું હોશે—"

"હા આપણે જોઇયે. પણુ ગુજરતી વખતે ફુઇએ તમુ લોકને કેહયું કેની કે ઇસ્કોત્રીમાંજ - "

"અરે તેથી શું થયુ? મરતી વખતે એક માણસ ધ્યાનમાં ને ધ્યાનમાં કંઇબી બોલે," ડાકટર વચ્ચે પુરાયા, "એવણુને ઇસ્કોત્રીનું ધ્યાન રેહી ગીયું હોશે તેથી એમ બોલ્યાં, પણુ પોતેજ વીલ બીજે કેહે મુકયું હોય એ બનવા જોગ છે. હું ધારૂંછ કે કબટબી આપરે સંભાળથી તપાસવી જોઇયે."

નાનાભાઇ ઝટ કબટ આગળ ગયા અને છેક ઉપરના ક્રાંડયાં પરથી તે ખોળવા માડી સર્વે જણાંની આતુરતા અને

ચીંતાનું પુઞ્જવુંજ શું ! ફરદુન પોતાનો હોઠ કરડેલો રાખીને અદ્દબ વાળી એક બાજુ ઠસ થઇ ઉભો હતો. ફ્રેની તદન ઉજળી પુની જેવી ગાલને થેબો દઇ ઓરડાનાં ખુણામાં ઢોલ્યા પર બેસીને આ કમબખ્તીનો રાહધાટ જોયા કરતી હતી. મેહ-રવાનજી, ડાકટર અને કેકુ કબાટની આગળ નાનાભાઇના જીવ ઉપર ઉભા રહીને દરેક અંદરની જીણસ ચીપી ચાપીને તપાસી બાહેર કહાડતા હતા. મીઠુ બરીયલ છાનું બનીને અડધી ઉંધ-ણસી જેવી હાલતમાં એક બારી આગળ મુંગી મંતર ગગડી રહેલી હતી.

નાનાભાઇ વકીલે કબાટનું એકકેએક ફાંડયું સફાચક કરી મેલ્યું. ઉપરથી તળે સુધી કબાટ માહેલી દરેકે દરેક ચીજ એક પછી એક બાહેર કહાડી સર્વનાં દેખતાં ખોળી ખાળી નાખીને તેવણુ બાજુ મુકતા ગયા. બધાં કપડાંની ઘડીએ ઘડી ઉખેડી તેવણે ખંખેરી જોઇ કે કદાચ એકુ સદરાના પડ-માંથી ગુમાયલું વીલ લપસી પડે.

વ્યર્થ — વ્યર્થ — વ્યર્થ ! !

તમામ ફોકટનાં ફાંફાં હતાં ! વીલની તો ધનનસલજ ત્યાં હતી નહીં. કેકુએ ઓરડા માહે બીજે બધે અતી સંભા-ળથી તપાસ કરી. તેણે ઢોલ્યાની ચાદર તાણી કહાડીને પખોડી તકીયાના ગલેફો ખેંચી કહાડયા, ગોદડાં ઉઠલ પાઠલ કરી નાખ્યાં, છત્રીના ટાપપર ચઢીન જોયું. ફોકટ ! વાલ જેવી કંઇ ચીજ હોય તો પ-તો લાગે કે ?

લાઇલાજ જેવા બનીને નાનાભાઇ ખુરસી ઉપર બેસી ગયા.

"મને કંઇ સમજ નથી પરતી," તવણે સઘળાંઓની ઇંતેજાર ચુપકીદી તોડતાં કહયું. "મેં પે.ત વીલ ઘડી કહાડયું'તું-

એકઝીકયુટર તરીકે તે પર મારી પોતાની સહી છે—મારાં દેખતાં પુઇએ આય ઇસ્કોત્રીમાં મુકયું'તું—ને હવે તે ગેપ થઇ ગીયુંછ! શું છેલ્લી ઘડીએ પુઇએ વીચાર ફેરવ્યો હોશે? એમ તો નહીં બને—આપુને એનો ભેદ શોધી કાહરવો જોઇશે. ફરદુનજી, એ વીલની ઉપર લખ્ખો રૂપીયાનો આધાર લટકેલો છે. છેલ્લી ઘડીએ પુઇએ એ વીલ ઘેરમાં બીજે કેથે મુકયું હોય, તો તે આય ઓરડામાંજ હોય; પોતે ઉઠીને કોઇ બીજે ઠેકાણે ખામખા વીલને સંતાડી દેવા જાય એ મારાં ધ્યાનમાં ઉતરતું નથી. તેમ કરવાને વાસ્તે બેહેસ્તનના ગુરાજ કાંઇ ઉતા? તાહરે એનો ખોલાસો શું?"

વકીલનું નાનું જેવું તકરારી ભાષાણ ચોમેરની ચુપચાપ વચ્ચે પુરૂં થયું. જમીનપર ઘાસનું તણખું પડે તોયે સંભળાય એમ બધાં મુગાં મંતર બની ગયાં હતાં. અંતે એક અવાજ નીકળતાંજ સર્વે જણ જરાક ચમકયાં.

બેહેરામ તાલુકદાર હળવેથી ખડખડ હસી પડયો.

"તેનો ખોલાસો ઘણો સેહેલ છે," તે નાનાભાઇ તરફ ડોકું ફેરવીને ખુબ રોબમાં બોલ્યો, "મરવાની બેએક મહીના અગાઉ ધાંખરીનું માથું ઠેકાણે નહીં ઉતું. તમારાં લોક પાસે વીલ ફીલની હજામપટી કરાવી હોશે, પણ ભસ્તાંમાં જવાનો વખત આયો તાહરે ડોહીનું અંતકરણ ડંખ્યું હોશે તેથી-વરી મેડનેસની નવી ઝુમમાં વીલનો દારવાટલો કરી નાખ્યો હોશે!"

કદરવંતા ભત્રીજાજીનાં આવાં હેતવંતાં વેણ સાંભળી ઓરડામાંનું એકેએક જણ ખરે મને દીલમાં કચવાયું. ફરદુન તો એવો ખીજાઇને લાલ-લાલ બની ગયો કે કેકુએ ચેતીને તેને બાજુમાંથી ધરી રાખ્યો.

"તમારાં મરનાર ફુઇજીને વાસ્તે આવા બેમહલાજા ભર્યાં સખુનો કાહરતાં તમુને શરમાવું જોઇએ. મી૦ બેહેરામજી!" નાનાભાઇ અત્યંત નાખુશીથી ફક્ડી પડયા.

પણ બેહરામ જેનું નામ! તે તો ડોળા કહાડીને સામો સતો થયો—

"શરમાતાં કમનસીએ મને કોઇએ શીખવ્યું નથી. પોતાના ભત્રીજાને રખડાવી મારવાનો જરા વીચારબી નહીં કીધો તેને વાસ્તે કદાચ બુઢ્ઢી હમણા ચીનવદ પુલપર બેઠી બેઠી શરમાતી હોય તો કોણ જાણે! તમે ફુઇના વકીલ થયા તો તમારે ઘેરના! બેહેરામ તાલુકદારની સાથે એવી દમડાટી કરશો તેથી કંઇ તે બીહ જવાનો નથી."

નાનાભાઇ ઉઠીને ઉભા થયા. તેવણને કાર તો એવો લાગતો હતો કે બેહરામને એક લપડાક ખેંચી કહાડે! પણ વકીલ બારે ગાંઠ પુરા હતા, અને ઉતાવળમાં કાંઇ કાચ્ચું કાપે તેવા ન હતા.

"તમે મારી સાથ ત્રણ પાંચ શું કામ કરોછ, મી૦ બેહેરામજી? ફુઇએ વીલ કીધેલું છે અને તે આય ઘેરમાંજ છે. તે શોધી કાહરવાને વાસ્તે અમે ઘેર ખુંદારી મારશું—"

"અમથાં વરસ વેચશો! હું તમુને ખાત્રી આપુંછ કે એ વીલ ડોસી પોતાની સાથે દોખમે લેઇ ગેઇછ."

હવે એ અભાગ્યા સાથે વધારે રીકઝીકબી કોણ કરે? કમબખ્ત બેહેરામ પોતાની ફુઇને વાસ્તે જરા ઇઝ્ઝતથીબી બોલતો ન હતો. નાનાભાઇના હુકમથી એક સુથારને બોલાવવામાં આવ્યો અને તેણે સર્વેના દેખતાં ચીનાઇ છસ્કોત્રીને બધી ભાંજી ફોડીને કકડા બુકલા કરી નાખી. પણ છુપું ખાણું

યા ફાલકું કશું મળ્યું નહીં. મોંઘી ડાટ તે પેટીનો ખુરદો થઇ ગયલો જોઇ બેહરામ મુછમાં હસવા લાગ્યો.

"મારૂં માનો તો આય ધોલીયાને—આય કબાટને—આય દેવાલોને—છાપરાંપરનાં દરેક નરીયાંનેબી—એમજ ભાજી ફેરી નાખવાં જોઇયે. કાંય નહીં એ ચકકરબતી ઘરડાં ધુવડે એકુ રાતના અલ્લકસે છાપરાંપર ચહરીને તાંહ વીલ સાત્યું હોય? નહીં તો કદાચ આય ઘેરના પાયાની નીચે તો નહી ઠેસવી દીધુ હોય?"

"નાઉ શટ અપ, સર, શટ અપ!! નાનાભાઇએ બુમ પાડી.

"એ શટ અપ ને બટ અપ! મીo નાનાભાઇ સોલીસીટર, હું આય બીજાંઓને કોઇને કંઇ ઓરખતો નથી. જોવો સાંભળો. વીલની ગેરહાજરીમાં મારાં ફુઇની પઇએ પઇનો હું એખલો હકદાર વારસ છેઉં. કાયદા પરમાણે મરનાર ડોસીની બધી દોલત મારે હસ્તક લેવાને વાસ્તે હું કોર્ટમાંથી પ્રોબેટ મેળવવાની અરજ કરશ, તેટલાં જોઇયે તો વીલ શોધી કાહડવાને વાસ્તે આય પથરની ભીત સાથ તમારાં માથાં અફારી લોહી કાહર્યાં કરો! કેહેવો તો એક રમળ જોનાર જોશીને મોકલી આપુ—તેની પાસે વીલનો પ-તો મેળવો. પણ એક વાત સાંભળી લેવો. હું સાફ કેહુંછ કે ઘરડીની મરણ ક્રીયા પછવાડે કે બાજ ફાજનાં હંબગ પછવાડે એક ફુટી દમરીબી હું ખરચવા દેવાનો નથી. જો એવાં નોનસન્સ પાછળ મારા પૈસામાંથી કંઇબી ખરચ કરશો તો તે તમારે જોખમે. ઘરડી મુવા પછી દોજખમાં જાય કે જાહાનમમાં જાય તેની મને પરવા નથી. એ ચાકલેટ બુઢીએ જીવતાં જીવત મારી સાથ શું ભલઇ કીધી કે એના મુવા પાછળ હું અંધ્યાનડાઓનાં ગજવાં

ભરૂં ? એમ કરૂં તો લોક કેહેશે કે હું એક મોટો હંબગ છેઉં ને કોઇબી હંબગને નામે મને મોટામાં મોટી છીત છે! આઇ નેવર પ્લે ઘેટ ગેમ! હું એ કાતર્યાં ઘસેલીના પૈસા ફકત મારાં નસીબનાં જોરથી આજે મેળવી શકયોછ. બાકી મને ખોટો રૂપીયો પરખાવવાને બદલે હજુર રસ્તામાંના કોઇ પારીયા કુતરાંને તે આપવાનું એ હઇયાં ફુટી મારી ફુઇ વધારે પસંદ કરતે—"

"બસ—બસ, બેહેરામ, જરા અકકલ રાખીને વાત કર!" કેકુએ આખરે ચીઢાઇને તરારો કર્યો.

"બસ શાને વાસ્તે કરૂં? કેકુ, મને ચીબો થતાં આવડતું નથી. તમે લોકોએ બધાંએ મને હીણ્યો—હડધુત કીધો, તો હવે બોલવાની મારી વારી આવીછ. તમે લોક બધાં એમ વીલ ખોબઇ ગીયું તેને વાસ્તે શું કામ હાય સોસારા કરોછ? બે જણને મેં કોનડીટામાં કેદ કીધાં તેને વાસ્તે મારી ઉપર હાઇ કોર્ટમાં ડામીજીની ફર્યાદી માડો—સારી જેવી મજેહની એક રકમ ચીકાવી શકશો!"

આટલું કહેતાં કોઇનેબી સાહેબજી સલામ કર્યા વગર અત્યંત દમામમાં પોતાની પીઠ મરડી આલીફુઇના લખોપતી વારસ ભત્રીજા તંગડી ઉંચી ને ઉંચી રાખી ત્યાંથી ચાલ્યા ગયા!

તે વખતે બેહેરામ તાલુકદારનાં હોઠોપર જે અર્થસુચક હસવું ફેલાઇ રહતું હતું તે ફરદુન પ્રીંટર—પાછળથી જીંદગીના હઝારો ફેરફાર થઇ જવા છતાં—કાંઇ વર્ષો સુધી વીસરી શકયો નહીં.

——:૦:——

# પ્રકરણ ૩૨ મું

—:૦:—

## તું કેટલી મારી નજદીક છે—ને તોબી કેટલો આપણી વચ્ચે અંતર છે!!"

મેહેરવાનજી કાંગાનાં મીસકીન મકાનપર એક ગજબ અધુરો હતો તે પુરો થયો. આખાં ઘરનાં બંને માળો તેમજ ભોંયતલીયાંના ઓરડે ઓરડાનું દરેક ખુણું વીલની શોધમાં ઉપર તળે થઇ ગયું હતું અને સાંજ પડે તેટલાં તો ડરોઇંગ રૂમ,—લાયબ્રેરી,—ડાઇનીંગ રૂમ—વગેરે ઓરડામાં ગોયા ઘેલી વ્યાપ તેવા અવતાર બની રહેલો હતો. મીઠુ બામજી બપોરની પોતાના પેટી પેટારા સહીત કોઇને કહયા કાવ્યા વીના ઘુમટો ચઢાવીને જતી રહેલી હતી પણ ઘરમાં બાકીના એકેક જણે એકેક ઓરડો ખુબ બારીકીથી શોધવાનું માથે લીધું હતું. મહેનત બરબાદ ને ગુનાહ લાઝમ! સાંજે છ વાગતા સુધીમાં હારીને જયારે સઘળાંઓ ડરોઇંગ રૂમમાં પાછાં ભેગાં થયાં ત્યારે તેઓની નીરાશી અને નાસી-પાસીનો શું પાર!

સર્વે કોઇમાં બીચારા ફરદુનની હાલત હમણા અદેખાઇ કરવા જોગ તો નહીંજ હતી! રે પરવર! કીસમત તેની સાથ આ કેવી કરપીણ ઠઠ્ઠાબાજી કરતું હતું! વીલનાં એક નાનાં કાગજયાં ઉપર તેનાં ભવીષયનો કેવો અદભુત જુમ્મો લટકેલો હતો, તેનો દર્યાફ્ત કરતાં ફરદુન પાણી પાણી થઇ ગયો. અરે! પોતે હાંગકાંગની ચાકરીબી છોડી દીધી ને હવે પાસે ઝેર ખાવાની પાઇ વગર દુન્યામાં નવેસરથી પાછું ઝોંકાવવાનો

મુશકેલ વીચાર ગમે એવાબી હીંમતી માણુસની છાતીને ધડકાવવાને પુરતો હતો. પણ એક ખ્યાલથી ફરદુન ઘણોજ મુંઝાયો. વાહલી ફ્રેની! તે છોકરી ફરદુનને મનથી હમણા કેવી વહાલી હતી તે ફરદુનનો જીવજ જાણતો હતો. શું શું હવાઇ ગણત્રીઓ તેણે કીધેલી—શું શું ખુશ મદારો તેણે બાંધેલી! પણ આ શુંનું શું થઇ ગયું! અફસોસ! હવે તેના જેવા સાણુ સુકાળીયા ગમ ફ્રેની ઝાંખીને જોશેબી કે? ને એકબારગી જુવે તોબી શું નાકે ફરદુન આ પ્યારા જીવને પોતાની સાથ સદાની હેજગારીમાં ઘસડવાને તઇયાર થાય? નહીં, નહીં, બસ થઇ ચુકયું! ફરદુનનાં સુખને સ્વપ્નો એક ઘાતકી આંચકા સમેત ઉડી ગયો હતો. તેને સઉથી મોટું જે દુખ લાગ્યું તે પોતાની દોલત ગુમાવવાનું નહીં હતું; પોતાના બેહેસ્તન ફુઇજીના પૈસા આખરે તેવણુના ચંડાળ ભત્રીજાનાજ હાથમાં બારેવાટ થશે તેનો સંતાપ ફરદુનને વધારે લાગ્યો. તોબાહ! બેહેરામના હાથમાં આટલા બધા પૈસા આવતાંજ તે હવે લાલ વાવટો એકદમ કેમ મુકી દેશે અને દુન્યાને તે કેટલો પીડાકારક થઇ પડશે તેનો વીચાર કરતાં ફરદુનને કંપારી છુટી.

નસીબ, ઓ નસીબ! તારો જુલ્માત બધો શા માટે આ માત પીતા વીનાના, પારકે આશરે પડીને ઉધરેલા, હીણભાગ્ય ફરદુનને માટે પ્રથમથી તેં સંઘરી રાખ્યો હશે! છાતી ઉપર ડોકી ઢળાવી દઇ માથે હાથ દઇને સંજોગનો ભોગ થઇ પડેલો આ નાવારેસ શખ્સ પોતાના સીહા ભવીષ્ય પર એકલો એકલો ગમગીન ગોર કરતો ડાઇનીંગ રૂમમાં નીચે એક ખુણામાં ક્યારનો બેઠેલો હતો. સઘળાંઓ માળ ઉપર પોત પોતાની ઉદાસીમાં

આખા દીવસનાં થાકીને જગે વગે થઇ ગયલાં હતાં. ફરદુનને એકાંત અને શાંતી જોઇતી હતી—કોઇની સાથ વાત કરવાનોબી ઉંજજમ હવે તેનામાં હતો નહી.

આહ—હજારો આશાઓને કોટે ચઢીને પછી આવી ભયાનક ઓચીંતી ઝડપે નીચે ખાકમાં ગબડી પડવું—એ શું કાંઇ જેવો તેવો ફટકો છે? અને તેબી આવો ગેરઇનસાફી ફટકો? ફુઇએ વીલ કીધેલું—અને તે વીલ કેડેબી હજી મોજુદ હતું—એ વીશે તો ફરદુનની સોએ સો ટકા ખાત્રી હતી. મરનાર બાઇને બેહરામને નામે કેવો બેહદ અણગમો હતો—ખાસ કરીને છેલ્લી તેની બદકારી પછી ફુઇ પોતાના ભગીજાપર કેટલાં ખફા થયાં હતાં—તે યાદ કરતાં ફરદુને એક નીસાસો નાખ્યો. ફુઇજી છેલ્લી ઘડીએ વીચાર ફેરવે ને પોતેજ વીલનો નાશ કરે એ તર્ક બીલકુલ બેવજુદ હતી.

પણ વીલ નહીં મળે એટલે પછી બધી તકરાર તકલીદી હતી. હવે માથે હાથ દઇને ફોક મુકવામાં કશી હાંસલ હતી નહીં એ તો નીશ્ચાય હતું. તે કદી હવે ભવીષ્યમાં પાછું ફુટી નીકળે એવા સેહજબી સંભવો નહીં હતા. કેવી રીતે તે અમુલ્ય દસ્તાવેજ પાર થઇ ગયો એબી કોઇ જમાને માલમ પડે એમ ન હતું. સરજતને આધીન થવા વીના છુટકો ન હતો. વીલની શોધમાં સઘળાંઓ પછડાઇ જઇને આખું ઘર ઉપર તળે કરી નાખ્યું.—હવે વધુ એ પાછળ પછાડા મારવાને કોઇને દબાણ કરવા ફરદુનનું મગરૂર દીલ ના પાડતુ હતું.

શા માટે ખાલી ફાંફાં મારવાં? નાહેક શા માટે હલકા પડવું! ગામનાં લોકોમાં ઉલટી હસી શા માટે કરાવવી? નહીં! દાંત પીસીને ફરદુન આ આફત ઝીલવા એક મરદની માફક

હવે જીવસે તઇયાર થયો હતો. તેની પોતાની પાસે હાંગકાંગની બેંકમાં–બંચાવેલા સુમારે ચારેક હજાર રૂપીઆ હતા. કાંઇ ચાકરી મળે ત્યાં સુધી તુરત વેળા તેને ટેકાવી રાખવા આ રકમ પુરતી હતી. ફરદુને ઠરાવ કર્યો કે હવે પસાર થઇ ગયલા એક ઓળાને વળગવામાં વખત ગુમાવવા કરતાં તુર્ત મુંબાઇ છોડી કેડે દુન્યાના કોઇ દુરદરાઝ મુલકમાં નીકળી જવું; બહેરામ તાલુકદાર અને તેની હકદાર—યા બીન હકદાર—દોલતની ઉપર સદાનો એક છેકો મારવો; ફરદુન ગમ જોઇ તીરસ્કારથી મુછમાં હસવા દેવાની તે બ્લેગાર્ડને તકજ આપવી નહીં. છેલ્લી તેની બદમાશી માટે તેની સામે ફોજદારી કામ ચલાવવાને ફરદુને પહેલેથીજ ના પાડી હતી. હવે તો એ વીચારજ તેણે ધીકકાર સાથ છંછેરી નાખ્યો. બેહેરામને હવે જો ફરદુન પોલીસે ધસડે તો તેનો અર્થ દુન્યા શું કરે? છટ–હવે બધું ખલાસ! મીઠી આશાઓ, તમને સો સો સલામ! સુખનાં સ્વપ્નાઓ, તમને છેલ્લી સવાલ! પ્યારી ફ્રેની, તુને છેલ્લી—

ઝોંક ખાઇને ફરદુન પોતાના આ તુરંગોમાંથી બીદાર થઇ ખડો બેઠો. કોઇ તેની ખુરસી પછવાડે હળવેથી આવીને ઉભું હતું.

"ફ્રેની!"

"ફરદુન! તું અહીં કાહરનો એખલો શું કર્યા કરેછ?"

ફરદુન ગમગીનીથી સહેજ હસ્યો, અને ઉઠી ઉભો થયો—

"આપરી માણસ જાતની આય જીંદગીનો બધો તાલો કેટલો અજબ જેવો ને નહીં સમજ પડે તેવો છે તેની ઉપર બેઠો બેઠો જરા વીચાર કરૂંછ!"

ફ્રેનીએ ફ્રરદુનના શોકાતુર ચેહરા તરફ થોડોવાર જોયા કીધું. કીસ્મતની કમાન ઉલટાઇ ગઇ તે માટે આ રાંક છોકરી ફ્રરદુનને ખાતર અંદરખાનેથી બહુજ જળતી હતી. એકાએક કાંઇ ઉભરો થઇ આવ્યો હોય તેમ તેણી પોતીકા તે જીવ ઉગારનાર રશીકની નજદીક ગઇ અને તેનાં ખભાંપર નરમાશથી પોતાનો એક નાજુક હાથ મેલ્યો—

"ફ્રરદુન, એમાં તું શું કરશે? નસીબમાં જે હોય તે ખરૂં! ખોદાયની મરજી આગળ આપરૂં કંઇ ચાલેછ? જા બા—તું એમ દલગીર થઇ જાયછ તારે મને ઘણું લાગેછ—"

અરેરે—ભલી ફ્રેનીની આંખો પાણીથી ભરાઇ આવી. ફ્રરદુને તે જોયું. તેની છાતીમાં હમણા શું જાસ્સો પેદા થતો હતો તે કહેવું મુશકેલ છે. પૈસા ગયા—દોલત ગઇ—તેનો ફ્રરદુનને શું મુજાકો હતો? આ છોકરીનાં મ્હોં ઉપર હમણા જે લાગણી લખાયલી તેણે વાંચી તે પછી ફ્રરદુનને મનથી બીજું બધું રદ બાતલ હતું. પણ અફસોસ—અફસોસ! એજ વાહલો જીવ તેની કેટલો બધો નજદીક હોવા છતાં હવે કેટલો હેબતનાક અંતર વચમાં પડી ગયલો હતો!!

ફ્રેનીએ આંખો લુછી નાખી —

"ફ્રરદુન—આવા બરીયા પઇસાની શું તું એટલી બધી દરકાર કરેછ? જહાનમમાં જવા દે એવી દોલત! બસ એમજ ધાર કે ફુઇએ વીલ કીધું'તુંજ નહીં. એનો વીચારજ ના કર. ખાત્રી રાખ કે મુવા પેલાને એક અરધીબી નથી પચવાની. એમ તું બેસીને લોહી બારીયા કરશે તેથી શું વીલ મલી આવવાનું છે?"

ફ્રરદુનનાં મુખમાંથી એક નાની હાય નીકલી પડી—

"ફ્રેની! ફ્રેની!" તે ગળગળતે સાદે બોલ્યો, "તું શું એમ ધારેછ કે આય પૈસા મને હવે નથી મળવાના તેથી હું બરાપો કરૂંછ? હું પરવરદેગારના સોગંદ ખાઇને કહુંછ કે આવા હરામના પૈસા હું પહેલાંથી માગતો'તોજ નહીં—ને હવે તે ખરા હકદારને મલ્યાછ તેથી મનમાં મુંઝાતોબી નથી. મારા જાન—આજે મને અહીં છાતીમાં દુઃખ થાયછ તે બીજુંજ છે!"

"તે શું? મને કેહ—મારા સમ!"

ફ્રરદુનથી કુદરતી રીતે પોતાનો એક હાથ પોતાનાં પાસામાં ઉભેલી ફ્રેનીની કમરપર મેલાઇ જવાયો.

"ફ્રેની—મારી ફ્રેની! હું બધું મારી પછવાડે અહીં ખુશાલ જીવે મુકી જઇ શકશ, પણ, અરે, તુને—તુને હવે સદાની છોડી જવાનો વીચાર મારી છાતી ફાડી નાખેછ—"

"સદાની છોડી જશે!—એટલે?"

"મારી વાહલી—હું દશ બાર દાહરામાં જાપાન ઉપરી જાઉંછ. મારા જેવા ભુખરીબારસોનું હવે અહીં કામ નથી. મને યાદ કરશે કેની, ફ્રેની?"

પણ ફ્રેની જવાબ શું દે? આંખોપર રૂમાલ દાબીને તે છોકરી એકદમ ખરે મને ત્યાં ડચકાં ખાવા પડી ગઇ.

ફ્રરદુનથી હવે રહેવાયું નહીં. તેણે ફ્રેનીને પોતાની ગમ ખેંચી——

"તું એમ ના કર, ફ્રેની—ખુદાને ખાતર એમ ના કર. તુને આંખપાણી કરતાં મારેથી જોઇ શકાતું નથી. બસ—મારાં જીગર, હવે મને ભુલી જજે. આહ—શું કામ આપરે થોરા વખતને ખાતર એકમેકને મલ્યાં!—"

ફ્રેનીએ ફ્રરદુનની છાતીપર પોતાનું માથું ટેકવ્યું—

"તું ના જા—ફ્રરદુન, મારે ખાતર ના જા! જો વરી?" તેણીએ બહુજ કગળીને કહ્યું. "તું અમુને હવે છોડી જાયછ? મનેબી છોડીને જતો રહેછ?

શું તુંને મુંબઇમાં કંઇ સારી ચાકરી નહીં મળશે?"

"ચાકરીનો અહીં સવાલ નથી. મુંબઇ મને હવે કડવા આવેછ. અહીં પગ મુકયા પછી મારી ઉપર શું શું જફા પડીછ તે, ફ્રેની, તું કાંહ નથી જાણુતી?"

"પણ બાવાજી સાથે જરા વાત તો કરી જો—"

"નહીં, ડીયર, મને માફ કર, હું તેવણુને જરાબી માથે પરવા હવે માગતો નથી. તારા બાવાજી એક ઠાવકા ને ગણત્રી-બાજ માણસ છે, ફ્રેની. મારી પાસે બાંધી મારે તો પાંચ હજાર રૂપીયા નથી—તેવણ મારા જેવા લુખ્ખા સુકકાને પોતાને તાંહ વધારે વખત રેહવા દેવા કબુલ કરશે કે તે એક સવાલ છે. હું બોલુંછ તે વાસ્તે મનમાં ગુસ્સો ના કરતી, પણ આજે દુન્યાનો તાલોજ ચાંદીના ચલકાટ પર રચાયલો છે. આહ દીકરા. એજ તારા બાવા હવે થોડો વખત રહીને તુંને પેલા ચંડાળ મુજીની સાથ પરણાવવા તઇયાર થાય તો હું અજબ નહીં થવશ!—"

ફ્રેનીએ અત્યંત કચવાઇને હાથ ઉંચકયો—

"બસ–બસ! એમ ના બોલ!" તેણી રડમસ અવાજે કરગરી પડી.

"મારી ફ્રેની, તુંને મારી પાછળ છોડી જતાં મારૂં હઇયું ફાટી જાયછ, પણ તેમ કરવા સીવાય ઉપાય નથી. હું કાલ પરમ અહીંથી જવશ—ને કંઠે તુરત વેળા હોટેલમાં રહેવશ. નહીં—વધારે તકરાર ના કર—હું માગી લેઉંછ! તેથી આપરે

બેઉ જણ ખાલી વધારે દુઃખી થઇયેછ. ચાલ, ઉપર એ લોક આપણી વાટ જોતાં હોશે !"

આમ કહી ફરદુને એક જબુન નીસાશો નાખ્યો, અને પછી મજબુત હોઠ કરડીને એક જાતની ભયાનક દ્રઢતાથી પીઠ ફેરવી ત્યાંથી ધીમે પગલે ચાલ્યો ગયો.

ફ્રેની ત્યાં ખાવાની ટેબલપર બેઉ હાથોમાં માથું નાખીને ખુરસીપર ઠપકાઇ બેઠી.

——:o:——

## પ્રકરણ ૩૩ મું.

—:o:—

"હું જો બોલુંછ તો મારી જીભ જળેછ—
જો નથી બોલતી તો મારૂં લોહી બળેછ !"

બેહેરામજીબાને પુછવું શું પડે? એકવાર તેના સપાટામાં કાંઇ સંજોગ બરાબર આવ્યો કે પછી તે તામસી જવાન્યો ધર્યો ધરાવો મુસ્કેલ હતો. આલીપ્રુ-ના એકલા હકદાર વારસ તરીકે દલ્લો હાથમાં આવે તેની અગાઉથીજ આ પારસીએ પોતાની બેઅંદાજ વર્તણુંક વડે સારી મુંબઇને ડંગ કરવા માડી. સઉથી પહેલી જોગવાઇએ તેણે કાયદા મુજબ પ્રુઇની મીલકતનો પાવર મેળવ્યો. બેહસ્તન ખાસ્સા અગીઆરેક લાખની નગદ દમણી મેલી ગયાં હતાં.

અગ્યાર લાખ! આહ! યારો, બેહેરામ તાલુકદાર જેવા શખસના હાથમાં અગીઆર લાખનો નવાલો શું કરી શકે —બલકે શું નહીં કરી શકે—તેનો જરાક દર્યાફ્ત તો કરો! હજી તો રૂપીઆ હાથમાં આવે તે અગાઉથી આ ભલમણુસાઇના

ભંડારે સોનાની ચલ્લી ચકાવવા માંડી. ધારા મુજબ તેને હસ્તક સઘળી દોલત સપુર્દ થવા આગમચ જે ગાળો નીકળી ગયો તે માટે દર પલકે અને દર મીનીટે બેહેરામ તાલુકદારે ચીડ અને અધીરાઇને મારે એલફેલ બડબડયા કીધી. પણ સખ્ખર ચીઠ્ઠી ઉપર આવા ગબ્બર બીલ્લુને નાણું ધીરનારાઓનો મુંબઇમાં ટોટો શું પડયો? ફુઇનો માસીસો વીતે તે આગમચ તો ભત્રીજાજી ઠેરેરાબંધ બે કાળા મોટા આસ્ત્રેલીયન વેલરોની જોડી એક ફાંકડી ડોગ કાર્ડમાં ફુટકાવતા હતા અને સાડાઆંઠ હજારની ૭ સીલીંડર મોટોર ઝોંકાવી મુંબઇની માત્રીમોનીયલ મારકેટને ચમકાવી મુકતા હતા!

મરનાર ફુઇનાં ક્રીયાકામ માટે ખોટી દમડીબી પરખાવવાને આ અભાગ્યાએ સાફ ધસીને ના પાડી. અંતે મેહેરવાનજીએજ પોતાની ગુંજાસ મુજબ કાંઇ થોડું ઘણું જરૂરજોગું કરાવ્યું. બેહેરામે એવી લેહેર ઉડાવવા માડી કે સઉ કશામાં ઘરડા નાનાભાઇ સોલીસીટર ઘણા છેડાયા. તેવણે આ અફલાતુન ભત્રીજાને જરા કાંઇ દેખાવને ખાતર તો મરનારનો શોગ રાખવાને માટે સમજાવવા સારૂં ભેજું પટકી નાખ્યું પણ બેરામને મનથી શોગ અને બોગ! તેની તો રડ જઇને રમત આવી હતી. ફુઇના જુના પુરાણાં કપડાં અને ત્રંકો અને બાકસો તેણે જરીપુરાણાવાળાને હાથે કરી વેચી નાખ્યાં. ફુઇનો એક માનીતો જુનો જંગબારી બોલતો પોપટ હતો—જે તેવણ જીવની કાની સાચવી સાચવીને હોંગકોંગથી લાવ્યાં હતાં—અને વીલમાં તે પોપટની ખુબ સંભાળ રાખવા માટે ફરદુન પ્રીંટરને તાકીદ કરી હતી; પણ બેહરામે તે પક્ષીને જાણી જોઇને નાનાભાઇનું પાકવવા પાંજરાપોળ મોકલી દીધું. નાનાભાઇ ફફડી ચટડીને

વાજ વળ્યા–મીજાજ ખોહી દીધો–ફ્રુઇના વીલનો 'રફ' ખરડો બેહેરામને મારી કુટીને વંચાવ્યો. પણ બધું ફોકટ! એ નાપાક સાથ જેટલી વધારે રીકઝીક નાનાભાઇ કરતા તેટલો તે ફેરાબન થઇને દુન્યાદારીની દરેક શરમ છોડતોજ જતો હતો. અંતે થાકીને નાનાભાઇએબી તેની ઉપર પુળો મેલ્યો.

*　　*　　*

આપણે જાણ્યે છીએ કે ફરદુન પ્રીંટર તો ફ્રુઇનાં દશમાંને દીવસેજ મેહેરવાનજી કાંગાને ત્યાંથી દર્દમંદ જીગરે રૂખસદ લઇ ગ્રાંટરોડ ઉપરનાં લંડન હોટલમાં એક નાનો ઓરડો લઇને રહયો હતો.

ચાલો, એક રીતે આ ન્યુસન્સ તો દુર થયું. ધમધમ કરતા પૈસાદાર માલેતોજાર બેહેરામજી શેઠ જયારે અવારનવાર સાંજે મેહેરવાનજી કાંગાને મળવા આવતા ત્યારે રડકંડા ફરદુન પ્રીંટરની મુર્તી તેવણુની ખુશાલીમાં ખતરો નાખવાને સામે નડતી ન હતી એ બેહેરામને માટે એક સંતોશની વાત હતી.

વાંચનાર, તું અજાયબીથી ડોળા ચહડાવે છે? હા હું ફરીથી કહું છું કે બેહેરામજી તાલુકદાર હવે અવારનવાર સાંજે પાછા મેહેરવાનજી કાંગાને મળવાને માટે 'તેરા કુત્તા મેરી કોડાળી લાયા' કરતા આવ્યા કરતા હતા!!

અગીઆર લાખનો કાચ્ચો કુમારો આવો મજાહનો છોકરો ચાલી ચલાવીને ઘેરે મળવા આવે તો શું મેહેરવાનજી કાંગા કમાંડ વાસીને ઓરડામાં ભરાઇ બેસે? છટ! મેહેરવાનજી કાંગાએ પંચાવન–સાઠ દીવાળીઓ જોઇ હતી તે શું અમથી?

જ્યારેબી બેહેરામ આવતો ત્યારે ફ્રેની માળપર પોતાના ઓરડામાંનું બારણું બંધ કરીને ગોંધાઇ રહેતી.

પણ તેથી શું થયું ? એ છોકરી તો નાદાન બચ્ચું હતી. એટલે જરા પહેલાં મચકાઇ મોરાઇને આપસે થોડા વખતમાં ઠેકાણે આવી જશે એવી મેહેરવાનજીને દીલે નેહ હતી. કેકુબી સાંજના બેહેરામ આવવાના વખતે કોણ જાણે કયાં ગેપ થઇ જતો. પણ તેથી શું થયું ! મેહેરવાનજી કાંઇ એ પોરયાના જેટલા બેવકુફ નહીં હતા !

પહેલાં જરાક તેવણ દમમાં રહયાં. પણ—નખ્ખોદ ગયા બેહેરામ તાલુકદારની લુલી બળે–એ ચાર વખતની મુલાકાતમાં તો તેણે આ પૈસાના પુજારી પીતાને એક નાનાં બચ્ચાંની માફક રમાડી દીધા.

કેવો મજાહનો, હસમુખો, ખુલ્લાં દીલનો ઘેર શોભીત દીકરો! ફ્રેનીની ઉપર મેહેરવાનજીને બહુ રીસ લાગતી હતી. હવે જરાક એ દુકતાએ હુલડાઇના આ વેશમાં ફ્રેનીને બુમ પડાવવા એકુ દહાડો કેઠે બંધ કીધી તેમાં એટલું બધું શું ગુનાહનું કામ તેણે કીધું ? ફ્રેનીએ એને નહીંજ ગણકાર્યો ત્યારે ઉશકેરાઇને એ છોકરાએ જરાક આકળા ઉપાયો લીધા કેની ? હોય–જુવાન જીવ છે–તાતો સ્વભાવ છે–વળી જરા એમબી હોયજ તો ! થોડાજ દીવસમાં મેહેરવાનજી કાંગાએ નીશ્ચય માની લીધું કે ફ્રેની અમસ્થો કાગનો વાઘ કરતી હતી. તેવણનો બધો ખોફ બેહેરામ પરથી ઉતરી જઇને હવે ફ્રેની ઉપર જઇ બેઠો. બીચારો બેહેરામ કેવો ખરેખર એ પોરી પર જીવ કહાડી આપતો હતો ને ફ્રેનીની તો તે ખાતરમાંજ નહીં. આવતું હતું. બેહેરામની પાંચમી છઠ્ઠી મુલાકાત પછી તો

એક દહાડે આ અકકલમંદ બાપ પોતાની કમઅકકલ બેટી સાથ બાથો બાથ મરાવા ખાસ તેણીના ઓરડામાં ગયો.

"ફ્રેની," તેવણે જરીક થોભરૂં ચહડાવીને પુછ્યું, "મેં હમણા તુને બોલાવા મોકલી તાહરે આવી કાંય નહીં?"

ફ્રેનીએ કાંઇ જવાબ દીધો નહીં, અને નીચું જોઇને મુગી મુગી સીવ્યાજ કીધું. પણ તેણીનો બાપ તો આજે કાંઇ ખરૂં નરૂંજ કરવા આવ્યો હતો.

"તું દર વખત એમ હુશીયારી કરેછ તે સારી લાગેછ કે? પેલો આવીને બીચારો બબે કલાક બેસે ને તું એકબી વખત તેને તાહરૂં મ્હોંનું નહીં દેખારે—એ તે શું? આજે તો એણે પોતેજ જરા અસેમસે પુછયું કે 'કેમ, ફ્રેની દેખાતાં નહીં?' મને એવું ખરાબ લાગું કે બોલવાની વાત નહીં!"

ફ્રેનીએ હવે પોતાના બાપ ગમ ઉંચે જોયું. તેણીના શોકાતુર ચહેરા પર નાખુશી અને કચવાટનો છાપ એવો તો સ્પષ્ટ પડેલો હતો કે એક આંધળોબી તે જોઇ શકે.

"બાવાજી, સાંજ પડી એ બરી વાત શું કાહડી બેઠા!" તેણીએ બહુજ નરમાશથી જવાબ દીધો.

"નહીં, તું એમ આય બેહેરામ તાલુકદારની સાથે દાધા-બરી થાયછ તે મને નહીં ગમતું. તે આજે હું તુને ખરી ખંખારીને કેહેવાજ આયોછ."

ફ્રેનીએ પોતીકાં હાથમાંનું સીવવાનું કપડું આસ્તેથી બાજુએ મુકયું અને એક નીસાસો નાખ્યો.

"તમુને તે નથી ગમતું તેથી હું ઘણીજ દલગીર છેઉં, બાવાજી. તમે એજ મને કેહેવાના ઉતા કે બીજુંબી કંઇ કેહેવા આયાછ?"

મેહેરવાનજી કાંગા ખુબ રોહોંસામાં એક ખુરસીની ઉપર ગોઠવાઇ બેઠા:

"જો છોકરી, મારૂં સાંભલી લે. તારા કરતાં મારી ઉમર બેવડીથીબી વધારે છે. આય બેહેરામ તાલુકદાર તું ધારેછ તેટલો છેક ખરાબ નથી. જરાક પોર્યો ઉછાછલો ને આકરો છે—પણ માવો ઘણો સારો છે. એણે તમારાં લોકની સાથ આરી ચાલ ચલાવી તે એક ઉતાવલું પગલું એનેથી લેવઇ ગીયું. એ પોતેબી હવે તેને વાસ્તે પસ્તાયછ."

મેહેરવાનજી બોલી રહયા અને કાંઇ જવાબ માટે પોતાની દીકરી ગમ જોયું. પણ ફ્રેની તો પાસે ટેબલપર પડેલી એક ચોપડી ઉંચકી કયારની પાનાં ફેરવવામાં મશગુલ થઇ ગયલી હતી.

"કેમ, હું બોલુંછ તે કંઇ સંભળાયછ કે?"

"હા બાવાજી, સંભળાયછ."

"અં, તાહરે હવે જરાક અકકલ ઠેકાણે રાખીને કામ લેવો. હવેથી હું બોલાવું તાહરે જરૂર નીચે આવજે –"

"નહીં. તે નહીં બનશે, બાવા—મને માફ કરો."

"નહીં બનશે! કાંય?"

"કારણ કે એ માણુસનું મ્હોંનું જોવાની મારી ખુશી નથી."

મેહેરવાનજીએ આંખ્યેાાં ટોપચાં ચહડાવીને પોતાની દીકરી ગમ ચકીત થઇને થોડોવાર જોયા કીધું. આવા રોકડા જવાબને માટે તેવણુ તઇયાર ન હતા.

ફ્રેની ઉઠીને ઉભી થઇ અને પોતાના પેદરની સામે જઇને દીવાલસે અઢેલી ઉભી.

"બાવાજી, તમે જો આજે મારી સાથ પંચાતીજ કરવાનાં હોવો તો આય વાત આગલ ચલાવો—નહીં તો બેહેતર છે કે

આપણે એ બાબદ અહીં પરતી મુકયે," તેણીએ અત્યંત ગંભીરાઇથી ધીમા સાદે કહયું.

"નહીં, મારે તો એ વાતનો આજે જ તે નીકાલ લાવવોછ—હું એવું હંબગ ચાલવા દેવાનો નથી!" મેહેરવાજીનો મીજાજ હવે ચસકવા માડતો હતો.

"ને હુંબી એવું હંબગ ચાલવા દેવા રાજી નથી. બાવા, તમે બેહેરામ તાલુકદારની તારીફનું હમણાં જે લીસ્ટ આપ્યું તેમાં એક ચીજ ઉમેરતાં તદન ભુલી ગીયા."

"ઉં—તે શું?"

"તે એ કે હવે એ બેહેરામ તાલુકદાર પાસ પાછા આલીપ્રુઇના દશ અગીયાર લાખ રૂપીયા આયાછ!!"

મેહેરવાનજી એકાદ મીનીટ મુગા થઇ ગયા. ફ્રેની કેવો જબરદસ્ત તાણો મારતી હતી, તે તેવણ બરાબર જોઇ શકયા. ઉઠીને તેવણે ઓરડામાં સહેજ આમ તેમ ચાલવા માડયું.

"દુકતી, તું અણકા કરેછ તે હું સમજુંછ. પણ હા, હું કબુલ કરવાને શરમાતો નથી કે બેહેરામ તાલુકદારની દોલતનો સઉથી પેહેલો વીચાર છે. આપણી દોલતમાં એટલા તે શું કીડા પડેછ કે આવો એક ચાન્સ આપુને મળે તાહરે—"

"બસ–બસ–બસ! બાવાજી, ખોદાયને ખાતર બસ કરો! તમે એમ બોલોછ તાહરે મને કંઇ થઇ આવેછ! હું તમુને આય છેલ્લી વખત કેહી મુકુંછ કે બેહેરામ તાલુકદાર પાસે દશ કરોડ રૂપીઆબી હોશે, તોબી હું તેની ગમ ઝાંખીને જોવાનીબી નથી. બાવાજી, મારી સાથ તકરાર ના કરો. તમે જાણોછ કે હું ઘણી જીદ્દી છોકરી છેઉં, ને જો તમે નહીંજ સમજી જશો તો આપણાં ઘેરમાં નકામો કજીઓ થશે! સાંભલો બાવા, હું

કોઈબી હદે જવશ.—મારૂં ગરૂં કપાઇ જશે—પણ તોબી આય તમારા બેહેરામ સાથ પણવા કબુલ થવાની નથી. બસ હવે,—હવે વધારે મારે વાત કરવી નથી."

આટલું કહેતાં મેહેરવાનજીને ત્યાં બેસેલાજ રહેવા દઈ ફ્રેની ત્યાંથી સરભોગ ચાલી ગઇ.



## પ્રકરણ ૬૪ મું.

——:o:——

## ગઇ ગુજરીપર છેકો—એ ફકીરજી ગાર્ડ વળી કોણ નવા ચાન છે?

સીમનાં આપણા ઓળખીતાં કોટેજના ડરોઇંગ રૂમમાં નાજુ ગાર્ડની સાથે કયારનો ટોલટપ્પા મારતો એ કોણ બેઠોછે! આપણો ઇષ્ટ મીત્ર બેહેરામ તાલુકદાર છે. પોતાની મોટોરમાં કોઇ કોઇ વાર સાંજને છેડે જરાક જીવ વેરવા બેહેરામ ત્યાં ઉતરી પડે છે. નાજુનાં ઘરાંપરાં હવે બેવડાં ત્રેવડાં થઇ ગયાં છે, કારણ બેહેરામ તાલુકદારની સઘળી ફરેસ્તાઇ ખુબીઓ સાથ હવે પૈસાનો પમરાટ પણ કાંઇ અસાધારણ પ્રમાણમાં ઉમેરાયો છે.

માકી ત્યાં એક બાજુએ ખુણામાં મુગી મુગી બેસી રહી આ બે જણનાં ટાહેલાં સાંભળ્યા કરે છે. તેણીનાં મ્હોં ઉપર સંપુર્ણ સુખ અને ખુશાલીનો એવો એક પડછાયો ફરી વળ્યો છે કે આ અપંગ સુંદરીની ખુબસુરતી કાંઇ ઓરજ વધારે દીપી નીકળી છે. તેનું કારણ બેહેરામ તાલુકદાર નાજુથી કયારનું જાણી ચુકયો છે. કેકુએ અંતે તેણીની પાસે "હા"

બોલાવી છે. વાંચનાર, અજબ થઇશ નહીં. કેકુની બજીદાઇ આગળ આજેજ થઇ માકીએ આખરે જીંદગીના છેડા સુધીની તેની થવાનું વચન આપ્યું છે, અને બીજા થોડાક દીવસોમાં તો કેકુ અને માકી ગુપચુપ લગન કરીને ભુશાવલ ખાતે માકીના ભાઇ ફકીરજી ગાડને ત્યાં ઉપડી જવાની ગોઠવણુબી કરી ચુકયાં છે.

"વેલ, માણેકબઇ, હું તમુને ખરાં દીલથી કોનગ્રેચ્યુલેટ કરૂંછ," બેહેરામ ખુશ મીજાજે બોલ્યો. "તમે લોકબી જબરાં બા! બધું રાંધી સીધીને એવું તઇયાર કરી મુકયું કે આપુને તો કંઇ ખબરબી નહીં પડી! પણ છેક એટલાં બધાં ગુપચુપ લગન કરવાનું કંઇ કારણ?"

"બસ માકી સમજતીજ નહીં," નાજુએ ખુલાસો કર્યો, "એ કેહજે ફકત મોબેદોની જોરી બોલાવીને અહીંજ ચાર ચોખા છંટાવી નાખે તો હું પણવા બેસું. નહીં તો નહીં! ને વરી પરણીને અહીંબી રહેવા નહીં માગતી. એ લોક ભુસાવલ જઇને તાંહથી ગામેગામ ફરવાનાં છે."

"ઓ–આઇ સી! ચાલો સુખી રેહવો! નાજુ, કેકુ મને આજે કેટલા દાહરા થયા મળ્યો નથી–જરા આપણી સાથે તો દમમાંજ છે! અહીં આવેછ તે તારી સાથે બરાબર વાત કરેછ કે?"

નાજુ ઝીણે સાદે હસી પડી.

"મરેરે! એ ને માકી વાત કરતાં પરવારે તો મારી સાથ કંઇ બોલે કે? ઓ લેવ! આઇસનાં લાંબા છે–એનાણુજ આયા! જો બેહેરામ વરી તું એની સાથે કંઇ તન પાંચ ના કરતો જો!"

"તનપાંચ! હે હે! નો ડીઅર, માઇ ડીયર ગર્લ—આવો—આવો કેખશરૂબા, આવો મોટા લોક!"

કેકુ અચરતીથી આંખ્યો ઉંઘાડી બરાબર જોઇ શકે તે આગમચ તો બેહેરામ તાલુકદાર ઉઠી તેની સામે ગયો અને ખુબ એખલાસથી તેનો હાથ પકડી લઇ જોરમાં શેકહેન્ડ કરવા પડયો.

કેકુ દીલનો બહુજ ભોલો અને નરમ હતો. બેહેરામ તાલુકદારે ફ્રેની સાથે ચલાવેલી ખરાબ ચાલથી તેને ઘણો ગુસ્સો ઉપજયો હતો, પણ તે છતાં કોણ જાણે શું સબબ સર કેકુ પોતાના આ ફ્રેન્ડને માટે દીલમાં પહેલેથીજ સારી લાગણી ધરાવતો હતો. બેહેરામ તાલુકદારે તેની જીંદગીની મોટામાં મોટી જીવ સટોસટ મુશકેલીમાં કેવી મદદ કરી હતી—માકીની આગળ કેકુના ચેહરાની બાબદમાં કેવી રીતે તેને બચાવી લીધો હતો અને હજુરબી કેવી ઉદાર રીતે એજ બાબદના સંબંધમાં કેકુ સાથ વરતતો હતો—તે કેકુ ભુલી ગયો હતો નહીં. અને હવે જયારે એજ બેહેરામ તાલુકદાર પાછો ખુલ્લા દીલથી સઘળી ગઇ ગુજરી ભુલી જવાની આર્જુ રાખી તેની સાથ હસ્તે મુખડે ચાંપીને શેકહેંડ કરવા પડયો ત્યારે કેકુની છાતીમાં બાકી રહેલો થોડો ઘણો ધુંવોબી ઉતરી ગયો.

જરાક ઠસ્સામાંજ કેકુ જઇને માકીની આગળ ગોઠવાઇ બેઠો, અને જાણે બેહેરામની હાજરી વીસરી ગયો હોય તેમ તેણીની સાથે ઘુસઘુસ કરવા પડયો. થોડીક મીનીટ તો મુછમાં હસ્યા કરી બેહેરામ મુગો રહયો, પણ અંતે તેના વળગતા જીવને બોલ્યા વગર ચાલ્યું નહીં.

"હવે જરા મારી સાથ વાત કરતો હોય તો કર—એ

બધી ભારચપામણી છોડી દે, કેકુ," તેણે સેહજ હસીને કહયું, 'ખાંન્નપરથી હજુર ઉતર્યું નહીં હોય તો મને કેહ–હું તેનો ઉપાય કરી નાખું."

"તારી છેલ્લી નાલાયક ચાલને વાસ્તે હજુર તારે મને ખોલાસો આપવાનો બાકી રહેલો છે. બેહેરામ, મારે કેહેવું જોઇએ કે તારી વર્તણુંક ઘણીજ શેમફુલ ઉતી–હું નહીં જાણુતો'તો કે તું છેક એટલો બધો સ્કાંઉનડલ છે!"

બેહેરામ મોટેથી હસી પડયો.

"નહીં જાણુતો'તો? હે હે? તાહરે મને પુછ્યું કાંય નહીં? હું તુને અગઉથીજ કેહેતે! ચાલ–ચાલ, એમ હવે ચીબો ના થયા કર! એક નાલ્લા મઇ જેવા બનાવને તમે લોક કેટલું બધું મોટું રૂપ આપોછ!"

"નાલ્લો મઇ જેવો બનાવ! એ શું બોલેછ શું?"

"નાલ્લો નહીં તાહરે વરી બીજું શું? શું મેં કોઇનું ખુન કીધું? કોઇનું નાખ કાપી નાંખ્યું? આંખ ફોરી નાખી? જા–જો ગધેરા, તુને દુન્યાદારીનો કંઇ અનુભવજ નથી. જરાક એંટ પર વાત આવી એટલે એક દાહરો વરી મારોબી દાવ મેં દેખાડીયો. શું હું ફ્રેનીને જરાકબી વધારે તાંહ રાખતે કે?"

"તારૂં હીચકારાપણું ખચીત શરમભર્યું ઉતું. એક નાહલ્લી છોકરીને ઠગીને આવી જાસ્તી વાપરવામાં તેં શું બાહધુરી કીધી?"

આબાદ પોચી જગ્યાએ કેકુએ આ ચટકો લગાવ્યો. બેહેરામ તાલુકદારે જરા શરમીંદગીથી મ્હોં હવે કુમળાવ્યું.

"હા–યુ આર રાઇટ!" તેણે ગંભીર બનીને જવાબ દીધો, "તું કહેછ કે હવે મનેબી લાગેછ. મારેથી જરા અતેરૂં થઇ

ગીયું ખરૂં! છેક એટલી હદે જવાની મારી અસલ મતલબ નહીં ઉતી—હું ખરૂં કેહું છ, એમ એટલી બધી વાત વધી જશે એવો મને સપનેબી ખ્યાલ નહીં ઉતો. હું મકું જે જરા ભપકી કરશ કે, તરત કેની બીહને બધી પંચાતીનો છેરો લાવી દેશે—પણ તેને બદલે, તો નહીં ધારેલી રીતે એ મારી સાંમે થઇને મને વધારે ઉશ્કેરવા પડી ગેઇ! પછી મારેથી પાછળ હટાયુંજ નહીં—ઝનુનમાં ને ઝનુનમાં હુંબી હુજતનો માર્યો મારૂં મસ્તક ખોહી બેઠો! કેકુ—તારી બેહેને અને છેકજ ખુણામાં દાબ્યો! પણ તોબી એક છોકરી પર મેં જોર અજમાવ્યું!—હેંગ ઇટ!!—મારી એ ભુલ થઇ ગેઇ—"

બેહેરામ ગમે તેવો ભુંડો હતો, પણ કેકુએ જોયું કે હવે તે ખરે મને પોતાની હુલડાઇ માટે લાજને મારે અંદરખાનેથી મુઝાતો હતો. તે કાંઇ બોલે તે અગાઉ બેહેરામ ઉઠીને તેની નજદીક આવ્યો.

"કમ કેક, લેટસબી ફ્રેન્ડસ! લે આય ખુલ્લાં દીલથી મારો હાથ તુંને પાછો ઓફર કરૂં છ. ફરગેટ એન્ડ ફરગીવ—ગ્રી મેક ઇટ અપ! આઇ એપોલોજાઇઝ ફોર માઇ મીસ્ટેક!"

બેહેરામે શેકહેન્ડ કરવા પાછો પોતાનો હાથ લંબાવ્યો, પણ કેકુએ તે સ્વીકાર્યો નહીં, અને ધરણુ મકર જેવો બેસીજ રહ્યો.

"લે કેખશરૂ, હવે ચાલો દોસ્તી કરી નાખો," નાજુ વચ્ચે પુરાઇ, "મુઇ જરાક જેટલી બાબદને વાસ્તે દીલમાં એમ પાપ નહીં રાખ્યે. માકી, એનણુને કેહ કે બેહેરામ સાથ શેકીન કરે."

માકી મનમાં સહેજ હસી.

"હા, કેકુ," તેણી નરમ બટામણા અવાજે બોલી, "હું બી ધારૂંછ કે બધી ગઇ ગુજરી ભુલી જવી જોઇયે. મારી ખાત્રી છે કે પોતાની ચાલને વાસ્તે બેહેરામજીબી હવે મનમાં પસ્તાય છે. લાવ, તારો હાથ આપ, કેકુ—તમારોબી હાથ આપો, બેહેરામજી—ચાલો હવે શેકીન કરો. આપણા હમણાના સુખી વખતમાં આવો ખતરો મને નહીં ગમતો."

બાલી માકીએ બેઉ જવાન શખ્સોના હાથ એકમેકસે મેળવ્યા. કેકુ હવે ઉઠીને ઉભો થયો.

"બેહેરામ, તું જબરો મદારી છે. બાવાને તેં શીશામાં ઉતારી દીધા ને હવે મનેબી પટાવી લેવામાં તું ફાવ્યોછ. તારે પેહેલેથીજ સીધે સલુખે કાંય નહીં ગગરી રહયો?"

"અરે બા ભુલ થઇ! મોટો અજીમ ગુનાહ કીધો! ચાલની હવે માફ કરની! તું તો યાર ચુંથીતે ચાલ્લો કર્યાંજ કરેછ."

"ઓલ રાઇટ! માકી ખાતર હું તુને આય વખત માફ કરૂંછ, બેહેરામ. હું તારાં શું ઓબ્લીગેશનમાં છેઉં તે મને ખબર છે—ને તું ધારેછ એટલો હું છેક નગુનો નથી."

આમ કરી કેકુએ બેહેરામનો હાથ છુપી રીતે સહેજ દાબ્યો. બેઉ દોસ્તો પાછા અસલની પેઠે ભાઇબંધીપર આવી ગયા હતા.

"તું તો હવે મોટો શ્રીમંત શેઠયો થઇ ગીયો!" કેકુએ પાછો માકી આગળ જઇને બેસતાં કહયું, "હવે તુને અમારા જેવાં રૂટાંખુટાંઓની કનવાર નહી હોશે, બેહેરામ?"

"તે તો જોઇયે—તમારી ચાલ પાધરી હોશે તે પર આધાર! પણ કેક, હવે તો વરી મને તુને ને માકીને બેઉને

એક વેડીંગ પ્રેઝન્ટ આપવી પડશે. ભલા આદમી, એમ અફરાતફરીમાં પરણેછ તો પરણેછ, પણ ચાલ્યો ચાલ્યો ઠેઠ ભુશાવલ કાંય જઇને ભરઇ બેસવા માગેછ?"

"ભુશાવલ માકીના ભઇ ફકીરજીને તાંહ અમે લોક થોડા દાહરા ઉતરશું ને પછી તાંહથી એકુ મહીનો નોર્થ ઇંડયા, કલકતા, ડારજીલીંગ વગેરે ઠેકાણાઓ ઉપર ફર્યા કરવાનો મારો વીચાર છે. ખોદાના હોકમથી હમણા મારી ઇનકમ તણસો સારી તણસો રૂપીયાની છે. તેપર હું ને મારી માકી દાર મદાર સૃજી સમજીને અમારૂં ગારૂં ગભરાવશું."

"તારા બાવાને હું કાલ પરમ મળ્યો'તો—તેવણ તો એ બાબે કંઇ બોલ્યા નહીં. ડોસાજીને બધી વાત ખબર છે કેની?"

"હાજ તો!"

"પછી? ડોસાજીનો શું વીચાર?"

કેકુનાં મ્હોંપર રમુજનું હસવું ફેલાઇ રહયું.

"મારાં ભવીશને વાસ્તે અને મારાં સુખને વાસ્તે હું જે બંદોબસ્ત કરૂં તેની વચમાં એવણ આવે એવા ચાનરીઝ નથી, બેહેરામ."

"અરે પણ માકીને એવણે જોઇ કે? મકુંજે—માકી એવણને—"

"એક્ષક્યુઝ મી! માકી સાથ હું પણવાનો છેઉં—મારા બાવા નથી પણવાના."

આ જવાબ દેતાં કેકુના ચેહેરાપર જે ચીલ્લો ચઢયો હતો તે જોઇ બેહેરામે વાત અખાડા કરી નાખવામાંજ ડહાપણ લેખ્યું.

"વેલ માઇ ડીયર ફેલો, તાહરે હું તુને મુબારકબાદી આપું'છ. પરણીને તમે માકીના ભઇને તાંહ ઉતરશો ? માણેકબઇ, તમારો ભઇ તાંહ શું કરે'છ ?"

"અગઉ ફકીરજી નાટકમાં એકટર ઉતા. મારા કરતાં છ–સાત વરસ વરા છે, પણ આજે તન ચાર વરસ થયાં નાટક ફાટકનાં વેહેજાં છોરી દઇને તરેહવાર જાતનાં ફાંફાં મારતા ફરે'છ."

"એટલે ?

"અરે મરેરે !" નાજુએ ખુલ્લાસો કીધો, "હરવાયાનો જીવજ એવો ચટપટીયો કે એક ઠેકાણે ટાંટીયો ઠેરવીને બેસેજ નહીં. આસ્તા વણીયા બાસ્તા વણીયા ને સોળસે વેપાર કીધા ! હવે વરી જી. આઇ. પી. માં ઇનજીનના ડરાઇવર છે."

"પરણેલા છે કે કુંવારા ?"

"કુંવારા. માકીએ ફકીરાનું એક મોટું પીકચર ઓઇલ-પેંટ કીધું'છ.⁏બે વરસની વાતપરનું કીધેલું છે. લાઉં—જોવું'છ ?"

"આહા–લાવોની, જોઇયે. તમારા ભઇ કેવા છે તે તો જરાક જોઉં."

નાજુ અંદર તે ચીત્ર લેવા દોડી.

"ફકીરજી જરાક આંગે ઉંચા ને પતલા છે," માકી બોલી, "ધટમ મજાહનો છે— ઉધરતા રંગના છે–ને જરાક લાંબી દાહરી રાખે'છ. મારી આંખ ઉતી તાહરે મેં એકઝીબીશનને વાસ્તે એવણનું પીકચર પેન્ટ કીધેલું. તાહરે બધા કેહજે ઘણી આબાદ લાઇકનેસ હું લઇ આવી શકી'છ."

નાજુએ એક મોટી સાઇઝનું કેનવાસ લાવીને ઓરડામાં ઇઝલપર ગોઠવ્યું અને ચીત્ર ઉપર બરાબર રોશની પડે તે

માટે એક બારી ઉઘાડી. બેહેરામ સામે જઇ કમ્મરે બે હાથ દઇને ઉભો. પાંચેક સેકંડ તેણે તે સભી ડોળા ફાડીને જોઈ નહીં હશે કે તેણે એકાએક બુમ પાડી.

"અરે આય તો—આય તો—કેક, કેક, અહીં આવ—બાઇ જોવ!—કેટલું મળતાપણું છે!"

"મળતાપણું! મળતાપણું કોણનું?" નાજુએ પુછ્યું.

કેકુ ઉઠીને બેહેરામની પાસે જઇ ઉભો.

"અરે! આય તો નકરો ફરદુન પ્રીંટર!" કેકુનેબી જાણે ચમક વા થઇ આવ્યો હોય તેમ પોકારી ઉઠયો, "માકી, આય તો ફરદુન પ્રીંટરનું પીકચર છે! પણ ફરદુનને એકાએક દાહડી કેમ ઉગી નીકરી?"

"ફરદુન પ્રીંટર! ઓ વાય! તમે બે જણા આજે એમ શું ડોરા બારોછ?"

"અરે, પણ આય કોણ તમારો ફકીરજી ભઇ છે?" બેહેરામે અકળાઇને પાછું પુછ્યું.

નાજુ મોટેથી હસી પડી.

"ઓ વાય—આય દુખ કંઇ થોડાં છે! અમારા ફકીરા ભઇને અમે નહીં ઓરખ્યે! આવું મજાહનું આબેહુબ પીકચર છે ને!"

બેહેરામ અને કેકુ ભખરાઇને એક બીજાનું મોહડું ભાપવા લાગ્યા. ત્યાં સામે મુકેલું પીકચર જાણે જીવતા ફરદુનને રજુ કરતું હતું. તેમાં જરાબી શો સંદેહ? ફરક માત્ર એટલોજ હતો કે આ કેનવાસ પરના ફરદુન પ્રીંટરને દાઢી હતી. કેકુએ તે પીકચરનાં મ્હોંડાંપર એવી રીતે પોતાના હાથો મેલ્યા કે જેથી કાળી દાઢીવાલો ભાગ ઢંકાઇ જાય, બેઉ જણા ખડખડ હસી પડયા.

"માઇ વર્ડ!" બેહેરામ હસીને બોલ્યો, "જો આય પારસી કોઇ દાહરે મારી સાંબે દાહરૂં છોલાવીને ભુલમાં નીકરી આવે, તો હું કોઇ કાળે એમ નહી જાણું કે એ ફરદુન મીંટર નથી!"

"ખરેખર!" કેકુએ ટેકો આપ્યો, "આય બે જણુ વચ્ચે કેટલું મળતાપણું છે! જાણે આબાદ ફરદુનજીની નાક, આંખ, ભવાં, ચામરીનો રંગ આએહુબ તેજ! રીયલી, ઘણું અજબ જેવું છે!"

——:o:——

## પ્રકરણ ૩૫ મું.

—:o:—

"હાય! પ્રીત કરવી છે સહેલ ઘણી—પણ
નીભાવવી મુશકેલ!
સાચ નીભે જો અંત તલક તોજ દેજે તારૂં દીલ!
પંચ તજીને જીવતાં જીવત, સુન, મરવું પડશે—
અમૃત પાણી પીવું પડશે—વળી ઝેર કાતીલ!"

ફરદુન મીંટર મેહેરવાનજીને ત્યાંથી જઇને લંડન હોટલમાં છુટો રહયો તેને આજે બાર દહાડા થયા. એટલી મુદતમાં તે એકબી વખત પાછો મેહેરવાનજીને, ફ્રેનીને કે કેકુને જરાક મળવાબી આવ્યો નહીં હતો. કેવો ગાંડો! બેહેરામ આટલા વખતમાં પાંચ છ વખત ઢકેલા ખાઇ રહયો અને જે ઘણીને વાસ્તે ખસુસ કરીને ફ્રેની રોજ સાંજના બારીએથી ટીંગાઇ

ટીંગાઇને પોતાના માજરા ડોળા તાણી વાટે વાટ જોયા કરતી તેજ માણુસ મળે નહીં!

પણ શું કારણ સર ફરદુન દુરનો દુર આમ રહેતો હતો, તે આ ચતુર છોડીને બરાબર ખબર હતું. મેહેરવાનજી બાવા એવા સ્વભાવના કફોડા હતા કે ફરદુન જો હવે આવે તો તેને કેવો આવકાર તેવણ તરફથી મળે, તે તેણી કલ્પી શકતી હતી.

પણ એક દહાડે આખરે તેણીની ધીરજ રહી શકી નહીં. મેહેરવાનજી સાથ વીઝોડું લેવાને બીજે દહારે સવારે તેણીએ ખુબ તરેહથી રડી બળીને કેકુ ભઇ આગળ પોતાનું દીલ ખાલી કર્યું. તેણીની ઉપર સીતમ ગુજારનાર એક મુજી ખવીસને બાવાજી કેમ હવે તેના નજીસ પૈસાને ખાતર ઘેરમાં સપોવ્યા કરતા હતા—પોતાની દીકરીની લાગણીને કેમ હવે તેવણ ઠોકરે મારતા હતા—તેણીના જીવ બંચાવનાર ભલા પણ કમભાગ્ય ફરદુનને તેની ગરીબાઇને ખાતર હવે કેમ વીસારી ખીસાડી મેલતા હતા-તે બાબે આ છોકરીએ ઝારઝાર ફર્યાદ પોતાના એકના એક ભાઇ આગળ કીધી.

પણ અરે-અફસોસ! કેકુ ભઇબી ઠંડોગાર? ફ્રેનીની મોટી નાસીપાસી વચ્ચે તેબી ઘેલો જેવો બેહેરામ તાલુકદારની સીફતમાં લાંબી ટુંકી તકરારો કરવા પડી ગયો. તેની બેહેનને થોડીજ ખબર હતી કે આગલી સાંજના તેણી જયારે પોતાના પીતા સાથ આ બેહેરામના સંબંધમાં ખુબ તરેહથી વહેંચી લેવામાં રોકાયલી હતી, તેજ વખતે કેકુ કાંગો સીમ ખાતે એજ બેહેરામ તાલુકદાર સાથ પાછી ભાઇબંધીની શેકહેંડ કરવા પડી ગયલો હતો! કેકુ તો સાંબો તેણીને શીખામણ દેવા પડયો કે હવે બધું ભુલી જઇ સઘળું મોટાં દીલથી માફ કરી બેહેરામ

જેવા તેના દોસ્તને અમથો અમથો ગેરઇનસાફ કરવો નહીં. ફરદુનને માટે કેકુએ દીલસોજી બતાવી, પણ નસીબનાં ઉલટાઇ ગયલાં ચકકર તળે કચડાયલા એક માણસ સાથ પોતાની જીંદગી બરબાદ નહીં કરવાને તેણે પોતાની વહાલી બેનને ડાહી ડાહી ફીલસુફીઓ સાથ બોધ દેવા માંડયો!

ગમગોસાર હાય મારી ફ્રેની ત્યાંથી અત્યંત કચવાટ સાથ પોતાના ઓરડામાં ચાલી ગઇ, અને આંખમાં પાણી લાવી જવાનીના જુસ્સાના ઓચીંના આ વેશમાં તેણીએ ફરદુન પ્રીંટર પર એક ટુંકો કાગળ લખી કહાડયોઃ—

**વ્હાલા ફરદુન,**

મને તમે ભુલી ગયલા લાગોછ. શું એટલા બધા કામમાં રોકઇ ગીયાછ કે જરાક એક દહાડો પાચ મીનીટ આવી જવા-નીબી ફુરસદ નથી મળતી? મેં સાંભલ્યું કે તમે હવે થોડા દહાડામા ઉપડી જવાના છેવો. જો ફ્રેની તમારી યાદમાંથી તદ-નજ ભુલાઈ ગઈ નહીં હોય, તો આય કાગળ મલતાં જરૂર અમારે તાંહ મલવા આવજો. મને તમારી સાથ અગતની વાત કરવાની છે.

**લા૦ ફ્રેની.**

કાગળ પોસ્ટમાં ગયું. અને ફરદુનને તે બરાબર પહોંચ્યું. તેણે છાતીમાં કાંઇક દર્દ સહીત આ વ્હાલી ચીઠી ત્રણ ચાર વખત વાંચી અને પછી એક નીસાસો નાખ્યો. ફ્રેની—પ્યારી ફ્રેની—ને એક વખત ફરીથી મળવા, તેણીનો મધુર સાદ એક વાર પાછો સાંભળવા, ફરદુન પોતે કાંઇ ઓછો અધીરો બની રહયો ન હતો. તે છોકરી આટલી ઉલટથી તેને મલવા સારૂં બોલાવતી હતી, પણ તે બીચારી કયાં જાણતી હતી કે ચોથે

દહાડે તો ફરદુન સ્ટીમર "કુલગાર્ડી"માં જાપાન જવા સારૂં પેસેજ લઇઅાવી ચુકયો હતો!

લોહીનો ગોટ ગળી તે સાંજે ફરદુન ભારી પગલે ખેતવાડી બેકરોડ ઉપર ગયો. તેની છાતીમાં હમણા બેહદ ઉદાસી—નીરાસી વ્યાપી રહી હતી. સરજતે તેની કરેલી ક્રૂર મજાકને લીધે તેની આંખોમાં ખાડા પડી આવ્યા હતા અને તેનું મ્હોં ઉતરી ગયું હતું.

ફ્રેનીએ બીજે માળની બારીએથી તેને આવતાં જોયો, અને બબ્બે ફાંડીએ કુદકા મારતી નીચે ઓટલાપર દોડી આવી.

"ફરદુન, તું કેટલે વખતે આયો?" તેણી ભરાઇ આવેલા સાદે તે જવાનનાં બેઉ હાથો પોતાના હાથોમાં પકડી લઇને ગળગળી પડી.

ફરદુનથી તુર્ત કાંઇ જવાબ દઇ શકાયો નહીં. નીચે ભોંયતળીયે ડાઇનીંગ રૂમમાં જઇને બેઉ જણ બેઠાં.

આહા! બંનેના ચેહેરાપર હમણા કેવા ખુશાલી અને સંતોષ—દલગીરી અને અફસોસ—ના ઉલટપાલટ રંગો અચુક આકારો બેઠેલા હતા! તે જોવાને માટે કોઇ ત્રીજું ત્યાં કોણ હાજર હતું? કોઇ નહીં. ફ્રેની તેની બેદરકારી માટે ઠપકો દેતી હતી, પણ તે ઠપકામાંની કેટલો મીઠાશ હતો—કેટલી સાચ્ચી પ્રીતીનો આમેજ હતો—તે ફરદુનને સમજાવવા જવું પડે એમ ન હતું.

"નહીં, ફ્રેની, તેમ નથી," તે તેણીનો એક હાથ પોતાના હાથમાં લઇ ઘણીજ લાગણીથી પસવારતાં નાઉમેદ અવાજે બોલ્યો, "હમણાના સંજોગો વચ્ચે દુરજ રહેવામાં મેં ડહાપણ જોયું. મારા જેવા કરકા બાલુસોનાં કરતાં કોઇ જરા વધારે સુધ્ધર બીલ્લુની અહીં હવે વધારે જરૂર છે."

ફ્રેનીએ ટગરટગર ફ્રરદુનની ગમ જોયું. તેઓ બનેની આંખ્યો થોડોવાર એકમેક સાથ મળી, અને ત્યારેજ ફ્રરદુનની પહેલીવાર ખાત્રી થઇ કે આમ બોલ્યા કરીને આ સદગુણી છોકરીને તે એક નાલાયક ગેરઇનસાફ કરતો હતો.

ખરેખર! ભલી ફ્રેનીની આંખમાંથી આંસુનું એક ટીપું ખરી તેણીના ગોરા ગાલપરથી સરી પડયું.

"તું એમ બોલેછ, ફ્રરદુન? તું મારી સાથબી એમ કરેછ?" રડમેસ થઇને તેણી નાસીપાસ અવાજે બોલી.

"મને માફ કર, ફ્રેની—પણ તારા બાવા હમણા શું નવો દાવ રમેછ તે હું બરાબર જોઇ અને સમજી શકુંછ."

ફ્રેનીએ પોતાના બે મનોહર પાપણો ખુબ દમામથી ઢાંકયાં—

"મારા બાવાના વીચારોને વાસ્તે હું જોખમદાર નથી!" તેણીએ ધીમેથી કહયું. "તારે એવી રીતે મને બદનામ કરવી નહીં જોઇયે!"

ફ્રરદુન પ્રીંટરને પોતાને હવે પોતાની સખતાઇ માટે શરમ લાગી.

"મારી વાહલી–હું બોલુંછ તેથી મનમાં કંઇ લાવતી ના," તે એક નામુરાદ નીસાસો નાખીને બોલ્યો, "હું જાણુંછ કે તું તો મારો એક હીરો છે. બધો વાંક આપણાં કીસમતનો છે!—બલકે મારાં એકલાના ફુટેલાં નસીબનો છે! ફ્રેની–મારી ફ્રેની–હું શું બોલું? મારા જીવ કરતાં હું તુને વધારે ચાહુંછ! પણ મારા રસ્તાની વચ્ચે એટલા બધા કાંટાઓ આવીને પડયાછ, કે–આહ!–મારૂં દીલ તુટી ગીયુંછ, ને જફાનો માર્યો હું શું બોલવા જાઉંછ ને શું બોલાઇ જાયછ!"

તે છોકરીએ પોતાની ભીણેલી આંખ્યો નુછી નાખી—

"તું એમ હીમત છોરી દેછ તે મને નથી ગમતું," તેણીએ જરા ટટાર બેસીને હવે ચલાવ્યું "હું તો જાણું કે તું એક માટીડો છે ને એક માટીડાનીજ કાની આય ફટકો ખમશે, પણ તેને બદલે તો તું છેકજ નરમ થઇ જાયછ!"

ફરદુનના હોઠ ઉપર ગમગીન હસવું ફેલાઇ રહયું.

"છટ—છટ, ડીયર, હું કંઇ બાયલાની કાની મારાં નસીબને નામે ફોક મુકતો નથી. જરાક દીલમાં ચટકો લાગેછ તો ખરો, પણ હવે હું નવેસરથી મારી જીંદગીનું ખાતું પાછું શરૂ કરવાને મારી તઇયારી કરી ચુકોછ. ફ્રેની, ચોથે દાહડે "કુલગાર્ડી" સ્ટીમરમાં હું જાપાન જવા સારૂં બપોરે પ્રીનસીસ ડોકમાંથી ઉપડી જાઉંછ."

માથે હાથનો થેભો દઇને ફ્રેનીએ ગુપચુપ ફરદુનના ચેહેરા ગમ જોયાજ કર્યું. કેટલી નચીંતાઇથી અને કેટલી શાંતીથી આ બહાદુર જવાન પોતાની સીતમગાર પાયમાલી સ્વીકાર્યો જઇ પોતાના ભયાનક દેશનીકાલ માટે એસારો કરતો હતો! તેણીની આંખમાં પાછાં પાણી ઉભરાઇ આવ્યાં અને ગળામાં બુક ખુટવા માંડયો.

"હું મારી કીમત હવે સમજુંછ, ફ્રેની," ફરદુને આસ્તેથી પાછું ચલાવ્યું, "હું તુને મળવાને નહીં આવ્યા કીધો કારણ કે હું જાણુંછ કે તારા બાવાને તે ગમતે નહીં. તુને મારી પોતાની કરવાનું મારૂં ખુશનુમા સ્વપ્નું આલીફુઇનાં વીલની સાથેજ ઉડી ગીયુંછ. મારો જીવ બેતાબ મારી ગીયોછ—મને કંઇ અહીંયાં સુઝ પરતું નથી. હું જાપાન જાઉંછ ને તાંહ હું મારૂં ફોડી લેવશ. તાંહ નવા મુલકમાં નવાં લોકો વચ્ચે મારા દીલનું દરદ કદાચ હું વીસરતો જવશ. મને તાંહ એક

ફર્મમાં દોઢસો રૂપીયે ચાકરી મળીછ. ફ્રેની, તુંને કદાચ પહેલાં જરાક લાગશે, પણ પછી તુંબી મને ભુલી જશે—"

ફરદુન બોલતાં અટકયો, તેનું હઇયું ભરાઇ આવ્યું ને આય જોરાવર જવાન શખસે ડોક નીચી કરી પોતાની આંખે રૂમાલ દાબ્યો.

ફ્રેનીએ તે હાથ ત્યાંથી હળવેથી ખીસાડયો અને ફરદુનની જરાક વધારે પાસે બેસી તેના બરડાપર પોતાનો નાજુક હાથ મેલ્યો.

"ફરદુન, મનેબી તું એટલી પૈસાની લાલચુ સમજેછ? હું એટલી બધી છાલકી ને બેવકુફ છેઉં એમ સમજવાનું મેં તુને શું કારણ આપ્યુંછ?"

અરેરે! કેટલી લાગણી સાથ આ નીરદોશ પુતલી પોતાનો વાજબી પ્રોટેસ્ટ રજુ કરતી હતી!

ફરદુનની નસેનસ માહેલું ગરમ લોહી મોટાં તુફાન સાથ ઉછાળા મારી રહયું.

"ફ્રેની–ફ્રેની!" તે ઉસ્કેરાઇને કળવાઇ પડયો, "તું ગુસ્સે ના થા. મારેથી કંઇ ખોટું બોલઇ ગીયું હોય તો અંતઃકરણથી હું તારી પાસ માફ માગુંછ. મને કેહ ફ્રેની–મારાં જીગર–મને ખરેખર કેહ! તું શું મને ચાહેછ? આવા સંજોગો છતાં તુને મારી દરકાર છે! બોલ, છોકરી; તારે મોહનેથી એટલું મને સાંભળવા દે—ને પછી મને બીજાં કશાંની પરવા નથી."

ફ્રેની ડોક નીચી રાખીને મુંગીજ બેસી રહી. તેણીના ચેહરાપર ખુલ્લો રતાશ ચઢી આવ્યો. ફરદુને તેણીનો ધ્રુજતો હાથ પોતાના મજબુત પોંહચામાં પકડયો—

"ફ્રેની!" તેણે ધાડા ખોખરા સાદે પાછું કહયું–"ખુદાને

ખાતર મારી લાગણી સાથ રમત ના કરતી. બધા ઉલટઇ ગેયલા મામલા પછી હું તારાને તારાજ વીચારમાં અરધો મેટ જેવો થઇ ગીયોછ. હવે તું પેલા ચંડાળ બેહેરામ સાથ પણુશે એ ધારતીને લીધે મને લાગેછ કે મારૂં માથુંબી ફરી જશે. ઓ ફ્રેની—તે કંગાલ મુજીની તું ધણીઆણી થાય તેનાં કરતાં તો તુને મુવેલી જોવાને હું વધારે પસંદ કરશ. તે પલીદની અરાશે ના જતી, ફ્રેની–જો તું મને ચાહતી હોય તો ના જતી. તેની ભયંકર જીંદગીની આગલી પાછલી વાતો તું જાણુતી નથી! તારા બાવાની ગમે તેવીબી જબરદસ્તી થાય તોબી એ બ્લેગાર્ડ બેહેરામ—"

"બસ! બસ! એ મુવાની વાત મારી આગળ કરજ ના!"

"મારા જાન—તે તારે લાયકનો નથી; હુંબી તારે લાયકનો નથી—પણુ અરે જો તુને ભવીષ્યમાં જીતવાની મને ઝાંખામાં ઝાંખીબી આશા હોય તો હજુ પણુ દુન્યામાં પાછુ ઝીપલાવી મારો માર્ગ કોતરી કાહરવા હું મારાં સઘળાં તન અને મનથી કમ્મર કસું. બોલ ફ્રેની–હું અહીંથી જાઉં તે અગાઉ મને ખોલ્લાં દીલથી તારો વીચાર જણાવ."

ફ્રરદુન અઠાગ જુસ્સાથી આટલું બોલી ગયો અને પછી ફ્રેનીનું માથું આસ્તેથી ઉંચકી પોતાની ગમ જોવાની તેણીને ફરજ પાડી. તે છોકરીના દીલમાં હમણાં શું થતું હતું તે તેણીની આંખ્યો માંહેલો ચમકાટ કહી આપતો હતો.

"એમ ઘડી ઘડી શું કામ પુછયા કરેછ?" તેણીએ ઉઠલાતી છાતી સાથ ગળગળતા સાદે બહુજ ધીમેથી ઉત્તર વાળ્યો—"હું જીંદગીના છેડા સુધી બસ હવે તારીજ છેઉં. હું તુને મારા સાચ્ચા પ્યારથી ચાહુછ, ફ્રરદુન--ને

તારે વાસ્તે જો બીજાં દશ વરસબી થોભવું પડશે તો હું થોભવા તઇયાર છેઉં !"

ઓ તે મીઠો જવાબ! હરખને મારે ફ્રરદુનનું હૃદય તેની છાતીમાંથી ઉછળી ગેયા તેના મોહમાં આવ્યું—

"ફ્રેની! મારી ડારલીંગ! એ શું તું ખરૂં કહેછ?" તે પોતાની લાગણીથી આજેજ થઇને બુમ મારી પડયો, "એ તું શું બોલેછ તેનો તુને ખ્યાલ છે?"

"હું શું બોલુંછ તે હું બરાબર સમજુંછ. ફ્રરદુન–મારૂં ધક ઠેકાણે છે. તુને હું પવિત્ર વચન આપુંછ કે ગમે તે થશે તોબી મરતાં સુધી હવે બસ હું સદાની તારીજ છેઉં."

"ફ્રેની–મારા જેવા ગરીબ આદમીને તું વફાદાર રહેશે! મારી વાહલી–મારી સાથ કંગાલ્યતમાં ઘસરાવા—"

"પૈસાનો મને અભખરો નથી, મારા ફ્રરદુન! મને તો તારા સાચ્ચા પ્યારમાં સુખી ને સાદી જીંદગી ગુજારવાનો અભખરો છે."

ફ્રરદુનથી હવે તામોશ થઇ શકયું નહીં. આ વ્હાલી ફ્રેનીના ચેહરાની લાઇને લાઇનપર તેણીના સાચાં અંતઃકરની ગવાહી સ્પષ્ટ લખાઇ હતી. તેણે અનંત પ્રીતીથી તે છોકરીને પોતાનાં પાસાંમાં લઇ તેણીનાં કપાળપર કીસ કરી.

તેજ પળે આસ્તેથી કોઇ ત્યાં ઓરડામાં તેઓની સામે આવી ઉભું.——

"સાહેબજી, ફ્રરદુનજીબા! સાહેબજી ફ્રેની! કેમ છેવો, કંઇ ઘણે દાહરે મળ્યાં?"

બેહેરામ તાલુકદારનો તે અવાજ હતો.



# પ્રકરણ ૩૬ મું.

—:૦:—

## 'નસીબાનો અળખામણો'–કોણ? ફરદુન કે બેહરામ?

બેહેરામ તાલુકદાર ટકોરબાજીથી મુછમાં હસતો આમ બોલ્યો ખરો, પણ ફરદુન અને ફ્રેની એકમેકની ગોદમાં જે રીતે બેઠેલાં હતાં તે દેખી તેની છાતીમાં અદેખાઇનો એક મજબુત ડંખ લાગ્યો. સાધારણ રીતે બેશીકરા—બેદરકાર—આ અભાગ્યા બેહેરામને કોઇબી ચીજ જોઇયે તે કરતાં વધારે પજવી શકતી હતી નહીં. પણ આ ફ્રેની—આ એકલી એકજ છોકરી કે જેની ઉપર તેણે ખરે મને પોતાનું દીલ લગાડયું હતું તેજ પોરી–બેહેરામના લખ્ખો રૂપીઆ છતાં હજી તેને ઠોકરે મારતીજ રહે, અને આ તેના મુદ્દઇ લુખ્ખા સુકકા ફરદુન ઉપરજ મરી ફીટે, એ બેહેરામ તાલુકદારની મગરૂરીને તથા જાતી ભીમાનને એક હરડતાં અપમાન મીસાલ હતું.

બીજી કોઇ વખત ફ્રેની ત્યાંથી તુરત ચાલી ગઇ હતે, પણ રખેને આ બે જણા વળી કાંઇ અથડી પડે એ ધાસ્તીને લીધે તેણી ત્યાં ફરદુનની બાજુમાં જમીનપર પોતાના ડોળા ઠેરવી રાખીને મ્હોં ઉપર નાખુશીના ચીલ્લા સાથ મુગી મુગી બેસીજ રહી.

બેહેરામ તો ખાસ્સો મજેહથી સેહજ છેટે એક ખુરસી ઉપર ગોઠવાઇ બેઠો અને પોતાની મોટાર કેપ તેમજ વોકીંગ સ્ટીક ટેબલપર મેલી. તેનાં ભરાવદાર ભવાંની ચહડેલી કમાનો કહી આપતી હતી કે આ બે જણાંની આવી એકાંત ધુસ ધુસ તેને

અકારી લાગની હતી. પણુ તોયે તેની મુછપર એક જાતનું તીરસ્કાર ભર્યું હસ્તું ફરી વળ્યું.

"શું રાજા પાદશાહની વાત કરોછો કે?" તેણે ફરદુન ગમ જોઇને પાછો સવાલ કીધો.

"અમે શું વાત કર્યેછ તેની સાથ તમુને કંઇ લાગતું વળગતું નથી," ફરદુને પુર ગંભીરાઇથી પણ દેખઇતા મીજાઝથી જવાબ દીધો.

"ઓ–ઇઝ ઘેટ સો? હું મકુંજે જો કંઇ રસ ગરે ને કટકા પરે તેવી વાત ચાલતી હોય તો ચાલ જરા બે ઘડી જઇને સાંભલું. હું અહીં બેસુંછ તેથી તમારી મજાહમાં ખલલ તો નથી કરતોની, મીસ ફ્રેની કાંગા?"

ફરદુનનું ગોરૂં મ્હોંડું લાલચોળ થઇ આવ્યું હતું. આ ભુંડો બદમાશ છેક આટલી બધી હદ સુધીની પાક બેહાઇ બતાવતો હતો તે જોઇ તેનું કાંકણું લોહીબી ઉકલી આવ્યું. તે ઉઠીને આસ્તેથી ઉભો થયો અને ફ્રેનીએ તેનો હાથ પકડી રાખ્યો હતો તે જરાક અધીરાઇથી ખીસાડી નાખ્યો.

"તમે ઘણી મોટી ખલલ [કરોછ. તમે જોવોછ કે અમે અહીં ખાનગી વાત કર્યેછ. તો પછી અહીં વગર બોલાવવે આવવાનો તમુને કંઇ હક નહીં ઉતો."

બેહેરામ ખડખડ હસ્યો.

"આઇ બેગ યોર પારડન!" તે ઠંડે કલેજે બોલ્યો, "અહીંયાં આવવાનો મને તમારા કરતાં વધારે હક છે. ચલાવો, મી૦ ફરદુનજી પ્રીંટર, તમારી ખાનગી વાત આગળ ચલાવો! ગો ઓવ ફ્રેની, શરમાવો ના—હું આંખપર આડો હાથ કરીને બેસુંછ, નહીં, મારા સમ! હું તમારા બાવાને એક બોલબી

નહીં કેહુ. બેરીકર અહીં લવ કરો–મારેથી ઓસકાવાની–અફસો. મેહેરવાનજી !—"

મેહેરવાનજી કાંગા ધીમેથી ઓરડામાં દાખલ થયા હતા. તેવણે ત્યાં ધુરકાધુરકી કરતી આ ત્રગડી ગમ નજર ફેંકી અને પછી બેહેરામની આગળ આવ્યા.

"એ:હો બેહેરામ, તું આયો કે? કાહરે આયો?" તેવણે તેની સાથ ચાંપીને શેકહેંડ કરતાં કહયું.

ફરદુન તરફ સેહજ જોઇ તેવણે જરા ખભરાટમાંજ સાહેબજી કરીને ડોકું ધુણાવ્યું અને જાણીબુજીને શેકહેંડ કરવાના અખાડા કરી બેહેરામની પાસે ખુરસીપર બેઠા.

"તમે લોક અહીંયાં છેવો તે મને ખબર નહીં ઉતી," તેવણે ચલાવ્યું. "એ કાહરના શું કરોછ?"

"માય દીકરાં રમ્યેછ!"

મેહેરવાનજીએ પોતાના ચશમાની ધારપરથી ફરદુન અને ફ્રેની ગમ જોયું. પોતાના પીતાએ ફરદુનને ખામખા કીધેલું અપમાન ફ્રેનીને એક કાતેલ તાર મીસાલ છાતીમાં વાગ્યું હતું, પણ લોહીનો ગોટ ગળી તેણી સ્થીર ડોકું નીચું રાખીને બેસીજ રહેલી હતી. ફરદુનબી અદબ વાળીને ટસ ટસ થતે ડોળે તેણીની પાસે ઉભો રહી બેહેરામ તાલુકદાર ગમ જોયા કરતો હતો.

"કેમ, ફરદુનજી, આજે તમુને કંઇ અહીં આવવું પડયું?" મેહેરવાનજીએ લગાર તોરમાંજ પુછયું.

"હું અહીં ફ્રેનીને મારી છેલ્લી સલામ કરવા આયોછ," ફરદુને ધીમેથી ઉત્તર વાળ્યો.

"હું! તમે તાહરે જાઓછ?" મેહેરવાનજીના ચેહેરાપર એક જાનનો કરાર ફુટી નીકળ્યો હતો. "સારૂં—સારૂં, ઘણું નેક પગલું ભરોછ. તમે અહીંયાં રેહેવો તો ઉલટું—મકુંજે—મકુંજે—દુન્યાનાં લોકની હસીમાં આવવું પડે,"

બેહેરામનાં દેખતાં મેહેરવાનજી આ પ્રમાણે તેને હીણુતા હતા તેથી ફરદુનનું મોત થઇ જતું હતું, પણ તોયે સ્વભાવ ઉપર આંકોશ રાખી જીવ કઠણુ કરી તેણે ટેકથી જવાબ દીધો—

"હા હુંબી એમજ ધારૂંછ. હું અહીં રહીને તમો બે સાહેબોને વાસ્તે કવાબમાં હારકું થઇ પડવા માગતો નથી."

ફરદુનનો આ ઉત્તર મેહેરવાનજી જેવા માણુસને કયાંથી રૂચે? આ ભુખરીબારસ ફરદુન આમ સામો સતો થતો હતો એટલે તેવણુને બેહેરામ તેમજ ફ્રેનીની હાજરીમાં ભારી પડી ગયું. તેવણે એવું તો ડાચું કર્યું કે જાણે જો ચાલતું હોય તો ઓય ફરદુનને માણુસો પાસે ધકકા મરાવીને ઘરમાંથી બાહેર કહાડે!

"કવાબમાં હારકું! હા—વરી, તેમાં જરાકબી શું શક?" તેવણુ એક ગજ જેટલું થોભરૂં ચઢાવીને તરડાઇ પડયા, 'લેવો, હુંબી તમુને કેહુંછ કે તમે ખરેખરજ અહીં કવાબમાં હાડકું છેવો. મારી જાણુ વગર અહીં આવીને ફ્રેની સાથ છુપી મુલાકાત કરવાની તમુને કંઇ જરૂર નહીં ઉતી. જો તમે એ છોકરીને વાસ્તે કંઇ વીચાર બાંધતા હોવો તો આય સાફ સાફ તમુને કહી દેઉંછ કે સુઝમાં રોજા બોલશો. તમારે જાણુવું જોઇયે કે તમારા જેવા પઇ વગરના સુકા તાટ માણુસને એક નાદાન છોકરી પાસથી કંઇબી વચન કે પ્રોમીસ લેવાનો હકજ નથી."

ફરદુન દાંતની બત્રીસી પીસી રાખીને પોતાનું ઉકળતું લોહી મહા મુસીબને સમાવી રાખતો ત્યાં એક બાવલાંની માફક જડ થઇને ઉભોજ રહયો. દાબી રાખેલા ગુસ્સાને મારે તેનાં કપાળપરની નસે નસ તડપી રહી, અને આખે અંગે પરસેવો ફુટી નીકળ્યો. બેહેરામ તાલુકદાર અદબ વાળીને ચુંચી આંખ્યો સાથ મુગોજ ગગડી રહી આ તમાસો જોયા કરતો હતો. પણ એકાએક ફ્રેનીનો મોટો અવાજ સાંભળી તે જરાક ચમકયો. અચણુચ ઠડાક દેતી કે પોતાની બેઠકપરથી ઉઠીને ઉભા થઇ તેણી પોતાના બાપની સામે ફાટ ફાટ થતા બે મોટા ડોળા કકડાવતી જઇ ઉભી હતી.

"ફરદુનને તમે એમ ઇનસલ્ટ કરોછો તે સારૂં તમારે શરમાવું જોઇયે, બાવા," તેણીએ ચીચવાઇને મોટેથી કલ્લો કર્યો. "તમે કાહરના એ શું બોલોછો તેનો કંઇ વીચાર છે કે? હું તમો બધા જણનાં દેખતાં આજે ખુલ્લે ખુલ્લું કેહી દેઉંછ કે ફરદુનની ધણીયાણી થવાનું મેં પવીત્ર વચન આપ્યુંછ અને જાહરેબી હોશે તાહરે હું ફરદુનનીજ થવશ, પછી એની પાસે પઇસા હોય કે નહીં હોય તેની મને દરકાર નથી."

મેહેરવાનજી ડઘાઇને પોતાની દીકરીનું કોહું જોતા ત્યાં બેસીજ રહયા. દેખઇતી રીતે ફ્રેની ઉપર તેવણનું ઘણું ચ.લે તેમ ન હતું. તે છોકરી તો બસ જાણે છેલ્લે પાટલે બેઠી હોય તેમ પોતાના બાપની નજર સામેજ એકાએક જઇને ફરદુનના એક હાથને વળગી પડી.

"ફરદુન, તું મનમાં કંઇ લાવતો ના!" તેણી તુટેલે જીગરે કરગરીને બોલી, "જીંદગી સુધીની હવે હું તારીજ છેઉં. તું જાહરે કેહશે તાહરે તારી સાથ દુન્યાને બીજે છેડેબી આ-

વવાને હું તઇયાર છેઉં. તારી સાથે ગરીબમાં ગરીબ હાલતેબી મારો ભવ ગુજારવા હું ખુશી છેઉં. મારા બાવાના દેખતાં આય તુંને કેહુંછ. એવણના જેવી હું પઇસાની પુંજારી નથી."

મેહેરવાનજી કાંગા હવે ધરરર કરતા કે ઉભા થયા, લાઇલાજ ગુસ્સાથી ગોયા તેવણ ગુંગળાઇ જતા હતા. શાંત મ્હોંડે ફ્રેનીને પોતાનાં પાસાંમાં લઇ ઉભેલા ફરદુન ગમ તેવણે અત્યંત ગુસ્સાથી ડોળા કકડાવ્યા.

"મી૦ ફરદુનજી," તેવણે મોટેથી બુમ મારી, "શું તમે આજે અહીં મારાં ઘેરમાં મને ડીફાઇ કરવા આયાછ કે? શું આય નાદાન દુકતીને પોતાના બાપની સાંમે થતાં તમે શીખવોછ? તેને તમારી સાથે ઝાનમની ગારમાં ખેંચવા માંગોછ? શું એ છોકરીને લાયકના તમે પોતે જરાબી છેઓ કે?"

ફરદુનનાં મ્હોંડાંપર હવે એક શાંત પણ ભયાનક દ્રઢતા બેઠી હતી.

"તમારા ગુસ્સાને મારે તમે મને ગેરઇનસાફ કરોછ." તે મકકમ ધીમા અવાજે મેહેરવાનજી ગમ ટગર ટગર જોઇને બોલ્યો. "આલીપ્રુઇનું વીલ જો ગુમઇ ગીયું નહીં હોતે તો આજે તમે આવા કઠણ બોલો મને કેહતે નહીં."

"હા, પણ આલીપ્રુઇને પછવારેથી વધારે અકકલ સુઝી," મેહેરવાનજીએ તપી જઇને તરારો કીધો, "હવે હું જોઉંછ કે બાઇએ શું કામ પોતાનો વીચાર ફેરવ્યો હોશે. પણ હું તમારી સાથે વધારે તકરારમાં ઉતરવા માંગતો નથી. ફરદુનજી, હું તમુને હોકમ કરૂંછ કે આય મીનીટે મારૂં ઘેર છોરી જાવો—ને મેહેરબાની કરીને મારી રજા વગર પાછા અહીંયા આવતા ના.

મારી ખાત્રી છે કે થોરા વખતમાં આય એવકુફ છોકરી પોતાની હમણાની ચાલને વાસ્તે શરમાશે."

લોહીથી ઝઝરતાં જીગર સાથ ફરદુન ફ્રેનીની ગમ ફર્યો. આંખમાંથી તરતર ટપકતાં આંસુઓ સાથ તે છોકરીએ પોતાના ક્રોધમાન બાપનાં દેખતાં—જળી બળી જતા એહેરામની હાજરીમાંજ—ફરદુનનાં ગળાં આસપાસ પોતાના બે હાથો વીટાળી તેની છાતીપર પોતાનું માથું નાખ્યું.

"ફરદુન," તેણીએ ઉશકેરાઇને કહયું, "હમણાની મારી ચાલને વાસ્તે હું કોઇ દાહરેબી શરમાવું તો મારે પોતાને વાસ્તે હું સદા શરમાતીજ રેહવશ. યાદ રાખજે કે ગમે તેમી થશે—મારો જીવબી જશે—તોબી હું તુંને વફાદાર છેઉં."

ગમે એવાબી નમાના રાંક શખ્સને કાંઇ નવો જુસ્સો આપવાને માટે આ શબ્દો પુરતા હતા. ફરદુન પ્રીંન્ટરનું ગમગીન મોઢું એકદમ ખુલી ગયું. તેણે મેહેરવાનજીની દરકાર કરવા વગર ફ્રેનીને અનંત પ્રેમથી પોતાની ગોદમાં લીધી અને ધ્રુજતે અવાજે બોલ્યો—

"મારી ફ્રેની! બસ તારી તરફથી આટલી ખાત્રી મળવા પછી મને હવે બીજા કશાંની જરાબી દરકાર નથી. હું હમણા તો જાઉંછ. સલામ, મારા જાન—હાલ તરત તો સલામ! હમણાની મારી મુફલેસ હાલતમાં તુને મારી સાથ હું ઘસરવા માગતો નથી. પણ ફ્રેની, દુન્યામાં પઇસા પેદા કરવાના રસ્તા કંઇ મારે વાસ્તે તદનજ બંધ થઇ ગીયા નથી. હું જુવાન છેઉં—મારાં ખભાંના જોરે મારો રસ્તો કાપવાની તાકાત હું ધરાઉંછ—ને તેમાં, મારી ડાર્લીંગ, તું મને આજે એક એવાં હથીયાર સાથ સજ કરીને મોકળેછ કે થોડાજ વખતમાં હું

તારી પાસ પાછો આવી તારૂં વચન પાલવાની માગણી કરતો ઉભો રહેવશ."

"તું જાહરેબી આવશે તાહરે હું તાહરીજ છેઉં. પણ ફરદુન, ઘણો લાંબો વખત ના થવા દેતો."

"મારેથી બનશે તે કરતાં એક મીનીટ વધારે રહેવશ નહીં. જીવતી રેહ–સુખી રેહ, સલામ !"

આમ કહી, તેણીને છોડી દઇ મેહેરવાનજી યા બેહેરામ તરફ એક નજરબી નાખવા વગર નસીબાનો અળખામણો આ જવાન પુરૂષ ત્યાંથી સ્થીર પગલે બાહેર ચાલ્યો ગયો.

'નસીબાનો અળખામણો ' અરે! વાંચનાર, એ તું શું બોલે છે? પૈસા તો આવશે અને પૈસા તો જશે—કીસ્મતનું ચકકર આડું અને અવળું, સીધ્ધું અને સવળું ઝોંક ખાશે—પણ અઝીઝ! મહાન ફીલસુફો, નામાંકીત કવીઓ કહી ગયા છે કે મનુષ્ય જાતની દરેક એકકી જીંદગીમાં બસ ફકત એકજ વાર એક સાચ્ચો ઉંડો પ્યાર ઉતપન થઇ શકે છે–ફકત **એકજ વાર!** અને જેને ભાગ્યે તે આવ્યો તે શખ્સને "નસીબાનો અળખામણો" કોઇ બી સંજોગો વચ્ચે તું કહી શકનાર નથી.

પ્રેમ! ખુદાની આ મહાન બક્ષેસ ઇનશાન જાતને માત્ર એકજ ફેરી મળી શકે છે અને તેબી કંઇ બધાનેજ મળતી નથી. કરોડ માંથી કવચીત એકને મળતી હશે! આવો પ્રેમ–ખરો નાજુક પ્રતી ઉતર પામેલો પ્રેમ–ફરદુન પ્રીન્ટરને ફાલે આવ્યો હતો. અહા! મેહેરવાનજી કાંગા જેવા જદવાડી માણસ એવા પ્રેમની કદર બુજી શકતા ન હતા, તો તેવણ આ દુન્યાના કમનસીબમાં કમનસીબ માણસો માહેલા એક હતા.

રસ્તે ફુટપાથ પરથી ચાલતાં ફરદુનનું હૃદય હરખને મારે

તેની છાતીમાં હથોડા મારતું હતું. તેનાં કદમો ખુશાલી અને સુખનાં જોશ સહીત કમાણની પેઠે ઉંચકાતાં હતાં. તે હવે એક ધન્ય-વાન દોલતવાન જીવડો હતો. એક ખરી મીઠી ઓરતના પ્યારમાં તે શ્રીમંત હતો. ઓહ! હીણભાગ્ય બેહેરામ તાલુકદારનો વીચાર હવે તે જરાકબી અદેખાઇના અંશ વગર કહી શકતો હતો. 'નસીબાનો અળખામણો' તેને તું સમજતો ના, દોસ્ત—નહીં તો મીનોઇ જેહાનનાં મહાત્માઓની તું મશ્કેરી કરશે.

——:o:——

## પ્રકરણ ૬૭ મું.

—:o:—

## "ચલ, હટી જા,—હું કંઇ તુંને ઓળખતો નથી!!"

અરે, પણ બધી ગડબડ ગડબડમાં તમે એક ઘણાં અગત્યનાં માણસને શા માટે વીસરી જાવો છો? આલાંપુઇના ચેહારમને દીવસે વીલ ગુમાઇ જવાનો ઘોંટાલો ડપટ પડે તે અગાઉ મેહેરવાનજી કાંગાને ત્યાંથી ગાંસડા પોટલા સાથ ચાલી ગયલી પેલી માઝનદાન નોશાકરી મીઠુ બામજી તો તમારાંધ્યાનમાંથી ખસીજ ગઇ છે. એ અફલાતુન અંધ્યારડી સાથ તો આપણને લાંબો હીસાબ હજી ચુકવવાનો છે. માટે રફીક, આપણે આગળ વધ્યે તે અગાઉ એ માડમ્વાઝેલ મીઠીબાઇજી કાંઇ ખબર અંતર જરાક તારે પુછવી પડશે.

ખેતવાડીનાંજ પોતીકાં અસલી મકાનને બીજે માળે મીઠુ બામજી પાછી પોતાના પીતાની સંગાત આજે કેટલાક દીવસો થયા અગાઉની પેઠે ઠરીઠામ થઇ ચુકેલી હતી. બીજી કાંઇ

નોકરી શોધી કહાડવાની દોડાદોડમાં તેણી હવે દેખાઇતી રીતે નહીં હતી. ભીખાજીબા બી જાણે એક ફેરીનાં પોતીકાં પરાક્રમથી ધરાઇ ગયા હોય તેમ હવે લગરીક સખ્ખે બરડો નાખીને પોતાની બાકીની જીંદગી કરારથી ગુજારવા માગતા હતા. બાપ દીકરી આટલો વખત સાથે રહયાં, તે દરમ્યાન કોનડીટાનાં ભોયરાંવાલા ગડબડગોટા બાબે એક બોલબી બેઉ જણાં વચ્ચે વાતચીત થઇ હતી નહીં. બંને જણાં ગોયા એક જાતની સમજુતીથી તે ગઇ ગુજરી ઉપર ખામોશી અખત્યાર કરવાનો નીશ્ચય કરીને સમજી સુઝી ટગુમગુ દીવસો પસાર કરતાં હતાં.

પણ બાહેરથી ગમે તેવી નચીંતાઇ અને શાંતીનું ડોલ ઘાલવા છતાં મીઠી બામજીનો જીવ બાતેનમાં બેકરાર હતો. ભીખાજીએબી ઘણીવાર ગુપચુપ બાડી આંખ્યો સાથે જોયું હતું કે આ પોરી અવારનવાર હાથમાં વાંચવાનું ન્યુસપેપર લેવાને મસે એક ખુણામાં ભરાઇ બેસી ઉદાસ બેચેન મ્હોંડા સાથ નીચી મુંડીએ ઝુંક્યા કરતી—અથવા ઘણું તો પોતીકા ફોટોગ્રાફીના કેમેરા સાથ એખલી એખલી પોતાનું હાણ્યા કરતી હતી. મીઠુને ફોટોગ્રાફીનો ઘણો શોખ હતો—અને હાંગકાંગથી આવી ત્યારથીજ એ વેજું પોતાની સાથ લેતી આવી હતી. પણ સદાની ચમકરી—ચણાની પેઠે ઉછળતી - વાઉની પેઠે જરાજરામાં સળગી ઉઠતી—આ ગોરી ગોરાણીનું આંગળું તેજ, તેણીની ઝમક ધમક, સઘળું જાણે કાંઇ ગુપ્ત ચીંતાના બોજા તળે તુરત વેળા બેમાલુમ થઇ ગયું હતું.

પેલા નામદાર શેઠયા બેહેરામજી તાલુકદારને આટલી મુદતમાં મીઠુ એકબી વખત મોહડે મોહડું મળીને વાત કરી શકી હતી નહીં—જો કે તે લખ્ખોની દોલતના લાડકા છેલ છબી-

લાને હવે બે ઘોડાની ડોગકાર્ટમાં યા જબરદસ્ત એસકી ચાલીસ હઝાર રૂપીયાની 'રોલ્સ રોઇસ' મોટોરકારમાં અવારનવાર મેહેરવાનજી કાંગાને ત્યાં સાંજે મળવા જતાં તેણીએ અનેક વખત નજરોનજર જોયો હતો !

છતાં આ ઉંડી ભેદી છોકરીનાં મ્હોંમાંથી હજી એક તુકારો વટીક બેહેરામના સંબંધમાં નીકળવા પામ્યો હતો નહીં. અંદરખાનેના કોણ જાણે શું જોસ્સાને મારે ખુલ્લી રીતે તેણીનું શેરશેર લોહી સુકાઇ જતું હતું, પણ જ્યાં બીત્તરની બીમારીને સપાટીએ ફુટી નીકળવાનો લાગજ નહીં મળે ત્યાં પછી એ સીવાય બીજાં પરીણામ શું હોય ?

આહા ! બેહેરામ તાલુકદાર ! તે તો હવે શ્રીમંત શેઠીયો થઇ ગયો હતો. સ્ટુપીડ સોસાયટી તેને હવે પંપાળતી હતી. ખુશામદના ખોરીયાંઓ હવે તેને—ના, તેની 'રોલ્સ રોસ'ને—વાંકા વળીં સલામ કરતાં હતાં. મોટે ખાંચરેનું ધપધપ્યું વાજુંબી હવે બેહેરામજી તાલુકદારની હીરાની વીંટીઓને અને તેના 'બેંક એકાંઉંટ'ને ટી-પાર્ટીઓપર બોલાવતું હતું ! તો હવે તે મીઠુ બામજી જેવી એક ભીખારડીને-એક સાધારણ ચાકરડીને-ત્યાં મળવા આવે ? રસ્તામાં એક બે વાર તે મીઠુની સામસામે થઇ ગયો, પણ ડોક ટટણખાર રાખી મીજાઝમાં ગાડી હાંકી જવા સીવાય તેણે બીજું શું કર્યું ? સલામ તો બાજુએ રહી, પણ પણ જરા આગલી ઓળખાણ પીછાણની નીશાનીબી તેણે બતાવી નહીં. તે હવે ખંબાલા હીલ ઉપર એક છુટો ભપકા-બંધ બંગલો લઇને વાડી ગાડી, નોકર નફરની ધમચકરી વચ્ચે ચમન કરતો હતો, અને મીઠુ બામજી તો એક ગંધાર જેવાં કોટરામાં પોતાના મોબેદ બાપની સાથ— ——બાહ !

જયારે ચોથી વખત બેહેરામ તાલુકદારે તેણીને રસ્તામાં સદંતરજ ઓળખવાના જાણીજોઇને અખાડા કર્યા ત્યારે મીઠુએ એક સાંજે છુંડાઇ જતાં જીગર સાથ એક લંબાણુ કાગળ રેજીસ્ટર કરી તેની ઉપર ટપાલ મારફતે મોકલ્યું. આગળી પાછલી યાદ દેવાડી તેણીએ એક જુવાન જીવના સઘળા ઉભરા સાથ આ બેહેરામ તાલુકદારને આજીજી કરી કે એકજ વખત–બસ એકજ વખત-તેણે મીઠુ બામજીને ત્યાં દશ મીનીટ મળવા આવવું. તેણીએ લખ્યું કે કાંઇ ઘણાં અગતનાં ખાનગી કામ સારૂં આ મુલાકાતની ખાસ જરૂર છે અને તેણીનાં રહેવાનાં ઘરમાં એ મુલાકાત તદન કોઇનીબી ચાવા ચાવી વગર બેહેરામ તાલુકદાર બીલકુલ ખાનગી રીતે આપી શકશે.

કાગલ પોસ્ટ કરવાને આઠ દહાડા થઇ ગયા. બેહેરામ આવતો તો ડોસો થયો, પણ જરાક લાયકીને ખાતર જવાબ બી નહીં મળે! કાગળની પહોચ વટીક નહીં!

અંતે ઘાસનાં છેલ્લાં તણખાંથી ઉંટની કમ્મર ભાંગી ગઇ. મીઠુ બામજી અવતાર બે અવતાર બની ગઇ હતી. લેવાયલી લુટાયલી જેવી આખો દહાડો તેણી હવે પોતાના બાપ સાથે, ભર ભાહુત સાથે, છોટાં છબતરાં શોખ્યા કરતી રડતી ચણાવાલી જેવી બની ગયલી હતી. તેમાં વળી એક દીવસે કોઇ પરવારતો ભાહુત અછડતી ખબર લઇ આવ્યો કે બેહેરામજી તાલુકદાર તો બે ચાર દહાડામાં ફ્રેની કાંગા સાથે અદરાવાના છે! સણુરીનું હવે સેવટ આવ્યું. તેજ રાત્રે આઠેક વાગતે ખાધા પછી એકાએક માથામાં વારૂં આવ્યું હોય તેમ મીઠુ બામજી કોઇને કહયા વગર—ભીખાજીને જરાબી જણાવ્યા વગર—સાલ્લો ચહડાવીને બાહેર નીકળી પડી.

વાંચનાર, હીણાયલી તજાયલી આ જવાન છોડી સરભોગ પગે ચાલતી ખંબાલા હીલ પર બેહેરામ તાલુકદારના બંગલા તરફ જ્યારે જતી હતી ત્યારે તેણીનું આખું બદન એક વીચીત્ર જાતની તાવથી ખળખળી જતું હતું. પ્યાર અને ધીકકાર—આ બે એકમેકથી ઉલટી લાગણીઓના મીશ્રથી બરપા થયલી તે ભયંકાર બોખાર મીઠુ બામજીનાં હાડમાં પેસેલી હતી. ઝનુનમાં અને જુસ્સામાં તેણીએ બે માઇલ ઝપાટામાં પાંઉ પ્યાદા કેમ કાપી નાખ્યા તેનુંબી તેણીને ભાન રહયું હતું નહીં.

* * * * *

રાતનું પોતાનું ખાણું લઇને બંગલાના વરન્ડાની ઉપર ઇઝીચેરમાં બે ટાંટીયા લાંબા કરી લેટી પડેલો બેહેરામ તાલુકદાર ખુશાલ જીવે વ્હીસ્કી સોડાના ટમલરથી થોડે થોડેવારે પોતાનું મ્હોં ભીજવ્યા કરતો હતો.

એક જાતના સંતોષથી પોતાની આંખ્યો ઢાંકી રાખી આ લખેશ્રી લેહેરી જીવડો બેઘડી કાંઇક આગળી પાછળી બાબદોની યાદ કરતાં બેવકુફ તકદીરનાં તકલીદી ઢંગ ધડાપર મુછમાં ને મુછમાં હસ્યા કરતો હતો.

"કેહજો બેહેસ્ત ને દોજખ અહીંનું અહીં આય દુન્યામાંજ છે!" તે વ્હીસ્કીનાં ટમલરમાં થોડાવાર ધારીધારીને જોઇ મન સાથે બડબડયો. "કોણ ઉલ્લુના પઠ્ઠાએ એ ફીલસુફી પેહેલાં બાહાર પાડીછ તે હું જાણવા માગુંછ! બંદાની કરણી પરમાણે આય મને દોજખ મળ્યું તે જોયું કેની!!-હે હે!—જો એવાંજ બીજાં દોજખની મને ગેરન્ટી મલે તો નવેસરથી નાપાક સેતાન સાથે કબાલો કરી જીવતાં જીવત જેહાનમમાં

જવા હું તઇયાર છેઉં!—અંતકરણ! અંતકરણ એ શું ચીજ છે? કાંય બેસમજ બુબખો મોટા મોટા બોલો વાપરીને નાંલ્લાં બચ્ચાંઓને અને અભણ બોચ્ચાંઓને ગભરાવી મારતા હોશે? સેવકનું અંતકરણ તો આય કાચના ટમલરમાં છે! કામ પરે તો બીજાં દશ આલીફ્રુઇઓ અને પચીસ ફ્રરદુન પ્રીંટરોનાં ગરાં કોઇબી મીનીટે ભચરી નાખવા એ મારૂં સોડા, આઇસ, અને 'એન્ટીકવેરી'નું બનેલું અંતકરણ——કોણ હય, ભઇયા?"

પરદેશી રામોસીએ ખુબ નમીને સલામ કરી—

"સાબ, એક બાઇ મીલનેકુ ચાહતી."

"બાઇ! કોણ બાઇ? કયા મંગતી?"

"માલુમ નહીં—હુઝુર, દરવાજેપે ખડી હે. નામ દેવત નહીં. અંદર બોલવાઇયે?"

બેહેરામે પોતાના હાથમાંનું ટમલર આસ્તેથી પાસેની ટીપાઇપર મુકયું. રાતના આઠ વાગે એક બાઇ વળી કોણ મળવા આવી? એકાદ પળ તેણે વીચારમાં મુછ મરડયા કીધી, પણ બીજીજ સેકંડે તે ઝપ કરતો કે ઉઠીને ઉભો થયો. એક નવજવાન પારસણ અબલા કમપાઉન્ડમાંથી ઝપાટાબંધ તેની તરફ અંદર ચાલી આવતી હતી.

"મીઠુ!!—ડેમ ધીસ ન્યુસન્સ!"

બેહેરામના મુખમાંથી અત્યંત કચવાટ સાથ આટલા શબ્દો નીકળી પડયા અને પાછો તે પોતાની ઇઝીચેરપર લાંબો થઇને અઢેલાઇ પડયો.



# પ્રકરણ ૩૮ મું.

—:૦:—

## બધાજ દરમાંથી કંઇ લેવટા નીકળતા નથી, મી૦ બેહેરામજી તાલુકદાર!

મીઠુ બામજી મકકમ પગલે સીડીપરથી ચહડી આવી વરન્ડાપર બરાબર તેની સામેનાજ બાજટપર ગોઠવાઇ બેઠી. બેહેરામે ભઇયાને ઇશારત કરીને ત્યાંથી ચાલી જવા કહયુ, અને પછી હાંસબદન ગુલબદનનું આ જોડું એકમેક ગમ ટગર ટગર ટીકવા પડયું.

મીઠી જોરમાં ચાલતાં હાંફી ગઇ હતી એટલે તેણી થોડો વાર સુધી તો કાંઇ બોલીજ નહીં. બેહેરામેબી પહેલાં કાંઇ વાત છેડવાના અખાડા કર્યા. પણ ત્રણ ચાર મીનીટ સુધી મીઠુએ જયારે કાંઇ બોલવાની નીશાની નહીંજ બતાવી ત્યારે અંતે તેનું પાકી ગયું.

તે ઉઠીને ઇઝીચેરપર તરો બેઠો.

"મારૂં કોઠુંજ જો એમ ભોપ્યા કરવા તમે હમણા આયાં હોવો તો મને લાગેછ કે હું જરા અહીંયાં બીજી બે ચાર બતી મંગાવીને મારી આસપાસ મુકાઉં, કારણકે આય લાઇટમાં તમે મને બરાબર જોઇ નહીં શકતાં હોશો."

"નહીં, બીજી બતીની કંઇ જરૂર નથી."

"અં—તાહરે કંઇ નહીં! તમે મારો ચેહેરો બરાબર જોઇ રેહવો પછી જરા કેહેજો, કારણકે મને ઉંઘ આવેછ!"

ગળાંમાં ખુટી આવતા બુકને જેમ તેમ સમાવી રાખી મીઠુએ પોતાની બાજટી સહેજ બેહેરામની વધારે નજદીક ખેંચી.

"તમે મને ઓરખોછ કે હવે ઓરખાતાખી નહીં, બેહેરામજી તાલુકદાર?" તેણીએ બહુજ ધીમા સાદે સવાલ કર્યો.

બેહેરામે પોતાના ટમલરમાંથી એક ટાંસ લગાવી અને તીરસ્કારથી જરાક મુછમા હસી આસ્તેથી ખંખાર માર્યો.

"તમુને હું ઘણા સારી રવેસે ઓરખુંછ," તેણે એટલાજ ધીમા અણકાથી ઉતર વાળ્યો. "કમનસીબે હું તમુને માથાંથી તે પગ સુધી ઇંચે ઇંચ ઓલખુંછ, મીઠીબઇ બામજી! તમે એક ઘણાંજ અસરાફ—પાક પરહેજગાર—બીલોર જેવાં ચોખ્ખાં ચટક માણુસ છેવો!"

મીઠુની આંખ્યોમાં ભરાઇ આવેલાં પાણી ખરી પડવાની હવે નીશાની બતાવતાં હતાં. થોડીક સેકંડ નીચી ડોકે તેણી તુટેલાં જીગર સાથે મુગી બેઠી. આહા! એક બેમરવત, બેહયા, બદગુમાન માટીડાની બેવફાઇ આટલી હદ સુધી જઇ શકતી હતી તેનો હવે પહેલીવાર તેણીને કાંઇ ખ્યાલ આવ્યો.

"બેલ," તેણી ગુંગળાતી છાતી સાથ અંતે કગળી પડી, "બેલ! મારી સાથ એટલો બધો તું સખત કાંય થાયછ? મેં એવો તે શું ગુનાહ કીધો?"

બેહેરામે જોરમાં ભોંયપર પોતાનો પગ અફાળ્યો—

"કનફાન્ડ યુ! મારી પાછલ જળોની કાની વળગી રહીને મને તું સતાવેછ શું કામ? તે મને પેહેલાં કેહ."

"શું કામ! બેલ-બેલ, તું આગલા દાહરાઓ બધા વીસરી ગીઓછ?"

"બધા વીસરી ગીયોછ, મને કંઇ યાદ નથી."

મીઠુએ રોમાલથી પોતાની ભીંજેલી આંખ્યો નુછી નાખી. ઓરત જાતની લાગણી અને મગરૂરી ઉપર પડતા આ

ડાહામની અસર તળે તેણીની સબુરી, નાખતી. સાચવટ હવે પીગળી જવા માડતી હતી.

"બેલ! મેહેરવાનજી કાંગાને તાંહ તું મને શું શું કેહતો'તો ને હમણા તું મને શું કેહેછ! અરે! બધા તારા મોહોબતના સમ સોગંદ હવે કાંહાં ઉડી ગીયા?——"

"હવામાં!"

"તેં મને તારે પોતાને હાથે લખેલાં પ્યારનાં લાંબા કાગજોનો ઢગલો હજુર મારી પાસે મોજુદ છે. બેહેરામ."

"તો જરીપુરાનેવાલાને તે હવે મણને હીસાબે વેચી નાખ! તુને મેં કેટલી વખત ગાઇ વજારીને કેહયું કે એવાં પ્યારનાં કાગજો તો મેં બીજી પચીસેક છોકરીઓને મારે પોતાને હાથે લખેલાં છે. યુ ઇડીયટ! શું આય બધું મને કેહેવાને ખાતર તું ખેતવારી વેરથી ઘસરઇ તણઇને અરધી રાતે અહીં આવીછ કે?"

મીઠુના હાથ ઠરઠર ધ્રુજતા હતા. અથાગ ગુસ્સાને મારે તેણીનાં ફડફડતાં આંગળાંમાંથી એક ગોળ રોલ કીધેલું કાંઇક નાનું કાગજનું બંડલ ભોંયપર પડી ગયું,

"બેહેરામ–બેહેરામ, તારી પાસે હમણા પઇસા થયા તેથી હવે તું મને હીણેછ! હાંગકાંગમાં ચાંદરણી રાતોએ નદી કીનારે તેં મને શું શું પ્રોમીસો આપીતી તે જરા યાદ કર! તું જાહરે મને સાથે ફરવા લઇ જતો'તો, ફોટોગ્રાફી શીખવતો'તો—"

"એ બધી હકીકત ઘણી ઇંટરેસ્ટીંગ છે, પણ તે સાંભલતાં હવે મારે મ્હોડે ફીક આવેછ. એક વખત પાછું કેહુંછ, મીઠુ, કે એજ પ્રમાણે ખાલી રમુજને ખાતર મેં અત્યાર સુધીમાં બે ડજન હુલક જનાવરોને મારી સાથે ફરવા લઇ જઇને

'પ્યાર' કીધોછ ને તે લોકોને ફોટોગ્રાફી શીખવીછ. તમે બઇરાં લોકની કમબખત યાદદાસ્ત શકતી એટલી બધી ચીબ્ટ કેમ હોયછ ?"

"તાહરે શું તું મારૂં જીગર તોડીજ નાખવા માગેછ ?"

"હા, મારો કંઇ જરા હવે તેવોજ વીચાર છે ! તું શું એમ કેહેવા માગેછ કે આગલા ઢીંગલી ગુંડીયાંના ફારસો હજુર આપરે ચાલુજ રાખ્યે ? મીઠુ, જો સાંભળ—મને એવું હંબગ પસંદ નથી. તું મારી પાસ અહીં કંઇ રૂપ્યા ઓકાવવાની આશાપર આવી હોય તો બોલી દે. તારી ને મારી વચ્ચે હવે કેટલો જબરદસ્ત અંતર પડેલો છે તે જોવાની ને સમજવાની શું તારામાં અકકલ નથી ?"

"તાહરે તારૂં પ્રોમીસ – તારૂં વચન—તું તોડશે ?"

"વચન ને પ્રોમીસ કોણુના બાવાનું ! જરાક હસવા બોલવામાં કંઇ કેહયું તો તમે રાંડીયાંઓ લાગલાં ગરેજ પડી જાવો તેમાં હું શું કરૂં ? જા, હવે અહીંથી નીકલ—મારૂં માથું ના ખા. કાલે હું તુને એક મજાનો જેવો ચેક મોકલી આપશ. પછી મારી ખાત્રી છે કે તું મારા રસ્તાની વચ્ચે એમ ઉજબખની કાની અરીને ઉભી નહીં રેહેશે."

એક કાળા નાગે ડંખી હોય તેમ મીઠુ બામજી હવે ઠરર દેતી કે ઉઠીને ઉભી થઇ. નામોશી અને નાઉમેદીના ડબલ જોશથી તેણીનું આખું બદન કંપી રહયું હતું.

"તાહરે આય શું બધું તેં ખાલી ગમતને ખાતર કીધું ?" તેણીના આ સવાલમાં દર્દ અને આજીજીનો અચુક નીસાસો હતો.

બેહેરામ કંટાલાની એક અવાચી ખાધી.

*

"યસ !યસ !—હેંગ ઇટ ઓલ !" તેણે અધીરા તીરસ્કારથી ઉત્તર વાળ્યો, "સેહજ બે ઘડી જીવ વેરવા મેં અમસ્થી ગમત કીધી. બાકી જેટલી હું મારાં આય બુટની દરકાર કરૂંછ તેટલીજ તારીબી કરૂંછ ! ચાલ, જા હવે—પત—ભેજું ના ખા !"

"બેહેરામ ! તું મને આય પ્રમાણે હરધુત કરીને શું સુખ જોવાનો છે ? શું તું મને હજુર બરાબર પીછાણતો નથી ?"

બેહરામજીબાએ હવે જરાક ડોળા ઉંચકયા. આ સત્યાનાશ ગઇ પોટ્ટી કંઇ કોર્ટ દરબારે વરઘોડો લઇ જવાનો વીચાર રાખતી હતી કે શું ? તેમ હોય તો જરા આપદાનું કામ થઇ પડે. ગામના લોકમાં શેઠીયા તરીકે પછી ટંગડી ઉંચી રાખીને ફરવાનું ભારી પડેજ તો ! પેલી માંજરી બીલાડી ફ્રેની એક તો મચકાઇને વાજ વળતી હતી તેમાં આવા હાઇકોર્ટના ઘેડફજેતાઓથી પુરો પ્રાણ બીગડી જાય. પણ બેહરામ જેતું નામ ! અંગુઠી જેટલી છોકરીથી તે દબી જાય એ બનવા જોગ ન હતું. ઉલટો તે તો ખુરસીપર ખડો બેસીને એક બુલ ડોગની માફક ઘુરકવા પડયો—

"ચાલ, ચાલ, છોકરી, તારા જેવી લોંકરીઓ તો મેં ઘણી જોઇછ ! શું બ્રીચ ઓફ પ્રોમીસની ફર્યાદી માડવાની છે ? જા, કાલે માડતી હોય, તો આજે જઇને માડ !" આમ કહી બેહેરામે બગીચાના દરવાજા ગમ આંગળી દેખાડી ડોળા કકડાવ્યા. "ઘણું થશે તો થોડા હઝાર રૂપીયા મારી પાસેથી લેશે—બીજું શું કરી લેવાની ઉતી ? હાંગકાંગમાં મારી જીંદગી ઘણી ડલ પસાર થતી'તી, તેથી વખત સોહવારવા ઘણીએક પ્રેટી ને નાદાન પોટ્ટીઓને હું તરેહવાર નોન્સન્સ કેહયા કરતો'તો—

તાવના તાવ ભરી કાગજો લખતો'તો–ને તે રમવાના રમકડાં-ઓમાં તું બી એક ઉતી. જુવાન જમાન બેચેલરો જરા મસ્કે-રીમાં—ખાસ કરી ચાંદરણાંની અશર તરે—એમ, પ્યાર ફ્યારનું 'રબીશ' બોલે તે શું સીરીયસલી માની લેવું જોઇયે કે? જરા વીચાર તો કરી મર? હવે સોસાયટીમાં માનપાન પામેલો હું એક શેઠયો કાંહ ને તું એક અંધ્યારડી ચાકરડી કાંહ! તુંને થોડા ઘણા પૈસાજ જોઇતા હોય, તો મેં કહ્યું કે હું કાલે ચેક મોકલશ–બાકી મારી સાથ એમ દમસમ કરવા જશે તો સુઝમાં રોજા બોલશે."

બસ થઇ ચુકયું! પ્રેમની કસોટી થઇ ચુકી હતી. કમ્મરે બે હાથ દઇ, ખેજાલતથી ફડફડતાં નાકનાં ફીફડાં સાથ મીઠુ બામજી આ બેવફા બદકારની સામે ટટણુખાર ઉભી રહી.

"તમે શું મેહરવાનજી કાંગાની પેલી ફ્રેની સાથ પણવાના છેઓ કે?"

"વેલ, તે મારૂં કામ છે! પ્લીઝ, માઇંડ યોર ઓન બીઝનેસ!"

"બેહેરામજી તાલુકદાર," તે છોકરીએ બોખરા ધાડા અવાજે કહ્યું, "હું તો એમ ધારતી'તી કે તમે તમારૂં વચન પાલતાં અટકયાછ તેનું એકલું કારણ તમારી ગરીબઇ છે. હું એવા ખ્યાલમાં ઉતી કે આલીપ્રુઇના પૈસા મળતાં તમે એક અહસ્થ તરીકે તમારો બોલ પાળશો, ને મને તમારી ધણી-યાણી બનાવશો."

"પણ હવે એ ખ્યાલ દુર થયો હોય તો–જાઓ, હવે ઘેર જઇને ઓઢીને સુઇ જાઓ."

"હવે તમારી પાસ પૈસા આયાછ—એટલે મેં ધાર્યું કે હવે તમારૂં પ્રોમીસ પાલવાને તમુને કશી અડચણ વચમાં રેહી નહીં હોશે. બેહેરામજી, હમણા આજે હું તમુને જે કેહવા આવીછ તે એજ કે આપણાં લગનની ઘણી ખોટી કરવાની હવે મારી મરજી નથી."

બેહેરામે અત્યંત ક્રચવાઇને ખભાં ચહડાવ્યાં અને વ્હીસ્કીનું ટમલર પાછું ઉંચકયું.

"હવે તમે અહીંથી જાવોછ કે નહીં—નહીં તો માણસને બોલાઉં ?"

પણ મીઠુ બામજના મસ મોટા ડોળાઓમાંથી એક જાતનો અંગાર ભભુકા સમેત નીકળતો હતો.

"તમુને મારી સાથ હવે પણવુંજ પડશે, બેહરામજી તાલુકદાર!" તેણીએ તણાઇને મોટેથી બુમ મારી, "તમારી મરજી હોય કે નહીં હોય તેની સાથે મને કામ નથી—હું તદન જુદીજ બ.ાવટની એક છોકરી છેઉં!"

બેહેરામે એકાદ પળ આ ફટાંઉ પોરી ગમ રમુજથી જોયા કર્યું અને પછી મોટેથી હસી પડયો—

"હા, મનેબી લાગેછ કે તમારૂં કાતર્યું હમણા જરા ઘસેલું છે. તમે સીધે સીધાં અહીંથી હવે ખરતી લેવો નહીં તો—"

"સાંભળો! તમારી તંગ હાલતને લીધેજ તમે મારી સાથ પરણતાં અટકયાછ એવા ખોટા ખ્યાલથી હું અંધારામાં ગોટાં ખાયા કીધી ને તેથીજ મેં જીવપર આવીને એક ઘણું ભયંકર ગુનાહનું કામબી કીધું—"

"તમે નહીંજ અહીંથી જતાં?—સીપાઇ! હમાલ!—"

મીઠુએ જોરમાં પોતાના હોઠો કરડયા અને ઝનુનથી જોરમાં મુઠ્ઠીઓ વાળી—

"એ ખ્યાલને લીધે, બેહેરામજી તાલુકદાર, મેં વીચાર કીધો કે કંઇબી કરીને તમુને આલીપુઇના પૈસા મળવાજ જોઇયે, અને તમે એક પઇ વગર ભીખારીજ રહી જાવો તેના કરતાં મને લાગું કે મારે આલીપુઇનું વીલ ચોરવુંજ જોઇએ—"

"વોઓઓટ!"

એક ઓચીંતા જબરા પોકાર સમેત ફડાક દેતો કે બેહેરામ ઉછળીને ઉભો થયો. ટમલરમાંનો બાકીનો વ્હીસ્કીબી ઉછળીને તેના દીલપર ઢોળાઇ પડયો. પણ ભીખાજી બામજીની તે અદભુત છોકરી ત્યાં મીણનાં એક બાવલાંની પેઠે જડ થઇને જેમની તેમ ઉભીજ રહી હતી!

"તમે ઘણા મોટા માણસ છેવો—તમે ઘણા પૈસાદાર છેવો—તમે સોસાયટીના શેઠીયા છેવો–તમે ફ્રેની કાંગાને પણવાના છેવો—તે બધું મારી પાસે હમણા સંભાળથી સાંતી મુકેલાં આલીપુ-નાં ગુમાઇ ગયલાં વીલના પ્રતાપે છે."

આંખના પલકારામાં બેહેરામનો ચેહેરો ઉજળો સપ મારી ગયો, ફાટે ફાટે ડોળે તેણે ભખરાઇને આ માજનદરાની મીઠુ ગમ થોડોકવાર તો ટીકયાજ કર્યું.

"'માઇ ગોડ! એ તું શું બોલેછ શું? આલીપુઇનું વીલ તેં ચોર્યું!"

"હા, મેં ચોર્યું. બેહેરામજી તાલુકદાર, એક ખોટી આશાપર તે મેં ચોર્યું ને તે હમણાં મારી પાસ સલામત છે."

"ગો ઓન! તું અમથી મારી મશ્કેરી કરેછ—મને ખાલી બીધરાવેછ."

બેહેરામ ખોટું ખોટું જરાક હસીને આમ બોલ્યો ખરો, પણ તેનો સાદ ધ્રુજતો હતો. તેનાં કપાળપર દેહેશતનો પરસેવો ધોધમાર ફુટી નીકળતો હતો.

"મેં ધાર્યુંજ કે મારી વાત તમો સોસાયટીના શેઠયા માનશો નહીં. પણ સારે નસીબે તમેજ રમુજને ખાતર મને પ્યાર કરી ફોટોગ્રાફી શીખવેલી તે મને યાદ આવી ગેઇ. તમે મને ભેટ આપેલો કેમેરા હજુર મારી પાસ છે અને મેં આલીફ્રુઇનાં ખરાં વીલનો એક ફોટોગ્રાફ ઉતારી લીધોછ, ને—ને તે તમુને દેખારવા હું મારી સાથ લઇ આવીછ. મને લાગું કે તમારા જેવા આદમીની આગળ ઓરીજીનલ વીલ લાવવામાં સલામતી નથી—પણ આય ફોટો તમારી ખાત્રી કરી આપશે!"

મીઠુએ આસ્તેથી હાથમાંનું વીંટાળેલું કાગળ્યું ઉખેડવા માડ્યું. મેસમેરાઇઝડ થયા હોય તેમ બેહેરામ હેબતાયલા ચેહેરા સાથ તે નખ્ખોદના પેગામની ગમ ધ્રુરકતો ઉભો રહયો હતો!

મીઠુએ તેની ભખરાયલી ફુગલાયલી ચશમો સામે એક ફુલ સાઇઝનો અનમાઉન્ટેડ પી. ઓ. પી. પ્રીંટ ખુલ્લો કર્યો. ફ્રુઇના અસલ વીલની તે ઘણીજ સ્પષ્ટ તસવીર હતી. અક્ષરે અક્ષર બરાબર વંચાતો હતો. બેહેરામે તે ફોટોગ્રાફ હાથમાં લીધો—બત્તી આગલ ધરીને સંભાળથી આખો વાંચ્યો—અને પછી ધમ્મ દેતો કે ખુરસી ઉપર ફસડાઇ પડયો.

——:o:——

# પ્રકરણ ૩૬ મું.

—:૦:—

"ઓ દીવાની—ચુપ! નતીજા મીલ જાયગા—એજી સાહેબ, નતીજા મીલ જાયગા!!"

મનુષ્ય માત્રના હોઠો પર ફેલાઇ વળતું ઝીણું હસવું બી બાજે વખ્ત કેટલું અર્થસુચક છે! વાંચક દોસ્ત, બાતેનના તરેહવાર જુસ્સાઓનો આ જાહેર આકાર—આ "મુછમાં હસવું"—એક દીલપઝીર 'સ્ટડી' છે. ખુશાલીથી કે ખેઆલતથી, દીલસોજીથી કે દગલબાજીથી, વ્હાલથી કે વેરથી, તારીફથી કે ટકોરથી, ફ-તેહથી કે ફીટકારથી, નરમાશથી કે નફટાઇથી એક સરખા રીતે મુછમાં હસતા આદમ જાતનો જરા મુગે મોઢે તું અભ્યાસ કર. એ ઘડી તને કાંઇ નવું શીખવાનું મળશે.

દુન્યાના ફરેલ અને જમાનાના ખાધેલ બેહેરામ તાલુકદારને આ જુદી જુદી કીસમનું "મુછમાં હસવું" થોડું ઘણું માલમ હતું. સામે કમરે બે હાથ દઇને સીધી સરોવર સમાન તતણખાર ઉભેલી મીઠુ બામજીનું તેજ ભયંકર હેબતનાક હસવું શું કહેતું હતું તે સમજવાને સારૂં તેણીની ગમ માત્ર એક ઉડતી પળકભરની નજર ફેંકવાનીજ ખોટી હતી.

તીરસ્કાર—તુચ્છકાર—ધીકકારના મુગા એંહકાર સહીત ફ-તેહથી મનમાં હસ્તી જઇ ખાકમાં ઉઠલાઇ પડેલા પોતાના લાપ્લાજ હમનબર્દ ગમ ડોળા કકડાવતી આ અંધ્યારડી તે ઘડીએ એક જોવાજોગ 'દેખાવ' હતો. કાન આગળ પુશકળ બેઝારી દેતાં એકાદ મચ્છરને ચીડમાં આવીને એક ઝટાક સમેત કચડી નાખવા પછી તે તુચ્છ જીવડાંની ગમ મુછમાં હસ્તું

માણુસ શું લાગણી ધરાવે છે! તેજ લાગણી મીઠુની ઉઠલાતી છાતીમાં હમણા પસરી રહેલી હતી!

ખાસ્સી બે મીનીટ સુધી બેઉમાંથી એકબી જણુ કાંઇ બોલ્યું નહીં. આંખપર હાથ ઢાંકીને બેહેરામ તો નસોસ જેવો ઇઝીચેરપર પછડાઇને પડેલો હતો. આખરે મીઠુએજ પોતાની જીવસટોસટ બાજીનો અધુરો દાવ પાછો ચાલુ કર્યો—

"સોસાયટીના માનપાન પામેલા શેઠયા સાહેબ! જરા હવે અંધ્યારડી ચાકરડીને કંઇ જવાબ આપશો?"

બેહેરામે કંઇ ઉત્તર વાળ્યો નહી. ઓરબી વધારે તેણે પોતાનું મ્હોં રૂમાલ વડે ઢાંકયું. પણ હવે બોલવાની મીઠુની વારી આવી હતી, અને—ઓઇરે બાપા—એ ચોર્યાંમાર ગોરીને બોલતાં કયાં આવડતું નહીં હતું!

"મકુંજે તમુને ધણી ઉંઘ આવતી હોશે તેથી જે તે નકકી કંરી દેઓ તો હું અહીંથી ખરતી લેઉં. બેહરામજી શેઠ, હું પુછુંછ તે સમજોછ કે?"

બેહરામ હવે હળવેથી ઉઠીને પોતાની ખુરસીપર ખડો બેઠો. દોરડું બળીને ભસ્મ થઇ જશે, પણ પોતાનો વળ છોડવાનું નથી—યાદ રાખજો.

"મીઠુ બામજી!" તેણે મકકમ અવાજે કહયું "તું એક ઓરત છે કે અકકલ વગરનું ગધેડું છે? તેં વીલ ચોર્યું તો ચોર્યું—પણ વરી સામબી મને અહીં ચાલી ચલાવીને તે કેહવાબી આવીછ! ટેક કેર—મારૂં માથું જયારે ફરી જાયછ તાહારે હું—"

"બસ, બસ! એ કંઇ તમે મને આય શુષ્ધાં પચાસેક

વખત કેહી ચુકાછ. મને તો મારા સવાલનો જવાબ જોઇયેછ, બેહરામજી—"

"શું સવાલ?"

"તમે મારી સાથ તાબડતોબ પણવા કબુલ થાઓછ કે નહીં?"

"નહીં!"

"તાહરે ઠીક છે, હું મારૂં સુઝયું કરી લેવશ. સાહેબજી."

સપાટાબંધ પીઠ ફેરવીને મીઠુ વરન્ડાની સીડી ઉતરી ગઇ. અને ઝડપમાં દરવાજા ભણી ચાલુ મુકયું. બેહેરામે એક પળ દીગમુઢ જેવો બેસીને તેણીગમ જોયા કર્યું, પણ બીજી સેકંડે ભુસ્કો મારી તે તેણીની પછવાડે ધસ્યો અને એક તડાકે તેણીની કાંડી કકડાવીને પકડી લઇ જબરદસ્તીથી પાછી વરન્ડાપર ધસડી લાવ્યો.

"વોટ ડુ યુ મીન? તું શું કરવા માગેછ?" તેણે હાંફતાં હાંફતાં પુછયું.

મીઠુએ ઝનુનથી દાંતો પીસ્યા.

"બેહેરામજી તાલુકદાર," તેણીએ ધોધારી અવાજે જવાબ દીધો, "તમે કેહયું કે હું એક અકકલ વગરનું ગધેરૂં છેઉં તે ખરૂંજ કેહયું! તમારા જેવા મુજી ચંડાલના સમ સોગંદો પર હું ભોળવાઇ ગેઇ અને આંધરી ભીત્ત થઇને મેં તમુને મારો જાન પ્રાણ આપી દીધો. મને હવે મારી બેવકુફાઇની સજા થઇછ. હવે હું તમુને ધીકકારૂંછ—મારા ખરાં અંતઃકરણથી ધીકકારૂંછ! તમે મને એમ હીણીને હરધુત કીધી—મારા પ્યારને તમે પગ તરે કચરીયો—તો તેનો દંડ પુરેપુરો ભરયા વગર હું તમુને જવા દેવાની નથી. મારા કબજામાં જે વીલ

છે તેનો સંસારેબી મેં હજુ તમારા સીવાય કોઇ બીજાં માણસને કાને પરવા દીધો નથી—મારા બાવાનેબી એ વાતની ખબર નથી, તમુને પણ હું એ જણાવતે નહીં—આપણાં લગન પછી હું ગુપચુપ તે વીલ ફાડીજ નાખતે, પણ હવે તો તે તમારાં ગરાંની ઉપર એક તલવારની કાની પકડી રાખવાનો મેં ઠરાવ કીધોછ. જો એક બુટના જેટલીજ મારે વાસ્તે તમુને દરકાર હોય તો એજ બુટ તરે તમે હવે કેમ છુંદઇ જાઓછ તે હું તમુને દેખારવા માગુંછ!"

યા પરવર! શું શુભાખીત જોસ્સા સહીત આ ભયાનક શબ્દો તે અફલાતુન અથોરનાનજાદી બોલી ગઇ! બેહરામ તો પાણી પાણી જેવો બનીને સ્તબધ ત્યાં ઠસજ થઇ ઉભો. આહ! ગોયા તેના પગ તળેની ધર્થી હવે લપસી જઇ તેને તેના બાગે બેહસ્તમાંથી જહાનમની ખાકમાં પછાડી નાખવા માગતી હતી! કરવુંબી શું? આ ભેજાં ફાટેલ નોશાકરૂં બઇરૂં કંઇ સેહલમાં સમજે તેમબી ન હતું. ઘડીભર પોતાની ઓચીંતી આફત અને નામોંસીભરી નીરાશીથી તે મેડ જેવો બની ગયો. શું ધન દોલત, વાડી ગાડી, એશ આરામ, ચહેલ મહેલના સ્વપ્નાઓ એક લેહજામાં ત્યારે ઉડીજ ગયા? ઓહ માઇ! શું આવી તણખાં જેટલી પોરી તેને સુખનાં સ્વર્ગમાંથી દરીદ્રતાનાં દોજખમાં પાછો ઘસડી જવાની એટલી બધી તાકાત ધરાવે! જંગલી ભુંડની કાની તેણે પોતાના કાતીલ મુદઇની ગમ લાલ ટ્સ ડોળે થોડો વખત જોયા કીધું અને પછી ઉસ્કેરાયલે જીવે લાંબી લાંબી ફલંગે વરન્ડા પર આમ તેમ ચાલવા માડ્યું.

"મીઠુ, મને જરા બરાબર સમજાવ," તેણે લોહીનો ગોટ ગળી છાતીમાં ઉછાળા મારતો કેહર જેમ તેમ દબાવી રાખીને

કહયું. "મારામારી કરવાનો પાછળથી આપુને ઘણો વખત મળશે, તું એ વીલનું શું કરવા માગેછ?"

"તે બધું તમારા જવાબ પર આધાર રાખેછ."

"પણ શાનો જવાબ—શું જવાબ—માગી મરેછ?"

"તમે મને તમારી ધણીયાણી બનાવવા તઇયાર છેઓ કે નહીં? જો મારી સાથ તમે પરણો તોજ તમારાં ફુઇની દોલત તમે વાપરો—લગન પછી તરત કાગળયું તમુને આપી દેવા હું સોગંદથી બંધાઉંછ—"

"ને નહીં તો?"

"નહીં તો સીધી હું ફરદુન પ્રીંટરની આગળ જઇને તેના હાથમાં એ વીલ એમનું એમ મુકી દેવશ!"

"ઉંહ—ને તેમ કરતાં તમે પોતે બટંબે જશો તેનું કેમ?"

"ભલેને જાઉં—મને તેની દરકાર નથી. તમારી પર હું કીનો લેવશ, પછી મારૂં ગમે તે થાય. બેહેરામજી, તમારી પર હું જરાબી દયા કરશ કે જરાબી તમારી ગમ હવે નાખતી કરશ એમ સપનેબી વકી રાખતા ના. તમે મને હડધુત કીધીછ એટલે હવે હુ તેનું વેર લેયા વગર તો રેહવાનીજ નથી. હું દીવાની થઇ ગેઇછ. મારો કીનો લેતાં મને ફાંસીએબી જવું પડશે તો હુ ખુશીથી જવશ. હું મરશ, પણ સાથે તમુને મારીને મરશ!"

બહેરામ તાલુકદારના ચેહરાપર ખુન વ્યાપી રહયું હતું. આ બીજાજી કુતરીનું ગળું તે પળે ભચડી નાખવાને માટે–યાહ–તેના હાથ કેવા ચવડતા હતા! બસ બે મીનીટનું કામ–ને તેની છાતીપર બેઠેલો એક જીવલેણ જમડો સદાનો——પણ

આહ! ઇંગ્રેજીમાં કહેતી છે કે "જો ઇચ્છાઓ ઘોડા હતે તો ભીક્ષુકો તેપર સ્વારી કરતે!"

"તમે એટલાં બધાં મરચાં ખાઓછ? તમે જાણોછ કે તમે કોણ સાથે કામ પાડોછ તે?" તેણે ભયંકર ઢપે સવાલ કર્યો.

"હું તે બરાબર જાણુંછ. હું અહીં આવી ત્યારે મારાં મન સાથ વીચારતીજ આવી કે કદાચ હું પાછી જીવતી ઘેર જવા નહીંબી પામું. તેથી અસલ વીલ ઠાલું સીલ કરીને ઘટતાં કાગળ સાથ હું ચોકકસ ઠેકાણે ઉંચુ કરતીજ આવીછ. તમે સુખ્ખે જોઇયે તો મને જીવતી પેલાં કોનડીટાનાં ભોયરામાં દાટો,—પણ તેથી તમે સલામત છટકવાના નથી!"

બેહેરામે જોરમાં રૂમાલ વડે પોતાનું ભીણું નીદાર લુછ્યું. તેનાં ચાવણીયાં તપીને ગરમ આતશ બની રહયાં હતાં. મીઠુ તો ઉલટી તેની નજદીક આવી—

"મારી સાથ તમે ફકત ગમતને ખાતર પ્યાર કીધો, પણ હું તો તે વખત તદન સીરીયસ ઉતી. તમે ફ્રેનીને પણવાનો ફાંકો રાખોછ પણ ફ્રેની તમારી ગમ થુકવાબી રાજી નથી. આય વીલની વાત બાહેર આવવા પછી ફ્રેનીને તમે જીતવામાં ફત્તેહ પામો તો કોણ જાણે!"

હવે શું કરવું? આતો સરગરદાન મરી ગયા! મીઠુ બામજી જેવી એક મુફલેસ મોબેદની છોકરીને પોતે પરણે? રબીશ! સોસાયટીમાં કેવી કેવી ઉચ્ચાં ખાનદાનની બ્યુટીઓ આ નવા સબ્ધર બીલ્લુ ઉપર વળખાં મારતી હતી–ફ્રેની જેવી એક ખરી ખુબસુરતીને જીતવાના તેણે કેવા કેવા તુરંગો બાંધ્યા હતા–અને આ શું? તોબાહ! બેહેરામના બેઉ હાથોબી ઢીલા ઢચ થઇ

ગયા. મીઠુ બામજીના ચકચક થતા ડોળાઓ આગળ તે નસોસ જેવો થઇ ઉભો.

એક મીનીટ વધુ અને મુસીબતથી ઘેરાયલા આ જવાન શખ્સનાં મગજમાં કાંઇ પોતાની એક જુની યુકતી પાછી યાદ આવી ગઇ.

"કમ-કમ!" તેણે એક અથંગ એકટરની કુનેહથી એકદમ પોતાનાં મોહડાંનો ક્લ્લો બદલી નાખીને હસમુખા ખુશ સ્વભાવે કહયું, "હું જાણુંછ કે તું અમથી મને કાહરની બીચકાવ્યા કરેછ. હે-હે-હે! તુંબી જબરી લુચ્ચી છે, મીઠાં. પણ ડીયર, ચાલ હવે જરા આપરે સીરીઅસલી વાત કર્યે. બેસ, અહીં મારી પાસ બેસ. તું તો મારી ડાહી દીકરી છે——"

મીઠુએ અનંત ગુસ્સાથી બેહરામના હાથને અછાડ મારી ઝંકેટી નાખ્યો અને મીજાઝથી ભવાં ચઢાવ્યાં—

"એ બધો તમારો સીપલાસ હવે વીસરી જાવો. ખીસો મારી આગળ ના આવો. તમારા એવા જુઠ્ઠા જુઠ્ઠા બોલોથી હું હવે પાછી ભોળવાવાની નથી. મને ઘેર જવાનું લેટ થાયછ. હું કોઇનેબી કેહયા વગર આજે આવીછ; મને બસ જે તે જવાબ જોઇયેછ."

"વેલ, એમજ છે તારે તો આપુને કંઇ સમજુતીપર આવવુંજ પડશે. સમજ કે હું તુને મહીને દાહરે પાનસો રૂપ્યા—"

"મને રૂપીયા બુપીયા કંઇ જોઇતા નથી. આટલું ઠોકી ઠાકીને કેહુંછ કેની? તમુને જો પુઇની દોલત ભોગવવી હોય તો મને તમારી પરણેતર ભાગ્યણ કરવીજ પડશે, નહીં તો તમુને ખાલી હાથે ભીખારી થઇને બેસવું પડશે. બસ મારી

સાથ ટકટક ના કર્યા કરો, નહીં તો હું ચાલી જવશ! મને તમારો જવાબ આપો."

"મીઠાં, મીઠાં - જરાં વીચાર તો કર! તારી માગણી કેવી બેહુંદી છે——"

"બેહુંદી! નફ્ટ બેશરમ! 'બેહુંદી' ઉતી તાહરે શું કામ મારી સાથ નાચ્યો ને નદરયો? શું તારે મનથી અમે બઇરાં લોક તે કંઇ કાચની ઢીંગલીઓ બીંગલીઓ છઇયે કે? બેહેરામ! હું તુંને મારાં મુવેલાં માયજીનાં સોગંદ ખાઇને કેહુંછ કે હવે હું તુંને જવા દેવાની નથી. જો તું મારી સાથ પણુવા ના કહેશે તો હું તારૂં નખોદજ વાળી નાખશ. મને બસ મારો જવાબ જોઇયેછ!"

"પણુ ઘેલી— મારૂં જરા સાંભળી તો મરતી નથી, પછી હું કેમ જવાબ આપું?" બેહેરામ હવે ખરે મને છેડાઇને તરડાઇ પડયો. "હું એમ કેહુંછ કે કંઇ જરા બીજી ગોઠવણુ જો તું કહેતી હોય—"

"બીજી ગોઠવણુ તે શું?"

"જો, મારી વાહલી મીઠાં, એ તો દેખઇતુંજ છે કે તારા વગર આજે હું સદંતર હાથ ધસ્તો રેહી ગીયો હોતે—ને પેલો હરામખોર ફરદુન બધુ હોઇયાં કરી ગીયો હોતે. હું ખચીત તારા મોટા ઉપકારમાં છેઉં, ડીયર——"

"હવે એ બધી લબ્ભાસ મને નથી જોઇતીની! જલદી બોલો, બીજી ગોઠવણુ શું કરવા માગોછ?——"

"તું આજે કંઇ મલીદો જમીનેજ આવેલી લાગેછ, છોકરી! મકુંજે આપરે બેઉ જણાં સમજી સુજને ફુઇના પૈસામાં ઘટતો ભાગ પાડીયે. તું કંઇ રીઝનેબલ થોડો ઘણો ફાળો માગે તો હું—"

"નહીં, નહીં, નહીં! કેટલી વખત કેહું કે તમે મને પોણી દોલત આપી દેવા માગશો તોબી હું તેમ તે લેવાની નથી. તમે મારી સાથ લગન કરવા રાજી હોવ તોજ હું આય વીલની વાત દુન્યાથી છુપી રાખશ, ને નહીં તો એક અરધીબી તમુને પચવા દેવાની નથી!"

"ઓ! વોટ નોનસન્સ! તું મારી સાથ આજે ઘણીજ ધાટકી થાયછ!"

"હા, તમારા જેવા બેમરવત હઇયાંફુટા મુજીઓ સાથે જો અમે બઇરાં માણુસ એમ નહીં કરીયે તો તમે મુવાઓ તો અમુને લોખંડના ચણા ચવારો! બોલો શું કેહોછ?"

બસ હવે અતેરૂં થયું હતું. મીઠુએ પોતાના જંગલી શીકારને છેકજ ખુણામાં દાબ્યો હતો. બેહેરામે હવે પોતાનું નરમાશનું ડોળ પાછું બાજુએ ફેંકી દીધું.

"નહીં, તું એમ સીધી સીધી સમજવાની નથી! તું ખાઇ પીને બસ મારૂં કાટલુંજ કાહરવા બેઠીછ, નાપાક કુતરી! જબરદસ્તીથી મારી સાથ પરણીને તું શું જરાબી સુખ જોવાની આશા રાખેછ કે?—"

"તેની મને દરકાર નથી. મેં તો આજે આતશનાં પાત્રાં પર સુખડ મુકીને યાતો તમારી ધણીઆણી થવાના યાતો તમારા જીવનો કાલ થવાના કસમ ખાધાછ—"

"ઠીક છે તાહરે! હમણાં તો અહીંથી તમારૂં કાલુ કરો! મને વીચાર કરવાનો થોડો ટાઇમ જોઇશે. આજનો આજ હું કંઇબી જવાબ આપી શકતો નથી—"

ભવીષયનાં ધણી ધણીયાણી એકમેક તરફ લોહીનાં તરસ્યાં વેરીની પેઠે દાંત કચકચાવીને ઘુરકાઘુરકી કરતાં ત્યાં એક બે

મીનીટ ચુપજ ઉભાં. અંતે મીઠુએ સીડી પરથી ઉતરવા માંડયું.

"હું કાલે પાછી આવશ, ને જો તમારો છેલ્લો જવાબ નહીં મળશે તો પછી મને જે કરવાનું છે તે કરશ. કાલે તમે જો અહીં નહીં હોશો તો હું સમજશ કે તમે મારી માગણી કબુલ રાખતા નથી. યાદ રાખજો. બેહગમજી તાલુકદાર. આય ફરીથી કેહુંછ કે આપરાં લગન સીવાયની બીજી કોઇબી સરત હું મરી જતાંબી સ્વીકારવાની નથી. ને લગનબી તમારો જવાબ મલ્યા પછીના ચાર દહાડામાંજ થવાં જોઇશે!"

લાકડાંની માફક અડીને ત્યાં થંભ થઇ ઉભેલા તે "સોસાયટીના લક્ષાપતી શેઠયા"ની ગમ બેહદ તીરસ્કારથી એક છેલ્લી નજર ફેંકી ખુબ ઠસ્સામાં પીઠ ફેરવીને આ "ચાકરડી અંધ્યારડી" જેમ આવી હતી તેમ પાછી સપાટામાં ચાલી ગઇ!

——:૦:——

## પ્રકરણ ૪૦ મું.

—:૦:—

## સાલા બંધેવી,

કોણે કહયું કે વખત સર્વે કોઇને માટે એક સરખોજ પસાર થાય છે? કેટલાકોને માટે કલ્લાકો મીનીટો અને સેકંડો કોણ જાણે કેમ વીજલીની ઝડપે ઉડી જાય છે તેબી જણાતું નથી. કોઇના બાબમાં વગી એજ વખત એવું અડીયલ ખચર થઇને ઠસકી બેસે છે કે પા પા કલાક નીઠતાં પારસ તેલ નીકળે છે! જુવોની—કેકુ કાંગાના દાખલામાં દોઢ મહીનો બોલ બોલતાંની અંદર કયાંનો કયાં ગબડી ગયો તે તેને પોતાને માલમ ન હતું.

બીલકુલ છુપાછુપ, કશીબી ગડબડ કે ધામધુમ વગર,

પોતાનાં જીગરની માશુકને પોતીકી મોહુરદાર બનાવી તેણીની સંગાત પોતાના સાલાને ત્યાં ભુશાવળ કેકુ ઉપડી આવ્યો તેનેબી આજે ૭ દાહડા થઇ ગયા! અહા–મીઠ્ઠી, માનીતી, પ્યારી અપંગ માકીને અંતે તે સદાની પોતાની બનાવી ચુકયો હતો. કેકુનો ચેહરો તેના બદસુરત કદરૂપા ડાઘ છતાં ખરી ખુશાલીથી હમણા કેવો હસ્તો બનેલો હતો! ગરીબ માકી! તેણીના બંધ ડોળાઓ છતાં તેણીનો પરીસુરત મુખડો સુખ અને સંતોષને મારે કેટલો ખીલી રહેલો હતો! એ જોવાને તથા સમજવાને એજ માકીના ભાઇને શું પરમેશ્વરે ડોળા આપ્યા ન હતા? હા, બસરાઇ બલાડાના જેવા બે ચમકતા ચપકતા, અફલાતુન અદભુત ડોળાઓ આપ્યા હતા, અને તે આમ તેમ ષડકાવતા મુરબ્બીજી ફકીરજી ગાર્ડ કયારના પોતાનાં ઘરના આગલા ઓરડામાં પોતીકા બંધેવી તથા પોતીકી બેહેન સાથ ખુશ મીજાજે સટાકા હાંકતા બેઠેલા હતા.

એ ફકીરજીઆની ગમ જરા બરાબર જો, વાંચનાર! લગરીક તે પાતલ્યો છે, પણ કદે ઉંચો અને અંગે રગડાયલો છે. તેનાં ગોરાં મોહડાં ઉપર તેની મુછના ભરચક ગોટા અને કાળી ભમ્મર સુંવાલી લાંબી દાહડીજ તને કહી આપે છે કે આ કોચીનો સાહુકાર એટલી જવાન વયમાંજ દેશ ખાઇને દરવાજા કેડે બાંધી ચુકયો છે.

પોતાનું હનીમુન ગુજારવા માટે કલકતા, દારજીલીંગ વગેરે વગેરે જગ્યાઓએ ઉપડી જવા આગમચ કેકુ પોતાની ધણીઆણીના આગ્રહથી, થોડા દીવસ આ ફકીરા ગાર્ડને ત્યાં ભુશાવળ ઉતર્યો ત્યારે તેને સ્વપ્ને પણ વકી ન હતી કે આ તેનો એનજીન ડરાઇવર સાલો એટલો બોલકણો, ભેસરાઉ,

હસમુખો અને ખુશમીજાજી હશે. ભુશાવલનાં જંકશનપર ફકીરજી તેઓને લેવા આવ્યો ત્યારેજ ફરદુન પ્રીંટરની આ દાહડીવાળી બીજી આવૃતી જોઇને કેકુનાં મુખમાંથી એક વાર પાછી અજાયબીની 'ઓ!' નીકળી પડી હતી. પણ ખવાસમાં પેલા સીરીઆઉસ અને સદાના સમમ નકકમ ફરદુન પ્રીંટર અને આ લેહરી ચીલઝડપ્યા મોજીલા ફકીરા ગાર્ડ વચ્ચે કેટલો આસમાન જમીનનો ફેર! માકીએ બે જણ વચ્ચે ઓળખાણ કરાવવાને હજી તો પાંચ મીનીટ ગઇ નહીં હશે કે ફકીરાએ પોતાની બોલીદરાઝીથી કેકુ કાંગાનું દીલ એક મોટાં તુફાન સહીત જીતી લીધું હતું.

ઘર પુગતાંજ કેકુને બાજુએ લઇ જઇને તેનાં ખભાંપર હાથ મુકી જયારે ફકીરાએ તેનાં મનની સઉથી મોટી અકળામણ કહાડી નાખી ત્યારે કેકુનું નરમ જીગર ઓરબી પોતાની માકીના આ એકપુરા ભાઇ તરફ જયાદા ખેંચાયું.

"કેક દીકરા," ફકીરો તે વખતે બોલ્યો હતો, "અમે ત્રણ ભઇ બેહનોમાં હું તો તદન રદબાતલ મુવેલો છેઉં—રાન નાજુબી જબરી નાપાક છે—પણ મારી માકી ખરેખર એક હીરો છે. કેકુ, અંધારામાં પડી રેહવાને લીધે એ હીરો પ્રકાશી શકતો'તો નહીં—પણ તું એ બેમુલ રતન ઉંચકીને ઉજરડાંમાં લઇ ગીયોછ; તો હવેજ તું જોશે કે એ છોકરી તારાં સુખનો ફરેસ્તો થઇને તુને કેમ વળગી રહેછ. ને બીરાદર એક બીજી વાત!—તારી પોતાની 'સીક્રેટ'ના સંબંધમાં જરાબી બીહતો ના કેક. નાજુએ મને કંઇ દશેક કાગજો લખીને પુરતો જોલાબ આપી રાખ્યોછ. પેહેલેથી છેલ્લે સુધીની બધી વાત હું જાણુંછ, દોસ્ત, ને ખાત્રી રાખજે કે મારાં મોહનામાંથી એક સંસારોબી તારા ચેહરાપરના ડાઘ વીશે માકીના કાનપર પડશે નહીં. તેં

મારી બીચારી કમનસીબ બેહનને અંધાપામાંથી ઉગારી લીધીછ તો હવે તુંને બધી મદદ કરવાની અમારી ફરજ છે."

આ પછી થોડાજ વખતમાં આ બે જણાઓ વચ્ચે ઘાડો સંબંધ બાઝે તેમાં શી નવાઇ? કેકુએ એટલી વારમાં તો પોતાના નવા સગાને પોતાને લગતી—મુંબઇને લગતી—ફ્રેની, બેહરામ, ફરદુનને લગતી દરેકે દરેક વાતોથી વાકેફ કરી દીધો હતો. બેહેરામ તાલુકદારની એકેકી "ભલાઇઓ"ની કાહણીઓ નાજુ પોતાના હોવાઇ નવઇના ભાઇ ઉપર અવાર નવાર લખતી રેહતી હતી—છતાં કેકુને મોહડે સઘળી બારીક વીગતો ફકીરજીબાંએ પાછી રસ લઇ લઇને સાંભળી લીધી હતી. આપણે ઉપર જોયું તેમ ભુશાવલના આ "મીસ્કીન મકાન"ના ડરોઇંગ રૂમમાં ત્રણ જણાં કયારની એજ વાતમાં મશગુલ હતાં.

"અરે તારી! આય તો ખચીત કંઇ નહીં સમજ પરે તેવું છે!" ફકીરો પોતાની ખુરસીમાં અકડવકડ કરતો બોલ્યો, "પણ તાહરે ફુઇનું વીલ ગીયું કાંહ? શું પોતાની મેરે આઇ-સની કાની પીગલી ગીયું? તમે લોકબી જબરાં બા! પેલો ગધેરો ફરદુન બાયલાની કાની જાપાન જતો રહયો!! હે હે! હું જેવો હોઉં તો દશ લાખ રૂપીઆ જતા મુકવા અગાઉં પેહલાં જમીનમાંથી આખું ઘેર ઉખેડી કાહરૂં—અને તોબી જો નહીંજ પાય તો પછી જઇને આય બેહેરામનું ખુન કરૂં!!"

"ઓવાય—ફકીર! વરી ચકાસી સા વરે ગીયો?" માકીએ પોતાના ભાઇને જરા ધમકાવ્યો.

"તો બીજું શું?" ભાઇ થતાએ પાછું ચલાવ્યું, "તમારાં મુંબઇમાં એકકાં એવાં ભાજીનાં પાણી કોણ જાણે પેદાબી

કાંહથી પરેછ! ખરૂં કેહુંછ, કેકુ—આય તારા ફરદુન પ્રીંટર જેવાં ઓચીયાંઓથીજ આપણી પારસી કોમ દાહરે દાહરે બધી વાતમાં પછાત પડતી જાયછ."

"અરે પણ એમાં બીચારો ફરદુન શું કરે—માથું ફોડે?" કેકુએ પોતાના તે મીત્રનો બચાવ કીધો, "આખું ઘેર ખુદારી માર્યું તોબી વીલ નહીં મલ્યું—"

"ને તેથી માથે બે હાથ દેઇને ફોક મુકીને પોતાનો હક, પોતાની માશુક, પોતાનો ચાન્સ બધું ગટરમાં ફેંકી દઇ હીચકારાની કાની પુછડું વાળીને જાપાન નાંસી ગીયો! ને પેલા મવાલીને વાસ્તે મેદાન ખોલ્લું સફાચક કરી આપ્યું!! જા—જા—એવી ગાંડી વાત મારી આગલ ના કર!"

"તું ફરદુનને ઠેકાણે હોતે તો વરી બાકી શું કરતે?" માકીએ પુછયું.

ફકીરો સેહજ હસ્યો.

"હું? હે—હે!—હું ઇચ્છુંછ કે આય તમારા નેકનામ બેહેરામની સાબ્બે ફરદુનને બદલે હું હોતે! તાહરેજ ગમત પરતે તો! યા ખુદા—એવા એક અફલાતુન માણસની સાથે સરોબર ઉંતરવું એમાંજ ખરી મર્દાનગી છે. સાચ્ચું કેહુંછ, કેક, કે આય બેહેરામ તાલુકદારની બધી વાત સાંભળ્યા પછી હું તો તેને વાસ્તે મારાં મનમાં ખચીત આફ્રીન કરૂંછ."

"ઓહો—એટલું બધું?"

"હા. ગમે તેવો હોશે—પણ તુંજ જોકે એક દલેર મરદ બચ્ચાની માફક પોતાના એકકે એક મુદઇને એકલે હાથે પુરો પડીયો! માટીડા જોઇયે તો એવાજ હોવાજ હોવા જોઇયે--"

ફકીરો ઉઠીને ડ્રોઇંગ રૂમની એક સાઇડ બોર્ડ પર બે છુટા ફોટોગ્રાફો મેલેલા હતા ત્યાં ગયો. કેબીનેટ સાઇઝની તે બે સબીઓ તેજ દહાડે સહવારે કેકુએ પોતાની ત્રંકમાંથી કાઢીને ત્યાં ગોઠવી મુકેલી હતી. એક ફોટો બેહેરામ તાલુકદારનો હતો–બીજો ફરદુન પ્રીંટરનો હતો. બેઉ જણા પાસથી અલબનાં કેકુ એકેક કાપી માગી લાગ્યો હતો.

બેહેરામની તસ્વીર ગમ ટીકી ટીકીને જોઇ ફકીરાએ પોતાની દહાડી પસવારી.

"એના દેખાવ પરથીજ એ કોઇ જબરો ઉઠાઉગીર લાગેછ!" તે બોલ્યો, "એનાં ભવાં જોવની! બાપરે—જાણે બોય-પાંસરીમાં બે આંગળાં ભોકીને કચરડોજ કહરી નાખવા માગતો હોય! કેકુ, બને તો કોઇ વખત મને એ નામ-ધરણની સાથ ઇનટ્રોડયુસ કરાવજે. પણ કમબખત હવે તો પૈસાવાળો થઇ ગીયો એટલે આપુને કાંહથી ઝાંખીને જોવાનો છે? ને આય ફરદુન પ્રીંટર—"

ફકીરો બોલતાં મુંગો રહી જઇ ફરદુનની સબી હાથમાં લઇ એક ચી-તે તેને જોવા પડયો.

"કેમ–બોલતાં અટકી કાંય ગીયો, ફકીર?" કેકુએ પુછયું.

"નખ્ખોદ ગીયો ખરેખરજ મને ચેહરામાં તદન મલતો આવેછ!" ફકીરાએ સેહજ મુછમાં હસીને કહયું, "તેં કેહયું તે ખરૂં! જો એ ફરદુન દાહરી ઉગારે તો આબાદ લોકો એને ફકીરજી ગાર્ડ તરીકેજ સમજીને ઠાપ ખાય! એ શું જાપાન ગીયોછ તે હવે પાછો આવી મરવાનોજ નહીં કે, કેકુ?"

"કોણ જાણે!"

"અરે પણ તારે પેલી તારી ફ્રેની રખરી જશેની. હા, ખરા! કેકુ, તમે લોક અહીંથી જવા પછી હું ચાર પાંચ

દાહરા મુંબઇ જવાનો છેઉં. તે જરા તારા બાવા પર એક કાગજ આપી રાખજે—"

"ઓલ રાઇટ."

"તમે લોક કાહરે જવાનાં?"

"ચોથે દાહરે ઉપરી જવાનો વીચાર રાખ્યેછ."

"ઓ તારે તો ઠીક–માકી, કાલે સાંજે આપરે તાંહ ટીપર એક પરોણાને મેં બોલાવ્યોછ, અં!"

માકીએ ભડકીને ડોકું ઉંચું કર્યું. તેણીના ચેહરા પર આ ખબરથી ખુલ્લો ગભરાટ અને અણગમો ફેલાઇ ગયો હતો.

"પરોણો! જા બા—તુંને મેં ના કહયુંતું કેની કે કોઇ-નેબી બોલાવતો ના! એમ બાહરનાં લોકને મુવા આય મારા ફુટેલા ડોરા દેખારવા બોલાવેછ કે?"

"અરે પણ ગાંડી! જરા સાંભળ તો ખરી, એ તો કોઇ આંખનો ડાકટર છે!"

"આંખનો ડાકટર!" કેકુ બોલી ઉઠયો.

"હા, કોઇ મોટો નામીચો આંખનો યુરોપીયન સરજીયન છે. તરતનો જરમનીથી આયોછ ને મદરાસ આંખના જાણીતા મોટા સ્પેશીઆલીસ્ટ ડા૦ પોપને મલવા જાયછ. જરમનીનો નામાંકીત સરજીયન પ્રોફેસર પેજનસ્ટાચર જે આખી દુન્યામાં મશહુર છે ને જાણેછ કેની તેનો આય અંગત આસીસ્ટંટ છે."

"અહો! પછી? એનું નામ શું?"

"એનું નામ ડા૦ બેલનટાઇન. ખરેખર ઘણોજ મીયાં માણસ છે. બે દાહરા અહીં કંઇ કામસર રીટઝગીબન હોટલમાં ઉતર્યોછ ને રોજ સાંજે મેલને વખતે સ્ટેશનના પ્લેટફોર્મ પર લટાર મારવા આવેછ. પરમ દાહરે તો ઉપરી જવાનો."

"પણ તેને તારી સાથ કેમ ઓરખાણ પરી!"

"હું રોજ સ્ટેશન પર જાઉછ તે ગેઇ પરમ દાહરે કંઇ લગેજ બુક કરવા વાસ્તે મને પુછવા લાગો ને મેં કંઇ મદદ આપી તો બીચારો થોરો થોરો થઇ ગીયો. પછી પોતેજ મારી સાથ ટાહેલું માડી બેઠો ને એલાર ને પેલાર વાત કરવા લાગો - જાણે કેવીએક મારી સાથ દોસ્તી હોય તેમ! એ જરમનો બધા ઘણા લાયકીવાળા મજાના માણુસો હોય છ!"

"પણ તેટલાંમાં વરી તેં એને 'ટી' પરબી બોલાવી દીધો?"

"સાંભળની. મને પોતાની મોટી જરમનીની આંખની આરપીટલની વાત કેહવા બેઠો, તારે મારેથી બોલાઇ ગીયું કે મારી એક બહનેબી અકસ્માતથી આંખો ખોહી દીધીછ.—"

"ઓ તું હરવઇ જાયરે! હવે કેમ કરૂં!"

કોઇબી બાહરના માણુસની આગળ પોતાની કમનસીબી જાહેર થવા દેવા માટે જેટલી માકી નારાજ હતી તેટલી પોતાની આંખ્યો એક ડાકટર પાસ તપાસવા દેવાને તેણીને ગભરાટ છુટતો હતો.

"પણુ તાહરે કાલે એ ડાકટર માકીની આંખ તપાસવા આવવાનો છે–એમજ કેની?" કેકુએ ઇંતેજારીથી પુછયું.

"હા, કાંય, તમુને લોકને કંઇ વાંધો છે?"

માકીના ચેહરા ઉપર દેખઇતી નામરજી પ્રગટી નીકળી હતી.

"ફકીર, તુંબી કોઇ વખત નકામું કામ કાહરી બેસેછ જો! હવે એ ડાકટરને બોલાવવાનું શું કામ ઉતું? થોરો એ કંઇ હવે મને જોતી કરી શકવાનો છે?"

"અરે બા, મેં એને નથી બોલાવ્યો. તારી આંખ કેમ ગુમઇ ગેઇ તે જાહરે એને જાણ્યું તારે ચીપી ચીપીને મને

કંઇ પાનસોએક સવાલો પુછીયા. પછી મને પોતેજ કેહજે 'મી૦ ગાર્ડ, તમુને જો વાંધો નહી હોય તો કાલે હું પાંચ મીનીટ જરા આવીને તમારાં સીસટરની આંખ જોઇ જાઉં? મને એ કેસમાં ઘણો ઇનટરેસ્ટ પરેછ—તાહરે હું ના કેમ કેહું? કાલે સાંજે ૪ વાગે આવશે તે વખતે જરા ચાહે બીસ-કોટ આપ્યા વગર કંઇ ચાલશે? તું જોજેની—બીચારો ઘણોજ અસરાફ માણુસ છે. ચાલીસ પીસતાલીસની ભરતીમા છે, પણ કોઇ બહુજ પુરવીણ માણુસ લાગેછ હો! માકી, પોતેજ તારી આંખને વાસ્તે એટલું બધું બોલી ગીયો કે 'એમ હોશે ને તેમ હોશે ને ફલાણું ચીનું હોશે.' કે હું તો બે ઘરી તેનું મોહનું જોતો ઠસજ થઇ ગીયો. ચાલ, હવે એમાં એટલી ગભરાયછ શાની? એ કંઇ થોરો ઓપરેશન કરવા આવવાનો છે? બીચારો બીજે દાહડે તો અહીંથી ઉઠાંગરી કરી જશે!"

માકીનાં મોઢાં પર ગમગીન હસ્તું પંથરાયું! તેણી પોતાના ઓરડામાં જવા ઉઠી.

"ઓપરેશન! મરેરે–મુવા બેઉ ડોરાજ ફુટી ગીયા પછી હરવાયો ઓપરેશન કરીનેબી શું કરવાનો ઉતો? કેક, કંઇ જાદુથી એ ડાકટર મને જોતી કરે તો? ઓ ખોદા!—બસ પાંચ મીનીટ—અરે એક મીનીટ હું મારા કેકને જોઉં!! પણ એવું નસીબ બરીયું કાંહથી લાવે!—"

આમ બોલી માકીએ એક સરદ હાય મારી અને પોતાની બંધ આંખ્યોમાંથી ખરી પડતું આંસું રૂમાલ વડે નુછી નાખી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

કેકુએ એક પળ ફકીરાની ગમ જોયું—અને પછી પોતેબી એક નીસાસો નાખી માકીની પુઠે ગયો. તેનાં દીલમાં માકીના

છેલ્લા સખુનોએ શું ધાડ જેવો ધસ્કો પાડયો હતો તે તો તેનું દીલજ જાણતું હતું!

પાંચ મીનીટ—એકબી મીનીટ—અરે પાંચ સેકંડ વટીક માકી જોતી થાય તો—તો—!ઓ પરવર! તો શું થાય?

——:o:——

## પ્રકરણ ૪૧ મું.

——:o:——

### "આજ હય સો કલ નહીં—
### દોલતે દુન્યા કયા હય?"

હા, ભાઇ, મીઠુ બામજી માટે હાલ ને કાજ.તો શુકરની ચઢતી દશા બેઠેલી હતી. સકંજામાં બીલ્લુ એવો તો આબાદ સપડાયો હતો કે તેમાંથી તેના માથાંનો એક બાલબી સહી-સલામત છટકી શકે એવી કાંઇ આશા હતીજ નહીં.

બેહેરામ તાલુકદારના ખોળામાં આ ગામડેની ગોરી પોતાનુ' જાલમ અલ્ટીમેટમ ફેંકી આવી ત્યાર પછી કોઇબી બીજો બંદોબસ્ત ઉપર તેણીને લાવવાને માથાફોડ કરવામાં તે અભાગ્યાએ કશું બાકાત રાખ્યું નહીં. પણ નવસારીનું એંટાલ ખમીર આ વેળા કાંઇ ઓર મમ્મતથી પોતાની નોક જાળવી રહયું હતું. મીઠુએ બેહેરામને હડહડતા કસમ ખાઇને દેખાડી આપ્યું હતું કે તેણીએ કરેલા ગુનાહને પ્રતાપે જે દોલત અને દરજ્જો બેહેરામને ફાલે આવ્યો હતો તેમાં પોતે તેની ધણીયાણી તરીકે જો ભાગ પાડી નહીં શકે, તો ફકત એકલો બીજો માર્ગ એજ હતો કે બેહેરામને પાયમાલ કરી પોતે જેલમાં જઇને બેસવું! વચ્ચે ગાળેની બીજી કોઇબી સમજુતી ઉપર

કાન દેવાને તેણીએ એક જાતની પજવનારી હુજતથી 'ના' ની નાજ પાડી હતી.

દહાડાઓ ગબડી ગયા અને એક કલાકબી વધારે રીકઝીક કરવામાં બેહેરામે જીવસટોસટ જોખમ જોઇ લીધો. આ પોરીનું કાતર્યું બીલકુલ ધસી ગયલું તે નીશ્ચય માનતો હતો. અચ-બુચ માથાંમાં વાહરૂં આવવે કોઇબી પળ તેણી જઇને એરનું દોર કરી નાખે તો પછી એક વાર હાથથી ગયલી બાજી પાછી રાહપર આવવી મુશ્કેલ થઇ પડે એમ હતું. લાચારીએ આખરે તેણે આલીફ્રુઇના દશ લાખ રૂપીઆ હરામના પચાવી પાડવાની કીંમત તરીકે મીઠુ બામજીને પોતાની ધણીઆણી બનાવવા કબુલ કીધું.

નામોશી અને નાસીપાસી—લાઇલાજ ઝનુન અને ધીકકારભર્યા અણગમા—થી ખળખળી જતી છાતી સાથ તે શરણ થયો. મુખમાંથી 'હા' ભણતાં તેણે ગળે છરી ફરી, પણ 'પસંદે કરદમ' કેહેવા વગર છુટકજ ન હતો, મીઠુ ધરી ધરાતી ન હતી. બેહેરામે ભયંકર કસમ જીવસે ખાધા કે પાછળથી હલ્લુ ધીરે આ નાપાક દદા પર મજબુત વેર લેવું, અને બોર બોર જેવડાં લોહીના આંસુ તેણીની આંખ્યોમાંથી પડાવવાં. પણ પાછળની વાત પાછળ સાથે. તુર્ત વેળા તો બેહેરામનો સંપુર્ણ પરાજય થયો હતો.

ઓહ, કેવી પડતી! ફ્રેની કાંગા સદાની બસ તેના હાથથી ગઇ—અને આ સાદી માદી ચાકરડી, જેણીને જોતાંજ બેહેરામને હવે પેટમાં ચુંથાઇ આવતું હતું, તેણીની સાથ જાવેદાની સુધી શાદીના ગાંઠથી પોતે બંધાઇ જવાનો! બેહેરામ તાલુકદાર દીવાનો જેવો બની જઇને મીઠુની આલ ઓલાદને—

આલીફુઇને–ફરદુન પ્રીંટરને–સારી દુન્યાને–ખુદ–પોતાને–હઝારો હઝાર શ્રાપ દઇ જીવસે એલ ફેલ બોલ્યો જતો હતો !

પણ એ સઘળી બીનહાંસલ–બલકે હીચકારી–ખફગી હતી. આટલી મુદતમાં પોતે ફુઇના પૈસાના એક સારા જેવા ભાગનો તો દારવાટલો કરી ચુકયો હતો; અને હવે મીઠુ બામજીને હડધુત કરીને 'ડીફાઇ' કરવામાં જગની હસી ઉપરાંત નાદારી કોર્ટના દરોરા અનુભવવાનો સોદો નકકી હતો.

હા, ધર્તી માથે લઇને ફરનારો આપણો બાહુધર બેહેરામ એક ઝીણી તણખાં જેટલી પોરીથી અંતે આજેઝ થયો. દશ લાખનો નવાલો છોડી દઇ એક ભીક્ષુકની પંકતી ઉપર પાછો ગબડી પડવાનો સીતમ કરતાં તેણે મીઠુ બામજી સાથ લગન કરવાનું વધારે દરૂસ્ત વીચાર્યું. પેલો ચંડાળ ફરદુન પાછો સઘળા પૈસાનો માલેક થઇ, ફ્રેનીનો ખાવંદ બની, બેહેરામ ગમ મુછ્યાં મરડે ? એ આફત અટકાવવાને ખાતર આલીફુઇનો ભત્રીજો મીઠુ બામજીને તો શું પણ હબસાનની એક સીધણનેબી પરણવાનું વધારે દરૂસ્ત વીચારતે એ વીશે મને તો કંઇ સંદેહ નથી. વાચનાર, તને એ બાબે કાંઇ શક હોય તો હું કહું છું કે બેહેરામજી તાલુકદારને તું હજી બરાબર ઓળખતો નથી.

જે દહાડે આ ધન્યવાન શેઠયાએ પોતીકી ભવીષ્યની મોહોરદારને તેણીનાં ખેતવાડીનાં ઘરમાં જઇને નીયમ મુજબ વીંટી પેહેરાવી તે વખત આ બે જણાંનાં જીગરમાંથી એકમેકને વાસ્તે કેવી સુરીમાણી લાગણી ઉભાઇ જતી હતી તે તમે સહેજમાં કલ્પી શકશો.

પોતે આવ્યો અને ગયો ત્યાં સુધી અરધો ફુટ જેટલો

થોબરો ચહડાવી બેહેરામે પોતાની અદરાયલી માશુક સાથ એક બોલબી વાત કીધી નહીં. અને બેહેરામ તાલુકદાર તેણીને એટલો બધો છેક હીણુતો હતો તે વીચારથી મીઠુનું બીં છેકજ પાકીને પલેઠર થઇ જતું હતું. બેવકુફ દીવાની છોકરી! પોતે કીનાના આંધળા આવેશમાં તેણી ખુદ પોતાનુંબી સદાનું કેવું નખ્ખોદ વાળતી હતી! એક શખ્સ જે તેણીને ખોલ્લે ખોલ્લી રીતે પોતાના એક મુદઇ સમન લેખીને ખરાં અંતકરણથી ધીકકારતો હતો, તેનીજ સાથ જબરદસ્તીંથી લગન કરવામાં પોતે પોતાની આખી જીંદગી કેવી કડવી ઝેર કરી નાખતી હતી, તે ઉઘાડી નજરે જોવા અને સમજવા છતાં—બેહેરામને મોહડેથી પોરપરાક સ્પષ્ટ શબ્દોમાં એ બધાં પરીણામો કાનોકાન સાંભળવા છતાં—મીઠુ બામજી તેની પાસથી અદરાવાની સોનાની વીંટી પોતાને આંગળે પેહેડી ચુકી હતી!

વીંટી પેહેરાવ્યા પછી જયારે બેહેરામ ગુસ્સા અને ખેજાલતથી તપી આવેલા ડોળા સહીત કદુવાના કાંઇક અપશુકન બડબડીને પાછો ચાલી ગયો ત્યારે પોતાના પીતાની રૂબરૂ મીઠુએ ઝારઝાર રડીને પોતાનું દીલ ખાલી કર્યું.

બીજા આઠેક દીવસમાં તો લગનની ક્રીયા થઇ જવાની હતી; અને આ છોકરીએ રડતાં રડતાંબી પાછા સોગંદ લીધા હતા કે ગમે તે આફ્ત તુટી પડે તોબી બસ બેહેરામને હવે જતો મુકવો નહીં. વીચીત્ર છોકરી! પોતાના ચેહેરા ઉપર વેર લેવા તેણી પોતાનુંજ નાખ પોતાને હાથે કાપી નાખવા તલબ કરતી હતી!

મેહેરવાનજી કાંગાને ત્યાં અલબતાં છેલ્લાં થોડાક દીવસો થયા મોટોરકારની ધમાધમી બંધ પડી ગયલી હતી. બીચારા

મેહેરવાનજી પહેલાં તો કાંઇ સમજયા નહીં, પણ જયારે વણુના ઉપરા–સાપરી કાગળોના જવાબમાં એક દીવસે સાંજે બેહેરામજી શેઠે આવીને ઇઝીચેરપર અઘેલાઇ પડી હલ્લુ ધીરેથી તેવણુને ખબર આપી કે થોડા દહાડામાં કંઇબી ધામધુમ વગર પોતે ગુપચુપ મીઠુ બામજીની સાથે લગન કરી દેવાનો છે ત્યારે——

ત્યારે મેહેરવાનજી પહેલાં જરાક મશકેરીમાં હસ્યા–પછી બેહેરામજીની એવી 'ઠઠ્ઠાબાજી' માનવાને સાફ ના પાડી—અને છેલ્લે બે આંખ્યો ચુંચી કરીને પોતાની સામે બેઠેલાં આલી-ફુઇના ભત્રીજા ગમ એક જાતના ચોકસ શકથી જોયા કીધું.

પણુ શક શાનો? બીજે દહાડે વાજતે ગાજતે તેવણુને ચોકસ ખબર મળી કે બેહેરામ મીઠુ બામજી સાથ અદરાયો હતો. એ વાત તદન ખરી હતી!

મેહેરવાનજી કાંગાએ તે વેળા શું ધાયું હશે તે સાથ આપણુને શું કામ છે? આપણે તો એટલુંજ જાણુયે છીએ કે ફ્રેનીએ જયારે આ વાત જાણી ત્યારે અનંત કચવાટ સાથ કમકમીને તેણીએ છુટકારાનો એક લાંબો નીસાસો ખેંચ્યો.

અને બેહેરામ પોતે! તેના મનની હાલત હમણા કેવી હતી તે સમજવું હોય તો, દોસ્ત, આ નીચે ટાંકેલી થોડીક લીટીઓ ઘણાજ ધ્યાનથી વાંચવાની હું ભલામણ કરૂંછું.

"કયામત અંતે આવી! તુંજ પાપનો દે જવાબ!—
—ચલ ચલ! એવી કયામતની અહીં કોણુને પડીછ?
અફ્લાક સો રંગ બદલેછ—શું એકબી નહીં સાચ?—
—જારે! તારા આસમાનની અહીં કોણુને પડીછ?
અય મુરખા, જરા ઠયર! કાં તુંજ નખોદ વાળેછ?—
—છટ, છટ! એવાં નખોદની અહીં કોણુને પડીછ!

ખુદ શયતાનબી કાંપેછ તુંજ દોર જોઇ—અફ્સોસ !—
—હે, હે ! તારા શયતાનની અહીં કોણને પડીછ ?
ખુબ ખ્યાલ કર, ઓ યાર ! ન તો બીગડશે રોનક !—
અરે બેસ ! એવી રોનકની અહીં કોણને પડીછ ?
દારાં ફરીદુન, જમ, શીકંદર, કોણની થઇછ દુનયા :
—ઉલ્લુ ! એ શાહો સુલતાનની અહીં કોણને પડીછ ?
પણ જમાનો આ કોણનો રહયોછ કે તારો રહેશે ?—
ધુટ ! એવા જમાનાની અહીં કોણને પડીછ !
કોઇથી નહીં—તોબાહ !–તો ખુદાથી તો ડર ?—
——ખુદા ?—એવા ખુદાનીબી અહીં કોણને પડીછ?"



# પ્રકરણ ૪૨ મું

—:o:—

## "શું મારા લોર્ડનું હુંજ મોહડું નહીં જોઉં ?"

ફ્રીરા ગાર્ડની કયાં કમબખ્તી લાગી કે અચાનક ડા૦ બેલેનટાઇનનું નામ પોતાની બેન આગળ બોલી દાધું ! આંખનો એક નામાંકીત સ્પેશીયાલીસ્ટ જરમની વેરથી આવેલો છે અને તે વળી બીજે દહાડે સાંજે પોતાને ત્યાં 'ટી' ઉપરબી આવવાનો છે એ વીચારથી માર્કી આખી રાત સુતી ન હતી. કોઇનીબી પાસ પોતાના અપંગ ડોળાઓ તપાસવાને પહેલાં માર્કી જેટલી આનાકાની કરતી હતી તેટલીજ હવે ડા૦ બેલેનટાઇનની મુલાકાત માટે તેણી આકુલવ્યાકુલ થઇ. કેકુએ અને ફ્રીરાએ તેણીને જરાક ધીરજ પકડવા માટે ઘણુંબી સમજાવ્યું,

પણ બીજે દહાડે સવારથી હંમેશની શાંત અને સબુરીવાલી આ છોકરી એટલી બેચેન—અકળાયલી—ઉદાશીત થઇ ગઇ અને સાંજના ડાકટર કયારે આવે તેની ઇંતેજારીમાં એટલી તાસવીસ કરવા લાગી કે કેકુ વીચારમાં પડી ગયો.

"ફ્રેની, દીકરા તેં અમથું રોખરૂં જગાયું—માકી આખી રાત સુતી નથી!" તેણે બપોરના જમવાની ટેબલપર કહયું.

"ખરેખર. માકી. એ આજે તુને થયુંછ શું?" ફ્રેની-રોબી હસી પડયો. "જાણે ડાકટર આવીને ચપ દેતી કે તારી બેઉ આંખો ઉંઘાડી દેવાનો હોય તેમ શું કરેછ? એવું જાણતે તો તુંને કેહતેજ નહીં. લે હવે જરા કંઇ ખા—એમ ઘેલાં ના કાહર,"

પણ માકીને ગળે કોળ્યોજ ઉતરતો ન હતો.

"તમે લોકો મારાં દીલમાં હમણા શું થાયછ તે સમજતા નથી," તેણી ગમગીન અવાજથી બોલી. "મારી આખ અહીંના કંઇ પચીસેક ડાકટરોને બતાવી હોશે,—ને હરવાયા બધાઓએ ઉલટા મારા ડોળા દુખવી દુખવીને મને નાસીપાસ કર્યા કીધીછ. પણ વેલાતના ડાકટરોની વાતજ જુદી છે. ફ્રેની, મારી જીંદગીની હવે મોટાંમાં મોટી હોંશ—મારાં દીલની બસહવે એકલીજ ઉમેદ—એકજ મીનીટ મારા કેકનું મ્હોંનું જોવાની છે. પછી હું પાછી સદાની આંધરી થઇ જાઉં તો—ખરૂં કેહુંછ હું મારી કમનસીબીને ઘણીજ સબુરી અને સંતોશ સાથ મુગે મ્હોંને શરણ થવશ."

ફ્રેનીરાએ પોતાના બંનેવી ગમ કપાળનો ચીલ્લો ચહડાવીને જોયું. પોતાની રકાબીમાં ડોકું નમાવી રાખી બીચારો કેકુ ત્યાં ફીકોફ્ચ થઇને બેઠેલો હતો. ખરૂં પુછો તો ગઇ કાલે ડાકટર બેલેનટાઇનની વાત સાંભળ્યા પછી માકી કરતાં કેકુ ચાર ચાશની વધારે અકડવકડમાં પડેલો હતો. અને તેમાં જયારે

તેની નીર્દોષ ભલી મોહોરદાર આશાથી છળછળતાં જીગરે 'પોતાના વાહલા કેકુનું મ્હોંડુ ફકત એકજ મીનીટબી જોવાની' ટકટક કર્યાં કરતી હતી ત્યારે કેકુ કાંગા કાંઇ નહીં સમજ પડે એવા ગભરાટને મારે અંદરખાનેથી ઠરઠર ધ્રુજતો હતો.

બેઉ જણાને મુગા મંતર બેઠેલા જોઇ માકીએ પાછું પટપટવા માડયું.

"જો જનમથીજ હું આંધરી હોતે તો બલા ગેઇ! પણ મોટી ઉંમર સુધી આય દુન્યાની ખુબીઓને જોઇ–કુદરતની ખુબસુરતીઓ નજરો નજર દેખી–જેબી ચીજ સુંદર અને સોહવામણી હોય તેનો મેં અભ્યાસ કીધો—અને ખોદાએ જાહરે મને એક ખરેખરો સુંદર અને સોહવામણો ધણી મેળવી આપ્યો તાહરે—ઓ ફકીર, એ મારો લોર્ડ કેવો છે તેજ શું હું નહીં જાણું? આખી દુન્યા મારા કેકની ખુબસુરતી જોઇને ખુશી થાયછ ને હું–હુંજ તેની ધણીયાણી,—તે જાણવાથી બેનસીબ રેહું? કેમ ફકીર, મુગો કેમ બેઠોછ? કંઇ બોલતો કાંય નહીં?"

ફકીરે પોતાનું માથું ધવડયું અને પછી જરાક જુઠું જુઠું હસ્યો.

"હું શું બોલું, માકી! તું તો આજે મેટ થઇ ગેઇછ! જા—બા, તું એમ કરશે તો હું ડા૦ બેલેનટાઇનને લખશ કે આજે અહીંયાં આવેજ નહી. જરા જરાકમાં તારા કેકનાં મ્હોંનાને કાંહ આગ લગાડયા કરેછ? એનાં મ્હોંના પર હાથ ફેરવીને તારાં મનમાં તું શું વીચારી નહીં શકતી કે એ કેવો ખુબસુરત છે? અમે લોકો બધાં તુને કેહીયેછ તે શું પુરતું નથી?"

માકીએ એક ઉંડી હાય મારી.

"તમે લોકો બધાં મને જેમ જેમ કેહવોછ તેમ તેમ કેકને જોવાને વાસ્તે મારો જીવ તલપી રહેછ. ફકત મ્હોંનાપર હાથ ફેરવ્યાથીજ એ મારો હીરો કેટલો હેંડસમ છે તેનો મને કંઇ પુરતો ખ્યાલ આવતો નથી——"

કેકુ હવે ખુરસી ખસાડી નાખી અને ખાવાની ટેબલપરથી ઉઠી ગયો.

"ચાલ, માકી, હવે ખોદાને ખાતર કંઇ બીજી વાત કર," તેણે કંટાળેલે અવાજે કહયું. "કાહરે ડાકટર આવી જાય કે આપણો બધાંનો જીવ હેઠો પડે! આપણે તાહરે, ફકીર, તું ડાકટર બેલેનટાઇનને બધું સમજાવીને કેહજે હં! કમનસીએ તે વખતે હું નથીરે—નહીં તો——"

"તું નથી!" માકીએ અકળાઇને પુછયું, "કાંય કેક, તું કાંહ જવાનો છે?"

"ડીયર, ડાકટર બેલેનટાઇન ચાર વાગે આવવાનો છે, પણ તેજ ટાઇમે મને ભુસાવલનાં સ્ટેશનપર જરૂરજ જવું પડેછ."

"ઓ વાય! કાંય?"

"એનો ફ્રેંડ બેહેરામ તાલુકદાર કલકતે જતાં પેસેનજર ટ્રેનમાં પાસ થાયછ, માકી," ફકીરાએ પોતાના બનેવી તરફથી ખુલાસો કર્યો.

માકીનું મ્હોંડું નાસીપાસીથી અત્યંત કુમળાઇ ગયું.

"અરે—મરેરે! બેહેરામ તાલુકદારનેબી બીજે વખતજ નહીં મળ્યો! પણ, કેકુ, તું નહીં જાય તો નહીં ચાલે? ડાકટર આગળ તુંબી હોતે તો કેવું સારૂં! મને તો મુઇ બીહીક લાગેછ!"

સાલા બનેવી વચ્ચે પાછી આંખના પલકારાની છુપી

સીગનલ પાસ થઇ. કેકુ ધીમે સાદે હસ્યો, અને પછી માયાથી માફી આગળ જઇ તેણીનાં ખભાંપર હાથ મુકયો.

"માફી ડીયર, મને જયા વગર ચાલે એમ નથી. આજે સવારના બેહેરામે મને અરજંટ ટેલીગ્રામ મોકલ્યોછ કે ઘણુંજ અગતનું ને તાકીદનું ખાનગી કામ છે તેથી સ્ટેશનપર જરૂર મળવું. મારી વાહલી, તું શું કામ બીહેછ? ફ્રંકીરો તારી આગળજ છે ને મારા કરતાં એ તારી હકીકત ડાકટરને વધારે સારી રીતે સમજાવશે. હવરે થોરૂં કંઇ ઓપરેશન કરવાનું છે? અમથી પાંચ દશ મીનીટ આંખ જોશે, તેમાં હું આગળ હોવશ તોબી શું કરવાનો ઉતો? હું જો ચાર વાગે બેહેરામને સ્ટેશનપર મળવા નહીં જાઉં તો એ મનમાં ઘણું ઓછું લે. ચાલ હવે ખાઇ રેહી હોય તો ઉઠ—એની એ વાત કરતાં મારૂં તો માથુંબી ઘુમી આયું!"

* * * * *

આ ધર્થીની જુઠી માયામાં જીંદગાનીની એકલપેટી જુંબેશ કરતાં દરેક માનવીને પોતાનું પેટ એટલું લાગેલું છે કે આજે ગમે તેવાબી ચઢતા પ્રકારના ધંધામાં ઉતરતા પ્રકારનો માણુસાઇ ખવાસ આમેજ થયા વગર રહેતો નથી. પોતાના ભાઇબંધ મનુષયની મુસીબતો ટાળવા માટે અમુક હુન્નર અખત્યાર કરી બાહેર પડેલા કોઇબી ધંધાદારીને તમારી દુરબીનની ઉલટી બાજુએથી જુવો અને તમે જોશો કે આ સંસારનો પાયોજ દગાપર રચાયલો છે! બેજ દાખલા લ્યોઃ— તમારો વકીલ નીદોષોને અદડાવી આપનારૂં—ખોટાંનું ખરૂં કરનારૂં—ટુકાનું લાંબુ કરનારૂં— શીખેલું ભણેલું લાહેર માહેર—એક

કજીયાનું કાલબુદ છે! તમારો ડાકટર સાજાંને માંદાં કરનારો-કુદરતને ચુંથી ચગડી નાખનારો-બનાવટી બીમારીઓ ઉત્પન કરનારો-એક ઘણોજ કામેલ ફાઝેલ-સુધરેલો કેળવાયલો-સાયનટીફીક કસાઇ છે!

તોબાહ—તોબાહ! એ હું શું બોલું છું! મારો, નાઉમેદી અને નીરાશીથી ગુમાઇ જતાં જીગર સાથ જયારે કોઇ આદમી કુદરતના મારાથી આજેજ થઇ માંદગીનાં બીછાણાપર અછાડપછાડ કરતાં હોય છે, યા કાંઇક હેડીલાં દર્દથી યા કાંઇ જાલમ દુખથી હીમત છોડી બેસે છે, ત્યારે ઘરની સીડીએ ચઢતા એક તબીબનું પગલું તેને મનથી કેવું પ્યારૂં લાગે છે! તેવારે વાંચનાર, એજ ડાકટર એક કસાઇ તરીકે ત્યાં આવતો નથી, પણ એક ફરેસ્તા તરીકે ગોયા આસમાનપરથી ઉતરી આવે છે.

સાંજે ચાર વાગતે જયારે વીદવાન ડાકટર બેલેનટાઇન ડરોઇંગ રૂમમાં માકીનો નાજુક હાથ પોતાના હાથમાં લઇ પ્રેમથી તેણીની સાથ શેકહેંડ કરતાં માયાના અને હીમતના સખુનો બોલ્યો ત્યારે તેજ ઘડીએ આ હીણભાગ્ય છોકરીનાં દીલમાં કાંઇ ગુપ્ત બસારત થઇ કે તેણીને કાળાશનાં દલદર દોજખમાંથી ઉંચકી બેહેસ્તની રોશનીમાં લઇ જવાની જો કોઇબી ફરેસ્તો તાકાત ધરાવતો હોય, તો તે આ લાયકીવાળો નરમાશ ભર્યો સ્પેશીયાલીસ્ટ હતો. માકીને કયાં ખબર હતી કે જયારે ફકીરો ભાઇ નામીચા ડાકટર બેલેનટાઇન સાથ તેણીને ઇનટ્રોડયુસ કરાવતો હતો, તે વારે કેકુ કાંગા પાસેના ઓરડામાં છુપાઇ રહી લાકડાંની ફરેકારનાં એક બાકોરાંમાંથી જીવ ઉંચો રાખીને સઘળો રાહઘાટ જોયા કરતો હતો? માકી તો એમજ સમજતી હતી કે તેણીનો કેકુ તેણીને 'ગુડબાઇ' કરીને ત્રણ વાગતેનો ભુશાવલનાં સ્ટેશન

ઉપર બેહેરામ તાલુકદારને મળવા ગયો હતો. નીર્દોશ ભોલી છોકરી! જેટલી પોતે ભલી અને ભોલી હતી તેટલીજ તેણી સારી દુન્યાને પ્રમાણીક અને પવીત્ર સમજતી હતી!

દીવાનખાનામાં બેઠેલાં ત્રણુ જણામાં અલબત સઉથી વધારે ટકટક ડાકટર બેલેનટાઇન પોતે કરતો હતો. પાંચ દશ મીનીટમાં તો તેણે પોતાની ખુશ મીજાઝી વાતચીતથી માકીનાં મનનું એવું સામાધાન કરી મેલ્યું કે ધીરેધીરે તેણીબી અવાર નવાર વચમાં કાંઇ ટાહુકાઓ મુકવા લાગી. એક ફતેહમંદ તબીબ થવા માટે જેટલી પોતાના ધંધાની કુશળતા જરૂરી છે તેટલીજ પોતાના દરદીઓનાં વીશ્વાસ ખેંચી લેવાનો કુનેહ અને આવડ પણ અવશયની હોય છે. આ પ્રખ્યાત વીદવાનના હાથ તળે તેની પીસતાલીસ વર્ષની ઉમરમાં હઝારો કીસમના દરદીઓ વીસબેડનની જગપ્રસીધ્ધ આસપીટલ મધ્યે પસાર થઇ ગયલાં હતાં. એટલે પછી આવી કુનેહ માટે તેને પુછવું શું પડે?

આસ્તે રહીને તેણે એવી તો સીફતથી આંખને લગતા પોતાના અનુભવોની વાત છેડી કે માકીને જરાકબી ચમકાવ્યા વગર તે જુદી જુદી કીસમનાં આંખોના દર્દો તેમજ જાતજાતના અંધાપાની ખાસ્યતો ઉપર ઉતરી પડ્યો. કોઇબી સાધારણુ અકકલનું માણુસ સહેજમાં જોઇ શકે કે પોતાની સાયન્સના આ સાચ્ચા સાગેર્દે—પોતાની મહાન વીદયાના આ અથાગ પુંજારીએ—પોતાનું તન-મન-ધન આ એકજ લાઇન ઉપર અર્પણુ કરી મેલ્યું હતું, અને તેની જીંદગીની હવે એકલી મકસદ પીડાતાં ઇનસાનને પોતાનાં અદભુત જ્ઞાનનો લાહવો આપવાની હતી.

ડાકટર બેલેનટાઇન તો જાણે ત્યાં ઘરબાર માંડીને કેટલાક

કલાક સુધી બેસવાનો હોય તેમ પોતે વીસએન કરેલા આં-ખનાં એકેક અદભુત ઓપરેસનનું બયાન કરવા મંડી ગયો. એકેકી કેવી અફલાતુન બીકટ આંખોની ખામીઓ હમણાની આગળ વધેલી ઓપથેલમીક સરજરીથી રાહપર લાવી શકાય છે તેનું હેરતભર્યું વર્ણન સાંભળતાં માકીની છાતી ખુશાલીથી ઠડક ઠડક થવા લાગી. એટલો રસ લઇને અને એવાં તો ચીતથી તેણી આ કાબેલ નેત્રવઇદનો એકેએક સખુન સાંભળતી હતી—વચમાં વચમાં એવા તો ચબરાકીથી સવાલો પુછતી—કે થોડીક મીનીટ પછી પોતેજ કોણ જાણે કેમ પોતાના અંધાપા વીશે વાત કહાડી બેઠી તે તેણીને પોતાને ખબર પડી નહીં. અને સેવટે જયારે ડાકટર બેલેનટાઇને માયાથી અને લાગણીથી તેણીના અકસ્માત વીશે– તેણીના ડોળાઓની હમ-ણાની હાલત વીશે પુછવા માડયું ત્યારે માકી પોતે અજાયબ જેવાં ખુલ્લાં દીલથી અને લંબાણ ખુલાસાથી એટલી બધી વીગતો આપવા પડી ગઇ કે પાસે અદબ વાળીને કયારનો મુંગો મંતર બેઠેલો તેણીનો ભાઇ ફ્રીરો, તેમજ ફરેકારની પછવાડે દમ રૂંઢીને પસીને ગરકાવ બની સંતાઇ ઉભેલો કેકુ કાંગો વીસ્મય પામી રહયા.

પોતાના ચોકકસ સવાલોના જવાબમાં માકી પાસથી જોઇતો ખુલાસો મળવા પછી જરમન ડા૦ બેલેનટાઇન હસ્તે મુખડે ઉઠયો અને તે અપંગ છોકરી બેઠી હતી ત્યાં જઇ ઉભો—

“બાઇ, તમારી રજા હોય તો હું જરા બે મીનીટ તમારી આંખો તપાસું ?”

માકીનાં મ્હોં ઉપર લોહી ધાઇ આવ્યું. આશા અને ગભરાટથી ધ્રુજતા જીવ સાથ તેણી ખડી બેઠી અને ગુપચુપ

પોતાના રોશની વીનાના ઉંવાડા બે ડોળા આ નામાકીત સરજીયનની સામે ધર્યા.

ખાસ્સી પાંચેક મીનીટ નાજુકાઇથી ડા૦ બેલેનટાઇને માકીની બંને આંખ્યો વારાફરતી ચીપીચીપીને તપાસી—અને આસ્તેથી ચાલીને પાછો પોતાની બેઠકપર જઇને ગોઠવાયો. ફકીરાએ જોયું કે તે પ્રખ્યાત સ્પેશીયાલીસ્ટના ચેહરાપર એક અચુક શંતોષનો છાપ ફેલાઇ વળેલો હતો.

"તમે તદન અંધારાં વચ્ચે અને ઉજાસ વચ્ચે તફાવત પારખી શકોછ કેની, મીસીસ કાંગા?" ડાકટરે પહેલો સવાલ પુછયો.

"હાજી—સહવારનાં તરકાંને વખતે મને ખોલ્લી રીતે સમજ પડેછ કે હમણા ઉજરડું છે—ને રાતે દીવા પછી મને બરાબર માલમ પડેછ કે હમણા અંધારૂં છે."

ડા૦ બેલેનટાઇન મુછમાં સહેજ હસ્યો અને પોતાની દાહડીપર હાથ ફેરવી જાણે જીવસે વાત કરતો હોય તેમ બોલ્યો—

"એ દેખાડેછ કે તમારી ઓપટીક નર્વ તદનજ નાશ નથી પામી, મીસીસ કાંગા. હું ધારૂંછ કે—વેલ, તદન ખાત્રીથી આશા તો નહીંજ આપી શકાય—પણ—"

માકી ધરર દેતીકે ઉઠીને ઉભી થઇ હતી. અત્યંત ઉશ્કેરઇ આવ્યાથી તેણીની છાતી ઉઠલાતી હતી.

"ઓ ડાકટર—મને આશા આવેછ! ઓ કેહો કે કંઇ જરાબી આશા છે કે—ડાકટર મને કેહો? તમારી હું જીંદગી સુધી ઉપકારી થવશ—મને ફકત અરધી મીનીટ, અરે પાંચ સેકંડ—જોતી થવાનો જરાબી ચાન્સ છે કે?—ખરૂં કહો!—પાંચ

સેકંડ અગઉની માફક જોવાને વાસ્તે મારો જીવ્ણી આપવા હું તઇયાર છેઉ !"

"માફી—માફી!" ફકીરાએ પોતાની બેહન આગળ જઇ તેણીને આસ્તેથી ઠપકા ભરી રીતે કહયું, "એ શું એમ ઘેલાં કાહરેછ? બેસી જા,—ખરાબ લાગેછ."

માફી પોતે હવે પોતાની ઉસ્કેરાયલી હાલત માટે લજ-વાઇ ગઇ અને પાછી ખુરસીપર બેઠી. ડા૦ બેલેનટાઇનનો ધીમો સાદ નીકળ્યો——

"બાઇ-જરા શાંત થાઓ. માણુસ જાતના હાથમાં જેટલું હોશે તેટલું આપણે તમારે વાસ્તે કરશું. હું દલગીર છેઉં કે તમે જોતાં થશોજ એવી ચોકસ ખાત્રી અત્યારે હું આપી નથી શકતો—છતાં તમારા કેસમાં એક ઘણી આશાભરી બાબદ એ છે કે તમારી ઓપટીક નર્વ સદંતર નાશ નથી પામી—પણ માત્ર 'પેરેલાઇઝડ' થઇ ગેઇછ—"

"પણ તેથી, ડાકટર, તમે શું આશા આપોછ?" ફકીરાએ સવાલ નાખ્યો.

"મને લાગેછ કે તમારાં બેહન જો સદાના પાછાં દેખતાં નહીંબી થાય, તોય ચોકકસ પ્રયોગથી એવણુની એ શુહન મારી ગેયલી નર્વઝને 'સ્ટીમ્યુલેટ' કરવાથી થોડીક સેકંડ—કેહો કે ૩૦ થી ૪૦ સેકંડ સુધી—તો તેવણુને હું સાધારણુ આદમીની માફક જોવાની શકિત આપવાની જામીન-ગીરી આપુંછ—"

"ડાકટર!"

હરખની એક મોટી બુમ સમેત માફી કુદીને પાછી ઉભી થઇ હતી!

——:o:——

# પ્રકરણ ૪૩ મું.

—:o:—

## વીસમી સદીનો એક ચમતકાર—રેડીયમ!

બેશક્ર, મહાન ઓલમાઓ ઘણીવાર મત ઉચારી ગયા છે કે કાળાંમા કાળાં—સીહામાં સીહા—વાદળાંનેબી હંમેશ કાંઇક રૂપેરી અસ્તર હોય છે. યાદ રાખજો, નીરાશાનાં હેબતનાક પાતાલમાંથીજ હરદમ પ્યારી આશાનો મુબારક ફણગો ફુટે છે. નીરાશીનો કડવાશ જો આ દુન્યામાં હોયજ નહીં તો પછી આશાના મીઠાશની પારખ માનવી જાતથી કેમ થઇ શકવાની હતી?

હરખની એક ચીચારી સમેત જયારે કેકુ કાંગાની અપંગ ધણીઆણી ભુસ્કો મારીને પાછી ઉઠી ઉભી થઇ ત્યારે તેણીનાં જીગરમાંથી આરપાર પસાર થઇ ગયલાં આશાનાં તેજસ્વી કીરણની કદર—અરે,—કોણ બુજશે?

કોણ? વાંચનાર મીત્ર—તેની કીમત જો તું કરી શકતો ન હોય, તો ડાકટર બેલેનટાઇન તે પુરેપુરી આંકી શકતો હતો. માકીનાં ઉઠીને ઉભાં થવા સાથ તે દીલસોજ ઓપથેલમીક ઓપટીશીયન પોતેબી ચડપ દેતો કે ઉભો થયો. માકીનો કકલાટ દેખી તેનાં દયાલુ હઇયાંમાં સાચી રહેમ ઉભાઇ જતી હતી. આંધળાં માણસોને મનથી રોશની એ શું ચીજ તે તે આ જગમશહુર નેત્ર વઇદને સમજાવવા જેવું પડે એમ ન હતું.

પણ માકીના બેઉ હાથો ઠરઠર ધ્રુજતા હતા. તેણીનો ગળગળતો સાદ ચોમેરની ચુપકીદી વચ્ચે પાછો નીકળ્યો.

"ઓ ડાકટર—ડાકટર! મારો જીવ ગભરાયછ! મને કેહવો—મને માફ કરો—પણ મને બરાબર સમજાવો—"

ડાકટર બેલેનટાઇન તે આજીજી કરતી જવાન અબળાની પાસે ગયો અને ખરી માયાથી એક પીતા સમાન વહાલ સાથ તેણીના બરડા પર હાથ મેલ્યો.

"મીસીસ કાંગા, જરાક શાંત થાવો–ઉશકેરઇ શું કામ જાવોછ?"

ગરીબ બીચારી માકી! ખરેખર ઉશકેરણી અને ઇંતેજારીને મારે તે છોકરી આખે શરીરે પાદડાં મીસાલ ધ્રુજતી હતી. તેણીએ ડાકટર બેલેનટાઇનના બંને હાથો પોતાનઃ હાથમાં લીધા અને પોતાનાં બંધ પાપણો પર દાબ્યા.

"ખોદા તમારૂં ભલું કરશે, ડાકટર બેલેનટાઇન," તેણીએ ડગડગીને કહયું, "હું જાણુંછ કે હું હમણા ઘણી અધીરી પરી ગેઇછ. પણ આય મારા ડોળા ફુટી જવા પછી—મારા વાહલા ધણીનું સુખ મને મળવા પછી—મેં શું ખમ્યુંછ, ઓ મે કેટલું ખમ્યુંછ! ડાકટર, મારી આંખો હું પાછી માગતી નથી. હું ખોદાયના સમ ખાઇને કેહુંછ કે મારી જીંદગીની મોટામાં મોટી હોંસ અને ઉમેદ ફકત એ મીનીટ–અરે અરધી મીનીટ—મારા કેખશરૂ—મારા ધણીનું મ્હોંનું જોવાની છે."

એટલા તો જુસ્સાથી માકીએ આ સઘળું કહયું કે તેણીનો ફકીરો ભાઇ ભખરાઇને તેણીની ગમ જોયા કરતો થંભજ થઇ ઉભો. પાર્ટીશન પછવાડે છુપાઇ ઉભેલો કેકુ કાંગા તો એક ન સમજ પડે તેવી અકળામણને મારે ગોયા ડઘાઇજ

ગયો હતો. ડાકટર બેલેનટાઇન કાંઇક ઉતર દે તે અગાઉ માકીએ પાછું ચલાવ્યું—

"તમે હમણા મને કેહયું કે હું ૩૦ સેકંડ—૪૦ સેકંડ જોઇ શકશ. હું કેવી રીતે જોઇ શકશ તે ખોદાયને ખાતર મને કેહવો. તમે આંધરાંને દેખતાં કેમ કરી શકશો? શું તમે એક જાદુગર છેવો, ડાકટર, કે ફરેસ્તા છેવો?"

ડાકટર બેલેનટાઇન મુછમાં હસ્યો.

"હું જાદુગરબી નથી--ને ફરેસ્તોબી નથી,—મેડમ, હું એક સાધારણ કમીનો માણસ છેઉં. આજનું આગળ વધેલું ઓફથેલમીક સાયન્સ અને આજની સરજરી જે કંઇ બજાવી શકેછ તે સાધારણ માણસોને અલબત જાદુ જેવુંજ લાગે તેમાં નવાઇ નથી. મી૦ ફકીરજી ગાર્ડ, આય વીસમી સદીમાં આપણે માનવી જાત કુદરના ગુપ્ત ભેદોને કેટલી હદ સુધી પહોંચી વળી શકયાછ તેનો તમુને શું ખ્યાલ છે? તમે કોઇબી દાહરે પેલાં અદભુત પદાર્થ રેડીયમ વીશે કંઇ સાંભળ્યુંછ?"

"રેડીયમ? હાજી, મેં કાંઇ પેપરોમાં વાંચ્યું'તું ખરૂં. પણ એ શું ચીજ છે તે હું કંઇ સમજી શકયો નહીં."

"અને હજુર કોઇ પુરેપુરૂં સમજી શકતુંબી નથી," ડા૦ બેલેનટાઇને આસ્તેથી જવાબ દીધો. "મીસીસ કાંગા. એ રેડીયમ ધાતુના શોધી કહડાયલા નવા નવા ગુણ દોશોથી દુન્યામાં મહાન ઉથલપાથલો થઇ જવાના સંભવ છે. અમે તો ફકત એટલુંજ જાણુયેછ કે એ રેડીયમ કંઇ ચોકસ જાતનાં કીરણો યા રોશનીના પ્રવાહો, યા ઉજાશની નીયમીત અસરો હમેશ આપતુંજ રહેછ. જો તમે તેને ગજવામાં લઇને ફરો તો તરત

તમુને એક ખરાબ ચાંદું પડી આવશે. જો તમે તેને એક ઉંદરની સાથે વાસણુની અંદર મુકો તો થોડા વખતમાં તે ઉંદર મરી જશે. કોઇ દહાડે આગળ ચાલતાં કેનસર જેવાં અતી ભયંકર દરદના ઉપાય તરીકેબી એ રેડીયમ કારગત લાગે તો હું અજબ થવશ નહીં."

માકી અને તેનો ભાઇ આ નામીચા જરમન એક્ષપર્ટને સાંભળતાં ચુપચાપ ઉભાં રહયાં. બીજીજ પળે ડાકટર બેલેનટાઇને પાછું આગળ ચલાવ્યું—

"તમે બેઉ જણાં કદાચ વીચારમાં પડશો કે એ દુન્યાવર્ણની ધાતુ રેડીયમને આપણી હાલની બાબદ સાથ શું સંબંધ છે? મીસીસ કાંગા, ઓપટીક નર્વની ઉપર એ રેડીયમથી એવી તો જબરદસ્ત સ્ટીમ્યુલેટીંગ અસર થાયછ, કોઇબી નર્વની ઉપર એ રેડીયમ એટલું તો મજબુત વર્ક કરેછ, કે સઘળા દાખલાઓ કે જેમાં નર્વ તદનજ નાશ પામેલી હોતી નથી ત્યાં રેડીયમના સ્ટીમ્યુલેશનથી નજરશકતી પાછી થોડીક સેકંડ સંભવીત થઇ શકેછ અને જુદી જુદી વસ્તુઓ એક અપંગ માણસ ઘણીજ ખોલ્લી રીતે સાફ જોઇ શકેછ. તમે સમજયાં?"

ત્રણ યા ઘણું તો ચાર સેકંડની સદતર ચુપકીદી ફેલાઇ હશે. ભાઇ અને બેહેન બેઉ જણાં દમ રૂઢીને આ વીદવાન જરમન ડાકટરને સાંભળતાં ડાંએબાંએ બની માટીનાં પુતલાંઓની પેઠે ઉભેલાં હતાં. માકીનાં મુખમાંથી એક નીસાસો બાહેર પડયો.

"ઓ મારા ખોદા!" તેણીનો દબાયલો સાદ બીજા ઓરડામાં છુપાયલા કેકુનાં હૃદયનેબી જાણે ચીરી મુકતો હોય તેમ નીકળ્યો. "ઓ ડાક્ટર, આય હું શું સાંભળુંછ!"

ડા૦ એલેનટાઇન ગંભીર ચહેરે બારીની બહાર આસમાન ગમ જોતો ઉંડા વીચારમાં થોડીક પળ મુગો ઉભો. કુદરતની કરામતોનો કાંઇક ખુલાસો પોતે જાણે ત્યાં લખાયલો સ્પષ્ટ વાંચી શકતો હોય તે મીસાલ તેણે એકકી ટગરે હવામાં તે તરફ ટીકયા કર્યું. આખરે સહેજ ખુંખાર મારી તેણેજ શરૂ કીધું—

"મને લાગેછ, મીસીસ કાંગા, કે એજ રેડીયમના પ્રતાપથી તમારા બાબમાંબી આપણે કાંઇક બજાવી શકશું. તમુને જયારે તમારા ધણીનો ચેહરો જોવાની એટલી બધી કાળજી અને હરખજ છે તો તે તમારાં જીગરની તે ઇચ્છા પાર પાડવા માટે એક અખત્રો કરવા હું તઇયાર છું.

"જીવતા રેહો—ડાકટર, જીવતા રેહો!"

"પણ મેડમ, મને પહેલેથી સાફ સાફ ચેતવણી આપવા દેવો કે એ એક્ષપેરીમેંટ કરવા જતાં જો પાછળથી તમારી ઓપટીક—નર્વ રેડીયમની અસર તળે સદનતરજ નાશ પામે તો તેનો જોખમદાર હું રહેવશ નહીં,"

"કંઇ નહીં ડાકટર, મને તેની દરકાર નથી. એમબી તો હું હમણા શું જોઇ શકુંછ? મારી આંખ તો શું પણ મારી જીંદગીનોબી ભોગ એ અરધી મીનીટની રોશની માટે આપવો પડે તો હું તેમ કરવા ખુશીથી કબુલ થવશ. ડાકટર, તમે કયારે એ અખતરો કરવા માંગોછ?"

"હું કાલે અહીંથી ઉપડી જાઉંછ. દલગીર છેઉં, બાઇ, કે તાકીદનાં કામ સારૂં મને જવુંજ પડેછ. પણ બરાબર એક મહીના પછી હું મુંબઇમાં બે ચાર દહાડા જવાનો છું. તાજમહાલ હોટલમાં મારો સરજરીનો બધો સામન હમણા પડેલો છે; વાસ્તે હું સુચના કરૂંછ કે તમે લોકબી તમારી મુસાફરીએ

ફરી આવ્યા પછી આએ કામ મુંબઇમાંજ આપરે હાથ ધરશું. આવતા મહીનાની અધવચે તા૦ ૧૫ મીથી તા૦ ૨૦ મી સુધીમાં મને મહેરબાની કરીને તાજમહાલ હોટેલમાં મલજો. મીસીસ કાંગા, તે વખતે હું તમારા ભરથારની સાથ ઇનત્રોં-ડયુસ થવાની ઉમેદ રાખુંછ–ને ખુદાનું ચાહવું હશે તો તેવ-ણનું મહોંડું તમને ૩૦ સેકંડથી ૪૦ સેકંડ સુધી દેખાડવાની મને ઉમેદ છે."

"થેંક યુ ડાકટર, તમારી હું ઘણીજ ઉપકારી છેઉં."

"પણ, ડાકટર, એ ઓપરેશનથી ઘણી સખત વેદના થાયછ કે?" ફકીરાએ લગાર બેચેનીથી સવાલ કર્યો. આ એક્ષપર્ટે માકી સાથ કીધેલી આવી ગોઠવણથી ફકીરજીબા ત્યારના ખુબ અકડ–વકડમાં પડયા હતા,

"નહીં મી૦ ગાર્ડ, વેદના જેવું કાંઇ જરાબી થશે નહીં. અને પાછળથી તમારાં બહેનની ઓપટીક—નર્વ નાશ પામ-શેજ એમબી કાંઇ હું ચોકસ કહેતો નથી. વળી બનવાજોગ છે કે સદંતર ઉલટી અસરબી થઇ જાય એટલે નર્વ સહેજ સાહજ સુધરીબી જાય. ચાલો, હવે હું રજા લેવશ. ગુડબાઇ, મીસીસ કાંગા. ધીરજ રાખજો અને મારી ઉપર ભરૂસો રાખજો. મારાથી જેટલું બનશે તેટલું કરવાનું હું પ્રોમીસ આપુંછ."

માકીના વીચેલા ડોળાઓ માહેથી હેરાન અને હરખનાં આંસુઓ ગળી પડયાં. ધ્રુજતે હાથે તેણીએ ડા૦ બેલેનટાઇનને શેકહેંડ કરી અને ગમખાર સાદે બોલી—

"મારા વહાલા ભરથારનો ખુબસુરત ચહેરો તમારી મેહરબાનીથી જોવશ. અને જો મારી જીંદગીની સઉથી મોટી

એ મુરાદ અને હોંશ પાર પડશે તો યાદ રાખજો કે હુ મરશ ત્યાં સુધી તમારો ઉપકાર વીસરશ નહીં."

——:o:——

## પ્રકરણ ૪૪ મું.

—:o:—

**"કીસમતકી ગરીબીકો સઇયાદ કયા કરે?**
**સીરપર ગીરે પહાડ, તો ફરીયાદ કયા કરે?"**

મીઠુ બામજીનાં લગનને ચાર દહાડા બાકી રહયા હતા. ઓહો! કેટલો થોડો વખત હવે હાથમાં બાકી હતો, અને તોયે હજી કેટલું બધું કામ કરવાનું રહી ગયલું હતું? લગન જેવા પ્રસંગે આપણાં પારસી બઇરાંઓ પોતાને માથે જે જે બધી કલ્પીત જંજાળો ઉપાડી લે છે તેનો છેડોજ કયારે આવે છે? એક મોટે ખાંચરેના દોલતમંદ શેઠીયાની પોતે ધણીઆણી થવાની એટલે નામ પ્રમાણે જેટલો પોતાથી બની શકે તેટલો દમામબી દુન્યાને દેખાડવો તો જોઇયેજ. મીઠુએ પોતાના બીખાદારૂ બાપની મારફતે બાહેરથી રૂપીઆ ત્રણ હઝાર બાર ટકાનાં વ્યાજે કહડાવ્યા હતા. અભાગ્યા બેહેરામ પાસથી તો જુઠી પાઇ સરખીએ મેળવવાની તેણીને આશા ન હતી, અને બેહેરામની પોતે હકદાર મોહોરદાર થાય તે અગાઉ કાંઇ પણ પૈસા ખાતર તેની પાસે હાથ ઓળવા જવાને માટે મીઠુ બામજીની નોશાકરી મગરૂરી તઇયાર ન હતી. પણ એજ બેહેરામની ગણુત્રી પર સખ્ખર વ્યાજે રૂપીઆ કહાડી આપનાર કોઇ ખોદાનો લાલ મળી આવતાં કેટલી વાર?

મીઠુએ ત્રણ હઝાર રૂપરડીનો ત્રણ દહાડામાંજ દારવાટલો કરી નાખ્યો હતો. એસકી મેસકી પોલકા–મોથી ડાટ બધી ભરેલી કસબી સાડી—ફાંકડાં વીલાયતી શુઝ—થોડી ઘણી જણુસ ભાવ—ઝાલર ઝુલર—પટાપુટી—એ સઘળી ચીજો માટે આજે ત્રણ હઝાર રૂપઠડી શું બીસાદમાં છે? મીઠુ જાણતી હતી કે એકવાર આશીરવાદ સરાઇ રહયા કે પછી રૂપીઆજ રૂપીઆ તેણીના ખોળામાં આવી પડવાના હતા, એટલે પછી ઉછીકી લીધેલી રકમ તેણીએ એક જાતની વીચીત્ર નફ્‌કરાઇથી ઉડાવવા માડી હતી. તેમાં વળી જયારે તેણીને પોતીકી સહી નાઝુ ગાર્ડની છેલ્લા બે દીવસ થયા મદદ અને સલાહ મળતી હતી ત્યારે તો મીઠુના હાથમાંથી દોઢયાં ને ઠેકાણે ચલકતો રૂપીઓજ સપાટાબંધ લપસી પડી જતો હતો.

વાંચનાર, કદાપી તું અચરત થશે. નાઝુ ગાર્ડનું નામ સાંભળી ભવાં ચહડાવીશ નહીં, રરીક. એ મસકલી વાવટી મીઠુ બામજીને હાથ કયાંથી લાગી ગઇ તેનો ખુલાસો શેનો હોય? પોતાના પેદર મેહેરવાનજી અને બેહન ફ્રેની સાથ "ઇન-ત્રોરયુસ" કરાવવા એકવાર કેકુ પોતાની અદરાયલી પ્રીયા માકીને ખેતવાડીના મકાને લઇ ગયો હતો—અને તે વેળા નાઝુબી સાથે ગઇ હતી, આ મુલાકાત પછી મીઠુ બામજી અને નાઝુ ગાર્ડ વચ્ચે ઓળખાણનું નાતું બંધાયું હતું, અને બેહેરામજી તાલુકદાર શેઠની મારફતે તે મુરબીજીની આ બે દોસ્તો વચ્ચે ત્યારબાદ સહી મીતાં થવા પામ્યાં હતાં.

અલબત એ રીતે ત્યારે હાલના સમયે જો પોતાના વીહા વાજનનાં કામમાં મદદ કરવા સારૂ મીઠુ એજ નાઝુને પોતાને ત્યાં પોતાની મદદે બોલાવે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી.

એકલે હાથે તે આ છોકરી કેટલું કરી શકતે? અને વળી એણીમેર નવજબાઇને એનાં કરતાં વધારે મનગમતું કામ બીજું કયું મળતે? નાજાં ગાર્ડના બુઢા, લકવાથી અડી પડેલા બાપ આગળ તો હવે ફકીરો ભાઇ હતો, એટલે હવે તેણીને સાંજને છેટે જરા બાહેર જવાનું ફાવી શકતું હતું. હા, ફકીરો ગાર્ડ ભુશાવલથી બે દીવસ થયા આવી પુગ્યો હતો અને સીમ ખાતે પોતાની નાજુ બેન અને પોતાના બાપની સાથે કોટેજમાં રહેતો હતો.

* * * * *

અકરાટ ગભરાટ અને દોડાદોડીમાં બીચારી મીઠુને કાંઇ સુજબી પડતું ન હતું. ઓરડામાં બધું વેર વીખેર થઇને પડેલું હતું. નવાં કપડાં ચપડાં, વાગો વીટી, બધું અહીં તહીં ઉરાડ પુરાડ કરી મેલેલું હતું. દરજીઓ અને ઝવેરીઓ અને કાપડીયાઓ એકેક પછી આવીને માથું ખાઇ જતા હતા. ખચીત, મગજ સમાધાનબી તે કયાંથી રહે? પણ બાહદર નાજુ ગાર્ડ તે દહાડે બપોરથી ખડે પગે પોતાની સહીની અડાસે ઉભેલી હતી.

"મરેરે! લગનને તન દાહરા રહયા ને હજુર તો મુવું બધું જાંહનું તાંહ છે! તુંબી, મીઠાં, ગામનું જેટલું હોય તેટલું હોરી લાવીછ જો! જરા ગોઠવી ગાઠવીને મુકવાનો કેથે વગબા નથી. આય તારી કબટના સકાર બરે! મુંઇ જાણે અંદર બધી ઘેલી વ્યાઇછ! એ આય બધું શું અંદર ડપચર દાખ્યુંછ? એમ મારાં કપડાં જો ડુચોડાચી થઇને પરેલાં હોય તો મારો તો બા જીવ બરીને ખાખ થઇ જાય!"

મીઠુ બામજીએ પોતાની ઉંધાડી કબટની અંદર એક નજર નાખી. ખરેખર અંદર બધું ઘમસાણુ એની તો બેદાદીથી દાબેલું હતું કે તેણીના મુખમાંથીબી એક નીસાસો નીકળી પડયો.

"હવે બે દાહરાનું કામ છે. નાજાં-પછી આય બીચારૂં જુનું કબટનું થોબલું હું થોરી મારી સાથ લેઇ જવાની છેઉં! પણ લે ચાલ, જરા હું સવારની નાહી નથી ને મારૂં પાણી કાહરનું ઠંડું પડી જાયછ. જરા જો જે હં, નાજુ, અહીં બધું ઉંધાડું પડી રહેલું છે,—હું ઓય પાંચ દશ મીનીટમાં આઉછ."

મીઠુ બામજી પોતાની કબાટ ઉંધાડીજ નાજુના ચાર્જમાં આપી ત્યાંથી નીકળી ચાલી. અરે! જયારે એક માણસનો દહાડો વાંકો આવે છે ત્યારે તેને હમેશ બધું ઉંધુંજ સુઝ પડે છે. મીઠુ બામજીને પોતાની સહી નાજુ ઉપર પુર વીશવાસ હતો, અને વીશવાસ હોય તેમાં અજાયબી જેવું કાંઇ ન હતું; કારણ નાજુએ આટલા દહાડા ખરે મને જીવ પટકીને કાળજીથી પોતાની સહીને ઉપયોગી મદદ આપી હતી. બેહેરામજી તાલુકદાર શેઠને પરણવાની ધધુખરમાં ભાનભુલી મીઠુ બામજી પોતાની તેજ કબટ પોર પરાક નાજુ ગાર્ડના હવાલામાં ઉંધાડી મુકીને ચાલી ગઇ હતી, કે જે કબટ તેણી કોઇ બીજી વખતે—સુધ્ધી ઠેકાણે હોતે તો—મરી જતાંબી પોતાના સગા બાપના વટીક ભરૂસાપર અરધી સેકંડ પણ ઉંધાડી રાખવા કબુલ થતે નહીં!

ગમે તે હોય, પણ ધકમાને ધકમાં મીઠુ ત્યાંથી 'બાઠ' લેવા સારૂં ચાલી ગઇ-અને ચટપટી નાજુ તેણીની ઉપરતળે થઇ ગયલી કબટ જરા બરાબર ગોઠવવા મંડી. બઇરાં લોકની જીગ્નાસા કેવી તીક્ષણુ હોય છે તે તમને કયાં ખબર નથી?

ઝપાટાબંધ એકેક ફાડીયું ખાલી કરી પાછું નવેસરથી ગોઠવતાં નાજુ કબાટ માહેલી એકેએક જીણસ ચીપી ચીપીને તપાસતી ગઇ. ત્રીજું ફાંડીયું જયારે લગભગ પુરૂં થવા આવ્યું ત્યારે તેણીના હાથમાં એક જુના પોલકાનાં પડમાં સાંતી મેલેલું કાંઇ મોટું પરબીડું મળી આવ્યું. તે પરબીડું સીલ કરેલું હતું, પણ કોઇએ તે સીલ ફોડેલું હતું. અલબત, કુદરતી રીતે જરાકબી અચકયા વગર નાજુએ અંદરનું કાગળ ખેંચી કહાડયું, ઉંધાડયું અને વાંચવા માંડયું. પણ હજી તો બે લીટી વાંચે તેટલાં મીઠુ બામજી નાહીને પાછી આવતી હતી તેનાં પગલાં સંભળાયાં.

અરરર! હવે શું કરવું? મીઠીનું કાંઇ ખાનગી કાગળ પોતે વાંચ્યું એમ જો તે જાણે તો બયું ખરાબ લાગે! પાછું કબટમાં ઠેસવી દેવાનો વખત ન હતો. ચડપ દેતું કે નાજુએ પેલું કાગળ અને તેનું એનવીલપ ઘડી વાળીને પોતીકાં બદીયાનમાં ઠેસવી દીધું અને જાણે કશામાં હોય નહીં તેમ બાકીની કબટ ધીરે ધીરે ગોઠવવા માડી.

બીજીજ પળે મીઠુ બામજી હસ્તે મુખડે દાખલ થઇ. તેણીની દુન્યા સુખી હતી—સુખી! નાજુએ ગોઠવી મેલેલી પોતાની કબટ જોઇ તેણીથી હસાઇ હસાઇ જવાયું.

"નાજુ, મરેરે તું એમની એમ! કાંહથી એ બધું શીખી આવી? કેવી મજાની કબટ રમકડાંની કાની ગોઠવી! તેં આય વખત મને ઘણીજ મદદ કીધીછ, હં—હું તારી કંઇ થોડી ઉપકારી નથી."

"ઓવાય, એમાં મેં શું મોટો વાઘ માર્યો? સારે સપ-

રમે દહારે એક બીજાને કામ નહીં લાગીયે તાહરે સહી મીતી કામની શું? લે ચાલ, હવે હું જાઉં?"

"હા, આવજે માય, આવજે. ધણી મેહેનત પરીછ, હું—માફ કરજે! હા—ખરા, હવે બે દાહરા તું નથી આવવાની, નહીં? પણ જો ચોથે દાહરે સવારના જરૂર સકારેથી આવજે હં! મરે, મને તો તાહરા વગર કંઇ સુજ નહીં પડશે જો!"

નાજુએ હસીને મીઠુને કોટી કરી.

"બીહ ના, હું જરૂર તારી આગળ આવશ. ચાલ, વેહલી વેહલી પરણીને સુખી થા—ને તારા ધણીતું ધણું ધણું સુખ જો."

* *

ફકીરજી ગાર્ડ અખઇ રહયા સીમનાં કોટેજની સાંજ પડી બે ઘડી જરા છાંટાપાણીથી પોતાનું નાક ભીજવતાં તરેહવાર વીચારોમાં ચકચુર હતા. વાંચનાર, આ પારસીના જીવને કાંઇ વળી નવાં અપ્પન છપ્પનનાં કામકાજ વગર હમણાં ચેન પડતું ન હતું. પોતાની એનજીન ડ્રાઇવરની નોકરીપરથી પંદર દહાડાની રજા કહાડીને તે મુંબઇ આવ્યો હતો ખરો, પણ સીમને છઠ્ઠે ખુણે આખો વખત બંધ્યાર ગોંધાઇ રહી એક દોધીની પેઠે ઉગ્યા કરવાને અને ટક્ થવાને તેનો ખટપટીયો ખવાસ ના પાડતો હતો.

તે ઉઠીને સોફાપર તડો બેઠો અને પોતાની લાંબી કાળી દાઢીને આંગળાંઓ વચ્ચે અમરેટી દેવા માડી.

"અરે તારી! આય કાંહ આપદા?" તે હળવેથી પોતાના જીવ સાથે ગોફતેગો કરવા લાગ્યો, "અહીં આવીને તો ઉલટો

ફસ્યો ! બે દાહરા થયા સોફાપર અરડઇને અવાચી ખાયા કરૂંછ !—હે હે હે—મારી અને એક તરકારીની વચ્ચે હમણા શું ફરક છે? બચ્ચા ફકીરા, કંઇ વરી કેડે હાથ અજમાવવાને વાસ્તે જીવ વખ વખ થાયછ. એમ અહીં માદા મરઘાંની કાની ઝુંફ્યા કરતાં નહીં પરવરવાનું ! સત્યાનાશ ગેઇ નાજુ સવારની કેડે કહરઇછ ને હું ને બાવા અડકુમડકુની કાની એકમેકના ચેહેરા અહીં ચીતર્યા કર્યેછ! લેવો, આવરદાના લાંબાંજ છે—નામ દેતાંને વાર આયાં! ચાલની ચાલની નાજુ, બધા ડોરે ડોરા તણઇ આયા ! હું અહીં આયો તે મેં ગુનેહગારી કીધી શું કે બાવાને મારા જીવપર નાંખીને રાંન આખા આખા દાહરા સટકી જાયછ?"

નાજુ વરંડાની ઉપર આવીને પોતાના ભાઇની પાસે બેસી ગઇ, અને ખુશ મીજાજથી તેનાં ખભાં ઉપર હાથ મેલ્યો.

"કાંય? એખલો પડી ગીયો તે સોહવાયું નહીં કે? બલા જાણે!" તેણીએ કદર ખાઇને કહયું.

"અરે હારે! એમ ઝુંફ્યા કરતાં મારો બધો જીવ ઉપર આવેછ! હુ મકું જે જરા મુંબઇ આંટી મારી આવું, તો વરી બે ચાર પાચ નવી નવી ઓરખાણો પારૂં ને તારી પેલી ફ્રેની કાંગા ને બેહેરામજી તાલુકદારને મીઠીબાઇ બામજી—એ બધાં કોણ નેક નામો છે તે લોકને મળું. પણ મને આયાને આજે બે દાહરા થયા તોબી કોઇ મુવાં જીવતાંનું મોંહનુંબી નથી જોઇ શકયો. નાજુ, તું બરી અદેખી છે! તારાં મોટે ખાંચરેનાં દોસ્તદારો સાથ તારો ભઇ દોસ્તી પારી દે તો પછી તારો ભાવ ઘટી જાય."

નાજુ ઝીણે સાદે ખડખડ હસી.

"ઓ વાય મરેરે—આય દુખ થોડાં છે! બેહેરામ ને મીઠુ હમણા લગનની એવી ગરબરમાં પડેલાં છે કે આજે કેટલા દાહરા થયા અહીંયા આવતો નથી, નહીં તો વરી મારા અમસા પોતીકા ભઇ સાથ તે લોકને ઓરખાઉ નહીં? એમ ઘેલાં ના કાહર, ફકીર! તું પોતે અહીંથી સસરતોજ નથી, તે પછી તે લોકને મળે તે કાંહથી!"

'સસરતો નથી! વાહરે વાહ, નાજુ! તુબી જબરી નફ્ટ મુઇછ હો! કાંહથી સસરૂં? તું ઉખરા જેવી સવારથી તીરી જયછ તે પછી બાવા આગલ કોણ રેહ?"

નાજુ એકાદ મીનીટ મુગી બેઠી. ખચ્ચીત પોતીકી સહીને ખાતર તેણી પોતીકા ભાઇ જેવા ભાઇનેબી છેલ્લા ત્રણ દીવસ થયા વીસારી મેલતી હતી.

"ચાલ–ચાલ, ફકીર, એમ સાંજ પડી કુહુરા ના. કાલથી તો હું બે દાહરા નથી જવાની–અહીં ઘેરમાંજ છેઉં. ચોથે દાહરે તો એ લોકનાં લગન છે, પછી આપરે સાથે એ લોકને તાંહ જઇશું ને હું તુને બેઉ જણ સાથ ઇનત્રોડયુસ કરશ. મારી ખાત્રી છે કે બેહેરામ તો તુને જોઇને ઘણો ખુશી થશે."

ફકીરો પોતાનો બાકીનો બ્રાંડી ગટાવી ગયો, અને પછી ખંખાર મારી પોતાનું ગળું સાફ કર્યું.

"બેહેરામ!—બેહેરામ તાલુકદાર!" તે જાણે પોતાનાં મનમાં બડબડતો હોય તેમ નાજુ ગમ જોઇને બોલ્યો, "એ ચાંન ઘરણુ સાથ ખચ્ચીત મને જરા ઓલખાણુ પાડવીછ. રાસકલ બરો નશીબવાલો છે. નાજુ, દીકરી, મનેબી પેલા ફરદુન પ્રીંટર જેવો કોઇ એકાદ ગધેરો મળી નહીં જતો? દશ લાખ રૂપીઆ! મારા ખોદાય! એટલી રકમને ખાતર

સેવક શું નહીં કરે? કંઇ રસ્તો બતાવ, નાજુ—કંઇ રસ્તો બતાવ? થોરા ધણાબી રૂપીઆ તરત હાથમાં આવે તેવો કંઇજ મામલો મુંબઇમાં નથી?"

"ઓવાય! એમ હમણા વરી એકદમ કરકો શા વરે થઇ ગીયો?"

"હા, ડીયર, હમણા જરાક જબરી કરકાકરકી છે! મને હમણા પાંચ હજાર રૂપીઆ જરૂરજ જોઇયેછ. ભુશાવલમાં ખેમચંદ મારવાડી થોભતો નથી ને પંદર દહાડામાં જો હું એ કમબખતનું મોહનું થોરૂંબી નહીં દાબું તો શીડયુલ નોધાવ્યા વગર છુટકો નથી. તું તારી પેલી સહી મીઠીબાઇ બામજીને જરા અસ્ટમ પસ્ટમ સમજાવની, નાજુ! એની પાસ તો હમણા ખુબ ચીચોરા આયાછ. જો દીકરી, એક પાંચ હઝાર અપાવ—થોરા વખતમાં——"

"અરે વાય—તે બીચારીએ પોતે બાહરથી રૂપીઆ કહરાવ્યા તે તુંને પાંચ હઝાર કાંહથી આપવાની ઉતી? પણ હા જો, ખરા!—ફ્કીર, જોની આજે હું એની કબટ ગોઠવતીતી તેટલાં મને અંદરથી આય કંઇ કાગલ મળ્યું. શું છે? બયું મને તો કંઇ સમજ નથી પરતું?"

આટલું બોલી બાજુએ પોતાનાં બદીયનનાં ગજવામાંથી એક ધડી વાળેલું કાગળનું લાંબું કવર ખેંચી કહાડયું.

ફ્કીરાએ કંટાળીને મ્હોં કુમળાવ્યું.

"કાગજ ને બાગજ—હવે મરવા દે!" તેણે પેલાં ઓચર્યાપર નજર ફેંકયા વગર કહયું. "ચાલ હવે બોનું કાહરતી હોય તો કાહર—તાસા સેકાયછ."

પણ નાજુ તો તે કાગજ્યું એનવેલપમાંથી બાહેર કહાડી

પોતાના ખોળાપર પાંથરી પેહેલેથી ધીરે ધીરે વાંચવા પડી ગઇ. પાંચ દસ સેકંડ સુધી ગુપચુપ તેણીએ વાંચ્યું નહીં હશે કે એકાએક એક બુમ મારીને તેણી ઉઠીને ઉભી થઇ.

"અરે ફકીર—ફકીર!"

એક ચકરડી ખાઇને ફકીરાએ પોતાની બેન ગમ જોયું.

"કેમ, શું છે?" તેણે અકળાઇને પુછયું.

"અરે આય તો કોઇનું વીલ છે! જોની—જોની!"

ફકીરાએ ચડપ દેતું કે તે કાગજ નાજુના હાથમાંથી ઝુંટવી લીધું, અને અસ્ત પામતા સુરજની ઝાંખી રોશનીમાં વાંચવા માંડયું. પેહલી ત્રણ ચાર લીટી ભાગ્યે તેણે વાંચી હશે કે તેબી ધપ કરતો સોફા ઉપર બેસી ગયો.

"ઓ માઇ!" તેનાં મુખમાંથી ડઘાયલો સાદ નીકલ્યો, અને ફાટફાટ થતે ડોળે તેણે પોતાની બેનના ભખરાયલા ચેહેરા ગમ ટીકયા કર્યું.

"કાંય?—શું છે?",

"નાજુ, આય તું કાંહથી લાવી?"

"મીઠુની કબાટમાંથી મળ્યું."

"મીઠુની કબાટમાંથી! એ શું બકી મરેછ?"

"મારા જીવના સમ! તાંહ કબાટમાં એક બદીયનનાં પરની અંદર મુકેલું ઉતું."

"બાઇ જોવ! પણ એ મીઠુના હાથમાં કેમ આયું?"

"ઓ મરેરે, એ શું છે શું?"

નાજુ ફકીરાની નજદીક જઇ તેના હાથમાંથી ટીંગાઇને

પેલું કાગળ્યું જોવા પડી. પણ ફકીરાએ તુરત પોતાના બેઉ હાથ પોતાની પીઠની પછવાડે કરી દીધા.

"પેહેલાં મને કેહ કે આય કાગળ્યું તું અહીં લઇ આવીછ તે મીઠુ જાણેછ કે?"

"નહીં, નથી જાણુતી. એ નાહવા ગેયલી ઉતી તેટલાં મને એ પરબીડું પાયું ને અસ્તો હું ઉખેરીને વાંચું તેટલાં મને એનાં આવવાનાં પગલાં સંભળાયાં, તે મેં અલકસે મારાં ગજવામાં ખોસી દીધું."

"તું આય સોગંદ ખાઇને કેહેછ, નાજુ?"

"ઓવાય–હારે.–એમ શું આજે ડોરા બારેછ જો!"

"ને એ શું છે તે તું જાણુતીજ નથી?"

"નહીં. આવતાં આવતાં ત્રેનમાંબી મેં નહીં વાંચ્યું–મુવું કંઇ ધકુજ નહીં રેહયું."

ફકીરાએ જોરમાં પોતાના હોઠ કરડયા—એવા જોરમાં કરડયા કે લોહીબી બધું ધધરી આવ્યું. પછી તેણે પેલું કાગળ્યું પાછું ઉઘાડી ઉપરથી તે તળે સુધી ખુબ ધ્યાનથી ચીપી ચીપીને વાંચ્યું. તેના ચેહેરા ઉપર અદભુત જુસ્સાના રંગો બદલાતા જોતી નાજુ ત્યાં ગાફેલ જેવી ડંગજ થઇ ઉભી હતી.

આખરે એક જબરદસ્ત ઝોંક ખાઇ ધડાક દેતો ફકીરો ગાર્ડ ઉછલી ઉભો થયો.

"નાજુ!" તેણે ઘોઘારી અવાજે બુમ મારી, "આય તો પેલાં આલીપુઇનું ગુમઇ ગેયલું વીલ છે!"



# પ્રકરણ ૪૫ મું.

—:o:—

## "એક માથાં કરતાં બે માથાંઓ વધારે બેહતર થઇ પડે છે."

અરે જીવ, તું એવડો ગભરાય છે કેમ ? હે જીગર, ઘડીઓ જે ખુશાલીથી તારે છલકાઇ જવું જોઇયે તેજ ઘડીએ તું ઉદાસીથી અકળાય છે કેમ? ઓ મન, જેવારે નચીંતાઇમાં તારે નીરાંત રહેવું જોઇયે, તેજ પ્રસંગે તું એટલું વેહેમાય છે કેમ?

મનુષ્ય જાતનોબી કાંઇ ઢંગ ધડો નથી! મીઠુ બામજીનાં આવતી કાલે લગન થવાનાં—એક માતબર લક્ષાપતીની સદાની હકદાર પરણેતર પોતે બનવાની—અને આજે આ શું! દળીદ્રતાનું જંગલ ઓળંગી માલેતોજારીના મંગલમાં સીધી ચાલી જનાર એજ છોકરી આજે લગનની એક દીવસ અગાઉ—સવારથી ઘેરાયલી, ગભરાયલી, ભખરાયલી, અકળાયલી જેવી, પાંજરામાં બંધ કીધેલાં એક બોકરાંની પેઠે પોતાના ઓરડામાં એમથી તેમ ડમકયા કરતી હતી.

બેહેરામ તાલુકદારની પોતે કાલે પરણેલી ધણીઆણી થશે એ ખ્યાલજ જાણે તેણીને એક ખુશાલ સ્વપ્નું હોય તેમ કાંઇ અજબ જેવો, અશકય, અકકલથી ઉલટો લાગ્યા કરતો હતો. કાંઇ છુપો પોકાર તેણીનાં હરૂદયમાં દર અરધી મીનીટે ઉઠયા કરતો હતો કે, "રે છોકરી, સંભાળ! આશીરવાદ સરાઇ રહે ત્યારેજ જાણજે કે લગન થઇ ચુકાં. તેટલાં તો તું મનમાંજ અદરા ને મનમાંજ પરણુ!"

મીઠુએ કાંઇ વાંચવાની તજવીજ કરી, જરા લેટી ઉઠવાની કોશેશ કરી; પણ ચકભમ થતું ચીત્ત જયારે તેણીને એક બાજુ જરાક પાંચ મીનીટ જંપીને કરારે બેસવા દેતું ન હતું તો ઉંધાવા તો કયાંથીજ દે? કોઇ તરેહવાર હઝારો કીસમના વીચારો—ધાસ્તીભર્યાં ભયંકાર વીચારો—બસ તેણીને આવ્યા કર્યાં. શું ઉંચકી ચુટકી અચાનક સંજોગથી પોતે બેહેરામ જેવા એક દેવેનામ દેવનેબી માહત કરી શકી હતી—કેવી એક નજીવી ચીઝની મદારત પર પોતે લખ્ખો રૂપીઆની શેઠાણી થવાનો જીવ સટોસટ દાવ ખેલી હતી—કીનાના આવેશમાં તેણીએ અફલાતુન બેહેરામ તાલુકદારનેબી તેની મરજી ઉપરાંત કેવી રીતે તેણીના પગ આગળ ફસડાઇ પડવાની ફરજ પાડી હતી—એ બધો વીચાર કરતાં મીઠુનું બદન કાંઇ નહીં સમજ પડે એવી ધાસ્તીથી ઠરઠરવા લાગ્યું.

અરે, એ બધાંનો અંજામ શું આવશે? પેલું નાનું કાગજનું ચીઠરૂં—પેલું બે બીલ્શનું નખ્ખોદયું વીલ—જો આજે તેણીની પાસે નહીં હોય તો બેહેરામ તેણીની ઉપર થુકવાબી રાજી નહીં થાય! તેવા એક માણસને જબરદસ્તીથી પોતાનો ભરથાર કરવો તોબાહ! ખુલ્લેખુલ્લી રીતે બેહેરામ દશ લાખના તે કાગજના ટુકડાને માટે પોતે આખો ને આખો વેચાઇ ગયો હતો. મીઠુ સાથ તેણે સાફે સાફ શરત કરી હતી કે આશીરવાદ સરાઇ રહે કે તુરતજ તે નાપાક કાગજયું મીઠુએ બેહેરામના કબજામાં મેલી દેવું. અલબત, આવતી કાલે લગન થવા પછી જે પેહેલી ચીઝ બેહેરામ માગશે તે આ સાંતી મેલેલું વીલ માગશે. રે ખોદા, કોઇ વખત એક નાનકડા કાગજના ટુકડાનીબી શું હેબતનાક કીમત હોય છે!

કાંઇ કુદરતી બસારતથી તે અદભુત આચર્યને જરા બરાબર પાછું જોઇ લેવા માટે મીઠુ એક નીસાસો નાખીને ઉઠી. કબાટમાં કયે ઠેકાણે–કેવી રીતે–તે પરબીડું હાવું મેળેલું હતું, તે મીઠુને દહાડામાં દશ વાર યાદ આવતું હતું. તેણીએ કબાટ ઉઘાડીને ત્રીજાં ફાંડીઆંપરથી પેલું બદીઆન હળવે રહીને બાહેર ખેંચી કહાડયું. પોતાને ધન દોલત, પૈસા ટકા, અને ધણીનું સુખ આપનાર તે અમુલ્ય દસ્તાવેજ જે ઘડી જાય છે તેમાં નજરે પડશે એવી વકીમાં મીઠુના હોઠો ઉપર કાંઇક હસવું પથરાઇ રહયું. તેણીએ બદીઆન ધીમેથી બાહેર કહાડયું અને આસ્તેથી તેની ઘડી ઉઘાડી–પણ—

ઓ!

બદીઆનનાં જે પડમાં તે પરબીડું હોવું જોઇએ ત્યાં તે નહીં હતું. એક સેકંડમાં મીઠુની છાતી અંદર હરદય જાણે બંધાઇને બરફ જેવું થંડુ થઇ જતું હોય તેમ તેણીને લાગ્યું. બદીઆનને આખું ઉઘાડી નાખી તેણીએ કાંઇક દીવાના ઝનુનથી ચાર પાંચ વખત પખોડયું. વીલ કયાં છે? વીલ–બીલ–ફીલ–જેવાનું તો ત્યાં કશું નામ નીશાનબી નહી હતું!

મીઠુના હાથ પગ ધ્રુજી પડયા. તેણીના સાંધે સાંધામાંથી ધાસ્તીનું એક લખલખું પસાર થઇ ગયું અને કપાળ ઉપર દેહેશતનાં ઝરાં ફુટી નીકલ્યાં. તેણીની આંખે ચકકર આવતાં હતાં. બદીઆન હાથમાંથી નીચે ભોંયપર પડી ગયું, અને તેજ વખતે મીઠુબી સાથે ભોંયપર લગભગ બેભાન જેવી ફસડાઇ બેઠી.

અરધી મીનીટ—અને જીવપર આવેલાં એક જાનવરની માફક લપેરો ખાઇને તેણી પાછી ઉઠી ઉભી થઇ. કબ્બટનું

ત્રીજું ફાંડયું આખું તેણીએ ખેંચી કહાડયું અને અંદરની એકેએક ચીઝ પખોડી પછાડીને એકેક પછી બાહેર ફેંકતી ગઇ.

ઓ સીતમ!—ઓ ગજબ! બધી ચીઝો તેણીને બરાબર ઠાવી મળતી ગઇ—દરદાગીનો, ઝરઝવેરાત, દરેક ચીઝ ત્યાં અનામત પડેલી હતી; ફકત પેલું વીલજ—પેલું ચોરાયલું વીલજ—કાંઇ કવીતાઇ ઇનસાફથી પાછું ચોરાઇ ગયલું હતું! આખી કબટ તેણીએ ખુંદારી મેલી—આખો ઓરડો તેણીએ ઘેલાપણાંની એક ભયંકાર બોખારમાં ધુંડી માર્યો. ફોકટ! વીલ જેવી કાંઇ ચીઝ ત્યાં હોય તો જડે કે?

છાતી વીંધાઇ જાય એવી દયાજનક કલાપીટ સાથ તેણી ઉંધે મસ્તક પોતાના ઢોલીયા પર તુટી પડીને ડીબો તાણી તાણી રડવા પડી.

કમભાગ્ય મીઠુ, તારૂં સત્યાનાશ થઇ ગયું! ઓ નસીબની ફુટેલી, તારૂં નખ્ખોદ વળ્યું! કીસમતને આકાર આપવાનો ફાંકો રાખતી કમીની ઓરત, જા—હવે જઇને માથું કુટ! હવે બેહેરામ તાલુકદારને તું કેવી રીતે——

ખરાં જીગરનાં ડચકાંઓમાં ગુંગળાતી મીઠુને બાજુમાથી પકડીને તેણીના બાપ ભીખાદારૂએ જ્યારે સહેજ હળાવી ત્યારે ફગળાઇને પોતે જાણે એક દોજખી ખ્વાબમાંથી જાગી ઉઠી હોય તેમ તેણીએ ભડકીને ઉંચે જોયું.

મીઠુની આંખ્યો સમક્ષ હમણા સારી ખલક ગોથા તરતી હતી. પોતાનાં બાપ જેવા બાપની આગળબી પોતાની ભયંકાર આફતનો એક ટુકારો તેણી કહાડી શકી નહીં એવી તેણીને ગળે કાચકી બાઝી હતી. ભીખાદારૂબી પોતાની દીકરીની તકદીરનું ચકકર ફરી જવા પછી તેણીની સાથ કુદરતી રીતે

જેટલા બને તેટલા તાઢા મીઠા રહેતા હતા. છેલ્લા ચાર દીવસો દરમ્યાન તેવણે મુગે મોહોડે આ ફટાંઉ છોકરીને હાથે જેટલાં ઝંઝેરાં ખમ્યાં હશે તેટલાં તેવણે પોતાની આખી જીંદગી દરમ્યાન ભાગ્યેજ કોઇનેબી હાથે સહન કર્યા હશે. તોબી દશ લાખ રૂપ્યા! એ એજમતી આંકડોજ નબળાંઓને જોરાવર થવાનું—બચ્ચાંઓને નાતાબેદાર થવાનું—અકકલમંદોને બેવકુફ બનવાનું—એક લાઇસન્સ આપે છે.

મીઠુએ ભીખાદારૂ ગમ જોયું ખરૂં, પણ તેવણના આતુર ચેહેરાને કાંઇ ઉત્તર દેવાને બદલે તેણીના ગાલપરથી બોર–બોર જેવડાં આંસુંઓ સરી પડયાં.

"કેમ શું છે, મીઠી? વરી શું ભુત ભરાયો?"

"ઓ બાવાજી, ફુટું–મારૂં નસીબ ફુટું!"

"નસીબ ફુટું! એ એમ શું ઘેલાં કાહરેછ?"

"અરે હુ મુઇ!–કાલે હવે હું શું કરશ!–લગન કેમ થશે!–ઓ–શું કરૂં–મારો જીવ ગભરાયછ!"

ભીખાદારૂ ચકીત થઇને પોતાની દીકરી ગમ કાંઇ શકમંદ રીતે ટીકવા પડયા. ન ધારેલાં ઓચીંતાં સુખના બોજા તળે આ છોકરીનું માથું ખીસી જવા માડતું હતું કે શું?

"મીઠી," તેવણે ખરે મને જરાક મુઝાઇને કહયું, "તુ શું બોલેછ તેનું ભાન છે કે? કાલે લગનનો દાહરો ને આય શું ફેસ્તા માંડયાછ? શું થયું? કંઇ બેહેરામનું કાગળ આયુંછ?"

"નહી, કાગલ બાગલ કંઇ નથી આયું! તમે જાવો મારી આગળથી હવે—મારૂં ભેજું ના ચેરવો!"

"અરે પણ તારે રડેછ શાની?"

"માથું ફેરવા! કાંય દુખીને વધારે ચીચવાવોછ? બાવાજી, તમે બસ મને જરાક વાર એખલી પડી રહેવા દેવો. મને કંઇ સુઝ નથી પરતું. બસ જાવો અહીંથી–હું તમુને કેહુંછ કેની કે એકદમ જાવો!"

જમાનાના ફરેલ તે મોબેદનાં મુખમાંથી નાખુશી–નામો શીનો એક નીસાસો બાહેર પડયો. આહ! પેટે જણ્યાં બચ્ચાંને મુખથી એક ઘરડા બાપને માટે આ કેવાં કઠોર વચનો! ભીખાજીનાં જીગરમાં દર્દનો એક જબરો ચમટો તુટો. યાહ! મીઠુ સાથ હમણા વધુ જીકકર કરવાનો અવસર ન હતો. પીતા તરીકેનું પોતીકું પાણી દેખાડવાનો આ પ્રસંગ નહતો. ગરજ–એ એક ઘણીજ નેહેસ્ત નાપાક જુલમગાર ચીઝ છે. ભીખાજી બામજીએ મ્હોં કુમળાવીને ત્યાંથી ચાલવા માડયું. પણ ઉંબર સુધી પુગતાં તેવણ એકાએક અડીને ઉભા રહી ગયા.

"મીઠુ," તેવણ અત્યંત ધીમેથી નાખુશ ચેહેરે બોલ્યા, "તારી પાસ હવે પઇસા આયાછ તેની ગરમીમાં તું બાપ તરફની તાબેદારી તો શું—વરાં તરફની ઇઝત તો શું—પણ એક સાધારણ માણસની સાદી અકકલબી વીસરી ગેઇછ! હું એક સાદો સવાલ પુછુંછ તેનો જવાબ આપવાનીબી તારામાં સલુકાઇ નથી. ઠીક, જેમ તારી મરજી! પણ યાદ રાખજે કે જે દોલત પર તું ફુંકરાયછ, જે દોલતની કુમકપર તું તારા બાપ જેવા બાપનેબી હરધુત કરેછ, તે દોલત કોઇની થઇજ નથી ને કોઇની થવાનીબી નથી! પઇસો કોઇના બાપનો થઇને રહયો નથી. આજે છે ને કાલે નહીં!—"

એક આંચકો ખાઇને મીઠુ પોતાના બીછાણાપર ખડી બેઠી.

"આજે છે ને કાલે નહીં!! એ શું બોલોછ! બાવાજી! અહીં આવો! તમે—તમે—તે કેમ જાણ્યું?—બાવા, તમે શું કહેવા માંગોછ?——"

ભીખાજી પોતાની દીકરીની આ ઓચીંતી ચમકનો અર્થ સમજ્યા નહીં. અલબત કયાંથી સમજે? તેવણ લગાર ભારમાંજ બારણાની આગળ ભીંતને અઢીંગી ઉભા.

"મીઠુ," તેવણ ખરેખરા કડવાસ સાથે બોલ્યા, "તારાં લગનની એક દહાડો અગાઉ મારાં દીલની કંઇ વાત કહેવા માગુંછ. મેં તુને હજાર વખત કેહયુંછ કે હું બધી વાતે રદબાતલ દુન્યાથી ઉખરી ગેયલો પાપી માણુસ છેઉં. પણ છોકરી, એક જંગલી ફારી ખાનારાં વીકરાળ હેવાનમાંબી પોતાનાં બચ્ચાંને માટે કુદરતે કંઇ લાગણી મુકેલી હોયછ. તું મારૂં એકપુરૂં બચ્ચું છે અને હું ગમે તેવો ભુંડો અભાગ્યો હોવા છતાં, તું હર હમેશની એવી દાધાબરી, બોંહોંસીલી, ફેરાવણ હોવા છતાં—હંમેશ મારો જીવ તારે વાસ્તે ઘણોજ બરીયા કીધેલો છે. આજે મને તારો અમસ્તો પોતીકો બાપ ગણવાને બદલે જાણે તારો કેટલા ભવનો વેરી દુશમન હોઉં તેમ તું તરછોડ કરેછ. હું જરા સીધે સલુખે પુછુંછ કે હમણા તુને શું છે તેનો જવાબબી નથી આપતી—કારણ હવે તું લક્ષાપતી બેહેરામ તાલુકદારની બઇરી થવાની છે—ને તારો બાપ એક ઇજારડો પીજારડો ભુખરી રેહી જવાનો છે! તું પણીઆ પછી તારા દરવાજાપરના ચોકીદારો મને તારા બંગલાની સીરીએબી ચહરવા દેશે કે નહીં તે કોણ જાણેછ!"

એકાદ મીનીટ ભીખાદારૂ બામજી બોલતાં અચકી ગયા. લખોટી જેવડી બે આંખ્યો ઠેરવીને તેવણ તરફ ટીકયા કરતી

મીઠુએ જોયું કે કાંઇ ખરેખરી લાગણીને મારે ભીખાદારૂની છાતી ભરાઇ આવી હતી. એક પીતાનું ખરૂં વહાલ હોય કે પછી બાહેરના ઢોંગ હોય, પણ એટલું તો ચોકકસ હતું કે તેવણની પોતાની દીકરી પોતીકી બદલાઇ ગયલી સઘળી બાજીમાં તેવણને કાંઇબી ભાગ લેવા દેતી ન હતી તે વીચારનો આ બુઢ્ઢા મોબેદને ભારે ખેજાલત અને ગમ હતો.

ભીખાજીએજ પાછું શરૂ કર્યું.

"મને જે ચટકો લાગેછ, મીઠુ, તે એજ છે કે તું મને તારા વીશવાસને લાયક ગણતી નથી. શું મોજેજાથી તું આય બેહેરામ જેવા એક હરડતા એહેરેમનને જેર કરી શકીછ, શું જાલમ કરામતથી તું એ પાપી પલીદને તારી સાથ પરણ-વાની ફરજ પાડી શકીછ, તેનીપર મેં વીચાર કરતાં મારૂં મગજ ચેરવી મુકયુંછ, પણ મને કંઇ સમજ પડતું નથી. આટલા બધા પૈસા હાથમાં આવ્યા પછી એજ ચંડાળ બેહેરામ એકાએક ગરીબ બોકરાંનીં કાની તુને પોતાની ધણીઆણી બનાવવા તઇયાર થઇ જાય—ઉંહ!—એમાં દેખઇતો મોટો ભેદ છે. તમે લોકો મને ખરતો કરીને છુપાછુપ બધું કરોછ તો ચીંતા નહીં, પણ યાદ રાખજે, દુકની, કે એક દાહરો હું એ બધી ગોલા લરઇ શું છે તે શોધી કાહરશ નહીં તાંહ સુધી જંપીને બેસવાનો નથી. દેખતી રીતે મીઠુ, તેં એ બેહે-રામનાં ભયંકાર કાવતરાંમાં મોટી મદદ આપીછ, જે કાવતરાંને લીધેજ એને આય મોટી દોલત મલીછ, ને તેથીજ હવે એ તારા હાથ હેઠલ એટલો દબાયલો છે કે તારી સાથ લગન કર્યાં સીવાય એને બીજો છુટકો રહેતો નથી. પણ તું જેવી

છોકરી એને એવી તે શું મદદ કરી શકી હોય તે મને ઘણોજ ગુંચવાવેછ."

મીઠુએ એક હાય મારી. અરેરે—ભીખાજી બાવા કેવી આબાદ તર્ક કર્યા જતા હતા! પણ તેવણ બીચારાને થોડી ખબર હતી કે શું તમામ ઘોંટાળો વળી જઇને બધું સુલટાંનું ઉલટું થઇ ગયું હતું. આહ—જો મોહડું ખોલીને બાવાજીને બધું કેહી દીધું હોય તો દીલપરનો કેટલો ભાર ઓછો થઇ જાય! કદાચ એવણ કેવી સલાહ આપે—રસ્તો દેખારે—મદદ કરે! પણ કેહવું કે નહીં કેહવું?

"બાવાજી," તેણી દબાયલા અવાજે બોલી, "તમુને કંઇબી છુપી ખાનગી વાત કોઇ કેહ તે શું! તમારા સપાટામાં કોઇની મુડી આવેછ તો—તો તમે તેનો કાંટોજ એવો કાહરી નાખવાપર પરોછ કે મેંબી આય વખત એકલે હાથે મારૂં હાણી લેવામાં ડાહપણ વીચાર્યું!"

આ ખુલાશાથી ભીખાજીબાનો ખભરાટ ચાર ચાસણી જયાદા ઉંચે ચઢયો——

"તું તો બાજુ રહી," તેવણે કચવાટથી ખભાં ચહડાવી કહયું, "પણ આય બેહેરામ—એ બેમરવત કુતરો—હવે મારી ગમ આરી નજરે જોતોબી નથી. મારી આખીને આખી એકપુરી દીકરી પરણી જવાનો છે, પણ આટલા દાહરા થયા એને મનથી જાણે મારી હસ્તીજ હવે આય દુન્યામાં રહી નથી! આહ! એક વખત એવો ઉતો, મીઠુ, કે જાહરે એજ બેહેરામ તાલુકદારની સુનેરી ટોલીમાં હું સઉથી અગતનો ભાગ બજાવતો'તો. ભીખાજી બામજી વગર એજ બેહેરામજી શેઠને ચાલતું'તું નહીં. એક દાહરોબી એવો નહીં હોશે કે કંઇ પચાસેક ફારજરીઓ કરીને–

ડજનેક જુઠાં વીલો-ડેભાં કરીને—દોઢસોએક બનાવટી કાગજોની ખોટી નકલ કરીને—મેં એ તારા ધનધનઘોરી બેહેરામને કટોકટ વખતે કીમતી મદદ આપેલી છે. મીઠુ, તારો બાપ અક્ષરની બનાવટી નકલ કરવામાં એક ઉસ્તાદ છે. હા બીજા-ઓના દસકત આબેહુબ કોપી કરવામાં આખાં હાંગકાંગની અંદર મારી જોરી કોઇ ઉતી નહીં. મને એ લોક ફારજરીના એક એક્ષપર્ટ તરીકે ઓળખતા'તા. કાંઇ વરસોના અનુભવ અને ચાલુ જેહેમત પછી મેં એ હુનર સંપાદન કીધો. બેહે-રામજી તાલુકદારે મારી આય કળાનો પુરેપુરો લાભ લીધો—ખુદ અહીં મુંબઇમાંબી પેલી બેવકુફ ફ્રેની કાંગાને કોનડીટાનાં ભોંયરામાં ફસાવી લાવવા માટે તેના ભઇ કેકુના અક્ષરની નકલ કરી ખોટું બનાવટી કાગજ કોણે લખ્યુંતું ! મેં લખ્યુ'તું—ને ફ્રેની જેવીબી છેતરઇ! પણ હવે મારૂં કામ ખલાસ થયું. બેહેરામજીના હાથમાં રૂપીઆ આયા કે મને ખરતો કીધો—ગરજ સરી કે વઇદ વેરી! મારી દીકરીને મારી સાંબે નાફર-માન કરી નાખી—એટલે સુધી કે તે મને છોડીને આવતી કાલે જતી રેહવાની છે તે છતાં આજે તે આંખપાણી શું કામ કરેછ તે હું પુછુંછ તેનોબી જરા પાધરો જવાબ આપ-વાની લાયકી બતાવતા નથી ! બોલ, મીઠુ, તારે હું જાઉં ?—બીજુ કંઇ તારે કેહવુંછ ?"

ભીખાદારૂ બાવા કોઇ દહાડે જનમમાં દેખાડે નહીં તેવી મુઝવણથી આજે બોલતા હતા. તેવણની આંખ્યોમાં પાણી ભરાઇ આવ્યાં જે તેવણે પોતાના મેલા સદરાવતી નુછી નાખ્યાં. મીઠુ ઝપ કરતી કે હવે પોતાના પલંગ પરથી ઉઠી ખડી બેઠી.

"ઉભા રેહવો, બાવાજી—ઉભા રેહવો—મારૂં માથું

ફરેછ—મને કંઇ સમજ નહીં પરતી. મને મદદ કરો, બાવા."

ભીખાજી આસ્તેથી એક ખુરસીપર ગોઠવાઇ બેઠા ને ધારી ધારીને પોતાની બેટી ગમ જોયું. તેણીનો જરદ મારી ગયેલો કુમળાયલો ચેહેરો સાફ કહી આપતો હતો કે કાંઇ ઘણી મોટી મુશકેલી અને સંકટનાં બોજા હેઠલ આ દશ લાખ રૂપીઆની થનારી શેઠાણી દબાઇ જતી હતી.

"તારા જેવો હું જીદદી ને ખારીલો નથી—આખર કરેને તું મારી દીકરી છે. કાલે તું દશ લાખની માલેકણ થશે પછી મારી ગરજ તુંને પડશે નહી. પણ તોબી—"

"બાવા, કાલે દશ લાખની માલેકણ હું થવાની નથી ઓ—હવે હું શું કરૂં?"

ભીખાજીએ ડોળા ફાડીને ખરેખર વીસ્મય પામી છોકરીની ગમ જોયું.

"બોલ, બોલ—એમ ચેરાં ના કાહર?" તેવણે જરાક નરમ પડીને કહયું, "શું છે મને કેહ. હું તુંને કદાચ મદદ કરી શકશ. મારીપર એક વખત બસ ભરૂસો રાખ."

મીઠુએ પોતાની આંખ્યો નુછી નાખી અને બે ત્રણ મીનીટ છાતીપર ડોક નાખી દઇ વીચારમાં ગુપચુપ બેઠા. પછી જાણે કાંઇક સેવટનો ઠરાવ, તેણીએ કર્યો હોય તેમ અચણુચ ડોકું ઉચુ કરી દઇ તેણીએ બહુંજ ધીમા સાદે કહયું.—

"બાવા, પેલું આલીફુઇનું વીલ જે ચોરાઇ ગીયું'તું—અને જેનાં ગુમઇ જવાથીજ બેહેરામને બધા રૂપીઆ મળ્યા——"

"હા—તે શું?"

"તે વીલ મેં ચોરયું'તું!—"

"મીઠુ!"

એક બુમ સમેત ભીખાજી ઉઠીને ઉભા થયા અને ભખરાઇને પોતાની આ હોવાઇ નવાઇની દીકરી ગમ ધુરકવા લાગ્યા.

"અજબ છે કે તમે હજુર એટલું સમજી નહીં શકયા!" મીઠીએ ધીરેથી ઉમેર્યું, "હું જાણું કે તમુને અમારી વાતમાં સામેલ કરૂં તો વરી તમે બીજે ને તીજે પઇસાને વાસ્તે અમારીપર તકાજો કર્યાં કરો—અને તેથી—"

"વારૂં—વારૂં, પણ પછી પેલાં વીલનું શું થયું?"

"તે વીલ મેં સંભાળથી મારી પાસે શાંતી મુકયું'તું'— આય કબટમાં ઠાવું મુકયુંતું—ને તેની કુમકપર મેં બેહેરામને મારી સાથ પણવાની ફરજ પાડી."

"હું સમજયો—પછી?"

"બેહેરામે છટકવાનું ઘણુંબી કીધું પણ મેં ફકત એકજ શરતે વીલ ફરદુન પ્રીંટરને હવાલે નહીં કરવાના સોગંદ ખાધા. અંતે બેહેરામ મને પરણવા કબુલ થયો."

"વારૂ—પછી?"

"પછી આજે હમણા હું આય કબટમાં જોઉંછ તો વીલ પાછું ચોરઇ ગીયુંછ!"

"પાછું ચોરાઇ ગીયુંછ! એટલે-કોણે ચોરયું? એ શું બોલેછ?"

"આજે હવરાં હું જોવા જાંઉછ તો તાંહ નહીં મળે!" મીઠુએ નખાઇ ગયલા સાદે પેલી દગાબાજ કબટ તરફ નજર નાંખીને કહયું.

"નહીં મળે! અરે પણ તાહરે ગીયું કાંહ? અહીંયાં

કોણ ચોરવા આવે, મીઠુ? બીજું કોઇ કેમ જાણે કે અહીંયાં વીલ તારી કબાટમાં સાંતેલું છે? તેં કોઇને કહયું હોશે?"

"નહીં કોઇને નહીં—હું સોગંદ ખાઇને કેહુંછ."

"પણ તેં બરાબર જોયું? તારી ખાત્રી છે કે અંદર નથી?"

"તન વખત બધે ખોરીખોરીને અંદર જોયું. બાવાજી, હવે આપણે શું કરશું?"

ભીખાદારૂ ઉંડા વીચારમાં પોતાની દીકરીનું કોઠું ભોપતા થોડોવાર ચુપજ બેસી રહયા. મીઠુનાં મુખથી સાંભળેલી બીનાએ તેવણ જેવા એક બારે ગાંઠ પુરા કોચીના શાહુકારનેબી ઠસ કરી મુકયા હતા. વીલ મીઠુના હાથમાં કેમ આવ્યું—તે ઓચર્યાંની કુમકપર તેણીએ બેહેરામ સાથ શું સાટું કર્યું—એ વીલ પાછું ભેદભરી રીતે કેમ ગુમાઇ ગયું—એ સઘળું જાણે એક કાંહાણી કીસ્સાની મીસાલ વીજલીના ઝબકારાની ઝડપે તેવણના મગજમાં ઉતરી ગયું હતું.

"મીઠી," તેવણ અંતે હળવેથી બોલ્યા, "જરા ધીરી પડ ને મને કેહ. બધું કંઇ નહીં ને એ વીલજ ચોરાઇ ગીયું તેની મતલબ શું હોશે?"

"તે ચોરને જઇને પુછી આવો! કાંય એવા વગર અરથના સવાલો પુછ્યા કરોછ, બાવા?"

ભીખાદારૂએ ડાચું મચકાવી ડોકું ધુણાવ્યું.

"તારી ભુલ છે—એ સવાલ વગર અર્થનો નથી. જો સાંભળ, જેનેબી એ વીલ મળ્યું હોશે તે હવે એ ખાનાખરાબીનો સામાન મન ભાવતી કીમતે તેના કોઇ ખરીદનારને વેચી શકશે. બે ખરીદદારો આગળ દેખઇતી રીતે તે પહેલાં

જશે. ફરદુન પ્રીંટર આગળ કે બેહેરામ તાલુકદાર આગળ. જાહાંથી વધારે દામ મળ્યું——"

"બાવા, જો ફરદુનના હાથમાં એ વીલ ગીયું તો મારી ને બેહેરામની બેઉ જણુની સાથે કમબખ્તી થવાની."

"હા, જો એમ જણાય કે એ વીલ તારા કબજામાં ગેર-કાયદેસર દાબી રાખેલું, તો મોટી આપદાનું કામ છે—આબાદ જેલમાં જવાનું કામ તેં કીધુંછ !"

મીઠુ બામજી સાધારણ રીતે હીમતવાન છોકરી હતી, પણ આ વાર કાંઇ અજબ ધાસ્તી અને ધરકાને મારે ઉજળી સપ મારી જઇ તેણી એક ખુણામાં દીવાલ સાથ અઢેલાઇને ઢગલો પુંજો બની ઉભીજ રહી. તેણીને અંગે તાદનાં લખલખાં ચહડતાં હતાં. બીખાદારૂનો જીવ ખરેખર બળી ગયો.

"કંઇ નહી, બીહ ના—બીહ ના, મારી દીકરી—ખોદાય સઉ સારૂં કરશે. જે માણસ એ વીલ ચોરી ગીયોછ, તેણેબી તારા જેટલોજ ગુનાહ કીધોછ, એટલે તુંને ફસાવીને પોતેબી સંડોવાય એ બનવાજોગ નથી. ચાલ, જરા બેઘડી પોહોરી જા કે જીવ ઠરે."

મીઠુએ લાઇલાજ બની પોતાના પીતાનાં ખભાંપર માથું નાખી દીધું. પોતાની ઉપર પોલીસની ધરપકડ થાય તેની દેહેશત કરતાં હવે કાલે પેલા આકળા ભુત બેહેરામ તાલુક-દારને પોતે શું જવાબ દેશે તેનો ગુંગળાટ એ છોકરીને વધારે હેબતાવી નાંખતો હતો.

"બાવાજી, કાલે લગન પછી બેહેરામ વીલ માગશે તે હું—ઓ——"

"હવે લગન કાંહથી થઇ શકવાનાં ઉતાં! મીઠુ, લગન પછી જો એ જાણે કે તારી પાસ એ વીલ હવે છે નહીં, તો તુંને જીવથી મારી નાંખે. ખચીત કેહુંછ કે એ તુને મારીજ નાખે-એવો પાજી, ડાધીલો ને ખરાબ છે."

"તાહરે કાલે એ આવે તો બધી વાત એને કેહી દેઉં, બાવા? અરે બરયું મારૂં નસીબ—હું મુઇ! મોટો લાવરો ખાવા ગેઇ તે થોરાંમાંથીબી ગેઇ! મેં જાહરે બેહેરામને વીલનો ફોટોગ્રાફ દેખારયો તેજ વખતે જો——"

"વીલનો ફોટોગ્રાફ!"

"હા બાવા—હું એને અસલ વીલ કેવી રીતે દેખારૂં! એ તો મારૂં ગરૂં ભચરી નાખે! તેથી મેં એક ફોટો ઉતારીને તે દેખાડયો. તાહરે તે વખતે એણે મને તદન ખીસી જવાને વાસ્તે બે લાખ રૂપીયા સુધી આપવા કેહયા—નહીં તો દર મહીને પાનસો રૂપીયા આપવા કેહયા, પણ મેં અભાગણીએ વધારે લોભ કીધો!"

ભીખાદારૂ બામજી બારીની બાહેર એકકી ટગરે જોયા કરતા હતા. આહા! દશ લાખનો જમાઇ ખાસ્સો હાથમાં આવેલો સટકી જતો હતો! અરે મીઠીને કોઇબી સુરતે જો તેવણુ બેહેરામ સાથ પરણાવી શકે, તો પછી ધીરે સાંસતે વીલનું તો કંઇબી થઇ શકે. એક વખત આશીરવાદ સરઇ રહયા કે પછી ગમે તાંહથી—પાતાળમાંથીબી—કોઇ પણ ભોગે વીલ પાછું મેળવવાની બેહેરામને ફરજજ પડે. પસગવત જાહેર ખબર નાંખીને પૈસાની મોટી લાલચે કાંઇબી મુદદો મેળવી શકાય. તે વીલ જેમ ફરદુન આગળ જાય તે વળી બેહેરામ આગળ આવે—કાંય નહીં? પણ એ નાપાક બેહેરામને પેહેલાં હાથમાં સાબુત પકડવો તો જોઇયે.

"મીઠી, મારૂં તો મત છે કે આપણા સપાટામાં આવેલું આવું સધ્ધર બીલ્લું પાછું છોડી તો મુકવું નહીંજ જોઇયે. આય મોહકાણનો જો જરાબી સંસારો એ ચંડાલના કાનપર પડશે તો પછી આપણેથી કંઇ થઇ શકવાનું નથી. મારૂં માન—કાલે તું બેહેરામને કંઇ કેહેતી ના—પછી જે થવાનું હોશે તે થઇ રહેશે."

"અરે એ શું બોલોછ, બાવા? આશીરવાદ સરઇ રહે કે તેજ મીનીટે ખાનગી રીતે વીલ એને આપી દેવાની અમારી શરત છે. તાંહ એ મારા દેખતાંજ સગડીમાં બારી નાંખવાનો છે.—મને સગડી તઇયારજ રાખવા કેહીછ! હું જો એને તે વખતે વીલ નહીં આપું તો તમે કેહેવોછ તેમ ખચીત એ મારૂં ખુન કરે—ને ખુન નહીંબી કરે તોબી બરયાં એવાં લગન કરવામાં ફાયદોબી શું? એ મારૂં મોહતું નહીં જોય ને મને અરધીની હાંસલ નહીં!"

ભીખાજી વળી પાછા ગંગેટાઇ ગયા. બેશક સઘળું રધુ-ચકકર એવું થઇ ગયું હતું કે સમુળગાં સત્યાનાશમાંથી છટક-વાનો જરાબી માર્ગ બાકી રહેલો હતો નહીં. થોડોવાર નીચી મુડીએ પીઠ પાછળ હાથ કરી તેવણે ઓરડામાં આમ તેમ ચાલ્યા કર્યું. અંતે એકાએક તેવણ ફલાંગ ભરતા અટકી ગયા. કાંઇક નહીં ધારેલો તોડ તેવણને સુઝ પડી ગયો હોય તેમ તેવણનું મ્હોં ખુલી ગયું.

"અસલ વીલ બેહેરામની નજરે પડયુંજ નથી–નહીં?" તેવણે ઇંતેજારીથી પુછ્યું.

"નહીં—પણ ફોટોગ્રાફ એણે જોયોછ ને ચીપીચીપીને બે તન વખત બધું વાંચ્યુંછ."

"ફોટોગ્રાફ કાંહ છે?"

"મારી પાસ કબાટમાં છે. પણ એ ફોટોને શું કરે, બાવા? બેહેરામ થોડો તેથી—"

"બસ લાવ–મને તે ફોટોગ્રાફ આપ. મીઠું, મારૂંબી માથું ટણકયુંચ. બેહેરામ ઉઠાવગીર છે, તો હું ઉઠાવગીરનો શાહ છેઉં! લાવ, તે સબી મને આપ, હજુર મારા હાથમાં એક આખી રાત છે—ને સેવકના આંગળાંની જુની હઠોડી હજુર કંઇ સદંતર જતી નથી રેહી!——"

"બાવાજી!"

"બસ, ગરબર ના કર! એ બેહેરામને આપરે જતો મુકવો નથી. દશ લાખનો લુમકો જીંદગીમાં ઘડી ઘડી મળતો નથી, મીઠી. એને ખાતર એક ટીકકો અજમાવતાં ગરૂં ફંસઈ જાય, એવો સોદો છે–તોબી ચાન્સ લેવા જોગ છે."

"પણ તમે શું કરવા માંગોછ?"

"હું તુંને સવારના એક કામચલાઉ વીલ બનાવી આપું તો બસ કેની? દુકતી, એવું વીલ બનાઉં કે બેહેરામ તો શું પણ આલીફુઇ જીવતાં હોય, તો તેવણ પોતેબી નહીં ઓરખી શકે!"

"અરે પણ બાવા——"

"હવે માથું ના ખા—વખત હાથમાં કંઇ રેહયો નથી. કાલે લગન પછી ગુપચુપ આય બનાવટી વીલ ભપકામાં બેહેરામને આપજે. જો, દુકતી, ગભરાતી ના—મોહનું ઠાવું રાખજે અને સાહુકારીથી કામ લેજે. કારણ એ નાપાક બડો ઉસ્તાદ છે. તાહર પછી હું કેહું તાંહ સુધી એની આગળ એ બધા

ઘોંટાળાની જરાબી હુંફ કાહડતી ના—મારો કંઇ અંદર હાથ છે એમ જરાબી જણાવતી ના. બેહેરામ તો અલબત દમમાં ને દમમાં કાલે તે કાગજયું સગડીમાં બારી નાંખશે. સગડી ખુબ જોરમાં તઇયાર રાખજે—પછી કલ હય ઓર અલ્લા હય! હું એ વીલ ચોરનારનો પતો મેળવવાને મારેથી બનતું કરશ. સારી જેવી લાલચ બતાવશું તો મારી ખાત્રી છે કે તે પાતાળમાંથીબી પાછું આપણને મળશે. વીલ કેઠે ગેરવલે તાહરેથી મુકઇ ગીયું હોય, તો પછી કશી પાંતીની કરાકુટ પડેજ નહીં. હું તો એમ કેહુંછ કે જાહાંસુધી જરૂર પડે નહીં તાંહાં સુધી બેહેરામને આય વીલ ચોરઇ જવા બાબે કંઇબી કહેવાની જરૂર નથી. ચાલ લાવ હવે, તું એ બધું મને સોંપ—ને જરાક હુશીયારી રાખ—એમ એટલી નાલ્લી બાબદમાં ગભરઇ અકરઇ શું જાયછ? એવી તો કચ કંઇ મુશકેલીઓમાંથી સેવક આરપાર તરી આવેલો છે."

એવી તો હીમતથી અને નફકરઇથી ભીખાજી આ સઘળું બોલી ગયો કે મીઠુ તો બે ઘડી ડંગજ થઇ ગઇ. જાણે કાંઇ હીપનોટીઝમની અસર તળે પોતે આવી ગઇ હોય તેમ તેણી ડમાયલી—ફગલાયલી જેવી પોતાના બાપનું મ્હોંડું એકકી ટગરે ડોળા ફાડીને જોયા કરતી જઇ ગુપચુપ ઉઠી અને કબાટ માંથી પેલો અસલ ફોટોગ્રાફ કહાડી તેવણના હાથમાં મેલ્યો.

ભીખાજી તે લઇને મુગા મંતર ચાલ્યા ગયા અને મીઠુ હેબતથી ઠરઠર કાંપતી ઉંઘે મસ્તક પોતાના ઘોલીયાપર જઇને ફસડાઇ પડી.

યા પરવર! એક ભયંકાર—ભયાનક માણુસ સાથ એક હેબતનાક જીવ સટોસટ દગો તેણી ખેલતી હતી! આંધરી

જાણે કાંઇ હીપનોટીઝમની અસર તળે પોતે આવી ગઇ હોય તેમ તેણી ડઘાયલી– ફૂગલાયલી જેવી પોતાના બાપનું મ્હોંડું એકપા ટગરે ડોળા ફાડીને જોયા કરતી જઇ ગુપચુપ ઉઠી અને કબાટમાંથી પેલો અસલ ફોટોગ્રાફ કહાડી તેવણુના હાથમાં મેલ્યો.

(જુઓ સફો ૩૭૮ મો.)

બીત બનીને તેણી જોખમના ભંડારીયામાં ભુસ્કો મારતી હતી, પણ બે કદમ આંખ આગળ શું હતું—લખ્ખો રૂપીયા યા યારોડાની જેલ—ધન દોલતનો એશઆરામ કે ફોજદારી ગુનાહની નામોશી—તેબી તેણી જોઇ શકતી ન હતી.

——:o:——

## પ્રકરણ ૫૬ મું.

—:o:—

### 'આઈતાંપર કોઈતું' મારવાનો અખતરો કાંઈ ઘણો ફતેહમંદ ઉતર્યો નથી!

એ શું શાદી હતી કે બેહરામની બરબાદી? વાજતા ગાજતા ખુશીખુરમી ભર્યા લગનને બદલે પોતીકી ગરીબડી સુખ્યારી જીંદગીના એક વધન જેવું મીઠું બામજીને મનથી તો લાગ્યા કર્યું. બેહેરામ તાલુકદારનો ખંબાલા હીલપરનો બંગલો આ બનાવના ગમમાં જાણે તે દહાડે શોકાતુર જેવો બની રહયો હતો. પરણતાં જોડાં ઉપરાંત ભાગ્યે બીજાં છએક જણ હાજર હશે. ભીખાદારૂ, મેહેરવાનજી કાંગા, મીઠુનો એક અતલગનો ખેશી અને નાજુ—આ ચાર જણાની એક ગંજાવર મીજલસની રૂબરૂ મોબેદની એક જોડી આ બે જણાંને આશીરવાદ સારવાનું કામ કયારની શરૂ કરી ચુકી હતી.

બેહેરામ તાલુકદાર ગોયા પરણવા બેઠો ન હતો—તે તો ત્યાં જાણે પોતાની જન્મની ટેપ વીલે મ્હોંડે સાંભળતો એક લાકડાંની કાની ગોઠવાયલો હતો!

અફસોસ, અફસોસ! વરરાજા અને કન્યાનો અવતાર તો જુવો! બંનેનાં મ્હોં ઉપર ઉદાસી—નાસીપાસી—અફસોસીનો

અચુક ચીલ્લો એકેએક જણુ સાફ જોઇ શકતું હતું. બેહેરામના ભવાંપર એક એબ લગામણો ભયંકર પડછાયો ચીટકેલો હતો. તેણે એક વખતબી પોતાની જીંદગીની થનારી ભાગ્યણુ તરફ નજર વટીક હજી સુધી ફેંકી હતી નહીં. સવારે પોતાના બાપ સાથ મીઠુ આવી ત્યારથી હમણા તુલીક— આશીરવાદ સરાઇ રહયા તે ઘડી શુધી—તેણે પોતાની થનારી મોહોરદાર સાથ એક શબ્દબી અદલાબદલી કર્યો ન હતો. તેણે કોઇની બી સાથ વાત કરી હતી નહીં. તેના લેવાયલા, લુટાયલા, ખભરેલા, ખાધેલા ખાંઉકરડુ ચેહેરાપર ચહડેલી તોફાનની નીશાણુ જોતાં ખુદ મેરવાનજી કાંગા વટીક બીચકી જઇને મુગાજ ગગડી રહયા હતા.

અને મીઠી? બેહેરામની આવી વર્તણુકને લીધે તેણીનાં હરદયમાંથી બસ લોહીનાં ટીપાં ઝરફતાં હતાં. પણ દાંત પીસીને—હાથની મુઠીઓ મજબુત વાળી રાખીને—નમાવી રાખેલાં આંખનાં ટોપચાં સહીત તેણી સઘળો વખત એક સંગેમરમરનાં પુતલાંની માફક સ્થીર બેસી રહી હતી.

તોબાહ! આ દલદર દેખાવ ઉપર મારે વધારે થોભવું નથી.

* * * * *

એણીમેર આશીરવાદની ક્રીયા પુરી થતાંજ બેહેરામ કોઇને કહયા કાબ્યા વગર એક પીધેલા ખાધેલા આદમીની માફક પોતાના ઓરડામાં ઝપાટામાં જતો રહયો. મેહેરવાનજી કાંગાએ બીચારા ખાસ્યાણુા જેવા મુગા મુગા ત્યાંથી ખરતી લીધી. નાજુએ મીઠુને જઇને ખરી લાગણીથી કોટી કરી. પોતાની સઇનાં આવાં હવારકુટાનાં લગન જોઇ તેણીને બહુ

લાગી આવ્યું હતું-પણ કરે શું ? બેહેરામનો બુલડોગ સરખો થોભરો જોઇને નાજુ જેવીની લપલપતી લુલીબી થંભ થઇ ગઇ હતી. બેહેરામ ત્યાથી ચાલી જવા પછી મીઠુને કાંઇ વાત કરાવવાને તેણીએ કોશેસ કરી, પણ તુરતની લગન કરી ઉઠેલી તે વરરાણીની જીભ તો તેણીનાં ટાળવાં સાથ વળગીજ બેઠી હતી.

પાંચેક મીનીટ વધુ તેણીની આગળ બેસીને કાંઇ બોલાવવાની વ્યર્થ કોશેશ કરવા પછી આખરે થાકીને નાજુએબી ત્યાંથી રૂખશદ લીધી. બેઉ મોબેદો કયારનાં લગનની સરટીફીકેટ ઉપર સહી વગેરે કરાવીને ચાલી ગયલા હતા. માત્ર દીવાનખાનાની બારી આગળ ભીખાજી બામજી અને તેવણનો સગો ઉભા રહીને દલગીર ચેહેરે ધુસધુસ કરતા હતા. હોલમાં ખુણામાં એક મોટા સોફા ઉપર ખુણામાં ઢગલો થઇને એકલાં —તદન એકલાં—બેઠેલાં મીસીસ મીઠીંબાઇ બેહેરામજી તાલુકદાર ગાલને એક હાથનો થેભો દઇ ઉછલાતી છાતી સાથ નવધાર આંસુઓ ખેરવતાં હતાં !

વાંચનાર. તુંને કંઇ વીચાર આવે છે ? મીઠીની છાતીમાં હમણાં શું થતું હતું તેનો કાંઇ તને ખ્યાલ ઉપજે છે ? કયાંથી ઉપજે ?—અરે કયાંથી ઉપજે ?

લગભગ બીજી સાત આઠ મીનીટ આમ ગબડી ગઇ હશે. અંતે એક ફીરંગી બટલરે અંદરથી આવીને ભીખાદારૂ બામજીને જણાવ્યું કે 'શેઠ કેહેવાડે છે કે હવે તમો બે જણાંનું અહીંયાં કંઇ કામ નથી, વાસ્તે ચાલી જવું.' અલબત આ ફરમાન મળવા પછી વધારે વાર થોબવાની ભીખાજીને કાંઇ જરૂરબી હતી નહીં. મીઠી આગળ જઇ તેવણે તેણીના કાનપર પડી

થોડો વાર સુધી કાંઇ કહયું અને પછી ગુપચુપ પોતાના બેશીની સાથે ત્યાંથી ચાલી ગયા.

ઓરડામાં મીઠી એકલી પડી ગઇ. એકલી ! આહા ! દશ અગીઆર લાખની માલેકણુ પોતાનાજ બંગલાનાં દીવાનખાનામાં ધાસ્તીથી ફાટી જતાં મગજ સાથ ત્યાં એકલી બેઠેલી હતી!

હજી તો આફતનો એક શ્વાસ પોતે ખેંચી શકે તે અગાઉ પેલોજ બટલર એક ધગધગતી સગડી ત્યાં ઉંચકી લાવ્યો અને ડરોઇંગ રૂમનાં ખુણામાં મેલેલી ટીપાઇ ઉપર તે ગોઠવી આતશ ફુંકીને બળતું કરયું. બીજી પળે બહુંજ ધીમે કદમે પોતાના બેઉ હાથ ઇંગ્રેજી ટુકા ડગલાનાં ખીસામાં ખોસી નીચી ડોક સાથ બેહેરામ તાલુકદાર ત્યાં ચાલી આવ્યો અને મીઠુની સામે ઉભો.

પુશકળ ગંભીરાઇથી થોડોવાર ચુંચી આંખ્યો સાથ પોતાની નવી ધણીયાણીનું રડમેશ મ્હોં ગમ ધારી ધારીને જોયા પછી સંજોગનો ભોગ થઇ પડેલા આ લક્ષાધીપતીએ પહેલી વાત છેડી.—

"મીઠી, મારૂં નખ્ખોદ વારીને હવે તું ધરઇ હોશે—કે હજુર કંઇ બીજી શરત કરવી છે?"

મીઠુએ કાંઇ ઉત્તર વાળ્યો નહીં. પાપણો ઉંચકીને પોતાના જોર જુલમથી બનાવેલા આ ભરથાર ગમ જોવાની હીંમતજ ચાલી નહીં. હજુર તો એજ બેહેરામની સાથ તેણીને બીજો કેવો જાલમ દગો રમવાનો બાકી હતો, તેના ખ્યાલથી પોતાની નસેનસમાં ધ્રુજતી જઇ તેણી પોતાનાં મ્હોંડાંપર રૂમાલ દાબી રાખીને ચુપજ બેઠી.

"તેં મારૂં કાટલું કાહરી નાખ્યુંછ, મીઠી? પણ હવે હું

એક બની ગયલા બનાવપર વગર અર્થનો રડાકુટો કરવા માગતો નથી. મારૂં દીલ તુટી ગીયુંછ—અને જો તું તારી શરત પરમાણે ચાલીને મને પેલું વીલ હમણા આપતી હોય, તો એ કંગાળ કાગજીયાંનો નીકાળ કરીને હું અહીં મુંબઇથી થોરા દહારા કેઠે નીકરી જવા માગુંછ. બોલ—હવે ખોદાયને ખાતર બોલ—મારી ધીરજનોબી અંત આવવા માડયોછ—એમ ગુંગજ જેવી બેસી રેહેછ તાહરે માહરૂં પુરૂં ઉભઇ આવેછ!"

"શું હું બોલું?"

"કંઇબી બોલ! એમ ધરણના થાંભલાની કાની બેસી ના રેહ—મારો મીજાજ એક વખત હાથથી જશે, તો કામ તદન બગરી જશે."

મીઠુ હવે ધીમેથી ઉઠીને ઉભી થઇ. તેણીનાં મુખમાંથી એક સરદ હાય નીકલી પડી.

"બેહેરામ—બેલ! આપરે હવે મારામારી કરીને શું કરવાના ઉતાં! લે, હું હવે મારી કબુલાત મુજબ આય બલું વીલ મારી સાથ લઇ આવીછ—એનું હવે ગમે તે કર."

આમ બોલી તેણીએ પોતાના હાથમાં પકડી રાખેલું એક નાનું બંડળ સાડીની સોડમાંથી બાહેર કહાડયું. ઠરઠર ધ્રુજતા આંગળાંઓ વડે તેણીએ રૂમાલ છોડયો અને પાર્ચમેંટ પર લખેલો એક રોલ કીધેલો દસ્તાવેજ બેહેરામના હાથમાં મેલ્યો.

બેહેરામે તે કમબખ્ત કાગજ લીધું. દાંતો પીસીને તેણે તે ધીરેથી ઉઘાડયું અને ઉપરથી તળે સુધી ધ્યાનથી સઘળું ચીપીચીપીને વાંચવા માંડયું.

મીઠી આ શઘળો વખત જોરમાં જીભ કરડેલી રાખીને

બેસી જતી છાતી સાથ તેના ચેહેરાપરના ફેરફારો તપાસતી એક બાજુએ ઉભીજ રહી.

બેહેરામ તાલુકદારે લીટીએ લીટી વાંચી. જાણે કેટલાક વાકયો પોતે પાછા યાદ કરતો હોય તેમ કેટલેક ઠેકાણે તો તેની આંખ્યો પાછી ને પાછી ઠરી રહેવા લાગી. આખરે જ્યારે તે વીલની નીચે મેલેલી સઘળી સહીઓપર આવ્યો, ત્યારે તેના ભરાવદાર મુછવાલા હોઠોપર તીરસ્કારનું હસવું પ્રગટી નીકળ્યું.

મીઠુ ગમ એક ઝાંખી નજરથી ફેંકવા વગર તે આસ્તેથી ચાલીને ધક ધક બળતી પેલી સગડી આગળ ગયો અને હાથમાંનું રોલ તેના અંગારમાં સંભાળથી ગોઠવ્યું. એક કાબેલ સોની જાણે કાંઇ સોનાનો કટકો આતસની ઉપર ગાળી નાખતાં જેટલી કાળજી બતાવે તે ઠાણે વધારે દરકારથી બેહેરામે તે ટુકડાને આતશમાં ભશમ કરવા માંડવો. કાંગજની તે બીંદરી પોણી જળીને રાખ થઇ કે એક ચીપીયા વડે બાકીનો વગર બળેલો ભાગ તેણે પકડી રાખ્યા છેક છેડા સુધી ધીરજ સાથ સળગાવી નાખ્યો.

આહ ! અંતે દશ લાખની દોલતનો ફડચો કરનારૂં એક નખ્ખોદયું સાધાન નીસ્તીમા પાર થઇ ચુકેલું હતું !! બેહેરામે ખાલી ચીપીયો બાજુએ મેળતા એક ખુલ્લે ખુલ્લો સંભળાય તેવો છુટકારાનો નીસાસો ખેંચ્યો.

અરે ! મીઠીએ તે બરાબર સાંભળ્યો. તેણીએ કેવું ઇચ્છયું કે સંતોશના આશ્વાશનો તેણી તે ધરીએ પોતેબી પડધા કરી શકે ! બેહેરામે બાળી નાખેલું કાગજયું માત્ર ભીખાજી બામજીએ કરેલું નકલી વીલ હતું—અસલી ખરૂં વીલ તો હજી

જીવપર તલવારની કાની ટીંગાઇ રહેલું ખુદા જાણે કયા જોખમ ભર્યા હાથોમાં મોજુદ હતું—એ ગમખાર જુલમગાર માહીતગારી તેણીના જીગરના દરેક જુસ્સાઓને હંડીમાં અકડાવી નાખવાને પુરતી હતી.

એએક મીનીટ બંને જણા મુગાં મંતર પોતાના વીચારમાં સામસામે બેસી રહયાં. વરરાજા તો કંઇબી વાત કરવાની નીશાની દેખાડતાજ ન હતા. અંતે મીઠુથી વધારે વાર ખામોશ રેહવાયું નહીં.

"બેહેરામ, તું મુંબઇની બાહેર જવા માગેછ, તે કાંહ જવાનો છે?"

"ઝાહાંનમની ખારમાં? અહીં બસ મને કડવા આવેછ!"

મીઠુએ લોહીનો એક ગોટ ગળ્યો. તેણીનો પોતાનો ધણી બસ ખાઇ પીને તેણીને હડધુતજ કરવા બેઠો હતો. બેહેરામના એકેએક શબ્દમાં—તેના દરેક આવભાવમાં—અપમાન, તોછડાઇ, તુચ્છકાર, કીનાનો ખાસ અભ્યાસ કરેલો, જાણી જોઇને અખત્યાર કરેલો ભાસ હતો.

"પણ આપરે કાહરે જઇશું તે તો જરાક કેહ."

"આપરે! આપરે કોણ? હું એખલોજ જવાનો છેઉ."

"તું એખલોજ જવાનો છે!"

"હા!"

"એટલે? તેનો શું અરથ?"

"અરથ એજ કે હું હવે તમુને તમારી બધી હુશીયારીનું પરીણામ દેખાડવા માગુંછ!"

મીઠુની આખ્યોમાં ચીકાર પાણી ભરાઇ આવ્યાં હતાં. તેણીને ગળે એક એવો જુક ખુટી બેઠો કે એકાદ મીનીટ તો

જાણે દમબી લેવાઇ શકાયો નહીં. એક છોકરી તે ક્યાં સુધી ખમી શકે ? બેઉ આંખ્યોપર રૂમાલ દાબીને તેણીએ આખરે પોતાની સહનશીળતા—દ્રઢતા છોડી દીધી, અને ડીબો તાણીને ધસાંધસ રડવા પડી ગઇ. ખુરસીમાં મજેહથી અઢેલાઇ પડીને ઘણુા સ્થીર, ગંભીર ચેહેરા સાથ જરાબી હીલ્યા ચાલ્યા વગર બેહેરામ તાલુકદાર પોતાની આ પ્રાણપ્રીયાને કળવાઇને રડતાં જોતો બેસીજ રહયો.

ચાર પાંચેક મીનીટ ખુબ તરેહથી પોતાનું દીલ ખાલી કરી રહેવા પછી મીઠુએ પોતાની આંખ્યો નુછી નાખી. તેણી હવે જરા શાંત બની હતી.

"બેહેરામ ? તું મને મારીજ નાખવા બેઠોછ ! હું એ કાંહ સુધી ખમશ ?"

બેહરામ તુચ્છકારથી મુછમાં હસી ઉઠીને ઉભો થયો——

"ખમશો નહીં તો જશો કાંહ, મીઠીબઇ ?" તેણે ઘણુંજ આસ્તેથી કહયું. "એ ચીજ તમે બે આંખો ખોલ્લી રાખીને બે કાનોએ બરાબર સાંભળીને તમારે પોતાને હાથે પસંદ કીધીછ. મારાં ધણીયાંણી તરીકે ઓળખાવાનો હક તમે દશ લાખનાં એક વીલ મારફતે વેચાતો લીધોછ; અને તે તમારો અભખરો પુરો થયો કે પછી તમારા હાથનું કીધેલું તમે નહીં ભોગવો તો બીજું કોણ ભોગવે ? તમે તમારી બાજી રમી રહયાં—હવે જરા હું મારો દાવ દેખારૂંછ. હું આજે તણ વાગાની ત્રેનમાં બહારગામ જાઉંછ—હું તમુને મારી સાથ લઇ જવા માગતો નથી. ગામમાં મોટી સ્કેનડલ નહીં થાય તેને સારૂ હું તમુને હમણા ને હમણાજ પાછાં તમારા બાવાને ઘેર મોકલી દેવા ઇચ્છતો નથી. મીસીસ બેહેરામજી તાલુકદાર તરીકે

તમે આય બંગલામાં હાલ તરત તો રેહેજો. અહીં તમારા બાવાને કે કોઇબી બીજા રેંજીપેંજી સગાંઓને—કોઇનેબી અહીં લાવીને ભરવાની હું તમુને સાફ મનાઇ કરૂંછ. તમારા ઘેર ખરચને વાસ્તે હું ઘટતો ચેક બે મહીના બાહાર જાઉંછ તેટલાં મોકલી આપશ. અહીં તમારી આગળ તમારી એક આયા ને મારો આય બટલર રેહેશે. જાવો હવે તમારો જુદો પ્રાઇવેટ રૂમ તઇયાર કરેલો છે!"

આમ કહી અત્યંત ખોફ અને મીજાજ સાથ બેહેરામ તાલુકદાર પોતાની નવી પરણેલી બાયડીની ઉપર પીઠ મરડીને ત્યાંથી પોતાના ઓરડામાં ગયો.

ડરોઇંગ રૂમનો ઉંબર ઓળંગીને જેવો તે નજરથી દુર થયો કે જીગર તુટી જાય એવી એક બુમ સાથ મીઠુ ધરર દેતી કે સોફાપર ઉંધે મસ્તક બેભાન તુટી પડી.



## પ્રકરણ ૪૭ મું.

—:०:—

### ધાઓ, ધાઓ ઔર કરમમેં હોવે સો ખાઓ!

"ઓવાય મરેરે—આય કાંહ દુઃખ! પણ જરા ચાહે તો પી, ફકીર. દુશમેન એમ છેક સુનો સાવજ જેવો શું થઇ ગીયો જો!"

ફકીરા ગાર્ડે પોતાની સવારની ચાના ઠંડા પડી જતાં પ્યાલાં ગમ એક નજર નાંખી અને પછી ડાચું મચકાવી વરંડાની સોફા ઉપર લાંબો થઇને પડયો.

"નાજુ, આજે ત્રણ ત્રણ રાત થઇ મને એક કતરો ઉંઘ નથી આવતી—તારા સમ !"

નાજુએ પોતાના હાથમાંનાં "જામે જમશેદ"માંથી ડોકું બાહેર કાહાડી પોતાના ભાઇની ગમ ચીંતાતુર આંખ્યોએ થોડો વાર જોયું.

"જા બા, ભઇ ! તું તારી તબીયત બગારશે, જો ! બલા જાણે—ગેઇ કાલે રાતે બી કંઇ બરાબર ખાધું નહીં ! મરે, મારાં કાંહ ભોગ લાગા કે તુંને એ વીલ દેખારયું !"

"ગેઇ આખી રાત કંઇ દશેક લાખ વીચારો આવ્યા કીધા હોશે, નાજાં. ઘણીબી ઉંઘાવાની વેતરણ કીધી—પણ નહીં ! દીકરી, આપરા હાથમાં કીમીયું આયુંછ—કીમીયું ! આહા ! જો બરાબર ખણી હોય તો હીરાની ખાણ છે: પણ સત્યાનાશ જાય કંઇ સુઝ પડતું નહીં, કે તાગરો બધો કેમ બેસારવો."

નાજુએ અધીરાઇથી મ્હોં કુમળાવી હાથનો છણકો કર્યો.

"રોગ જાણે ! આજે ચાર ચાર દહાડા થયા મુવું એનું એ પીંજન સાંભરતાં હું તો કંટાલી ગેઇ ! તારી પાસ કંઇ બીજી વાત છે કે નહીં, ફકીર ? હવે જે થવાનું હોશે તે થઇ રેહેશે ! તારી સાથે મુઇ હુંબી અરધી મેટ જેવી બની ગેઇછ !"

ફકીરો ધીમેથી હસવા પડયો.

"હે હે ! હું ઇચ્છુંછ કે તું આખી મેટ હમણા થઇ જાય. તું એવી ભાંગરાવાટુ છે કે જરૂર આય વીલની વાત કોઇનીબી આગળ કર્યા વગર રેહેવાની નથી. તમે લોક બઇરાંઓની જીભલી બરે !—તેમાં ખાસ કરીને, તારાં પેટમાં તો કંઇજ રહેતું નથી !"

નાજાંમાયને આવી સર્ટીફીકેટ કાંઇ ઘણી ભાવી નહીં. મેમસાબ અસલથી જરા મીજાજનાં તીખ્ખાંજ હતાં—એટલે હવે લમરીક ખભરી પડયાં—

"જા—જા, હું કોણુને કેહવા જવાની ઉતી? તુંને આય સુધ્ધાં પચ્ચીસેક વખત તો કેહયું કે હું એક બોલબી કોઇની આગલ કેહેવશ નહીં. કાંય અમથો એકનું એક મારૂં માથું ખાયા કરેછ?"

ફકીરો સોફાપર અતરંગ બેસીને પોતાની દાઢી પસવારવા લાગ્યો. ફકત એક રાતના અરસામાંજ તેનું મ્હોંડું કાંઇક ઉતરી ગયલું હતું, અને કપાળપર ઉંડા અંદેસાની કરચલીઓ વળી હતી.

"શું કરૂં!" તે પોતાનાં મન સાથ ગોફતેગો કરતો હોય તેમ બોલ્યો. "ફરદુન પ્રીંટરનો કોઇ મુવો જીવતો સગોબી અહીં કેડે બરેલો છે કે નહી તેબી હું જાણુતો નથી. પેલા મેહેરવાનજી કાંગાની આગળ જાઉં તો તે ધાંખરો મને પાંચ લાખ રૂપ્યાબી પુછવાનો નથી. શું કરૂં—ફરદુનને જાપાન કાગજ લખું?-તાર કરૂં? પણ તેથી મારૂં શું વળશે? આય નાપાક બેહરામને કાને એ વાત નાખુંબી કેવી રીતે? નાજુ દીકરા, જો હાથમાં કંઇ થોરા દાહરાબી હોતે કેની તો પેલી અંધ્યારડી મીઠુ બામજીને બદલે તુંનેજ એ બેહેરામને ગળે ઓરવી દેતે."

નાજુ ખરે મને હસી પડી.

"હવે બસ કર! ઘેલાં ના કહાર, ભઇ. ગેઇ કાલનાં એ લોકો તો પરણીને વગે સગેબી થઇ ગીયાં."

"હા, બધી રીતે મારા હાથ ઘણા બરી ગીયાછ," ફકીરાએ વીલીલે મ્હોડે ઉમેયું. "બીચારી પેલી અંધીયારડી મીઠુ

હજુર મનમાં એમજ રોજા બોલની હોશે કે ફુઇનું વીલ કબાટમાં ઠાવું પરેલું છે. જે દાહારે બેહેરામે માંગ્યું બાંગ્યું તે દાહારે બીચારીને વાસ્તે મોટી આપદા છે! બેહેરામે તે માંગ્યું હોશે કે નહીં?—મને ઘણી ચટપટ થાયછ! માંગેલું હોવુંજ જોઇયે. બાઇ જોવ! વીલ ગેપ થયલું જાણીને બેઉ જણ ફાટી ગીયાં હોશે! કોણ જાણે કેમ ધર્થીકંપ થયો હોશે? બેહરામ તો ગોલામનો ખાધો ખુનજ કરવા નીકળ્યો હોશે! ગમે તે હોય, પણ હમણાજ તાતેશ્વાએ એની આગળ જવામાં ફાયદો નથી. આઇ સે નાજુ, મને ખરૂં કેહની, તેં એ લોકની કોઇનીબી આગળ હું અહીં આયોછ તે વીશે વાત કીધીછ કે? ખરૂં કેહની?"

"અરે વાય—નહીં રે નહીં! કેટલી વખત કેહું કે એક બોલબી તારે વાસ્તે મેં હજુર કોઇને કેહયો નથી. તેં મને ખટીખટીને ના કેહયું, પછી હું કેમ——ઓ માય—— એ આય શું!——"

એક ઓચીંતી નાની બુમ મારી નાજુ બોલતાં બોલતાં અચકી ગઇ અને પોતાના કાળા ભમ્મર ડોળાઓ ઉઘાડી "જામે જમશેદ" માંનો કાંઇ ચોકસ ફકરો વાંચવા લાગી.

"શું છે—વરી શું થયું?"

"અરે આય "જામે"માં તાર છપાયોછ, તે જોયો કે?" નાજુ અકળાઇને પોકારી ઉઠી, "ફકીર, જો—જો! કેહજે એક આખી સ્ટીમર હાંગકાંગ જતાં તોફાનમાં સપરઇ ગેઇ—ને ભર દરીયે ભાંગીને ભુકો થઇ ગેઇ—ને બધા જણા ડુબી ગીયા! અંદર લખેછ કે ઉતારૂઓમાં મી૦ ફરદુનજી પ્રીંટર નામના

ફકીરા ગાડને એક વીછુંએ ડંખ્યો હોય તેમ ઝપ કરતો કે તે ઉછળીને ઉઠયો અને એક તડાકે નાજુના હાથમાંનું “જામે” ઝુંટવી લીધું. ડોળા ફાડી તેણે તે ન્યુસપેપર માંહેલો નીચલો ફકરો મોટેથી વાંચવા માંડયો:—

(જુવો સફા ૪૫૧ મો.)

એક જવાન પારસી ગ્રહસ્થઅી ઉતા. અરર ! એ તો પેલો બીચારો ફરદુન પ્રીંટર—"

"હેં ?"

ફકીરા ગાડને એક વીછુંએ ડંખ્યો હોય તેમ ઝપ કરતો કે તે ઉછળીને ઉઠયો અને એક તડાકે નાજુના હાથમાંનું "જામે" ઝુંટવી લીધું. ડોળા ફાડી તેણે તે ન્યુસ પેપર માહેલો નીચલો ફકરો મોટેથી વાંચવા માંડયોઃ—

## ભર દરીયે ભયંકર હોનારત.

### ૪૦૦ ઉતારૂઓનું ડુબી મરવું.

### ભયંકાર તાઈફુનમાં સપડાઇ ગયલી મુંબઈની એક સ્ટીમર—"કુલગારડી."

### હાંગકાંગ આગળ ભરદયે ખરાબા સાથ અથડીને ભાંગી જવાની મળેલી ખબર.

### એક જવાન કમનસીબ પારસી ગ્રહસ્થનો અકાલ અંત.

આજે હાંગકાંગથી ફરી વળેલા એક સતાવાર તારના સંદેશા પરથી જણાય છે કે મુંબઇથી થોડા દીવસ ઉપર હપડેલી એક સ્ટીમર નામે "કુલગાર્ડી" હાંગકાંગ નજદીક તાઈફુનના જબરદસ્ત વંટોલીયામાં સપડાઇ જવાથી ખરાબા અથડીને સઘળા ઉતારૂઓ સાથ ડુબી જવા પામી છે સ્ટીમર ઉપર લગભગ ૪૦૦ આસામીઓ ખલાસીઓ સુધાં હતાં, જે માંહેલું એકબી જણ બચવા પામેલું હોય એમ ધારવામા આવતું નથી. ઉતારૂઓમાંથી કોઇનેબી બચાવવાને સ્ટીમરના કેપટને તેમજ ખલાસીઓએ ઘણી બાહાદુરીથી જીવતોડ કોશેશો કરેલી જણાય છે, પણ ભયંકર તોફાનના જોર સામે કમનસીબે

એકેએક કીમતી જીવ લાઈલાજ થઈ પડયો હતો, અને તમામ સ્ટીમર સુધ્ધાં દર્યાની તળેટીએ ડુબી જવા પામ્યો છે

આ ખબરના સંબંધમાં વધુ જણાવતાં ખેદ ઉપજે છે કે સ્ટીમર ઉપર બીજા પેસેનજરો વચ્ચે એક કમનસીબ પારસી જવાન નામે મી૦ ફરદુનજી પ્રીંટર પણ હતા જે જવાન પણ રાંક ગ્રહસ્થ ચોકસ કમનસીબ સંજોગો વચ્ચે મુંબઈ સદાનું છોડીને બીજે દેશ પોતાનું ખેડી ખાવા ચાલી જતા હતા. પણ તેવણનાં કીસમતે તેટલુંબી કરવા નહીં દઈ તેવણની જીંદગીનો આવી રીતે અકાળ અંત આણ્યો છે.

ફકીરા ગાર્ડના હાથમાંથી ન્યુસપેપર છુટી જઇને જમીન પર ઉડી પડયું, અને ધરર દેતો કે તે સોફાપર પટકાઇ બેઠો.

"નાજુ, થઇ ચુંકું!" તે ઘાડા ખોખરા અવાજે બોલ્યો. "આય ફરદુન મરી ગીયો—હવે બેહેરામ આય વીલ ફીલની ભલ ફકર કરવાનો છે. નખ્ખોદ! નાજુ આપરૂંબી નસીબ એક ડગલું આગળ ને આગલજ છે!"

નાજુએ જમીનપર પડેલું 'જામે' ઉંચકીને પેલા સના-નના સમાચાર ધ્યાંનથી પાછા વાંચ્યા. એક સ્ત્રી પોતે ગમે તેવી અભાગણી હશે—પણ તેણીનું કોમળ હૈયું આવી જાતની જબુન જફા આગળ દગદગ્યા વીના રહેવાનું નથી. નાજુનો જીવ બીચારા હીણભાગ્ય ફરદુનને માટે ખરેખર અંદરખાનેથી બળી ગયો.

"અરરર—બીચારો!" તેણી ખરાં જીગરથી કદર ખાઇને બોલી, "બીચારો અંતે એમજ ઠાગ લાગો! કેથો પેહેલેથીજ

નસીબ એવું પુંજીને આવેલો—કે ધર્થીએ કેથે યારી આપી નહીં. બચગીમાં માય બાપ મરી ગીયાં ને ઓસીયારો થઇને પારકાંની દયાપર મોટો થયો. પછી જ્યારે પૈસા મલીયા તાહરે મુવું રહયું સહયું વીલ ખોબઇ ગીયું——ને તે હરવાયું ચીથરૂં પાછું મલ્યુંછ તાહરે તોફાનમાં ડુબી ગીયો. હરવાયો મારા જેવો નસીબનો લીલો નીકલ્યો! મરેરે—મને એવું——"

"તું એને ઓરખતીતી કે?"

"અરે હારે વાય! એ તન વખત એને બરાબર જોયલો. જાણે આબેહુબ તારી સીકલ, ફકીર! જો દાહરી પેહેરે કેની તો નરો જાણે આબાદ——કેમ? શું છે?—કાંહ જાયછ ફકીર? મરે, એમ શું કરેછ, જો! બોલની——"

એ ફકીરા ગાર્ડને ખરેખર શું થઇ આવ્યું હતું? તેનો ચેહેરો અચબુચ ઉજલો સપ મારી જઇ બંને હોઠ તદન સફેદ થઇ ગયા હતા. તે સોફા પરથી લડડતે પગે ઉઠવા ગયો—પણ તુરત એક ઉંડો શ્વાસ ખેંચીને પાછો ત્યાં ફસડાઇ પડયો—

"નાજુ-નાંજુ! મને તાહરનુ લખલખું ચહરી આયુંછ! મારૂં—મારૂં—માથું ધુમેછ! મને જરા બ્રાંડી આપ——અરે, જરા ઉભી રેહ! ઉભી રેહ!—તેં શું કહયું? ફરદુન પ્રીંટર તદન આબેહુબ——કંઇ નહીં. કંઇ નહીં! બસ જા? મને ઠંડી ચહરેછ—દોડ, એક ઓઃઢવાનું બંદુસ લઇ આવ—".

——:o:——

## પ્રકરણ ૪૮ મું.

——:o:——

## "છઠીના લેખ!"—એટલે શું?

મીઠીબાઇ તાલુકદાર એક ધનના ઢગલા પર નહીં પરંતુ

એક જ્વાલામુખીના ટાપ ઉપર ચહડીને બેઠાં હતાં. અરે બળ્યા તે અવર દહાડાઓ! દર કલાકે અને દર મીનીટે હાય સોસારા અને ધડક ધુજારામાં રહેતાં એ છોકરીની આંખ્યોમાં ખાડા પડી આવી મ્હોં ઉપરનો રંગ ભંગ બધો ઉડી ગયો હતો. કોઇબી પળે પેલું આલીફુઇનું ખરૂં વીલ એક મોટા ડુંગરાની પેઠે માથાં પર તુડી પડીને તેણીને કચડી નાખવાને માટે હજી કેઠે બેમાલુમ હસ્તી ભોગવતું હતું, તે યાદ આવતાંજ તેણીનું શેર શેર લોહી સુકાતું હતું અને ઉંઘ ભુખ નાસી જતાં હતાં.

પરણેલી જીંદગીનું પહેલું પખવાડયું અકારૂં ઝેર પસાર થયું. બેહેરામ તેણીને તરછોડીને કોણ જાણે કયાં જતો રહયો તેનેબી આજે લગભગ વીસ દહાડા થવા આવ્યા, અને નામને ખાતર જરા કાગજની કાપલીબી તેની તરફથી મળે નહીં! એવાં પરણવાં પર લ્યાનત! એવાં પરણનારાંપર લ્યાનત! એમ પરણાવનારાંઓ પર દસ હઝાર લ્યાનત પડજો!

જરાક બારણું ખડખડે-સહેજ જેટલી બારી અફળાય કે મીઠી તાલુકદારનું ખાધેલું પીધેલું ઉડી જતું. 'ઓ-ઓ!' કરતાં હવે તેણી પવનનો સુસવાટો સાંભળતાં ચોંકતી, કોઇ કોઇ ઘરનાં માણુસને પોલીસનો છુપો ડીટેકટીવ સમજતી! દર મીનીટે બેહેરામ પાછો આવીને બસ જીવથી મારીજ નાખશે તેની ધાસ્તી ધસકે બીચારી ખચીત અધમુઇ જેવી બની ગઇ હતી.

પણુ વીસેક દહાડા થઇ ગયા અને કાંઇબી મોહકાણુનો સંસારો હજી સંભળાયો ન હતો. એ શું—થયું શું હતું? જો અસલ વીલ મીઠુ પાસેથી કોઇ જાણી બુજીને ચોરી ગયોજ

હોય, તો હજી સુધી બેસી શા માટે રહયો હશે? બાપડી મીઠીનું નાનકડું ભેજુંબી વધુવાર કામ કરવાને હવે ના પાડતું હતું. તેથી રાત દીવસના ધુજારામાં રહેતાં જીવથી એવી કંટાળી ગઇ હતી કે કોઇ કોઇ વખત તો ખરે મને ઇચ્છતી કે હવે જે ગમે તે થઇ જઇને એક વખત બધો નીકાળ આવી જાય તો સારૂં. પણ નીકાળ આવવાની કંઇબી નીશાનીજ દેખાતી ન હતી -બેહેરામ પાછો કયારે આવશે તેબી જણાતું ન હતું. ઘેરના માણસો વટીક કાને હાથ દેતાં હતાં કે તેઓને કશું કંઇબી ખબર નથી. આહ! બીજા ત્રણ ચાર મહીના જો એમજ નીકળી જાય તો પછી શું ધારવું? એજ કે પેલું વીલ મીઠીનેજ હાથ કેથે ગેરવજે પડી જઇ યા ખોવાઇ જઇ સલામત કેથે અંધારાં ખુણામાં કોઇની જાણમાં આવ્યા વગર પાર થઇ ગયલું હોવું જોઇયે. એમ જો થાય તો બળા ગઇ! પણ એમ નહીં થાય તો? અરેરે! મીઠીની હાલત સાચ્ચે દયા ઉપજાવવાજોગ હતી. જો તે કમબખત ઓચયું રોશની જોવા પામ્યું તો બધી ધાડ મીઠીપર પોલીસવાલાઓ લાવી શકે ખરા? અને એકબારગી કાયદાની ચુંગાલમાંથી પોતે છટકી તોયે બેહેરામ તેણીને કેમ જતી મેળવાનો હતો?

મીઠુમાં હવે ધુજવાનુંબી ચેત રહયું હતું નહીં. નાજુ વચમાં બે ચાર વાર તેણીને મળી ગઇ હતી અને પોતાની સહીને દહાડે દહાડે ખવાઇ જતી અને ગળાતી જોઇ ચટપટ પટપટ કરીને ખરે દીલે બળાપો કરતી ગઇ હતી. મીઠીની મોટી અફસોસીમાં જે ચીજ તેણીને છુપો ડંખ દેતી તે બીચારા ફરદુન પ્રીંટરના કવખતનાં મોતનો વીચાર હતો. મીઠુનું અંતકરણ તેણીને પજવતું હતું કે જો આલીપુઇનું વીલ તે હીણભાગ્ય

હકદાર પાસથી તેણીએ લુટી લીધું નહીં હતે, તો તે જાપાન જતેઓ નહીં અને આજે પોતાની ફ્રેનીનાં સુખમાં ધન દોલતે અમન ચમન કરતો જીવતો હતે. પણ મીઠુએ તેનું ખુન કીધું! આહ! મીઠુના જીવપર ફ્રરદુનના લોહીનો ડાઘ હવે કાયમનો વળગેલો હતો. કદાચ ફ્રરદુનની હાય તેણીને હવે લાગની હોવી જોઇયે.

મુગી મુઝવણથી માણુસ હંમેશ કેમ હેરાન થાય છે તે વાંચનાર તને ખબર છે! મીઠુ તાલુકદારને અને ફ્રેની કાંગાને તેનો ભયાનક અનુભવ મળી ચુકયો હતો.

ફ્રેની–ફ્રેની! ગરીબ મુંગે મોહડેની ભલી છોડી! તેને કેવું લાગ્યું હશે! ફ્રરદુન પ્રીંટરના ડુબી જવાની ખબર સાંભળતાંજ ફ્રેની કાંગાને આ પૃથ્વીની દયાહીણ દગલબાજી માટે એક જાતનો કમકમાટ છુટયો. તેણીને લાગ્યું કે સાચવટ, ભલાઇ, નેકીને જો કેઠેઓ ખરો ન્યાય મળતોજ હોય તો તે આ જુઠ્ઠી, લબાડ જગતમાં તો નહીંજ હતો. ખાવાનું પીવાનું, હસવાનું, બોલવાનું ફ્રેની માટે અકારૂં થઇ પડતું હતું. જીંદગીની મોજ તેણીને હવે કડવી લાગતી હતી.

છઠ્ઠીના લેખથી પાયમાલ થયલા એક શુધ્ધા, સાચ્ચા, પ્રમાણીક માણુસની પુઠે લાગી કુદરતે કપટના જુલમી આવેશમાં તેને અંતે નાતરસ મોતનાં ડાચાંમાં ફેંકીજ દીધો! આહા, એ કેવી સીતમગાર સરજત! જે ધર્થીએ લાખ્ખો કરોડો શયતાનોને પંપાળી પટાવીને અમન ચમનમાં આશરો આપે તેજ ધર્થીએ ભલા, નીતીવાન, વફાદાર ફ્રરદુનને માત્ર બે વાર સમચોરસ જગ્યાબી આપવામાં બખીલાઇ બતલાવી! ઓ કીનાખોર ક્રૂર કીસમત! એ તેં શું કર્યું? ઓ જફાદાર જાલમ

જીંદગી! તારો ઇનસાફ કયાં ગયો? અરે આંધળા, અદેખા, **અક્કલહીણ નસીબ!** તારી ભયંકર ઠઠ્ઠા મશ્કરીની સીમાજ કયાં છે!

તુટીને બે કકડા થયલાં જીગરમાં લોહીનાં આંસુઓ ખેરવતી ફ્રેની પોતાનો છુપો ગમ એવો તો જબુન હૈયે ધરી બેઠી હતી કે દહાડે દહાડે આ એક પુરી દીકરીને સુકાતી જતી જોઇ મેહરવાનજી કાંગા બી ગભરાટમાં પડયા. ફ્રેનીને તેણીની મુગી માહેતમમાંથી સજાગૃત કરવીબી કેમ? મેહરવાનજી રોજ તેણીને પટાવતા સમજાવતા, ધમકાવતા—પણ નીરાશીના એક નીસાસા સીવાય ફ્રેની જરા કાંઇ બીજુ બોલતી બી નહીં હતી, કે જેથી ઘેરાઇ આવેલો જીવ સહેજ જેટલો બી ખુલી શકે. થોડા દીવસમાં ફ્રેનીના હાલહવાલ પડી ગયલા જોવા માટે એક દુરબીનની કશી જરૂર ન હતી. તેણીની આગલ બે ઘડી જરા મન વેરનારૂં વટીક કોઇ હતું નહીં. અને હોય તેબી શા ખપનું? ફ્રેનીના જીવમાં જીવ કયાં હતો કે મન મુકીને કોઇનીબી સાથે બરાબર વાત વગત કરે? પોતાના બાપથી તો ફ્રેની બનતાં સુધી આઘેજ નાહસ્તી; કારણ ફ્રરદુનના કમોતમાં મેહેરવાનજી બાવાનો મોટો હાથ હતો એમ તે છોકરી મોટા અફસોસ સાથ માનતી હતી. મેહરવાનજીએ કેકુ પર બી કાગળ લખી તેને જલદીથી પાછો ફરવા માટે તાકીદ કરી હતી—પણ તેટલાં—

તેટલાં ફ્રરદુન પ્રીંટરના નહીં ધારેલા બચાવની હકીકત 'જામે'માં આવી અને એક નાજુક ગુલાબ ઉદાસી નીરાશીના બોજા તળે કચડાઇ જતાં સેહેજમાં બચી ગયું.

પોતાનાં લગન પછી અઠાવીસમે દીવસે સહવારના નસોસ જીવ સાથ વરંડાપર બેઠી બેઠી મીઠુ તાલુકદાર 'જામે' વાંચતી હતી, તેવામાં એકાએક એક ચીસ તેણીનાં મ્હોંડાંમાંથી પોતીકી

મેળે નીકળી પડી. 'જામે જમશેદ' માં એક નવા સમાચારનો ફકરો વાંચતાં તેણી પહેલે તો અકળાઇજ ગઇ, પણ પછી ખરી પ્રમાણીક ખુશાલીને મારે તેણીનું મ્હોડું કેટલે દહાડે પાછું સહેજ હસતું થયું.

ન્યુસપેપરવાલાઓનો બી કાંઇ ઢંગ ધડો નથી. જુવો 'જામે' માં પ્રગટ થયલી નીચલી ખબર તમુને બી જાણવા-જોગ છે:—

## એક ખુલાસો.

### ડુબી ગયલી સ્ટીમર "કુલગારડી" માં ગયલા પારસી જવાનનો ચમત્કારીક બચાવ.

### મી૦ ફરદુનજી પ્રીંટર અને બે ખલાસીઓને ભર દરીયે ઉપાડી લીધા.

### ૪૦૦ ઉતારૂઓમાંથી ફકત આ ત્રણ જણાજ બચ્યા.

હાંગકાંગ નજદીક ભયંકાર તાઈફુનમાં સપડાયલી સ્ટીમર "કુલગારી"ને થયલી ભયભીત હોનારત વીશે અમે જે ખબર અગાઉ આપી ગયા છીએ તેના સંબંધમાં આજે અમને જે વધુ હકીકત મળી છે તે રજુ કર્યે છીએ એ સ્ટીમરપર સ્વાર થયેલા પારસી ઉતારૂ ગૃહસ્થ, મી૦ ફરદુનજી પ્રીંટર, જેવણના સંબંધમાં અમે જણાવ્યું હતું કે તેવણ પણ ડુબી ગયા છે. તેવણે પોતે ગઈ કાલે અમારી આફીસમાં બે ખલાસીઓની સાથે આવીને સતાવાર વીગતો આપી છે જે અમારાં વાંચનારાંઓને અતી વાંચવાજોગ થઈ પડશે.

મી૦ ફરદુનજી પીંટરના કહેવાપરથી જણાય છે કે હાંગકાંગથી થોડાક માઈલને છેટે "કુલગાડી" સ્ટીમર એક તઈફુનમાં સપડાઇ જતાં એકે એક જણે જીવવાની આશા છોડી દીધી હતી અને ચીસાચીસ–રડારોળ–કળાપીત–બુમાબુમ વચ્ચે કેપટન અને ખલાસીઓની બહાદુર જીવતેડ અછાડ પછાડ છતાં એ બારકસ એક ખરાબા સાથ જઇને અથડી પડ્યું અને મોટા ભયંકાર ધડાકા સાથ ફારચે ફારચાં થઈ ગયું. પછી શું બન્યું તેનું વર્ણન આપતાં મી૦ ફરદુનજી પીંટર પોતે ક્રમક્રમે છે. એ સઘળી બારીક વીગતો અમે અગાઉ પ્રગટ કરી ચુકયા છીયે. મી૦ ફરદુનજી પીંટર અને તેમની સાથ બચી ગયલા બે દેશી લાસકરો અથંગ તરનારા હોવાથી એક લાકડાનાં ઢીમડાંને ચીવટાઇથી વળગી રહયા અને લગભગ ચોપન કલાક સુધી ભુખા પ્યાસા ભરદરીયે તણાયા. જો એક બે કલાક વધુ રહેતે તો જરૂર ત્રણે જણા થાકથી અને ભુખથી તેમજ સરદીથી મરણ પામતે; પણ જ્યારે તેઓની આંખ આગળ સ્ટીમરનો એકેએક જીવડો પાણીની તળેટીએ જઈ બેઠો ત્યારે આ ત્રણ જણાને સારે નસીબે એક પસાર થતી ફ્રેંચ બોટ જોયા અને તદન બેસુધ મરણતોલ હાલતમાં તેઓને ઉપાડી લીધા. મી૦ ફરદુનજી પીંટર જાપાન જવાને બદલે બે દહાડા શેહેંગાહી ખાતે વીસામો લઈ પાધરા મુંબઈ ઉપડી આવ્યા છે. જેઓ એ પારસી જવાનની વીચીત્ર જીંદગીની કહાણી જાણે છે તેઓ તેમનો આવો અદભુત બચાવ થયલો સાંભળીને ખરાં દીલથી ખુશી થયા વગર રહેશે નહીં.

બાપડા ફરદુન પ્રીંટરનો આ હેવાલ વાંચી અભાગણી મીઠુ ખરે મને રાજી થઇ. પણ મીસીસ બેહરામજી તાલુકદાર ઉપરાંત બીજુંબી એક ગુમાઇ જતું નાનકડું હરદય 'જામે'ના તે શુભ સમાચારથી પાછુ તાજગી પામી તે પરવરના હઝારો હઝાર શુક્ર મુગે જીગરે અને આંસું ભરી આંખ્યોએ કરતું હતું.

વહાલો ફરદુન અંતે સલામત છે–અને પાછો મુંબઇ ફર્યો છે–એમ જાણતાંજ ફ્રેનીની છાતીમાંથી શું પસાર થઇ ગયું હશે તે વાંચનાર બરાબર સમજી શકશે. કેટલે વખતે તે છોકરીનું મ્હોં જરા પાછું હસ્તું થયું, અને તેણીની ઉજડ સીહા જીંદગીમાં પાછો કાંઇ સવાદ આવ્યો. અંદરખાનેની ઉભાતી ખુશાલી સાથ ફ્રેનીને એકવાર ફરીથી લાગ્યું કે તે કરીમ રહીમના ગુપ્ત ભેદો તેણી ધારતી હતી તેટલા બધા કાંઇ સખ્ત, કરડા, અને ધાતકી ન હતા. પણ આપણુને હાલ તુરત ફ્રેની સાથ કામ નથી.

* * * * *

દારજીલીંગની મનોરંજક ટેકડીની ઠંડક ઘોરતા બેહરામ તાલુકદારેબી અલબત 'જામે'માં ફરદુનની સ્ટીમરને નડેલી હોનારતની 'ન્યુસ' વાંચી હતી. પણ તેણે તેની ઝાઝી પરવા કરી નહીં. તે પોતાના દુઃખમાં મરી રહેલો હતો. પોતાને ગળે જીંદગી સુધીની ઓળવાયલી એક અળખામણી તોકના ચચડાટમાં તેનો પાજી અને દાઢાબળવો સ્વભાવ ઓરબી ખરાબ બની ગયલો હતો. ખુદ હવા સાથ વઢતો–માણસોને લાત મુક્કાથીજ સરપાવ દેતો–એકલો અટુલો કુંજરો બરીયલ સરખો–તે છેલ્લો મહીનો દહાડો થયો દારજીલીંગ ગગડી રહેલો હતો. જ્યારે તેણે ફરદુનનાં મરણ પામવાના સમાચાર જાણ્યા ત્યારે તે બાપડાની

દયા ખાવાને બદલે તેણે ફરદુનને, મીડીને, આલીપુછને અને તેમની સાત સાત પેઢીઓને ગાળબેળ દીધી! ફરદુન મરે કે જીવે તે અલબત હવે પેલું વીલ બાળી નાખવા પછી બેહરામને માટે સરખુંજ હતું. જો એ નાપાક દસ્તાવેજનો પોતે નીકાળ કહાડી નાખ્યો નહીં હતે તો ફરદુનનાં ગુજરવા પછી ફરદુનના બીજા દસ સગાઓ ફુટી નીકળીને તેને હબકાવ્યા નહીં કરતે તેની શું ગારંટી હતી? પણ તે વસીયતનામું તો આતશમાં ભકભક બળીને રાખ થઇ જઇ ચુકયું હતું—એટલે હવે ફરદુન જીવે કે જહાનમમાં જાય તેની બેહરામને ભલ કનવાર હતી.

પણ તે છતાં માણસાઇ ખવાસ ઓર છે. બેહરામે જ્યારે ફરદુનના જીવતા બચી જવાનો અને તેનાં પાછા મુબઇ ફરવા બાબેનો ફકરો 'જામે જમશેદ' માં ફરીથી જોયો ત્યારે પેલાં વીલ વીશે દીલમાં ગમે તેવી નેહ હોવા છતાં બેહરામજીબાને પુશકળ અકડવકડ થવા માંડી. અરે તારી! એક વખત કાસળ કેવી મજાની પતી ગઇ હતી—ને એ આ શું નવેસરનું ન્યુસન્સ? બેહરામે પોતાના ધખારા હસી કહાડવાને ઘણીબી તજવીજ કરી, પણ કમબખત ફરદુનનો મુછમાં હસતો ફતેહમંદ ચેહરો જાણે તેની આંખ આગળજ આવીને રમ્યા કરતો હતો. બેહરામ દારજીલીંગ એકલો પડી રહેતાંબી ધરાઇ ગયો હતો—એટલે આખરે કંટાલીને કોઇને જણાવ્યા વગર તે મુંબઇ ઉપડી આવ્યો.

નેકબખત બેહરામજી શેઠ મુંબઇ પાછા આવ્યા તેમાં એક બીજીબી મતલબ હતી. પોતાની નવી ધણીઆણીને બેહરામે જોઇયે તે કરતાં જરા વધારે તીરસ્કાર અને તોછડાઇથી હડધુત

કરી હતી. એક મહીનો થયો તેણીને એક લીટીબી તેણે લખી ન હતી. પણ–પણ તે વખતે સંજોગો જરા જુદા હતા. તે વેળા ફરદુન જાપાન કહરાયો હતો. મીઠી તે વેળા તેના સપાટામાં સાબુત હતી. તેણી છેડાઇને છેલ્લે પાટલે બેસ્વા માગેબી તોય શું કરી શકે? વીલ બેહરામે તેણીની પાસેથી લઇને બાળી નાખ્યું એ વાત તેણી ફરદુનને કયાં કહેવા જવાની હતી? પાછળથી જયારે ફરદુનનું કાટલુંજ નીકળી જવાની ખબર બેહરામને મળી ત્યારે તો ઓરબી તે આ પોઇંટ ઉપર નચીંત બન્યો–પણ હવે? હવે ફરદુન નખોદ ગયો પાછો હરડતો કરડતો મુંબઇ આવ્યો હતો. જો મીઠુનું માથું ફરી જાય ને તે રાન કંઇ જીવપર આવીને ભાંગરા વાટે તો——

નહીં બેહરામ બારે ગાંઠ પુરો હતો. તેણે હવે જોયું કે મીઠુને છેકજ ખુણે દાબવામાં ઝાઝી સલામતી હતી નહીં. મીઠીબાઇને તે કયાં ઓછો ઓળખતો હતો? વળી બેહરામના ખીજવાટનો પેહલો આંચકો હવે લગરીક દપટબી પડવા લાગ્યો હતો. દારજીલીંગમાં શાંત ઘડીઓ વચ્ચે જરા ધીરજથી વીચાર કરતાં તેને લાગ્યુ કે મીઠીએ જે કર્યું તેમાં તેણીનો તે ધારતો હતો એટલો બધો જબુન કસુર ન હતો. તેણી જે બાજી રમી તે બેહરામ પોતેબી જો તેણીની જગ્યાએ હતે તો જરૂર રમતે એમ તેનાં દીલે કબુલ કીધું. આખર કરેને તે છોકરીએ બેહરામ માટેની પોતાની લાગણીને ખાતરજ આ પગલું લીધું હતું. હા, બેહરામ તાલુકદારનો રેહસો નરમ પડયો અને તેને લાગ્યું કે એવી રીતે પોતાની બઇરી સાથ ખોલ્લો બગાડ કરવામાં કોઇનું કાંઇ જવાનું નથી——ફકત તેને પોતાનેજ ખમવું

પડશે. કપાલે ચોંટેલા કાન હવે કાંઇ કપાઇ નખાવાના હતા? આ સઘલાં કારણોને લીધે તેણે ઠરાવ કર્યો કે બસ મુંબઇ જવું અને જરા ભારચપામણી કરી મીઠુને પટાવી લેવી. ગામમાં નાહેકની ચકચાર ચાલ્યા કરે અને તેમાંથી વળી કાંઇ નવું રેંખરૂં જાગે તે કરતાં તો હજુ જરા નમી જઇને જે કંઇ બન્યું હતું તે ઉપર હસ્તું મ્હોં રાખવામાં બહેરામે વધારે દુર-અંદેશી જોઇ.

અને તે મુજબ તે ચાલ્યો. તે મુંબઇ આવ્યો—અને મીઠીને રમાડી લેતાં કેટલીવાર? મીઠીબાઇ માય પેહલાં જરા મચકાયાં, રડયાં, બળયાં—છેડાયાં કુહરાયાં—ને પછી નરમ પડી ગયાં. ઓ મતલબ–મતલબ! આય દુન્યામાં જો 'મતલબ' જેવી ચીજ હસ્તી ભોગવતી નહીં હતે,–તો, યારો, આપણે કયાં હતે?

બેહરામની વળણ ઉપરથી તેની ધણીઆણીએ મોટા સંતોષ વચ્ચે જોયું કે પેલાં ચોરાયલાં અસલ વીલ બાબે તેની આગળ હજુ કોઇએ કાંઇબી સંસારો કર્યો હતો નહીં. પણ મીઠુનાં નસીબમાં સંપુર્ણ સુખ તો જાણે લખાયલું હતું'જ નહીં. બેહરામ ઠેકાણે આવ્યો–ને બધી વાતે પોતાને મનગમતુ સમાધાન થયું–ત્યારે ફ્રરદુનના જીવતા પાછા મુંબઇ આવવાના સમાચારે તેણીનાં સુખમાં જાદુકનો ખતરો નાખ્યો હતો. અરે–પેલું આલીપુઇનું ખરૂં વીલ હજી કેથે મોજુદ હતું અને ફ્રરદુન પાછો મુંબઇમાં હતો! ઓ ખુદા, બાહેરથી હસ્તાં મીઠુનાં મ્હોં ઉપર અંદરખાનેના ચાલુ ધડક ધુજારાનો શું પડછાયો હતો તે કોણ જોઇ શકતું હતું? કોઇ નહીં.

——:o:——

# પ્રકરણ ૪૯ મું.

—:o:—

## "માનવી–તું ફુંધરા ના! કાલ કેવી છે તે કોઈ જાણતું નથી!"

એક ડોશી મોઇ તેને કયાં સુધી રોઇ? એ તો ગરજા ગરજે સાથે મળ્યા એટલે ધીક પાપે ગાડું તો ગબડાવવુંજ જોઇયે. મીસ્ટર અને મીસીસ તાલુકદારનો ખડખડપાંચમ ખટલો સંસારના ખડબચડા રસ્તા ઉપર હાલતુર્ત તો કોઇના હાકા ધોકા વગર ઠીક પોતાનો માર્ગ કાપ્યો જતો હતો.

બેહેરામજીબાએ ડારજીલીંગથી પાછું ફરી પોતાના ધણીયાણી સાથ સમજુત કરી નાખી તે વાતનેબી આજે અડવાડયું થઇ ગયું હતું. આ લક્ષાપતી લાડકવાયો એક શાધારણ ગરીબડી ગામડયન સાથ અચણુચ કાંય પરણી બેઠો, અને પરણીને લાગલો તેજ દાહાડે બાહારગામ જતો કાંય રહયો—તે બાબે હઝારો કાનાસોરી કરીને જગની જુલ્મગાર જીભલી બી હવે જરા ડપટ પડવા માંડી હતી.

બેહરામનાં પાછા ફરવા પછી નાજુ ગાર્ડ પોતાનાં આ મીત્રોને મળવા બે ત્રણ વખત આવી ગઇ હતી. એક દીવસ તો તેણીએ મીઠુનાં ખાસ ઇજનથી પોતાની માતબર સહીને ત્યાં શહવારથી રાત સુધી આખો દહાડો ગુજાર્યો હતો. નાજુના વળવળતા ખવાસથી અને તેણીની ટકટક કરતી લુલીથી મીઠાને હંમેશ સોહવાઇ જતું. અને અહીં તહીં ધુમ્યા કરતું તેણીનું મગજ આ છોકરીના પટપટારામાં જરા બે ઘડી રોકાઇ રેહતું. એ કારણુસર મીઠુ પોતાની આ સહીને વારે ઘડીએ પોતાને

ત્યાં આવ્યા કરવાનો આગ્રહ કરતી, અને બેહેરામનેબી તેમાં વાંધો નહીં હતો. નાજુ જરા કોઇ વખતે સાંજને સમે આવે અને અડું મડું આ બે જણાનો વખત સોહવાવી નાખે તેમાં બેહેરામને વાંધો શેનો હોય ?

મી૦ અને મીસીસ તાલુકદારનો રમકડાં જેવો "બેલ વીલા" ખંબાલા હીલ ઉપરનાં બંગલાઓમાં એક સઉથી રોન-કદાર ફાંકડાં મકાન તરીકે પુરતો પ્રખ્યાત હતો. તેણે 'બેલ વીલા'ના નાનકડા કમપાઉંડને ખુબ કાળજીથી ખીલવ્યો હતો, તેમજ બંગલાની અંદરનું બધું રાચ રચીલુંબી ટકોરાબંધ હતું. વાણ્યા ફાશીન ગ્રુમરો અને આરસીના એમીયલ મોટા તખ-તાઓની અહીં વાત નહીં હતી. અહીં તો રોબર્ટસનું ઇંગ્લીશ સ્ટાઇલનું મરોડદાર ફરનીચર આંખે ઉડી વળગતું હતું. ડરોઇંગ રૂમમાં પગ મેળતાંજ ત્યાંની ઠઠેરામાર સોફા ખુરસીઓ, મોંઘાંદાટ ઓઇલ પેનટીંગો, અમુલ્ય જાપાનીઝ સાતસુમા હુન્નર મંદીઓ વગેરે કહી આપતું કે બંગલાનો માલેક કોઇ ખરો લેહેરી યારબાજ શોખીન હોવો જોઇયે.

પણ સઉ કશામાં એક ચીજ ઘણીજ વીચીત્ર રીતે ડરોઇંગ રૂમના ચોમેરના ભપકામા એકકે એક જણનું ધ્યાન ખેંચતી હતી. હોલની એક બાજુએ એક જાપાનીઝ ટીપાઇ ઉપર એક કાચના જબરદસ્ત 'ડોમ'ની તળે એક નવાઇ જેવી ચીઝ બેહેરામે સંભાળથી ગોઠવી મેળી હતી. તે શું ?

મરનાર આલીફુઇની જુની પુરાણી મસ મોટી અવસ્તા !!

વાંચનાર, તું હસે છે ? પણ 'બેલ વીલા'માં મળવા આવનારાં બધાંજ જણાં એ પ્રમાણે હસતાં હતાં. યુરોપીયન અને જાપાની આર્ટીસ્ટીક કીમતી ફરનીચરના ઠાઠમાઠ વચ્ચે

બાપડો આ મેલો, ફાટેલો અવસ્તાનો મોટો પોથો—જાણે કેવો એક બેમુળ દાગીનો હોય તેમ—આટલી કાળજીથી એક કાચના કેસ તળે ઢંકાઇ મેળાયલો ખચીત ઘણો રમુજી દીસતો હતો. પોતાનાં ફુઇની માનીતી અવસ્તા અને તેબી વળીં બેહેરામ તાલુકદાર જેવો એક કદરવંતો ધર્મી સકર્મી ભત્રીજો આવી રીતે જાળવી રાખે !!

પણ બેહેરામ તાલુકદાર જેનું નામ ! તે તો સાફ કહેતો કે એ ચાકલેટ ડોહી તેને એકબી ખોટી દમડી વગર રડાવી જઇ એક ધાઇપાકુ ભીખારડાને બધી દોલત આપી જવાનો જે તાગડો રમી અને તેમાં તેણે જે છકકડ ખાધી તેની ગંભીર પવીત્ર યાદમાં આ તેણીનો ડબરડીંગ મોટો પોથો એમનો એમ—તેની ઉપરનાં મેલાં અખંતર બ્રાઉન કવર સુધ્ધાં—પોતે ઉપાડી લાવી એક નામીચા હર્દાયા તરીકે સાચવી રાખ્યો છે ! હવે એ દાધાબળ્યાને કોણ સમજાવે ! બેહેરતન ફુઇના સરસામાનમાંથી માત્ર આ એકજ—એકપુરીજ–ચીઝ તેવણનો ફટાંઉ ભત્રીજો ખારનો માર્યો તેવણના ચેહારમને દહાડેજ મેહેરવાનજી કાંગાને ત્યાંથી ઉપાડી લાવ્યો હતો, અને તેને જરાબી હાથ લગાડયા વગર તેની ઉપર ફીધેલાં બ્રાઉન પેપરનાં કવરનેબી એમનું એમ રહેવા દઇ તેણે પોતાના ડરોઇંગ રૂમમાં એક કુટુંબી મગરૂરી તરીકે આ પ્રમાણે કાચના ગોળા તળે ગોઠવી મુકી હતી !

નાજુ જયારેબી મીઠુને મળવા આવતી ત્યારે તેણીને આ ફુરમાસુ અવસ્તાને આમ આર્ટીસ્ટીક ઢબે ત્યાં મેળેલી જોઇ હંમેશ ખુબ હસવું આવતું. તેમાં જયારે મીઠુને મ્હોંડેથી એ જરી પુરાણાના સામાનને ત્યાં મેળવાની બેહેરામની મકસદ

સાંભળતી ત્યારે હસમુખી નાજાંને અત્યંત ગમત પડતી. જે દીવસે તેણી મીકુને ત્યાં આખો દહાડો રહી હતી તે દીવસે ચટપટી નાજુએ એ અવસ્તાને ડોમમાંથી બાહેર કહાડી નવાઇને મારે તેના પાને પાના ફેરવી જોયાં હતાં. પણ તે સાથ આપણને શું કામ છે?

* * * *

રવીવારનો તે દીવસ હતો, અને ",બેલ વીલા"માં સવારના દશ વાગતાને સુમારે લાયબ્રેરી રૂમની અંદર બેહેરામ તાલુકદાર, મી૦ નાનાભાઇ સોલીસીટર તથા મેહેરવાનજી કાંગા, મરનાર આલીફ્રુઇની એસ્ટેટોનાં સંબંધમાં કાંઇ સેવટની ગોઠવણ માટે મસલેહત કરવા સારૂ ભેગા મળેળા હતા. તે મસલત લગભગ પુરી થવા આવી હતી, અને ચોકસ ઓચર્યાં ઉપર નાનાભાઇ વકીલ શહી શાખ પણ લઇ ચુકયા હતા. છેલ્લી સહી કરીને સ્ટીલપેન બાજુએ મેળતાં બેહેરામે છુટકારાનો દમ ખેંચ્યો.

"એનું સત્યાનાશ જાય એનું—હજુર એ બધી કફારતનો છેરોજ નથી આપતો! નાનાભાઇ, તમેબી બા જબરા વકીલ મળ્યા!"

નાનાભાઇ મુંછમાં હસ્યા.

"બાવા—અહીં કાયદા પ્રમાણે બધું કામ થવું જોઇયે. મરનાર બાઇના વકીલ અને એકઝીકયુટર તરીકે મારે તો મારી દરેક ફરજ બજાવવાની છે. આપરે જયારે જાણયેછ કે બાઇએ વીલ કીધેલું ને પછી તે ગેપ થઇ ગીયુંછ અને તેમાં વરી જાહરે મી૦ ફરદુનજી પ્રીંટર હજુ હઇયાત છે ને મુંબઇ આવેલા છે—તાહરે તો પછવારેથી કંઇ વરવાંધો નહીં નરે તેને સારૂં—ઓહો, આય શું?—રેજીસ્ટર્ડ કાગળ શાનું!——"

ટપાલનો સીપાઇ એક રેજીસ્ટર્ડ કાગળ અંદર લઇ આવ્યો અને કુદરતી રીતે ઘરડા નાનાભાઇના હાથમાં તે મેલ્યું. નાનાભાઇની અજાયબી વચ્ચે તે ઉપર તેવણનું પોતાનું સરનામું કરેલું હતું.

| |
|---|
| મી, નાનાભાઇ પેસતનજી "સોલીસીટર જોગઃ— |
| તે મરહુમ આલીપુઇના એકઝીકયુટર તથા વકીલ |
| કેર ઓફ—મી. બેહેરામજી તાલુકદાર |
| "બેલ વીલા" |
| ખંબાલા હીલ, |
| મુંબઇ. |

નાનાભાઇએ રીસીટ પર સહી કરી આપી અને લગાર અચરતીથી તે પરબીડું ઉખેડયું.

"અજબ જેવું!" તેવણ બોલ્યા, "રેજીસ્ટર્ડ કાગલ મારી આપીસમાં કે મારે ઘેર નહીં મોકલતાં તમારે તાંહ કોણે મોકલ્યું? એ વરી શું ઢોંગ છે!"

તેવણે આઇગ્લાસ ચહડાવી કાગજ વાંચવા માડયું. ભાયગે દોઢથી બે મીનીટ તેવણે લીધી હશે. બેહેરામ કપાલનો ચીલ્લો ચહડાવી તેવણનાં મ્હોં ગમ જોતો મુગો બેઠો હતો. આખરે નાનાભાઇએ કાગજમાંથી ડોકું ઉંચકી ડઘાયલે જેવે મ્હોંડે મેહેરવાનજીની તરફ જોયું.

"મેરવાનજી!" તેવણ અકલાઇને બોલી પડયા, "એ આય શું?—કંઇ મને સમજ નહીં પરતું! એ શું લખી શું મરેછ!"

"અરે પણ શું છે શું?" બેહેરામે પાછી આવ્યાથી પુછ્યું.

નાનાભાઇએ તે કાગજ એમનું એમ બેહેરામના હાથમાં આપ્યું. તેણે તે નીચે મુજબ મોટેથી વાંચ્યું:—

**મી૦ નાનાભાઇ,**

તમે ને મી૦ મેરવાનજી કાંગા આજે બેલ વીલામાં ભેગા મળવાના છેવો. મરનાર આલી કુઇનું ગુમાઈ ગયલું વીલ જો તમુને જોઈતું હોય, તો તે બેલ વીલાના ડરોઇંગ રૂમમાં કાચના કેસ તલે મેલેલી મરનાર આલી કુઈની જુની મોટી અવસ્તાના ઉપર બ્રાઉન કવર ચહડાવ્યું છે તેની અંદરનાં પટમાં છે. અબઘડી જઇને તલાશ કરજો અને તે તમુને મલશે. બીચારાં મરનાર કુઈએ મરવાની અગાઉ ધકમાં ને ધકમાં ચીનાઈ ઈસ્કોત્રીમાથી વીલ કહાડી લઇને આ અવસ્તાનાં કવરમાં મુક્યું હતું. એક ખરા હકદારને ઈનસાફ અપાવા ખાતર તમે અને મી૦ કાંગા ઘટતુંજ કરશો.

**વા૦ જાણભેદુ.**

બેહેરામ એક પળ મુંગો ટાટજ થઇ ગયો. તેનાં કપાળ ઉપર ગુચવણ, ગભરાટ, ગુંગળાટનું એક વાદલ ચહડી બેઠું હતું.

આખરે મેહેરવાનજી કાંગાનો દબાયલો અવાજ નીકળ્યો.

"યે—એનો અરથ શું! મને લાગેછ કે કોઇનું કાતરયું બસ્યુંછ!"

બેહેરામે ફરાક દઇને તે કાગજયું ટેબલપર ફેંકી દીધું.

"ચાલો, ચાલો—તમે તમારૂં કામ કરો. એવાં નનામાં વાહીઆત કાગજોપર ધ્યાન આપવાની આપુને ફુરસદ નથી."

પણ નાનાભાઇ સોલીસીટરનાં ધ્યાનમાં આ સલાહ ઝટ ઉતરી હોય એમ દીસ્યું નહીં. તેવણે તે વીચીત્ર પેગામ પાછો

ઉંચકયો, અને ચીપી ચીપીને દરેક અક્ષર પાછો અને પાછો વાંચવા માંડયો. કોઇ અંજાણુા માટીડાના અક્ષરે તે લખાયલું હતું. તેવણે પેલું પરબીડું ફેરવી ફેરવીને જોયું, પણ પાયધોણીના પોસ્ટ સ્ટેંપ સીવાય બીજી કશી બાતમી મળી નહીં.

"ઘણું નવઇ જેવું!" તેવણ આખરે ડોકું ધુણાવીને બેહેરામ ગમ ધારી ધારીને જોતાં ધીમે સાદે બોલ્યા, "બેહેરામજી, શું ખરેખર એ અવસ્તા તમારી પાસે અંહી બંગલામાં છે?"

"અરે હા, પણ તમે કાંય અમથાં તમારાં વરસ વેચોછ, નાનાભાઇ!" બેહેરામ ફ્ફડી પડયો, "ફુઇને બીજી જગોજ મલી નહીં તે અવસ્તાનાં કવરમાં મુકવા ગીયાં! ને તાંહ મુકીને પછી ભસ્તામાંથી આય નનામા લખનારને કાનમાં કેહેવાબી ગીયાં! તમેબી આજે એમ કેમ કરોછ?"

"પણ કાંય નહીં? એક્ષકયુઝ મી, મી૰ બેહેરામજી, પણ હું એ અવસ્તા જરા જોવા માગુંછ."

નાનાભાઇ તો ખાસ્સા મજાહના ઉઠીને ઉભા થયા. મેહેરવાનજી કાંગાબી સાથે ઉઠયા.

"હા, ચાલની બેહેરામ, આપરે જરા જોઇએ–એમાં શું છે? એક વખત દગદગો ભાગી જાય તો સારૂં કેની? મરનાર ફુઇ પોતીકી જુની અવસ્તા રોજ પોતાની સાથે લઇને બેસતાં'તાં તે તો હું જાણુંછ."

"પણ તમુને એ જોવા દેવા સામે કંઇ વાંધો છે, બેહેરામજી?" નાનાભાઇએ સેહજ મુછમાં હસીને પુછયું.

"વાંધો? હે હે! વાંધો શાનો?" બેહેરામ ખરે મને હવે હસ્યો. "ચાલોની, હું'બી તમારી સાથે આઉં."

આમ કહી તે ખુરસીને ઝટાક મારીને ઉઠયો અને ડ્રાઇંગ

રૂમ ભણી ચાલવા માડયું. તેનાં મ્હોં ઉપર એક જાતનાં તીરસ્કારભર્યાં હસવાંનો ફતેહમંદ છાપ બેઠેલો હતો. આ નનામું કાગલ લખનાર ઉલ્લુના પઠ્ઠાની તેને ખરેખર દયા લાગી. ડ્રૉઇંગ રૂમની પેલી ટીપાઇ આગળ મેહેરવાનજીને તથા નાનાભાઇને લઇ જતાં તે પોતાનાં મન સાથ હસવા લાગ્યો. વીલ આતશમાં તેણે પોતાને હાથે ભકભક બાલી નાખ્યું હતું તે આ બીચારો નનામો લખનારો કયાં જાણતો હતો?

ડ્રૉઇંગ રૂમની તે ટીપાઇ ઉપર પેલી અવસ્તા અનામત પડેલી હતી. મરનાર ફુઇની યાદની ટકોરમાં મેળાયલું આ પવીત્ર પુસ્તક પોતાના પુરાણા દબદબામાં પેલાંજ બ્રાઉન પેપરનાં મેલાં કવર સહીત કાચના કેસ તળે ત્યાં સલામત હતું!

નાનાભાઇએ ધીમેથી ઉપરનો કાચનો કેસ ઉંચકયો, અને અવસ્તા પોતાના હાથમાં લીધી. આસ્તેથી તેવણે તેની ઉપરનું બ્રાઉન કવર ઉખેડયુ, અને——

"માઇ ગોડ!" તે સોલીસીટરે એક ઘોઘારી પોકાર કર્યો!

છેલ્લાં પુઠાંના પડમાં પાચમેંટપર લખાયલું તે અસલ વીલ ઘડી વાળીને મેલેલું તેવણુની—મેહેરવાનજીની—બેહેરામની સામે મજેહથી ડોળા ઘુરકતું પડેલું હતું!!

——:o:——

## પ્રકરણ ૫૦ મું.

—:o:—

**"બેનસીબીપે, અય દીલ, તું અબસ રોતા હય!**
**જો લીખા કેતાબે કીસમતમેં, વોહી હોતા હય!"**

"આય શું! એ ડીયર મી!"

"અરે! એ તો આલી ફુઇનું વીલ!"

નાનાભાઇ તેમજ મેહેરવાનજીનાં મુખમાંથી ઉપર પ્રમાણે આશ્ચર્યની બુમો નીકલી પડી. આલીપ્રુઇના સોલીસીટર એકઝીક્યુટર પોતાના હાથમાં ઉંધાડું પકડેલું તે ઓચ્ચર્યું ઘણે વર્ષે જાણે એક ગુમાઇ ગયલું પ્યારૂં બાળક પાછું મળયું હોય તેમ ડોળા ફાડીને હરણ ફાર જેવા ચેહેરા સાથ જોયા કરતા હતા. અંતે તેવણના હોઠોપર એક વીચીત્ર જાતનું હસવું પ્રગટ થયું. મરનાર બાઇના ભત્રીજાની તરફ હવે તેવણે આઇ-ગ્લાસની કીનારી ઉપરથી પેહેલીવાર જોયું.

"સ્ત્રેન્જ—વેરી વેરી સ્ત્રેન્જ!" તેવણ આસ્તેથી બોલ્યા, "મી૦ બેહેરામજી, તમારાં પ્રુઇનું વીલ અંતે પાછું મળયુંછ."

પણ મી૦ બેહેરામજી તેવણની ગમ જોતોજ કયાં હતો? તે તો કયારનો નાનાભાઇના હાથમાં પોરપરાક ખુલ્લાં પડેલાં પાર્ચમેન્ટ ગમ એક દીવાના આદમીની પેઠે ધુરકયા કરતો હતો! અરધીએક મીનીટ તે આમ સુકનો બાહવરો સાવજ સરખો, મુશકેલીથી દમ ખેંચતો, અકળામણને મારે બને હોઠ પીસી રાખીને, ભવાંપર એક ચીંતાતુર ચીલ્લા સાથ ઉભો હશે. પછી અચબુચ એક તરાપ મારી તેણે તે વીલ સોલીસીટરના હાથોમાંથી ઝુટવી લીધું.

"વીલ! આલીપ્રુઇનું વીલ! વાટ રોટ આર યુ ટોકીંગ? આર યુ મેડ?" તેણે તણાઇને ખચીત એક બરાડજ મારી.

નાનાભાઇ સોલીસીટરે પોતાની કમ્મરપર બે હાથ ટેકવી સોક્રેટીસ જેવું સીરીઆઉસ ડાચું કર્યું.

"એમાં મેડનેસ જેવું કંઇ ઘણું નથી, બેહેરામજી. આય તમારા હાથમાં બેહેસ્તન આલીપ્રુઇનું પોતાનું વીલ પરેલું છે. હું ધારૂંછ કે તે જોવાને વાસ્તે અને ઓલખવાને વાસ્તે મારી

આંખો પુરતી મજબુત છે, અને ભેજું તદન સાબુત છે."

"અરે પણ વીલ તો——આઇ મીન-એ વીલ પાછું આયું ક્હાંથી?" બેહેરામે ખીજાઇને તરારો કર્યો.

"કાંહથી આયું—ખચીત, કાંહથી આયું, તેજ એક મોટો સવાલ છે. આય નનામો લખનાર કોણ છે તે આપુને શોધી કાહારવું પરશે—પોલીસની મદદ લેવી પરશે."

"અરે પણ વોટ નોનસન્સ! આય કંઇ વીલ છેજ નહીં. તે પાછું કાંહથી આવે જો? એ કંઇ રફ ડરાફટ હોશે, નાનાભાઇ."

બેહેરામ હવે ખરેખર કળવાઇ પડયો. અત્યાર સુધી તેણે ધરી રાખેલી હીમત હવે દેખઇતી રીતે ખુટી જવા માડતી હતી. જે હાથમાં તેણે પોતાનાં નખોદનું ફરમાન પકડેલું હતું, તે હાથોને જાણે ધુજરી થઇ હોય તે મીસાલ તેનાં આંગલાંઓ ફડફડ ઉડતાં હતાં. આફત—રે આફત! બેહેરામના લાલ બોટાં જેવા ડોળાઓની સામે તેજ-અરે તેજ-કમબખત કાગલયું હમણાં તરતું હતું કે જે તેણે પોતાને હાથે આતશના ભભુકાઓની અંદર બાળી જાળીને રાખ કરી મેળયું હતું! અરે આ શું કાંઇ તેની નજર સામે જાદુ થતું હતું? ઓ દાદાર, આ શું સરજત! ફરદુન પ્રીંટર પાછો સહીસલામત જાપાનથી આવી ચહડયો કે આ ખાનાખરાબીનું ચીઠ્ઠું પાછું અનામત સલામત કયાંથી ઝબકી નીકળયું? અને તેબી બેહેરામનાજ બંગલામાંથી-તેના પોતાના ડરોઇંગ રૂમમાંથી! અરે, બેહેરામ ઉંઘતો હતો કે જાગતો હતો! તે સુદ્ધીમાં હતો કે છાકટો હતો! તે સાવધ હતો કે સ્વપ્નો જોતો હતો!

તકોબરી અને ગુમરાહીમાં લીન બની બાપીકા ધર્મની

મોતેબર પ્યારી કેતાબ અવસ્તાની બેહેરામે ઠઠ્ઠા કરી તેજ પવીત્ર મહાન પુસ્તકે તેને હવે એક કેવો મુગો માર માર્યો! ઓ, કેવી સખત શીક્ષા કરી! ધપ કરતો કે આલીફુઇનો ભત્રીજો ત્યાં એક ખુરસી ઉપર ઢગલો થઇને બેસી ગયો.

"ઇટ કાન્ટ બી!" તેણે ઘોઘારી સાદે પાછું કહયું. "હું તમોને ખાત્રી આપુંછ કે આલી ફુઇનું અસલ વીલ હવે હસ્તીમાં છેજ નહીં. નાનાભાઇ, આય કંઇ દગો છે—આય કાગજયું એક તરકટી જુઠી કોપી હોશે—"

"આઇ બેગ યોર પારડન!" નાનાભાઇ ગંભીરાઇથી ડોકું ધુણાવી નરમ અવાજે બોલ્યા. "એમાં તરકટ ને દગો હું તો કંઇ જોતો નથી. જરા મને એ વીલ મારા હાથમાં આપશો?—થેંક યુ—જોવ, આય વીલ ઘડી કાહડનાર હું પોતે છેઉં—આય મારા પોતાના દસ્કત છે—આય મારી સહી—આય મી૦ મેરવાનજીની સહી—આય રહી મરનાર બાઇની સહી. કેમ મેરવાનજી, તમુને આય તમારી સહી કબુલ છે કેની?"

"અલબત—અલબત!" મેરવાનજીએ હવે જબાન ખોલી. "એ વરી મારી સહી નહીં હોય, તો બીજા કોણની? એ આલી ફુઇનું વીલ છે એમાં તો કંઇ શકજ નથી. બેહેરામ, હું તારે ખાતર દલગીર છેઉં, પણ એ વીલનાં ખરાપણાની સાંબે તકરાર કરવામાં કંઇ સાર નથી."

"બચ્ચીતજ નહીં," નાનાભાઇએ ટાહુકો મુકયો, "જાહરે વીલ એમનું એમ આપરી સમ્બે આખ્ખું માખ્ખું પરેલું છે, તાહરે વાંધો હોયજ શાનો? તદન દેખઇતું છે કે ફુઇજીએ ધકમાં ને ધકમાં એ આય અવસ્તાનાં પુઠાંમાં મુકેલું ને પછી વીસરી ગેયલાં. એ વાત કોઇ આસામીને ખબર હોવી જોઇએ,

એટલે આય નનામી રીતે તેણે આપુને જણાવ્યું'છ. હા, એ નનામો લખનાર કોણ છે તે ખચ્ચીત એક મોટો ભેદ છે. તે આપુને હલ્લુ ધીરે પાછલથી સોધી કહાડવુંજ પડશે, પણ તેથી આય મારા હાથમાં પકડેલા દસ્તાવેજનાં ખરાંપણાં પર જરાબી અસર થતી નથી. મી૦ બેહેરામજી તાલુકદાર, તદ્દન ખુલ્લું સમજ પડેછ કે મરનાર બાઇજીની મોટી અવસ્તા તમે એમની એમ તેનું કવર ખોલ્યા વગર તમારે ત્યાં ઉંચકી લાયા, એટલે આજની ઘડી સુધી તેમાં મેલાયલું વીલ કોઇના જોવામાં કે જાણવામાં આવી શકયુંજ નહીં!"

ધરરર કરતો કે બેહેરામ હવે ઉઠીને ઉભો થયો. તેના ફાટ ફાટ થતા ડોળાઓમાંથી એક ખુનખાર અંગાર નીકળતો હતો. નાનાભાઇ પોતાના હાથોમાં પકડી રાખેલું તે વીલ હવે સેહેલાઇથી પાછું છોડી દેવાની નીશાની બતાવતા ન હતા. લાઇલાજ ક્રોધને મારે બેહેરામ તાલુકદારને મ્હોંડે ગોયા ફીણ ચહડતું હતું. દગો—ઓ દગો! મીઠુ બામજી તેની સાથ એક જાલમ દગો ત્યારે રમી હતી! બેહેરામની છાતીમાં હમણા ખુન અને કીનો ધકધકી રહયો હતો.

"તાહરે તમે હવે કહેવા શું માગોછ?" તેણે નાનાભાઇ ગમ એક જાતના જનુની દેખાવે જોઇને ખુબ તોરમાં પુછ્યું.

"બીજું શું કહેવા માગું?" તે સોલીસીટરે જરાબી ઉશકેરાયા વગર નચીંત જીવે જવાબ દીધો. "એજ કે આય વીલ હવે મારે મારા કબજામાં રાખવું પડશે—અને પહેલી જોગવાઇએ મી૦ ફરદુનજી પ્રીંટરને તે બાબે માહીતગાર કરવા જોઇશે. મી૦ મેરવાનજી કાંગા, આપરે બેઉ જણાએ આપરી ફરજ બજાવવી જોઇયે. હવે શું કરવાનું છે તે બાબે બે વીચાર છેજ નહીં.

હું આશા રાખું છ કે મને જે ઘટતું કરવાનું છે તે કરવામાં તમે મને મદદ કરશો."

બીચારા મેહેરવાનજી કાંગા બી ગભરાઇ જેવા ગયા હતા. પણ તેવણ દુન્યાદારીના પાકટ આસામી હતા. તેવણે બેહેરામના રાતા ભુંડ જેવા ચેહેરા પર એક નજર નાખી અને પછી હળવેથી બોલ્યા,

"ખરા હકદારનો હક હવે મલવોજ જોઇયે. આપરા હાથમાં બીજો હવે રસ્તોજ નથી. નાનાભાઇ, પેહેલી ચીજ જે આપુને કરવાની છે તે આય વીલ જઇને રેજીસ્ટર્ડ કરાવી લેવાની છે—પછી બધું થઇ રહેશે. ચાલો, હવે અમે જઇયેછ, બેહેરામ."

બેહેરામે કાંઇજ જવાબ દીધો નહીં. એકાએક કાંઇ માથે પવન ચહડી આવ્યો હોય તેમ પોતાની નઝદીકની એક ખુરસીને અછાડ મારી તેને જમીનપર પટકી નાખી અને એક છેડાયલા જંગલી ગોધાની માફક ધડાકા સમેત ત્યાંથી અંદર પોતાના ઓરડામાં ધસી ગયો.

* * * * *

'બેલ વીલા'ની શેઠાણી જમવાના ઓરડામાં પોતાના માનીતાં કેનેરી પક્ષીઓને દાણાં મુકવામાં મશગુલ હતી. મીઠુંનું મ્હોડું હમણા હમણા જરાક સુખ અને નીરાંતના છાપ સાથ ખુલવા માડયું હતું. હાથમાં તારનું તે નાનું પીંજરૂં ઉંચકી હસ્તે મુખડે તેણી તે નાનકડાં પંખેરાંને રમાડતી હતી, તેવામાં—

ઓ!

જાણે ધરતીકંપ થયો હોય તે મીસાલ એક ભયભીત કડાકા સમેત ડાઇનીંગ રૂમનું બારણું અફળાઇ ગયું, અને એક

છુટી ગયલા વાઘની પેઠે ફુંફારાબંધ બેહેરામ તાલુકદાર તેણીની સામે ધસી આવ્યો.

પોતાના ધણીના ચેહેરાપર ફકત એકજ નજર નાખવાને બસ હતી. ધાસ્તીની એક નાની ચીસ સમેત મીઠુએ પોતાના હાથમાંનું આખું પીંજરૂં છોડી દઇને ભોંયપર પડી જવા દીધું, અને હેબતાઇને બે કદમ પાછળ હટી ગઇ.

"ઓ, બેલ—શું છે?" તેણીએ બેસી જતી છાતી સાથ પુછ્યું.

"શું છે! કંગાલ—જુઠી—નાપેકાર ઓરત! તું મનમાં શું સમજેછ? તારો જીવ લેવશ, મીઠુ—એ આય શું તું મારી સાથ દગો રમી?"

બેહેરામની આવી બરાડથી આખો ઓરડો ધ્રુજી રહયો. તેનો ઉશકેરાયલો ચેહેરો ક્રોધને મારે ગોયા ખેંચાઇ તણાઇ જતો હતો. મીઠુએ એક પળકારામાં જોઇ લીધું કે શું આફત આવી બનેલી હોવી જોઇયે! બેહેરામની આંખ્યોમાં ખુન વરસતું હતું. દેહેસતનું એક લખલખું તેણીનાં જીગરમાંથી પસાર થઇ ગયું. અને હાથ આઇસ જેવા ઠંડા થઇ ગયા. ધપ કરતું કે તેણીથી પાસે મેળેલી એક મોટી લાકડાંની પેટીપર બેસાઇ જવાયું.

"તમે મને ઠગ્યો. મીઠીબાઇ–મને ફસાવ્યો! મારૂં મસ્તક ફરેછ!–મને ખોલાસો આપો–નહીં તો હું સોગંદ ખાંઉછ, તમારો આજે હું જીવ લેવશ!"

"પણ થયુંછ શું?" મીઠીનાં ગળાંમાંથી જેમ તેમ આટલો સવાલ નીકળી શકયો.

બેહેરામનો દેખાવ ખચીત એવો તો વીકાલ બની ગયો હતો કે પેટીપર પછડાઇ બેઠેલી આ અભાગણી અબલા નેતરની પેઠે કાંપતી હતી.

"મીઠીબાઇ, આલીપ્રુઇનું વીલ આય અવસ્તામાં કોણે મુકયું?–અત્તર ઘડી ખુલાસો કરો!"

"અવસ્તામાં!"

"હા–હા! બસ એમ અંજાણ્યા ના થાવો! કોઇ બદમાશે હમણા નનામું કાગજ લખ્યું ને જોઇયેછ તો પેલી આલીપ્રુઇની મોટી અવસ્તાનાં કવરમાંથી વીલ નીકળી આયું! એ બધું શું કાવતરૂં છે?—એ કાગલ લખનાર કોણ મુજી છે? ને અહીં મારાં ઘેરમાં ચાલી ચલાવીને કોણ વીલ મુકવા આયું? બોલો–બોલો! મારૂં લોહી ઉકરેછ!–મને સમજ પરતું નથી!

"હું કંઇજ જાણતી નથી, બેહેરામજી—હું સોગંદ ખાઇને કેહુંછ——"

"બસ–બસ, તારા એવા લબાડ સોગંદો હવે મને નથી જોઇતા! આય રેચ્ચેડ ચીથરાંથી મારૂં કાટલું નીકરી ગીયુંછ—હું ભીખારી બની ગીયોછ! હું જાણણા માગુંછ કે એ બધો શું ઘોંટાલો છે? તેં મને તારે જે પેલું વીલ આપ્યું—ને મેં મારા હાથે બારી નાખ્યું તે કીયું વીલ?"

મીઠુએ હવે પોતાના ખોળામાં બે હાથો વચ્ચે પોતાનું ડોકું નાખી દીધું. ખાનાખરાબીની છેલ્લી ઘડી ત્યારે હવે આખરે આવી ખરી. યા–અહુરમઝદ! જે અંતની આફતને માટે તેણી રાત દહાડો–મીનીટે મીનીટે–પલકે પલક–ધડક ધુજ્જરા, હાય અફસોસમાં બરાબર ખાતી પીતીબી ન હતી–જરા નીરાંતે ઉંઘતીબી ન હતી–તેજ આફત આખરે જીવની સામે આવી ઉભી. ત્યાં એક ટગલાની કાની પેટીપર માથું નાખી દઇને ગમખ્વારી, લાચારી–શરમીંદગીનાં સઘળાં જોશ સાથ તેણી કળવાઇ કળવાઇને રડવા સીવાય બીજું કાંઇ કરી શકી નહીં.

પણ તેણીનાં ભરથારની મનોવૃતી હમણા એવી જાતનાં રડવાથી શાંત થાય એવી ન હતી. અધીરાઇ અકળામણને સબબે જોરમાં બંને મુઠ્ઠીઓ વાળી ધ્રુજતા હોઠો સહીત તે ત્યાં એક ખીજાયલા દેવતાની પેઠે તેણીની સામે ઉભો હતો.

"નાઉ કમ ઓન!" તેણે પાછી એક ગર્જના કરી, "મને જવાબ જોઇયેછ! પછી તમારૂં રરયા કરજો!"

બેહેરામના આવા હેબતનાંક પોકારથી ઠરઠરી જઇ મીઠુ ભડકીને ખડી બેડી, અને તેની સામે જોયું.

"તમે મારી સાથ પરણી જવા સારૂં એક નજીસ ઠગઇ રમ્યાં—તમે મને આલીપુઇનું જે વીલ બતાવ્યું તે ખોટું ઉતું?"

મીઠુએ ફકત ડોકાંનો ઇસારો કરી હા પાડી.

"ખોટું ઉતું! કર્સ યુ! ફોર્જડ કીધેલી નકલ તાહરે તમે મને આપી! આહ? શું કાવતરાંનો હુંબી ભોગ થઇ પરયો! એ વીલ કોણે ફોર્જડ કીધું?"

"બાવાએ," તેણીએ ડોકું નીચે નમાવી રાખી જમીન તરફ ફેરવેલી આંખ્યો સાથ દબાયલે સાદે બીહતાં બીહતાં કહયું.

"ભીખાજીએ! ઓહ—તારે બાપ દીકરી બેઉએ મલીને મારો ડાટ વારીયો! પણ હું મારૂં વેર લેવશ, મીઠીબાઇ,— ઓ, હું શું કરૂં!—આઇ ડોન્ટ નો વોટ ટુ ડુ!"

અત્યંત તપી આવેલા જીવ સાથ બેહેરામ એક દીવાના આદમીની પેઠે ઓરડામાં આમતેમ ફલાંગ મારવા પડયો. ડોકું ઉંચકીને તેની ગમ જોવાની મીઠુની હીમતજ ચાલતી નહતી. અરે તે બદબખ્ત—જીવ સટોસટ સમય! કોઇબી પળે જનુનના આવેશમાં બેહેરામ તેણીને ત્યાંની ત્યાંજ ગળું ભચડીને જીવતી મારી નાખે તો શું નવાઇ હતી!



# પ્રકરણ ૫૧ મું.

—:૦:—

## પેરનાજ ગોશ્તાએ આંખ ફોડી!

કમતાકાત ગુસ્સો—એ એક ઘણું કમનસીબ દરદ છે! યાહ, કોઇ વખત આપણને દીલમાં એવું થાય છે કે કોઇ સામા આસામીને જાણે ખોફ અને ખારના માર્યા જીવતું ને જીવતું ચાવીજ જઇયે, પણ કોઇ અમુક કારણોને લીધે તેની ઉપર હાથની છેલ્લી આંગલીબી આપણથી ઉગામી શકાતી નથી. ગમે એવી રીતે ઝાંઝ ચઢતી હોય, ચાહો તેનું ખુન છાતીએ વરસી રેહતું હોય, ક્રોધ અને કેહેરના સોલા માથાંમાં ઉઠતા હોય, પણ તે છતાં ચોકકસ સંજોગોને લીધે જયારે હાથ પગ બધાઇ જઇ બંને હોઠ સીવાઇ ગયલા હોય છે ત્યારે તે કીસમના લાઇલાજ ઝનુનમાં ગુંગલાતો અભાગ્યો આદમી, વાંચનાર, તારી દયાને ખચીત લાયક ઠરે છે.

બેહેરામ તાલુકદારનો હમણા તેવોજ અવતાર હતો. પોતાની પરણેતર મીઠુનું ગળું બે હાથોએ ભચડી નાખતાં તેને હમણા કોણ અટકાવનાર હતું? ખચીત—બેહેરામને લાગ્યું કે આવી એક દગલબાજ તરકટી વંત્રીને———

પણ નહીં. મીઠુનો જીવ લેવાથી તેની પોતાની મુશકેલી આસાન થવાનો સંભવ જરાબી હતો નહીં. ખરૂં પુછાવો તો એવી એક તુચ્છ અબલા ઉપર પોતાનું વેર વાળવાને બેહેરામનો મગરૂર ખવાસ ના પાડતો હતો. મીઠુ તે ઘડીએ તેના પગ આગળ ફસડાઇને લાચાર નીરાધાર હાલતમાં તેની દયા માટે કકળાટ કરતી પડેલી હતી, એટલે એવી એક કંગાલ

નખરી સ્ત્રીને મારવાથી બેહેરામની છાતીમાં ઉઠતો ગુસ્સાનો ભભુકો ડપટ પડે એમ હતું નહીં. તેનો સઘળો પી-તો તો પેલા નનામા ચંડાલ સામે ઉછલી રહેલો હતો. પોતાના ક્રોધની કમજોરીમાં બેહેરામ તે ઘડીએ ત્યાં સુકકી જમીન પર તરફડયાં મારતી જીવતી માછલીનીં પેઠે ઓરડામાં આમ તેમ ધકકા ખાવા પડયો. કરવું તોબી શું ?

બે ત્રણ મીનીટમાં પોતાનું ઝનુની જોશ એક જીવતોડ કોશેશથી દીલની અંદર સમાવી દઇ તે ઠગાયલો ખાવંદ પોતીકી ઠગારી સ્ત્રી આગળ આવી ઉભો.

"મીઠુ," તેણે હવે જરાક નરમ અવાજે કહયુ, "મારૂં માથું હમણા ઘુમેછ. ખોદાયને ખાતર બધો ખુલાસો કર કે જેથી મને હજુરબી જો કંઇ ચાન્સ હોય તો ઉપાય લેવાનું સુઝ પરે. બોલ—મીઠુ, તેં મારી જીંદગીનું સત્યાનાશ વાર્યું, તો તેના બદલામાં હવે એટલુંજ માગી લઉંછ કે બધું હવે મને સાચ્ચુ કહી દે."

મીઠુએ પોતાના ભીણાયલાં પાપણો ઉંચકી તેની ગમ જોયું. બેહેરામના આવા નરમ સાદથી તેણીને સેહેજ હીમત આવી હતી.

"બેહેરામ," તેણીએ ગળગળતે અવાજે મીન્તેજારીથી કહયું. "હું તુને બધું કેહવશ—તુને સોગંદપર બધું ખરૂં કેહવશ! મને ગભરાવ ના—મને માફ કર—મેં મોટો ગુનાહ કીધોછ—ઓ, મને માફ કર!"

બેહેરામે ચીરડાઇને પોતાનો પગ ભોંયપર અફાળ્યો.

"સીપલાસ કરવાનો હમણા વખત નથી, યુ ફુલ! મને એટલું કેહ કે જાહરે તેં મારી સાથ આય વીલના બદલામાં

લગન કરવાનું સાટું કીધું તે વખત ખરૂં વીલ તારી પાસે નહીં ઉતું ?"

"ઉતું–હું કસ્તી સદરાના સમ ખાઇને કેહુંછ કે મારી પાસ ઉતું. નહીં તો તુંને તેનો આબેહુબ ફોટોગ્રાફ કાંહથી દેખારી શકું ?"

"અરે ગણુ તાહરે પછી?—આય તે પાછું કાંહથી ફુટી નીકર્યું?—ને તેં મને બારી નાખવા જે વીલ આપ્યું તે ખોટી નકલ ભીખાદારૂ શા પરથી કરી શકયો ?"

મીઠુનો જીવ હવે પુરેપુરો ઠર્યો હતો. તેણીએ હળવે હળવે પેહેલેથી સઘળી વાત બેહેરામને કહેવા માડી. વીલ તેણીએ ફુઇની ઇસ્કોત્રીમાંથી કેમ ચોર્યું–બેહેરામને ખાતર તેણીએ એક ગુનાહનું કામ કેવી રીતે પાર ઉતાર્યું—તે વીલની કુમક પર બેહેરામની સાથ પોતે લગન કેમ કીધાં—પછી લગનને આગલે દહાડેજ વીલ પાછું ચોરાઇ ગયલું તેણીના મોટા ધભરાટ વચ્ચે તેણીને કેમ માલમ પડયું–ભીખાજીએ રાતોરાત પેલા ફોટોગ્રાફ ઉપરથી બીજી નકલ કેમ ઉપજાવી આપી–તે સઘળું તેણીએ વીસ્તારીને ભખરાયલા બેહરામના કાનમાં કહી સંભળાવ્યું.

"તું મને માન કે ના માન, બેહેરામ," તેણી કરગરીને છેલ્લે બોલી, "પણ હું તુને પાક પરવરદેગારના સોગંદ ખાઇને કેહુંછ કે આય બધી સાચી વાત છે. મને જુઠું બોલવામાં શું ફાયદો છે ? તું હવે ગમે તો મને મારી નાખ કે ગમે તો જીવાર—કોઇબી શીક્ષા ખમવા હું તઇયાર છેઉ."

બેહેરામે પોતાની સુંખ દુ:ખની આ ભાગ્યણુનાં મ્હોં ગમ થોડીક સેકંડ એક ચીતે જોયા કર્યું. મીઠુના ચેહરાની લાઇને

લાઇન ઉપર અફસોસ, બીન્તેજારી અને સાચવટ સ્પષ્ટ પ્રગટી રહયાં હતાં.

"મીઠુ," તે અંતે દબાયલા નખાયલા સાદે એક નીસાસો નાખીને બોલ્યો. "બધું સ્પુચકકર શું થઇ ગીયું છ તેનો તુને હજુ પુરેપુરો ખ્યાલ નથી. છોકરી, આય વીલ મલી આવ્યાથી મારો ને તારો કેટલો દારવાટલો થઇ ગીયોછ તે અસ્તો હવે પછી માલમ પડશે! આહ—મને સપનેબી જો એવો આઇડીયા હોતે કે આય એમ કાંટાનું કટેસર થઇ જવાનું છે તો—તો—બાઇ જોવ! મીઠી, તું નો જાણતી નહીં હોશે કે કેટલી મોટી રકમોનાં દેવાં હજુર તો મને પગાર કરવાનાં છે! તે કીયા ચુહલામાંથી હવે લાવશ?—હું તો બીખારી, કરજદાર, નાદાર થઇ ગયો!"

મીઠુએ પ્રતી ઉત્તરમાં માત્ર એક મુગી હાય મારી. બેહેરામે લોહીનો એક ગોટ ગળીને એક હાથે જોરમાં પોતાનું ફાટી જતું કપાલ દાબ્યું.

"તારી સાથ પંચાતી કરીનેબી હવે શું કરૂં?" તેણે ખોખરે અવાજે પાછું ચલાવ્યું, "હું કાંહ જાઉં? કોણને પકરૂં? ઓહ! આય મુજી હીચકારો જો હાથમાં આવે તો તેને જીવતો નહીં છોડું! પણ એ—એ નનામા બ્લેગાર્ડને શોધવા કાંહ જાઉં? અરે કેઇ અવર ધરીએ પેલું અગલી હેલ ચોપરૂં ઘેરમાં હું ઉંચકી લાયો! મીઠુ. જો જરા વીચાર કર—જરા ધ્યાન ઠેકાણે રાખીને પાછો વીચાર કર. તારી ખાત્રી છે કે અસલ વીલ તેં આલીફુઇની ઇસકોત્રીમાંથી ચોરીને તારી પાસેજ-કબટમાંજ—છુપાવ્યુંતું?"

"મારી તદન ખાત્રી છે, બેલ! મારી સોએ સો ટકા ખાત્રી છે! હું મારા જીવના સોગંદ ખાઇને કેહુંછ———"

"ને તેં પછી તારી કબાટમાંથી તે વીલ  પાછું  કબી બાહેર કાહરેલુંજ નહીં ?"

"નહી. હું તદન ચોકકસ  છેઉં કે તાંહથી કેઇ  બસ ચોરીજ ગીયું."

"કનફાઉન્ડ ઇટ ! તાહરે તો આલીપુઇએ ધકમાં ને ધકમાં તે ચીઠરૂં આંય અવસ્તામાં દાબી મુકેલું એ બધી વાત હંબગ! દેખઇતી રીતે કોઇ બીજાં આસામીએજ  અલ્લકસે એ ચોપ-રીનાં કવરમાં પાછલથી–તારી કબાટમાંથી ચોરીયા પછી–ઠેસવી મુકેલું !!———"

"હાજતો !"

બેહરામના ડોળા ઉશકેરણીને મારે જાણે તેના ખાડા-ઓમાં નીકળી પડતા હતા. તેનો શ્વાસોશ્વાસ કઠણાઇથી ચાલવા લાગ્યો.

"ડેમ ઇટ ઓલ ! એ બધો ઘોંટાલો તાહરે છે શું !" અત્યંત ખીજાઇને તે જીવ સાથ બડબડયો, "કોઇ જબરૂં નાપેકાર જાલમ હીમતી માણસ હોવું જોઇએ ! ને એમ તારી પાસથી વીલ ચોરે—તે અહીં વેર આપરે તાંહ આવી આય અવસ્તા-માં મુકે–ને પછી નનામું કાગજ લખે–તેમાં ફાયદો કોણને થાય ? ફરદુન પ્રીંટરને ! ને તે ચંડાલનું ડુબતાં બચી જવું–ને આયજ વખતે પાછું મુંબઇ આવવું !–મીઠુ, એમાં આપરે ધારીયેછ તેના કરતાં કંઇ વધારે જબરદસ્ત મોટો ભેદ છે. આય છુપો કાગજ લખનાર, ને તારી કબાટમાંથી વીલ ચોર-નાર ને અવસ્તામાં તે મુકનાર કોઇ એકજ આદમી હોવો જોઇએ—ને તે દેખઇતી રીતે ફરદુનનો મલત્યો હોવો જોઇએ."

"હા, મનેબી તેમજ લાગેછ."

ઉંડા અંદેશામાં બેહરામે પોતાની બધી મુછ મરડી પીખી નાખી.

"પણ એ ફરદુન મુવોછ કાંહ? તેની તો ધન નસલ નથી જણાતી? તેના મુંબઇ આયાને તો ઘણા દાહરા થઇ ગીયા ને મેહરવાનજી નાનાભાઇ બેઉ જણ કેહતા'તા કે એ બદમાશ હજી એ લોકની આગળ ફરકયોજ નથી!"

"નાજુ તે દાહરે બોલતી'તી કે એ ફરદુન ભાયખલા પરનાં હેમીલટન હોટેલમાં ઉતર્યોછ—"

ઓચીંતી એક ઝોંક સમેત બેહરામ ખડો થયો—

"હેમીલટન હોટેલમાં? નાજુ બોલતી'તી!—નાજુએ તે કેમ જાણ્યું?"

"મેં પુછ્યું, તાહરે કેહજે 'મેં એક દાહરો એને તાંહ જતો જોયો'તો."

બેહરામે ભવાં ચઢાવીને બે ત્રણ સેકંડ મજબુત હોઠ કરડયા—

"એ બધી શું ગોલા લરઇ છે? મીઠુ—આય નાજુ વંત્રીથી હું પેહલેથીજ ભરકેલો ઉતો——ઓ માઇ ગુડનેસ!—મીઠુ, મીઠુ!——"

બેહરામ એકાએક એક મોટી બુમ સમેત મીઠુની સામે આવીને ઉભો. તેના ચેહરાપર કંઇ નહીં ધારેલો અજબ ફેર-ફાર થઇ ગયલો હતો.

"કેમ?—બેલ, કાંય!——"

"મીઠુ! એ બધાં કારેસ્તાનમાં એજ રાન બીલારી નાજુનો હાથ તો નહીં હોય? જો-જો-જરા ધ્યાન રાખી પાછું યાદ કર! આપરાં લગનની અગાઉ એજ એખલી તારે તાંહ

તારા ઓરડામાં આવતી'તી જતી'તી કેની?——"

મીઠુ ધડાક દેતીકે હવે ઉભી થઇ.

"અરે હા,–ખરેખર મરેરે!" તેણીએબી ઉશ્કેરાઇને બુમ પાડી—"મને આજ સુધી એ વીચારજ નહીં આયો! વીલ નાજુએજ ચોયું છ, બેહરામ! મારા સમ! એજ મુઇએ મારી કબ્જટ એક દાહરો ગોઠવેલી —"

"તારી કબ્જટ ગોઠવેલી! હેં?—કાહરે? કાહરે?—"

"આપરાં લગણુની બે દાહરા અગઉ! મરે મારૂંબી ધક કાંહ ગીયું'તું! પણુ બયું ભેજું ઠેકાણે હોય તો કંઇ સુજ પરે કે! આય મરી ગીયું દલદર વીલ જતું રેહલું તે દાહરેથી આજની ઘરી સુધી, બેલ, ખરૂં કેહુ છ કે અભતે અભતે હું ખરેખર મેટજ થઇ ગેયલી છેઉં! પણુ, બેહરામ—એ રાન ખલેરીને એમ ફાવી જવા દેની નહીં જોઇયે! એ દખમે ચહરી ટગારીને તાંહ જઇને એને ગલચીમાંથી પકર, બેલ—"

"ધી ડેવીલ ટેક ધીસ વુમન! હું એને જીવતી છોડું તો હું મારા બાપનો બેટો નહીં!" બેહરામે દાંત પીસીને એક જાતની ધાસ્તીભરી રીતે ડોકું ધુણાવ્યું.

"એજ મુઇએ અહીં આવ્યા કરીને વીલ અવસ્તામાં ઠેરવી મુકેલું! ભસ્તે ગેઇ બે ચાર વખત અવસ્તા બાહર કાહરી કાહરીને જોયાજ કરતી'તી. રાન ચોટલાબરી ફરદુન સાથ મલી ગેયલી છે! મારા ખોદાય! એ છોકરીમાંણી એવાં પાખંડ છે એમ હું શું જાણું?"

બેહરામ કાંઇ વધુ જવાબ દેવા ઉભો નહીં. ક્રોધ અને કીનાના ફુંફારા મારતો એક ઘેલાં માણુસની પેઠે મ્હોંમાંથી કાંઇ બહુજ કફેર એલફેલના ભયાનક અપશબ્દો બડબડી તે

અફલાતો ઝીંકાતો લપેરા ખાતો ત્યાંથી પોતાના ઓરડામાં ધસ્યો ગયો.

——:o:——

## પ્રકરણ પર મું.

——:o:——

## સેરને માથે સવા સેર!

આજે આતવારનો બુધવાર થયો. ત્રણ આખા દહાડા વચમાં ઉડી ગયા, પણ ફરદુનજીબાના પેટમાંનું પાણીબી હીલતું નહીં હતું. નાનાભાઇ સોલીસીટરે તો તેને તેજ દીવસે એ આલીફ્રુઇના નસીબવંતા વારેસને વીલ પાછું મળવાની વધાઇ હેમીલટન હોટલમાં પુગાડી હતી, અને મુબારકબાદી આપી અરજ કરી હતી કે ફુરસદે સઘળો પાવર પોતાને હસ્તક લેવાને માટે ફરદુનજીએ જરાક નાનાભાઇની આફીસમાં પધારવાની તસ્દી લેવી.

ન્યુસપેપરોમાંબી આ વીચીત્ર કહાણીના સમાચાર વાંચી આખું મુબઇ ગણગણી રહયું હતું. એકવાર ફરીથી નસીબદેવીએ અચબુચ પોતાનો બધો પાસો એકદમજ કેમ ઉલટાવી નાંખ્યો, અને દેશનીકાળ કરેલા એક ભીખારી-નમાયા ફરદુન પ્રીંટરને મોહતના ડાચાંમાંથી ઉગારી લઇ પાછો પોતાની સ્વભુમી ઉપર આણી લાખોની દોલતથી કેમ માલામાલ કરી નાખ્યો, તે બાબે શું ત્રેનમાં કે ત્રામમાં-કલબમાં કે આફીસમાં-ઘરમાં કે રસ્તામાં એકે એક જણ ચકચાર કરતું હતું. પણ ફરદુનજીબા ઠંડાજ હતા. કીસમત પુંજી આવેલા આ લક્ષાપતીને હવે જોવાને માટે સોસાયટી ઇંતેઝાર હતી, પણ સોસાયટીમાં જવા ફરદુન

પ્રીંટર હજુર હેમીલટન હોટલમાંથી બાહેર પડયો હતો નહીં. તેનો આ એકાંતવાસ અલબતાં સમજ પડે તેવો હતો. ઉપરા સાપરી બની ગયલા જીંદગીના અદ્દભુત એનેફાકોથી તે ચકભમ બની ગયો હોય અને જીવ સમાધાન થાય ત્યાંસુધી બીલકુલ એકાંતવાસ ઇચ્છનો હોય, તો તેમાં તેને હમણાને હમણાજ છંછેરવો નહીં જોઇએ. એવું ફરદુનના ઓળખીતાંઓનું કહેવું હતું.

તેણે નાનાભાઇ સોલીસીટરને કાગલ લખીને જણાવ્યું હતું કે "મારી તબીયત હાલ બહુ લઠડી ગયલી હોવાથી બીજા થોડાક દીવસ હું તમને મલી શકીશ નહીં. તુરત ને તુરત એ વીલના સંબંધમાં પગલાં ભરવાની કાંઇ ખાસ દોડાદોડી નથી. વીલ તમારી પાસે ઠાવુ રેહવા દેજો અને જરાક ટટાર થવે હું પોતે તમુને આવીને આપીસમાં મળી જવશ."

ફરદુનજી પ્રીંટર જો કશી દોડાદોડીમાં નહીં હતા, તો તેવણના ઇષ્ટમીત્ર બેહેરામજી તાલુકદાર મેહેરબાન આજે ત્રણ ત્રણ રાત થઇ જરા જંપીને બે ઘડી ઉંઘીબી શકતા નહીં હતા. ગયા રવીવારથી બેહેરામે હેમીલટન હોટલ ઉંપર એક જાતનો ડીટેકટીવ પાહરો મુકયો હતો. તે હજુર પોતાના આ હમન-બર્દને મળ્યો હતો નહીં. પણ હેમીલટન હોટલના મુસલમીન મેનેજર ઇબ્રાહીમને હાથમાં લઇ તેણે ફરદુનને લગતી જેટલી બને એટલી વીગતો મેળવી હતી. બેહેરામની સઉથી મોટી ચટપટ જાણવાની એજ હતી કે પેલી ગુનેહગાર નાજુ ધારવા પ્રમાણે આ ફરદુનની સાથે મળી ગયલી હતી કે નહીં? અને ઇબ્રાહીમે બેહેરામને તેના મોટા ખળભળાટ વચ્ચે જણાવ્યું હતું કે કોઇ પારસી બાઇ રોજ રાત્રે સાત અને નવ વાગ-

તાની વચ્ચે હોટલમાં ફરદુનજીને મળી જયા કરતી હતી.

અહો ! એ નાજુ નહીં તો વળી બીજી કોણ ? બેહેરામે સોમવાર અને મંગળવાર એ દીવસ પોતે છુપાઇ રહીને પોતાની નજરે નાજાં ગાર્ડને ફરદુનના નંબર ૩૧ વાલા ઓરડામાં જતાં જોઇ હતી. ત્યારે એજ નાપાક બીલાડીએ અંતે બેહેરામને દગો દીધો ! ફરદુન તરફથી તેણીને દેખઇતી રીતે એક સારો લુમકો મળેલો હોવો જોઇએ. બેહેરામે ઝનુનથી પોતાના હોઠેહોઠ પીસી નાખ્યા. તેણે આ બંન્ને જણ ઉપર મરણતોલ વેર લેવાના ભયાનક કસમો લીધા હતા. પણ કાંઇબી કરી શકે તે અગાઉ એકવાર કાનેકાન ફરદુન અને નાજુ વચેની ઘુસઘુસ સાંભળવાને માટે તે બહુ આતુર હતો.

એ નખ્ખોદ ગઇ નાજુ રોજ ને રોજ તે આવીને ફરદુન સાથ શું બએ કલાક ટાહેલાં કરતી હશે તે જાણવાને બેહેરામને પુશકળ ચટપટ થયાજ કીધી.

ઇબ્રાહીમ મીઆં ઘણો સમજુ માણસ હતો. પેહેલે દહાડે બેહેરામે તેના હાથમાં બે ગીનીઓ સેરવી દીધી હતી, એટલે તે એક ફર્સ્ટ કલાસ જાસુસ બની ગયલો હતો. બુધવારે સવારે તેને બેહરામે પોતાના “બેલવીલા” માં નાસ્તાપર બોલાવીને એક બીજો રૂપીયા ૫૦ નો ટુકડો તેના ખીસામાં ઠેસ્વી દીધો, એટલે આ મુસલમાન મેનેજરે બેહેરામને તે બુધવારની સાંજે ૬ વાગતે હેમીલટન હોટલના ફરદુનવાલા નંબર ૩૧ ઓરડાની પાસેના ખાલી નાના ઓરડામાં ભરાઇ બેસવાની સઘળી સવળતા કરી આપવાને માથે લીધું હતું.

* * * * *

હોટલની મોટી લોહોડીમાં ૭ વાગતાના ઠોકા વાગ્યા કે ઇબ્રાહીમખાનની પનાહ હેઠળ ગુપચુપ એક બુઢો જેવો અંજાણ્યો મુસલમાન ખાલી પડેલા નંબર ૩૦ ઓરડામાં પાછળે દાદરેથી જઇને ભરાઇ ગયો.

અલબત તે આપણો દોસ્ત બેહેરામ તાલુકદાર હતો. ફરદુન પ્રીંટરને કે નાજાં ગાર્ડને તેના આવવા વીશે જરાકબી સંસારો માલમ નહીં પડે તેનો બંદોબસ્ત રાખવાની વીશેશ જરૂર હતી, કારણ કે કુદરતી રીતે હાલના સંજોગો વચ્ચે તેઓ બંને જણ ચોંકેલા શીકારની પેઠે પોતાની તકેદારીમાં રહી બેહેરામની ગણત્રીમાં ઠાપ આપે એ બનવાજોગ હતું. એજ કારણથી ઇબ્રાહીમ મીઆં પાસ તેનો મુસલમાન સાહયો અને પાઘડી ઉછીકી લઇ એક ભુરી ખોટી દાહડી લટકાવી બેહેરામ સમીસાંજની અંધારી વેળાએ પોતાના ડીટેકટીવ મીશન ઉપર જઇને ગોઠવાયો હતો.

નંબર ૩૦ ઓરડામાં અંધારૂ કીલ હતું ઇબ્રાહીમે તેને હાથથી ઇસારત કરી દીવાલ પરતું એક વેન્ટીલેશન દેખાડયું કે જે ઉપર ગ્રાંઉડ ગલાસની એક બારી હતી. આ બારીના કાચમાં હાથે કરીને એક બાકોરૂં ઇબ્રાહીમે તે દહાડે સવારથી પાડી રાખ્યું હતું.

ટેબલનાં ફ્લકાં ઉંપર જરાબી ઘોંઘાટ કર્યા વગર ચહડી, બેહેરામે તે બાકોરાં વાટે પાસેના ઓરડામાં નજર કરી. આલી પ્રુઇના દશ લાખનો નસીબદાર છબીલો ત્યાં નંબર ૩૧ ઓરડામાં બરાબર સાંબેજ એક સોફા કોચની ઉપર અઢેલાઇ હાથમાં એક ચોપડી સાથ કાંઇ વાંચવાની પેરવી કરતો હતો. તે ઓરડામાં પપરડા જેવી બત્તી બળતી હતી, એટલે બેહેરામ

પોતાના આ જીવે જાનના વાહલા "ફરદુન પ્રીંટર"ને આબાદ જોઇ શકતો હતો. તેણે ઇબ્રાહીમને ઇશારત કરી ચાલી જવા કહયું અને પછી પોતે દાંત પીસીને આગળ શું બને છે તે જોવા અને સાંભળવા એક તલપી રહેલા વાઘની પેઠે ચુપ-ચુપ ઉભો.

પાંચ મીનીટ ગઇ-દશ મીનીટ ગઇ-અને ફરદુન પ્રીંટરની ચોપડી વાંચવાની કોશેશબી પાણીમાં ગઇ. અંતે તેણે ફરફડીને હાથમાંનું વાલ્યુમ એક બાજુએ ટેબલપર મુકી દીધું અને ઉંડા વીચારમા ઓરડામાં આમ તેમ ફલાંગ ભરવા માડી. દેખઇતી રીતે તે કોઇના આવવાની વાર અધીરાઇથી જોતો હતો. તેણે બે ચાર વખત આરસીમાં પોતાનું મ્હોડું જોઇ મુછ સમાર્યાં કરી. એ ધાઇખોરા 'અપસ્ટાર્ટ'નાં મ્હોડાં ઉપર આખો વખત ફતેહ અને તીરસ્કારનું એક વીચીત્ર હસ્તું ચીટકી રહેલું જોઇ બેહેરામને ગળે જાણે એક નહીં સહન થઇ શકે તેવો ડુચો ખુટી આવતો હતો, પણ જડબું પીસી રાખીને એક મહાન કોશેશ સાથ તે સ્થીર ગગડી રહયો.

વીસેક મીનીટ આમ ગઇ હશે. અંતે પાસેના ઓરડાનું બારણું આસ્તેથી કોઇએ ઠોકયું, અને ફરદુને તે ઉંઘાડતાંજ મજેહથી હસ્તે મુખડે મીસ નવાજબાઇ ગાર્ડ અંદર ચાલી આવ્યાં !!

ઓરડામાં તેણી દાખલ થતાંજ ફરદુન પ્રીંટરે બારણું પાછું અલગું બંધ કીધું.

"કેમ, આજે મોરૂં થયું ?"

"હા, ત્રેન ચુકી ગેઇ. બાવાની તબીયત આજે તન

વાગેથી વધારે બગરી. તારે વાસ્તે એવણુ બોલ્યાજ કરેછ જો, ફકીર——"

બેજાન થયલા એક સીપાહ બચ્ચાની પેઠે ઉછળીને તે જવાન નાજુની ગમ ફર્યો.

"બેવકુફ—સ્ટુપીડ!" તેણે કકડાવેલા ડોળા સાથ બુમ પાડી. "તુને મેં કેટલી વખત કેહયું કે મને હવે એ નામે બોલાવવો નહીં! તારી કમબખ્તી આવીછ, નાજુ?"

નાજુ ઠરઠરી ગઇ.

"મરે!" તેણીએ ધીમેથી કહયું, "મુવું યાદજ નહીં રેહતું! મ્હોનામાંથી બોલાઇજ જાયછ. પણ હવે અંહીયાં કોણ આપુને સાંભરવાનું છે?"

"સાંભલે કે નહીં સાંભળે. તું હમણાથી ટેપ પાર—નહીં તો કે કોઇ દહારે રાંન તું તારી સાથે મારોબી કાંટો કાહરી નાંખશે. ચાલ બોલ, હવે, મેં કેહયું'તું તેમ બાવાને સમજાવ્યું કેની?"

"હા, પણ તે એમ કંઇ એવણુ સમજવાના ઉતા વારૂં, ફકી—ફરદુન? પટપટ કર્યાજ કરેછ કે મને મળયા વગર એકદમ જંગબાર કાંહ ચાલી ગીયો!"

મી૦ ફકીરા ગાર્ડ—લકબે "પરદુનજી પ્રીંટરે"— અધીરાઇ અને ચીડથી ડાચું કુમળાવ્યું.

"એ બુઢાજી મને સખે ગગરવા દેવાના નથી. પણ ખાટલે પરેલા છે તેટલી મારાં દીલને નેહ છે. નાજુ, અત્યાર સુધી તો કુદરતે બધી રીતે મદદ કીધીછ. ડોસો લકવે અરેલો છે ને માફીના ડોરા નથી. કેકુ કાંગો તો બીચારો બોલ્યા ગપાટ

છે. હું ધારૂંછ કે કંઇ ઘણી મુશકેલી નહીં પરશે–પછી તો કોણ જાણે! પેલી ફ્રેનીને વાસ્તે હું જરાક બીહુંછ–પણ જોઇ લઇશું. મારી દાહરી કહરાવી નાખ્યા પછી મારૂં મ્હોંનું આરસીમાં જોઇને મને પોતાનેબી હસવું આવેછ? તું માનશે,– આજે સહવારનાં પેલા ઘરડા મેરવાનજી કાંગા અહીં આવી ગીયા. હેહેહે—"

"ખરેખર!"

"હા, આપણે તો ગભરાટમાં પર્યા કે આય કાંઇ આપદા! પણ તેવણ તો ખરે મને પટાવીને 'બેટા' 'દીકરાથીજ' વાત કરવા માંડી. બનતાં સુધી આપણે કંઇબી બોલવાના અખારાજ કીધા, પણ ધાંખરો મારી દયા ખાઇને કેહેજે 'ઉપરાસાપરી બનાવથી ફરદુન દીકરા, તું ઘુંઘજ જેવો બની ગીયોછ!' મેં જોયું કે ચાલ એબી ઠીકજ છે. મેરવાનજીએ ફકત એટલુંજ કેહયું કે મારો સાદ જરાક ભારી ભારી થયોછ. તે ઉપરાંત ફ્રેનીને વાસ્તે ને મારે વાસ્તે કંઇ એલાર ને પેલાર ખાંડીબંધ બોલી ગીયો! બલા જાણે મારી! આપણે મોઘમમાં ડોકું હીલ-વ્યાજ કીધું."

નાજુ ખુબ ગેલથી ખી–ખી–ખી હસી પડી –

"મરેરે—ઓજીંયા કોતકજ તો! ભઇ—તું——"

"વરી?—વરી ભઇ ને બેહન કીધું કે."

"અરે નહીરે—છે તે—ફરદુનજી, તમે ધારોછ કે કોઇજ કોઇજ તમુને ઓરખી નહીં શકશે?——"

"એના જેવો ચપરખંધો બુદ્દો જાહરે પારખી નહીં શકયો તાહરે બીજાઓ તે શું પારખી શકવાના ઉતા? ઓહ—લાઇન કલીયર છે, માઇ ડીયર ગર્લ—એક જરાક થોડો વાર જવા દે. જે જીવ સટોસટની રમતમાં તેં ફ-તેહ મેળવીછ તે વાસ્તે હું તુને મુબારકબાદી આપુંછ——"

"ને હુંબી આપુંછ!"

ધીરે રહીને તેઓના ઓરડાનું બારણું ઉંઘાડી એક બુદ્દો જેવો મુસલમાન અંદર ચાલી આવ્યો, અને ખુશાલ ફકીરજી ગાર્ડ અને તેવણનાં નામચીન બેહેનના ચકીત થયલા ચેહેરાઓ એકેક પછી ટીકતો સોફા ઉપર ગોઠવાઇ બેઠો.

"નાજુ, જરાક મેહેરબાની કરીને ઓરડાની અંદરથી બારણાંને સાંકળ મારશે?" તેણે ઘણુંજ ધીમેથી કહયું.

ફકીરો ગાર્ડ અને નાજાં તો આ નવા ઓચીંતા પરોણાને જોઇને જાણે લકવાથી જડ બની ગયાં હતાં! પણ તે પરોણાજી ટાંટયાપર ટાંટયો ચહડાવીને પોતાની દાહડી પસવાર્યા કરી એક જાતનું ઝીણું ઝીણું હસ્યા જતા હતા!

"વોટ ડુ યુ મીન? તમે કોણ છેવો?" અંતે ફકીરા ગાર્ડે ઘોઘ્રારી અવાજે તણાઇને સવાલ કર્યો. તે ઘરડા મુસલમાનની આવી જાતની અદભુત બેઅદબીથી તે બે ઘડી ખરેખર ચકભમ થઇ ગયો હતો.

"હું? હું બેહેરામ તાલુકદાર-હું આલી ફુઇનો ભત્રીજો. નાજુ, શું મને તુંબી નહીં ઓરખી શકી? ઘણું અજબ જેવું!"

ફકીરા ગાર્ડ ડોળા ફાડીને પોતાના આ જવલેણ મુદઇની સામે અરધી મીનીટ જોયા કર્યું. નાજુ એક ખુણામાં મ્હોંડે

રૂમાલ દાબીને ઉજલી વાખ જેવી ઠસ થઇ ઉભી હતી. આ વીચીત્ર ત્રગડીનું જીવતું ચીત્ર ખરેખર તે ઘડીએ કેમેરામાં ઉતારી લેવા લાયક હતું.

એમેરામ તાલુકદારે પોતાને માથેથી પાઘડી કહાડીને બાજુએ મેલી, ઝપાટામાં સાહયો દીલપરથી ઉતારી બાજુએ ફેંકયો, અને કાનપરથી ખોટી દાહડી ખેંચી કહાડીને ખુણામાં પટકી. નાજુ ગાર્ડ અને તેણીના ભાઇની ફગલાયલી ચશમો સામે છાતો કહાડીને ઇંગ્રેજી ડરેસમાં કમ્મરે બે હાથ સાથ ઉભેલો બેહેરામ તાલુકદાર બેશક કોઇનેબી ધુજરાં છુટાવે તેવી રીતે પોતાના દાંતો કચકચાવતો હતો!

"ફકીરજી ગાર્ડ અને નવજબઇ,—કાહરનો એક કલાક થયો આય પાસેનાજ ઓડરામાં હું ઉભેલો ઉતો—ને પેલાં બાકોરાંમાંથી મેં બધું સાંભળ્યુંછ! યસ-તમારી જબરદસ્ત ફ-તેહ માટે હું તમો બેઉ જણાંને મુબારકબાદો આપુંછ! મીઠુની કબટમાંથી વીલ ચોરી-મારે તાંહ અવસ્તામાં તે ધકેલી દઇ, આય તરકટ ચલાવવા સારૂં, નાજાં, તેં જે હીંમત કીધીછ તે જોઇ હું આફ્રીન કરૂંછ. ફરદુન પ્રીંટરનો ગુજરેલો બાપબી જો હમણા આય ઓરડામાં આવીને ઉભો રેહ તો, મી૦ ફકીરજી ગાર્ડ, ખચીત તમુને પોતાના દીકરા તરીકે ઓરખીને પેટમાં ચાંપે! ખરા ફરદુનની લાઇકનેસ તમે આબેહુબ ઉપજાવી શકયાછ, તેમાં તો શકજ નથી—આઇ કોનગ્રેચ્યુલેટ યુ!"

——:o:——

## પ્રકરણ ૫૩ મું.

—:o:—

"દુર દુર જા, પરેહા દુર બેશઉર તું—
મુંહકો તેરે ગુલસું મસાની મંજુર તું!
—દો ચાર ઘાતે, લે માર લાતે;
--બાતે મીઠી કર, જાન!
જારે, જારે, મુરખ નાદાન!
—સુન પ્યારે તું માન,
—જારી ના કર તુફાન!
જુરે મુજી શયતાન! અરે જા જા જા!"

આશા અને ઉમેદથી છલછલતાં જીગર સાથ, સંપુર્ણ સલામતીની નીરાંત વચ્ચે, ફ-તેહની પુરેપુરી ખાત્રીમાં મ્હોં મટમટાવતાં કોઇ 'સુખી' માણસને જયારે એકાએક એક નધારેલો નાસીપાસીનો આંચકો લાગે છે, ત્યારે બે ઘડી તેની છાતીમાંથી શું પસાર થઇ જાય છે તે તમે જાણો છો?— કયાંથી જાણો? પરવરદેગાર તમારા દુશમેનનેબી એવો હેબત-નાક અનુભવ નહીં આપે! સીલીંગ ભાંગી જઇને માથાંની તાળકી પર આખ્ખો મોભ તુટી પડે—તે ગજબબી આવી કીસમની ઓચીંતી ભયાનક નીરાશીના જાલમ સીતમ આગળ કુચ્છ નથી.

સુખ અને એશો ચમનના દીલખુશ ખ્વાબમાંથી એક ઝટકે ભડકી ઉઠેલો ફ્કીરો ગાર્ડ તુર્ત વેળા તો માથાંથી પગ સુધી અકડી જઇને લાકડુંજ બની રહયો. આ ઓચીંતા

ફટકાની અસર તળે તેના જેવો એક રગેરગનો ઉઠાઉગીર બદમાશબી જાણે ઘુમરી ખાતો ત્યાં એજ જગ્યાએ ચીટકી જઇ બેહરામ તાલુકદારનો ચેહરો ચીતારનો ઉભો.

બે ત્રણ મીનીટની બીહામણી ચુપકીદી અંતે આલી-ફ઼ઇના હકદાર ભત્રીજાએજ પાછી તોડી. બેહરામનો ટકોરબાજ કડોર અવાજ બંદુકની ગોળીની પેઠે આ ભાઇ બેહનની પ્યારી જોડીના હરૂદયપર જઇને અઠડતો હતો——

"મીસ્ટર ફકીરજી ગાર્ડ, તમુને ખબર નહીં હોશે કે તમારો કમતરીન સેવકબી 'ફરદુન પ્રીંટર' તરીકે થોડો વખત અહીં પસાર થઇ ગેયલો ઉતો! બસ — એ કમબખ્ત નામમાંજ કંઇ મોહીની છે! પણ મારા કરતાં તમે એક તબકકો ચહ-ડીયા! તમે ફરદુન પ્રીંટરનું નામ લીધું ને સાથે વળી આબેહુબ તેનું કોહુંબી ઉપજાવી કાહડયું! શાબાશ — તમારી પાક બેહા-દનેબી ધન છે!"

ફકીરા ગાર્ડને હવે પોતાની ગાફેલીમાંથી સેહજ બીદાર થવાનો વખત મળ્યો હતો. તે આસ્તેથી એક ખુરસી પર ગોઠવાઇ બેઠો અને છાતીપર ડોકું નમાવી દઇ માથે બે હાથ દીધા. તેનાં મુખમાંથી હજી એક તુકારોબી નીકળ્યો હતો નહીં, પણ આવી તેની ખામોશીથી બેહરામ તાલુકદારનું પુરૂં ઉભાઇ ગયું.

"ફકીરજી ગાર્ડ." તે દાંતો કચકચાવી બોલ્યો, "તમે જો એક એકટર છેઓ તો મને કંઇ એવા પાર્ટો ભજી બતાવતાં ઓછા આવડતા નથી. અહીંબી બધા વા વાગી ચુકેલા છે. તમુને એક ભાભડભુજા ઓડાની સાથ કામ પાડવાનું નથી — તમુને બેહરામ તાલુકદાર સાથ હીસાબ લેવાનો છે. આવી

મહાન ડગઇ ચલાવવા માટે હું તમુને ને તમારાં આય નામીચાં બેહનને હમણા પોલીસના હાથમાં આપું તે અગાઉ તમુને જેબી કંઇ કેહવું હેય તે ધીરજથી સાંભળવા હું તઇયાર છેઉં."

આસ્તેથી પોતાનું ડોકું ઉંચકી ફ્કીરો ગાર્ડ ખુરસીપર તરો બેઠો. એકાએક તેના મ્હોં ઉપર એક જાતનું વીચીત્ર છુપું હસવું પંથરાઇ ગયું હતું—અને તેના બે લાલ ડોળાઓ કંઇ ધાસ્તીભર્યા પ્રકાશ સહીત ચમક ચમક થતા હતા.

"બેહરામ તાલુકદાર," તેણે ખોખરા ભારી અવાજે કહયું. "તું શાનો એટલો બધો તકાજો કરેછ? પેલાં બોચીયાં ફરદુન પ્રીંટરને ઉલથાપ આપીને પાવી ગીયો તે અહીં જોવા જાયછ કે? હા, હું જાણુંછ કે તું એક પહેલા નંબરનો સ્કાઉંડ્રલ છે, પણ એણીમેર ફ્કીરો ગાર્ડ પોતાનાં આય ગજવામાં તારા જેવા પચીસ બ્લેગાર્ડોને લઇને ફરતો ફરેછ! તારા જેવા એક ચંડાલસે પંજો મેળવી મારીબી હુશીયારી કંઇક દેખાડવા હું ઇંતેજારજ ઉતો, ને અંતે મને તે લાગ હવે મલ્યોછ——"

એક મીનીટ બેહરામ મુંગો થઇ ગયો. પોતાની સામે બેઠેલા આ મુજી રાસ્કલને આમ સામો ઠંડે કલેજેની બજાજી કરતાં જોઇ તે તો ખરેખર ટાટજ બની ગયો હતો.

"શાબાશ!" અંતે તેણે મહા મુસીબતે પોતાની છાતી માહેલે ! પીત્તો સમાવીને ધીમેથી કહયું, "તારાં પોશાગીરપણાં સાથ તું આટલી હદ સુધી નફટઇ આમેજ કરી શકેછ તે જોઇ હું રીયલી ડંગ છેઉં! નવાજબાઇ—તારા સમ!—આય તારો ભઇ ખચીત એક 'ઇનટરેસ્ટીંગ સ્ટડી' છે!"

ફ્કીરો ગાર્ડ હસી પડયો——

"તો તે 'સ્ટડી'થી બીહ ધ્રુજી શાનો મરેછ ? તારી સામે જાહરે એક હમનબર્દ ઉભો થયોછ તાહરે તું એક હીચકારા બાયલાની કાની પોલીસના હાથમાં તેને આપી દેવા નીકળ્યોછ. તારે શરમાવું જોઇએ, બેહેરામ તાલુકદાર !"

પોતાના ગમે એવાબી ગુસ્સા છતાં બેહેરામથીબી હવે સેહેજ હસવા વગર રહેવાયું નહીં. આ ફકીરો તો વળી તદ્દનજ એક નંગ નીકળ્યો હતો!

"એટલે? તાહરે શું તું એમ કહેવા માગેછ કે હું એક ગોખલાપર ચહડી બેસીને તુને ફરદુન પ્રીંટર તરીકે ખુશાલ બધું હોઇયાં કરી જતો જોયા કરૂં? તું શું કેહવા માગેછ?"

"એકઝેકટલી! હું એજ કેહવા માગુંછ કે તું સારી દુન્યાની આગળ મને ખરા ફરદુન પ્રીંટર દાખલ બાપોકાર કબુલ રાખ ને આલીફુઇની તમામ દોલત મને મુગો મુગો સપુરદ કરી દે!"

"વાહ !"—— "

"એ વા ને પવન! તું તેમ કરશે નહીં તો. બેહેરામ તાલુકદાર, તું જશે કાંહ ?"

બેહરામ ઉઠીને ઉભો થયો. તેની સબુરી હવે ખુટી ગઇ હતી.

"વેલ – વેલ—" તે અત્યંત ખીજાઇને ડોકું હલાવી ચીચવાઇ પડયો, "હું અમથો તારા સરખા એક મેડકેપ સાથ ટાઇમ ગુમાઉંછ! હું જવશ કાંહ?—હેંગ યુ—હું કાંહ જવશ તેની સાથ તુને કામ નથી—પણ તું—તુ ધાઇપરૂ ફકીરા—તું કાંહ જશે તે હું તુને બરાબર દેખાડશ! ઉમરખાડીની જેલમાં હમણાં ઘણી જગા છે——"

" હા, આપણા ચારે જણુને વાસ્તે તો તાંહ પુરતી બીસીયાર જગા છે !"

બેહેરામે એક પળ અચકીને પોતાના હરીફની ગમ જોયું. ફકીર બાહદરયો કરારને જીવે ત્યાં મુછમાં હસતો અદબવાલીને ઉભો રહેલો હતો.

"ચારો જણુને વાસ્તે ?" તે લગાર ચકીત થઇને બખાળી પડયો, "તું આજે બકેછ શું ! વોટ ડુ યુ મીન, સર, વોટ ડુ યુ મીન ?"

"ફકત એટલુંજ. બેહરામજીબા, કે તમે મુરબ્બી જો મને જરાબી હેરાન કરશો તો મારી અને આય નાજાંની સાથે તમે અને તમારાં નેકનામ ધણીયાણી મીઠીબાઇનેબી તુરંગની હવા ખાવા આવવું પડશે ! હું પાયમાલ થવશ તો તમે કંઇ ધનના ઢગલાપર જઇને ચહરી બેસી શકવાના નથી—"

"એટલે ?"

"એટલે એમ, આલીફુઇના નામવર ભત્રીજા, કે તમે મને ઉઘાડો પાડશો તો તેથી ફરદુન પ્રીંટરની દોલતની એક પૈબી તમુને પચવાની નથી. ખરૂં વીલ તમારી ધણીયાણીએ ચોર્યું ને તે ભલઇનાં કામમાં તમે તેણાનને મદદ કીધી—એટલે તમારાંબી પાણી મુવેલાં છે. એક વીલ ચોરવુ અને તે છુપાવી રાખવું એ કાયદાની નજરમાં કંઇ નાનો સુનો ગુનાહ નથી. કોઇબી રીતે હવે ખરૂં વીલ મલ્યુંછ ને ફરદુન પ્રીંટરના મરી જવા પછી તેનાં કોઇબી દુરનાં સગાંઓ મુવેલાં હોશે તે લોકનું ડાપું બધી દોલતપર આવશે. એ વીલની મલી આવવાની વાત સારી દુન્યાને હવે જાહેર થઇ ચુકીછ. તે ચીઠ્ઠરૂં નાનાભાઇ સોલીસીટરની તીજોરીમાં આય ઘડીએ સલા-

મત છે. સમજ્યા?—જાઓ, હવે ઘણી લાહેરી ના કરો. તમે ઘણા હુશીયાર અને ચબરાક અને ગણત્રીબાજ છેઓ તે મને ખબર છે."

બેહરામનાં કપાલપર ઝરાં ફુટી નીકળ્યાં હતાં. ઘડીભર તેનાં મોહડાંપરની તુમાખીનો તોર ઉડી ગયો અને અત્યાર તુલીક મીજાજમાં ચહડી રહેલાં તેનાં ભવાંનો કમાનદાર ચીલ્લો સેહજ ડપટ પડ્યો. જોરમાં હોઠ ફરડીને ભખરાયલ ચેહરે તેણે પોતાના હરીફની ગમ ટગર ટગર જોયું.

"યુ બ્રુટ!" તેણે બીડેલા હોઠો વચ્ચેથી દબાયલા અવાજે કહયું, "તું ને આય નાપાક પોરી મારા રસ્તાની વચ્ચે આયાંછ!—"

"હાજી તેવુંજ કંઇ જરા દીસેછ! તેથીજ, મારા ખાને આબાદ, હું તમુને ગાઇ વજારીને કેહુંછ કે હવે સીધે સલુકે સમજો—ને જરા ડાહયા થઇ જાઓ——"

"ફકીરા! ટેક કેર!! હું ફરીથી કેહુંછ કે ટેક વેરી ગ્રેટ કેર!"

ફકીરો ગાર્ડ પાછો મોટે સાદે ખડખડાટ હસી પડયો.

"મને છેરીને, દીકરા, તું કાંહ જશે? હું ને નાજાં તુને ઠેઠ વેર પુગી વરશું."

"શેટ! તમે લોક કંઇ કરી શકવાનાં નથી! તમો લોક જખ મારોછ! એ બધો સુકકો દમ——"

"નહી—બેહેરામ—હું કંઇ ખાલી ભપકી કરતો નથી. હું બોલું તે કરી દેખાડું એવોજ માણસ છેઉં. જો સાંભલ, નનામું કાગજ મેંજ નાનાભાઇને લખ્યું તે મારા દસ્કતથી પુરવાર થશે-અને તે પરથી એટલું તો ખુલ્લે ખુલ્લું દેખાઇ

આવશે કે અવસ્તામાં વીલ ઠેસવી દેનાર અમારા બે જણ માહેલું એક છે—બેહસ્તન આલીફ્રુઇ નહીં. નાજાં સોગંદપર કેહશે કે એણે પોતે પોતાને હાથે વીલ ચોપડીનાં કવરમાં મુકયું'તું—અને તે વીલ નાજુને તારી મીઠીબઇની કબટમાંથી મલ્યું'તું ! એજ વીલની કુમકપર મીઠીબઇએ તુને પોતાની સાથ પણવાની ફરજ પાડી એબી પછી કોઇ બેવકુફમાં બેવકુફને પણ સમજ પડી જશે !"

જીતનાર અને માહત થનારની જગ્યા અદલબદલ થઇ ગઇ હતી. ફકીરાના હોઠો ઉપર બેઠેલાં તકોબરી અને ગુમાનીનાં અચુક હસવા ઉપરથી બેહેરામ તાલુકદારે જોઇ લીધું કે આ વેળા તેને એક નફટમાં નફ્ટ—બેહયા બેઅદબ—બેશરમ—બદકારની સાથે કામ પાડવાનું હતું. તેણે જોઇ લીધું કે ફકીરો ગાર્ડ એક અતી ઘણો ધાસ્તીભર્યો—જીવપર આવી જઇને કામ પડે તો સગા બાપનુંબી ગળું ફાંસી નાખનારો—પાપી પરાક્રમોમાં એક તસુબી બેહેરામથી ખાંડયો નહીં જાય એવો—દુન્યાથી ઉખડી ગયલો રદબાતલ માણસ હતો.

હવે આ કમબખતને જવાબબી શું દેવો તે બેહેરામ તાલુકદારને સમજ પડયું નહીં. બત્રીસી બીડેલી રાખીને થોડોક વાર તે ચુપજ બેઠો.

"બેહેરામજી શેઠ, કંઇ જરા એક ડ્રોપ વ્હીસ્કી મારી સાથ લેશો ?—મંગાઉં ?" કેટલેક વારે આખરે ફકીરાએ પાછી છેડતી શરૂ કરી.

બેહેરામે એક ખુંખાર માર્યો. મુછમાં હસતા પોતાના મુદઇની આગળ નકટે નાકની નફ્ટાઇમાંબી પછાત પડી જવા તેને ગમતું નહીં હતું.

"યસ થેંકયુ!" હસતું મ્હોડું કરી તેણે જવાબ દીધો, "તમુને ઘણી તસ્દી પડેછ—માફ કરજો!"

"અરે માફ શાનું, બીરાદર?—ઘેર તારૂંજ છે. લે બેહેરામ, જરાક છાંટો લે, કે હુશીયારી આવી જાય. મારૂંબી નાક તાહરનું સુકાયછ!"

ફકીરાએ ચંગ વજાડયો અને હોટેલના "બોય"ને વ્હીસ્કીની બાટલી, ત્રણ ટંમલર અને સોડા લાવવાનો હોકમ કર્યો.

બોય ત્રેમાં સુલેહ સંપજ અને સમાધાનીનો આ સામાન ઉંચકી લાવ્યો ત્યાં સુધી ત્રણુડે જણાં પોત પોતાના વીચારમાં મુંગાં બેસી રહયાં. ત્રણુડેનાં જીગરોમાંથી શું શું અરસપરસ એખલાસની લાગણીનો પ્રવાહ પસાર થઇ જતો હતો તે આપણે જોવા કયાં જઇયે? બેહેરામનાં ગળાંમાં તો એવું કાંઇ દરદ બસ ખુંટયા કરતું હતું કે જો તેનું જરાબી ચાલતું હોય તો સામે પગપર પગ ચહડાવીને મુછયાં મરડયા કરતા આ દેવનામ દેવનાં પેટમાં ચાલતી છરીજ આખી ભોકી દે! અને ફકીરા ગાડને આ આલીફુઇના ભત્રીજાને જોતાંજ માથાંમાં એવી ટણુખ મારતી હતી કે જો જરાબી લાગ ફાવી શકતો હોય, તો——!

અરેરે! બેહેરામ વગર ફકીરો આજે કેવો નેહાલ થઇ ગયો હતે!—ફકીરા વગર બેહેરામ કેવો દશ લાખનો એકલો ધણી બનીને ખુશાલ લેહેર ઉડાવતે! એક મેકના લોહીના તરસ્યા આ હમનબર્દો સારી રવેસે સમજતા હતા કે એ સઘળો ખાલી અર્થ વગરનો કેહેર અને ગુસ્સો હતો. વ્હીસ્કીનાં ટંમલર ઉંચકતાં બંનેનાં મ્હોં ઉપર એક શર્યામ જુઠું ડોળઘાલું હસવું પંથરાઇ ગયું હતું.

"કમ બેહેરામ, હીઅર ઇઝ ટુ યુ! બેરાદર, આપુને પંચાત કરવામાં સાર નથી. લાવ, તારૂં ગલાસ લાવ! આય આપણી આજની નવી દોસ્તીની સલામતી! લે નાજુ, આય આપણાં ત્રણુ જણુાંનાં ગુડ લકની સલામતી!"

એક ટાંસે ફકીરો પોતાનું અરધું ટંમલર ગટાવી ગયો અને પછી એક જાતના સંતોશનો ખંખાર મારી મ્હોડું નુછ્યું.

ચકીત થઇને એક પળ બેહરામે આ અફલાતુન અભાગ્યાની ઉપર નજર ફેંકી, અને પછી મુગો મુગો પોતેબી ખાસ્સો દોહોડેક પેગ જેટલો વ્હીસ્કી ઉછાળી ગયો. તેનું માથું હમણા ફરતું હતું અને કાંઇક પ્રવાહી દારૂખાનાની તેને વીશેષ અગત કયારની માલમ પડી હતી.

વળી એક બે મીનીટ ચુપચાપ ગઇ. અંતે બેહેરામ ઉઠયો.

"ફકીરા—નાજા" તે ઓરડામાં આમથી તેમ ચાલતાં ઘણેજ ધીમે સાદે બોલ્યો, "આજના ઓચીંતા બનાવથી હું હમણા એટલો 'અપસેટ' થઇ ગીયોછ કે કંઇ સમજબી પડતું નથી. મારા જનમમાં ભઇ બેહેનની તમારા જેવી નાપેકાર ચંડાળ જોડી મેં કોઇ દાહરેબી જોઇ નથી—સાંભળીબી નથી. હું જોઉંછ, ફકીરજી ગાર્ડ, કે તું એક ઇનસાન નથી પણુ દઇત છે!"

"થેંકસ! મેહરબાની થઇ!——"

"તું મને કાહરનો ખાલી દમ ભરાવેછ—પણુ તુંને એખલાને જો આય દોલત પચાવી પાડવા દેઉં, તો મને એક માણુસ નહીં પણુ ગધેરો કેહેવાની તુને છુટ છે."

"ને બેહેરામ, જે હું તુંને એકલાને ફરદુન પ્રીંટરના

પૈસા હોઇયાં કરવા દેઉં તો મને માણુસ નહીં પણ એક કંગાળ કુતરો કેહેવાની તુને રજા છે."

"વેલ—તાહરે એમજ થયું કે આપણા બેની હોજા-તોજીમાં આય નગદ રકમ કોઇ ભલતો અલફાતુ ગરપ કરી જશે. ફરદુન પ્રીંટર તો કયારનો દર્યાના પેટામાં જઇને બેઠેલો છે, એટલે કોઇ તેનો લુલો ભાગો સગો——"

"હા, તેમાં હું શું કરૂં? તું સમજતો નહીં તાહરે એમજ થશે. લેની—બીજો વ્હીસ્કી લેછ કે?"

"ડેમ યોર વ્હીસ્કી! તું કેહેવા શું માગેછ? ફકીરા—હવે જરા ખોલ્લું બોલ."

"કેહેવા શું માગુંછ તે હું કેહી ચુકોછ. ફરદુન પ્રીંટર તરીકે હું એખલે હાથે બધું ખાવા ગીયો, પણ હવે હું જોઉંછ કે તેમ બનવું મુશકેલ છે. આલીપુઇનું વીલ તફરગે કરીને તું એકલે હાથે બધું ખાવા ગીયો પણ હવે તું જોયછ કે તેમ બનવું મુશકેલ છે."

"યે!—પણ તાહરે શું આપણે બેઉ જણાએ ખસતા થઇને——"

"છટ—છટ! તેબી બનવું મુશકેલ છે. આજે, દોસ્ત અમારી સાથે રાતના અહીં ડીનર લે—તો સમજુતીની કંઇક ગોઠવણપર આપરે બેઉ જણા કદાચ આવી શકશું. જો વીચાર કર, બેહેરામ—તેમ બનતું મુશકેલ નથી."

બેહેરામ ઓરડામાં આમથી તેમ ફલાંગ ભરતો હતો—તે અચણુચ અટકી ઉભો અને આ જાલ ફકીરા ગમ એકવાર ફરીથી ડોળા ફાડીને જોવા પડયો.

"ફકીરા, તું કાહરનો ગોલગોલ શું બકયા કરેછ તે હજુર મારાં મગજમાં બરાબર ઉતર્યું નથી."

"કારણ—તારાં મગજમાં હજુર વ્હીસ્કી બરાબર ચહડયો નથી. હું કંઇ ગોલબી નથી બોલતો ને લંબચોરસબી નથી બોલતો. કલેજાં, હું તો ફકત એટલુંજ કેહુંછ કે આપણે આલીફુઇની દોલતના બે સરખા ભાગ પાડીયે ને ખુશાલ કોઇના હોકા ધોકા વગર ચમન કર્યાં કર્યે! નકામી પંચાત ને ફેસાદની જરૂરજ નથી. બેઉ જણુ અરધું અરધું વેંહચી લઇએ તો પછી કોઇના બાપનીબી મકદુર નથી કે આપુને છેરે——"

"એ તું બકી શું મરેછ?——"

"કાંય?—એમા બકવાનું શું છે? હું ધારૂંછ, બેહેરાંમ, કે આપરી બેઉની અકકલ હુશીયારી ચાલાકી ચબરાકી જો એકમેકની સાંબે બરબાદ નહીં કર્યે—અને જો બેઉ જણુ સાથે મલીને કામ કર્યે,—તો સારી દુન્યા ચાંપી જઇયે. દોસ્ત, તારાં ઉમદા ભેજાં માટે મને ઘણું ઉંચું મત છે, પણ હું અજબ થાઉંછ કે હજુર તું મને બરાબર સમજી શકતો નથી ને ધુવરની કાની મારૂં ડાચું જોયા કરેછ. ખરેખર ઘણો અજબ થાઉંછ, બેહેરામ."

"અરે પણ આપણે બેઉ જણુ એકકી વેળા દોલતના બે ફાળા પાડી શકયેજ કેવી રીતે? શું ફરદુન પ્રીંટર તરીકે તું રાજી ખુશીથી આલીફુઇની દોલત પરનો અરધો હક ઉઠાવી લે ને મને——"

"નોનસન્સ! આલીફુઇની બધી દોલત તો હુંજ લેઉં—પછએ પઇ—તુને એક અરધીબી નહીં મલે—ને મને તું ખરા ફરદુન પ્રીંટર તરીકે કબુલ રાખ."

"હેં ?"

"હા, પછી હું ને તું સમજી લઇશું. તું જો મને ખુલ્લી રીતે બધાંના દેખતાં ધરદુન તરીકે કબુલ રાખે, તો પોણી મુશકેલી દુર થઇ ગઇ. પછી કોઇ ચું કે ચાં બોલ-વાનું નથી,"

"અરે, પણ પછી મારૂં શું ? હું એક વખત આવ ઠાગામાં તારી સાથ સામેલ થાઉં ને પછી તું માથું ફેરવી બેસે તો——"

"ઉંહ માથું ફેરવી બેસું તો પછી તુંને તારૂં માથું ફેરવતાં કોણ અટકાવેછ? દર મહીને હું તુંને ચોકસ રકમ આપતી કરૂં કે યા તો શરૂઆતમાંજ કંઇ સમજુતી પર આવીને આપરે રકમની વેહેચણી કર્યે. જો મારી ભત્રીશની ચાલચલણ તુને નહીં રૂચે, તો મારી મુડી તારા હાથમા છે. જો તું જોઇયે તે કરતાં ફાસ્ટ જાય ને મને તારી શરતો નહીં માફક આવે તો તારી મુડી મારા હાથમાં છે! કયું–કઇસી કહી? ગરજ મોરી બાપડી! તું જો સમજતો હોય, તો આપરે બેઉ જણ મજાહના ઘડીયાલના બે ચકકરોની માફક એકમેક સાથ હલીમલીને ચાલી શકશું. પછી તો જેવી તારી મરજી!"

"ને એમ કરવા હું કબુલ નહીં થાઉં તો?"

"તો પછી આપણે બેઉએ પાંખરી વળગીને સીધી ઝાહનમની ખારમાં જવા સીવાય છુટકો નથી. મને શું?— મારૂં ઉતું શું ને ગીયું શું—ચોર આવે તો બીહવું શું? ઘણું થશે તો મને થોડા મહીના યારોડામાં કાહરવા પડશે, નાનાભઇ સોલીસીટર આલીફુઇના એકાદ સગાની ઉપર તાર

કરશે અને કોઇ ભુલા ચુકાનો માબાપ વચમાં ઘુસી આવશે. મારા બાપના સમ—હું તમારાં નેકબખ્ત મીઠીબઇના ભોપાલાં ઉંધારાં કરશ-પછી જે થવાનું હોય તે થાય!"

બેહેરામે આસ્તેથી થોડોક બીજો વ્હીસ્કી ટંમલરમાં નામ્યો અને પછી સેહેજ મુછમાં હસ્યો.

"ઠીક છે. મને જરાક વીચાર કરવાને વાસ્તે આજની રાતનો વખત જોઇયેછ—કાલે હું તુંને મારો છેવટનો જવાબ આપશ. તેટલાં, ફ્કીરજી———"

"આઇ બેગ યોર પારડન! મારૂં નામ ફરદુનજી છે!"

"યસ, ઓલ રાઇટ! મી૦ ફરદુનજી પ્રીંટર હું મારા વર્ડ પર કેહુંછ કે હું ઘણાબી લફંગા પોશાગીરોની સાથ સંબંધમાં આયોછ, પણ તું!!—બાપરે! તારી ઠંડે કલેજેની પાક બેહાઇ જોઇ મને તારી પર જરા હવે વીશ્વાસ આવેછ."

"ઓ આઇ એમ સો ગ્લેડ!—"

"તારે ઠેકાણે જો કોઇ જરાબી બીજો ઘીલો કે પોચો આદમી હોતે, તો આવી તારી સુપ્રીયાણી શરત હું હસીજ કાહરતે. પણ હું ધારૂંછ કે તારા જેવા એક સ્કાઉંડરલ સાથ કામ પારવામાં ઝાઝો જોખમ નથી. આઇ એડમાયર યુ, ફરદુન પ્રીંટર. મારે લાયકનો તું માણુસ છે! સાહેબજી! ગુડ નાઇટ, નાજાં—ગુડ નાઇટ, ફકી—ફરદુન! હું ધારૂંછ કે આપરે કંઇ સમજુતીપર આવી શકશું."

"ગુડ નાઇટ, માઇ બોય! જો ઘણો રાતના વીચાર ના કરતો—નહીં તો સ્વપ્નામાં બીહ ઉઠશે!"

બેહરામે હળવેથી પોતાની ભુરી દાહડી પાછી બાંધી—માથે મુસલમાની પાઘડી આસ્તેથી પેહેરી,—લાંબો ઝભો

આંગપર ઓળગ્યો—અને એક બોલ બોલ્યા વીના પોતાના અઝીઝ ગોઠયા સાથ શેકહેન્ડ કરી, નાજુને ડોકું કરી ઓરડાની બાહેર ચાલી ગયો.

——:o:——

## પ્રકરણ ૫૪ મું.

—:o:—

**"મારો જોબન બીતો જાય, બાદીલા,—**
**બેગી આવજો રે!"**

એમજ છે. તકદીરનાં ત્રાજવાંનો કશો ઢંગ ધડો નથી. તેનું એક યા બીજું પલ્લું ઝોંક ખાઇને જો ઉલટી દીશાએ નમવાપર આવે છે તો છેક એટલી બધી હદ સુધી—એટલું તો જલદી—ઝુમી જાય છે કે એકાએક શું થઇ ગયું તે પહેલાં તો બરાબર સમજબી પડતું નથી.

છેલ્લા પંદર દહાડાના અરસામાં સંજોગો ઉપરાસાપરી એવા હેરફેર થઇ ગયા કે ફ્રેની કાંગાને જરા શાંતીથી તેની ઉપર ગોર કરવાને વખત મળ્યો હતો નહીં. ફરદુન પ્રીંટર સલામત બચી ગયો—બચી જઇને અચાનક મુંબઇ પાછો આવતો રહયો—મુંબઇ આવતાંજ આલીપુરૂઇનો પાછો હકદાર વારેસ પુરવાર થયો—અને લખ્ખોની દોલતનો ધણી થવા છતાં આજે પંદર પંદર દહાડા થયા હેમીલટન હોટેલમાં ભરાઇજ રહયો–ફ્રેનીને જરાક જુઠઇએ મળવાબી આવ્યો નહીં! તે છોડીનાં દીલમાં હમણા શું થતું હતું તેનો શું તેણે જરા વીચાર વટીક કર્યો નહીં હશે? તે જયારે "કુલગાર્ડી" સ્ટીમરમાં ઉપડી જવા માટે ફ્રેનીને છેલ્લો મળી ગયો ત્યારે

તેના ગંભીર, શોકાતુર શબ્દો શું તે તદનજ પાછો વીસરી ગયો હશે? કે નહીં તો શું પૈસે ટકે પાછો પુર થવાથી——

છટ, છટ! એમ તો બનેજ નહીં. સદાનો ભલો–વાહલો–સાચ્ચો ફરદુન ગમે તેવાબી સંજોગો છતાં—આભ અને ધર્થી એક થાય તોબી—એવફા નીવડે એ વીચારજ બેહુદો હતો.

છેલ્લી વખતે મેહેરવાનજી બાવાએ તે બીચારાને જે શરમ ભરીં રીતે હરકાટી કહાડયો, તેની યાદમાં ફરદુન આજની ઘડી-વેર ગુંગળાયાજ કરતો હાવો જોઇયે—નહીં તો તે પોતાની ફ્રેનીને મળવા આવ્યા વીના રહેજ કેવી રીતે? હવે તેને શેનો હાકો ધોકો હોય? બે અઠવાડયાં થઇ ગયાં—છતાં તે આવ્યો નહીં તો નહીં પણ બે લીટીની એક ચીઠ્ઠીબી નહી મળે! શું તે શીક પડયો હશે? યા શું ઉલટાઇ ગયલા સઘળા મામલાને લીધે સુનો બાવરો બની જઇ એકાંતમાં જરા પોતાનું મગજ શાંત કરવા માંગતો હશે? શું હશે? ફ્રેની ખરે મને ઉદાસ અને બેચેન હતી, પણ મ્હોં ખોલીને પોતાનાં દીલની વાત કેહેવાબી કોણને જાય?

અરેરે! ઘણીક વાર દીલની અંદર જે કંઇ થાય છે તેની એક સહેજ જેટલીબી વરાળ બાહેર કહાડવાથી કેટલો કરાર—કેટલો સંતોષ મળે છે તે કોણને ખબર નથી? ફ્રેની દીલમાં ને દીલમાંજ મુંઝાયા કીધી. ફરદુનને એક કાગળ લખવા માટે તેણીએ ત્રણ ચાર વાર કોશેશ કીધી અને દરેક વખતે તે લખાયલું કાગળ તેણીએ પાછું ફાડી તોડીને કટકા બુકલા કરી નાંખ્યું. જો અગાઉના જેવોજ મામલો હતે—જો ફરદુનને આલીફુઇની સઘળી દોલત પાછી મળી નહીં હતે—તો જુદી વાત હતી. પણ હવે? હવે તે જવાન ઉપર ફ્રેની

પાછું કાગજ લખે, તો કદાપી તેનો જુદો અર્થ ઉઠવાનો કેટલો સંભવ રહે? આલીપુઇનું અસલ ખરૂં વીલ મળી નહીં આવ્યું હતે, તો ફ્રેની કદાપી પોતે જાતે હેમીલટન હોટેલમાં જઇ ફ્રરદુનની ખબર કહાડતે—હવે ફ્રરદુન જ્યારે પોતેજ અળગો રહેવા ઇચ્છતો હતો, ત્યારે તેની નોટીસ ઉપર પોતાને મારી કુટીને પાછી લાવનારો એક આંકડોબી લખતાં ફ્રેનીના હાથ બચકી જતા હતા.

ખચીત—પોતાના અંતરનો ગમબી બીચારી કોણની આગળ જાહેર કરે? કેકુ તો કોણ જાણે હીંદુસ્તાનમાં માકી સાથ કયાંનો કયાં રખડતો હતો! ઘેરમાં એકલ ડોકલ મેહેરવાનજી બાવા હતા; પણ મેરવાનજી બાવા————બાહ!

* * * *

"જામે જમશેદ"માં ફ્રરદુન પ્રીંટરના મુંબઇ આવી પહોંચવાની ખબર પ્રગટ થઇ તેને આજે સોળમો દીવસ થયો. આજે આવશે, કાલે આવશે કરતાં બે અઠવાડયાં ગબડી ગયાં. ફ્રેનીનો જીવ અંદરખાનેથી એટલો ગભરાયા કરતો હતો કે તેણીની આંખ્યોમાં કાજલ પડી આવી હતી. છેલ્લા બે ત્રણ દીવસ થયા તો તેણી દેખઇતી બેબાખરી જેવી-બેચેન-બેદીલ થઇને બરાબર ખાતી પીતીબી ન હતી, કે મન મુકીને મેરવાનજી સાથ વાત કરતી ન હતી. અને મેહેરવાનજીબાની ચકોર આંખ્યોને તેનું કારણ સમજાવવા જવું પડે એમ ન હતું.

ફ્રરદુન પ્રીંટરની ઉલટાઇ ગયલી હાલતને લીધે ફ્રેની આગળ તે છોકરા બાબે હવે કંઇબી તુકારો કહાડતાં તેવણને ઘણું ખસ્યાણું લાગતું હતું, અને તેથીજ આટલા દહાડા તેવણ

મુગા ં.સી રહયા હતા. પણ ્પાજે સોળમે દહાડે તેવણુનીઓ ધીરજ રહી નહીં.

રાતનાં ખાવાની ટેબલ ઉપર અંતે તેવણે આસ્તે રહીને સીફતથી એ વાત કહાડી.

"આજે સવારના બે ચ ર કામ કરતો આયો, ફ્રેની, રોબર્ટસને તાંહ કબાટનો ઓર્ડર આપતો આયો ને ભાયખલે ઇંટના કારખાનામાં કામ ઉનું તાંહ કલાક બે કલાક નીકલી ગીયા. પછી આવતાં અ.વતાં તાંહથી જરાક પાંચ મીનીટ હેમીલટન હોટલમાં જઇ આયો."

એક સેકંડ—માત્ર એકજ સેકંડ—ફ્રેનીથી સહેજ જેટલું ચમકી જવાયું. પોતાની રકાબી માંહેલું ભોજણ ચુથતાં તેણીનાં આંગળાં જરાક ધ્રુજી પડયાં અને ફીકકા ગાલો ઉપર રંગ ધાઇ આવ્યો. મેહેરવાનજીએ તો વકી રાખી હતી કે ફ્રેની ઉલટમાં આવી જઇને સવાલો ઉપર સવાલો પુછશે, પણ તેને બદલે તો મુગી મંતર રહી નીચી મુડીએ તેણીએ ખાયાજ કર્યું.

મેહેરવાનજીને પાછું બોલવાની ફરજ પડી.

"તાંહ પેલો ફરદુન છેની, તે હું મકુજે ચાલ ઉભો ઉભો જરાક બે ઘરી મલતો જાઉં. બીચારાના હાલ હવાલ પરી ગીયા છ—જો!"

હજી ફ્રેની તરફથી કાંઇબી જવાબ મળે નહીં. જાણે એ બાબદ સર કાંઇ વાત કરવા પોતે માંગતીજ નહીં હોય તેમ તેણી ઠંડી ગાર હતી. મેહેરવાનજી કાંગાનું ખરેખર પાકી આવ્યું. દસ લાખના એક આસામીને વાસ્તે કોઇબી માણસ આવી બેપરવાઇ દેખાડે—ખસુસ કરીને ફ્રેની એમ ઠંડા પાણીનું

માટલું થઇને બેસી રહે-- તે એવણનાં મનથી એક જાતનું નહીં માફ થઇ શકે એવું ચક્રમપણું હતું.

"કેમ આજે કંઇ બોલતી નહીં, ફ્રેની? શું છે! તબીયત તો ઠીક છેની?"

"હારે, સારી ફાની છેઉં."

"પણ તાહરે કંઇ વાત કાંય નહીં કરતી?"

"શું વાત કરૂં?"

"અજબ છે કે તું આય ફરદુનને વાસ્તે કંઇ ખબર અંતર પુછતી નથી?"

ફ્રેનીને ગળે ખુક ખુટતો હતો. તેણીનો પીતા છેક આટલી હદ સુધી ફરદુનના બાપમાં પોતાની વલણ બદલી નાખવાની હલકાઇ દેખાડતો હતો તેથી તેણીનું લોહી જળી બળી જતું હતું. તેણીએ કાંઇ ઉતર દેવાને બદલે નીચું જોઇને ચુપ ખાયાજ કીધું.

"મકુજે હું તાંહ જઇ આયો," મેહેરવાનજીએ થાકીને પાછું ચલાવ્યું, "છોકરો જરાક ડલ્વઇ ગયલો છે, પણ થોરા દહારામાં રાહપર આવી જશે. હમણા જરાક બધું નવું છેની તેથી ગાફેલ જેવો બની ગીયોચ. હું પુછું તેના બરાબર જવાબબી નહીં દે ને બધો તદન ભાનભુલો જેવો બની ગેયલો છે. પછી મેં સમજાવ્યો કે 'દીકરા, થોરા દાહરા કંપલીટ રેસ્ટ લે ને મન જરાક સેટલ થાય ને પછી આપરે તાંહ નીરાંતે આવજે.' મેં કહ્યું કે ફ્રેની તાહરી વાર જોયા કરેછ તાહરે———"

"બાવા! તમે એમ કહયું! તમારો સુધલો કાંહ બરી ગીયો!"

અચબુચ મોટી બુમ સમેત ફ્રેની ખાતાં ખાતાં ધડાક દેતી કે ઉઠીને ઉભી થઇ હતી. તેણીનું ગોરૂં મ્હોડું લાલ ચોલ થઇ આવ્યું હતું.

"એં. તેમાં એટલી બધી વરી અકરાયછ શાની?" મેહેરવાનજીએ જરા નવાઇથી પોતાની દીકરી ગમ જોઇને કહયું—" આજે તુંને શું થયુંછ, ફ્રેની!———"

"પણ પછી? પછી બોલોની—તેણે શું કેહયું?—"

"શું કેહ વરી? કાલ પરમ આપરે તાંહ આવવાનોજ છે—કેમ, કાંહ જાયછ?—ફ્રેની!———"

પોતાનાં પીતાની હાંકનો જવાબ દેવાબી તે છોકરી થોભી નહીં. બસ એકદમ પીઠ ફેરવીને ઝપાટામાં ખાવાના ઓરડા માંથી હાથ ધોયા વગરજ તેણી પોતાના 'બેડ રૂમ'માં જતી રહી.

——:o:——

## પ્રકરણ ૫૫ મું.

——:o:——

### "ચેહ! એમાં તે શું મોટી બીસાદ છે? એટલો બધો બીહ ધુજી શાનો મરેછ?"

મન જ્યારે અશાંત હોય ત્યારે એકાંતમાં તમારી માનીતી ઇઝીચેર ઉપર પગ લાંબા કરીને ઢાંકેલી આંખ્યો સાથ થોડો વખત હીલ્યા ચાલ્યા વગર ચુપ પડી રહેવા જેવો ઉમદા નુસકો બીજો કોઇ નથી. ફકીરા ગાર્ડના બાપદાદાઓને તેમજ તેના વંશવેલાને નામની મનમાં હજારો અવળી પતેત ભણતો બેહેરામ તાલુકદાર આજે સહવારના પોતાના "બેલ વીલા"ની વરંડા ઉપર એક ખુણામાં કયારનો એ રીતે પડી રહેલો હતો.

માત્ર ગઇ કાલે સાંજનાંજ તેણે ફકીરા ગાર્ડની સાથે એક કરપીણ કાવતરાંની ભયાનક આગીદારીનો બંદોબસ્ત સંપુર્ણ કર્યો હતો. તે આખી રાત બીછાણાપર તખલ તખલ કરીને સહવારના ઝુંફતો ઝાંફતો ઉંઘરેતો જેવો ઉઠી—મીઠું સાથે ચીથરાં ફાડી—માણસોની સાથે વહેંચી લઇ—અહીં ખાઉં કરડું જેવાં ડાચાં સાથ અરડાઇ પડેલો હતો. દશ પંદર મીનીટ આમ પસાર થઇ હશે. એક ભાડુતી વીકટોર્યાનો ખડખડાત સાંભળતાં તેણે પોતાનાં પાપણ ઉંઘાડયાં. તે ગાડી વરંડાની સીડી આગલ આવી ઉભી, અને અંદરથી એક જવાન શખ્સ બાહેર આવી ઉભો.

"અલ્લો-કેકુ !"

કેકુ કાંગો ઝપાટામાં ઉપર ચહડી આવ્યો, અને પોતાના મીત્રની સાથ શેકહેંડ કર્યાં વગર ભપ કરતો કે સામેની બાસ્ટીપર બેસી ગયો. તેનું મ્હોડું કહી આપતું હતું કે તે જાણે કોઇ મોટા જોખમમાંથી જીવ સટોસટ બચી જઇને ગભરાયલો અકરાયલો કેઠેથી નાસી આવ્યો હોય. તેની આંખ્યોમાં ખાડા પડી આવ્યા હતા અને જાણે આટલા વખતની અંદર ઉમરમાં પંદર વીસ વર્ષ વધી ગયો હોય તેમ તે કમરમાંથી વળી ગયલો બુઢો બની ગયલો હતો.

બેહેરામે નવાઇથી પોતીકા દોસ્તના આ અવતાર ગમ થોડીક સેકંડ જોયા કર્યું.

"કેમ, તું કાંહથી આયો ?" તેણે અંતે પુછયું.

"પુનેથી."

"તમે લોક હીંદુસ્તાનની મુસાફરીએ ગીયાંતાંની ? હવે ખલાશ થયું કે હજુર બીજી રખડપતી બાકી છે ?"

કેકુએ જોસ્સાબ લીધા જેવું મ્હોડું કીધું.

"અરે બરી ગેઇ રખડપતી! મારા કાંહ ભોગ લાગા કે માકીને લઇને બાહર નીકળગો!"

"કાંય—શું થયું? માકી સારી કાની તો છે કેની? તું આજે એમ ડાચાં શું કરેછ જો? બોલની જલદી શું છે તે!"

"અરે યાર મારૂં તો નખ્ખોદ વરી જાયછ! બેહેરામ, હું એટલો કબસ આવી ગીગોછ કે શું કરૂં— કંઇ સુઝબી નથી પડતું!"

"પણ થયું શું? ભસતો હોય તો ભસી મરની!"

"દીકરા, તેં રેડીયમનું નામ સાભળ્યુંછ?"

"રેડયમ! હા—કંઇ સાંભળ્યુંછ ખરૂં. કંઇ વ્હીસ્કીમાં નાંખવાની ચીજ છે—નહીં?"

"છટ–છટ! એક જાતની નવી ધાતુ છે–ને ડાકટરો કહેછ કે તેથી આંધરાં માણસો જોતાં થાયછ."

"પછી–તેથી શું?"

"શું વરી! મારી માકીબી જોતી થઇ શકે!"

બેહેરામ ધીમેથી પોતાની ખુરસીપર ટટાર બેઠો. કેકુ કાંગાને હજી સુધી બીલકુલ તે સમજી શકયો હતો નહીં.

"કેક, ગેઇ રાતનાં ભોણાપર વાલની દાર રાંધેલી ઉતી? મને લાગેછ કે તુને ખાધેલું જર્યું નથી. કમબખત કાહારનો શું ગોડાલા પીંડાંલા જેવું બોલ્યા કરેછ? સારી કાની તો છે કેની?"

"બેહેરામ મારાં પેટમાં ઉપર તરે થાયછ, ને તુને ચેશટા સુઝેછ!"

"અરે પણ અભાગ્યા, તાહરે જરા સીધે સીધું બોલની?

તું કેહેવા શું માંગેછ? તારી બઇરી જોતી થાય તેથી એમ માદી મરઘીની કાની કાંસેછ શાનો ?"

કેક કાંગા ઉઠી ઉભો થયો અને બેહેરામની ઇઝીચેરની આગળ આમથી તેમ ફરવા લાગ્યો. ભુસાવલમાં ફકીરા ગાડને ત્યાં ડાકટર બેલેનટાઇન સાથ માકીની કેમ મુલાકાત થઇ—તે જરમન સ્પેશીયાલીસ્ટે રેડીયમની મદદ વડે માત્ર થોડીજ સેકંડો સુધી માકીને જોતી કરવાનું બીડું કેમ ઝડપ્યું;—અને તે ઘડીથી માકી આ અખતરો પોતાપર અજમાવવાને માટે કેકુનો જીવ કેમ ખાઇ ગઇ - તે ઘણાજ નામુરાદ અવાજે કેકુ કાંગાએ પોતાના દોસ્તની આગળ વીસ્તારીને કહી સંભળાવ્યું.

અરધી રમુજ, અરધી અચરતી સાથ એક ચીતે બેહેરામે કેકુની કરૂણારસ કહાણી સાંભળી. જ્યારે તે બોલી રહયો ત્યારે બેહેરામની મુછપર છુપું હસવું ફરી વળ્યું.

"આઇ એમ ડેમ્ડ ઇફ આઇ અનડરસ્ટેન્ડ યોર ડીફીકલ્ટી, કેક," તે આખરે બોલ્યો.

"તું દાહરે દાહરે તદન અપટ થતો જાયછ, બેહેરામ. તું એટલુંબી સમજતો નહીં કે અરધી મીનીટ આંખની રોશની માકી શું કામ માગેછ? અંહીયાં કલેજાં બરી જાયછ ને તું મારૂં પાકવવા બેઠોછ, કેમ ?"

બેહેરામ હસી પડયો.

"નહીં—નહીં ! ઓન માઇ વર્ડ ! હું ખરેખર કંઇજ સમજતો નથી."

"માકી મારૂં મ્હોનું જોવા માગેછ! મારૂં આય સુરી-યાનું કોહું, બેહેરામ ! હવે ભેજાંમાં ઉતર્યું—કે હજુર નહીં ?"

કેકુ બેઠેલો હતો તેની સામે ભીત ઉપર આરસી સાથનું એક બ્રેકેટ ટાંગેલું હતું. તેમાં તેણે એક નજર ફેંકી અને પછી બેહદ કચવાટ અને બેજાલતથી ખભાં ચહડાવ્યાં.

"આય–આયજ મારો અગલી હેલ થોબરો અરધી મીનીટ મારી બઇરીને જોવાની હોંસ છે! અને તેથી એક શકભર્યા અખતરાનો જોખમ ઉપાડવાબી એ ઘેલી તઇયાર થઇછ!"

બેહેરામે હવે કાંઇક અંદેશાથી પોતાનું માથું પસવાર્યું. કેઠી આય બધી મોહોકાણ દેખું! સઘળો મામલો એક તડાકે હવે તેના ધ્યાનમાં ઉતર્યો. માકીના જોવામાં તેણીના ધણીનું એબીયલ ડાચું ત્રીસ સેકંડ મુકીને અરધી સેકંડબી જો આવે, તો અલબત બાપડા કેકુની શું દુર્દશા થાય! માકી તો તેને દેખાવમાં એક ફરેસ્તોજ સમજતી હતી!

"હું સમજ્યો," તેણે વીચારવંત ધપે આસ્તેથી કહયું. "કેક દીકરા, કંઇ ઉલગબરડી કરીને વાત ઉડાવી નહીં નખાય?"

"અરે યાર બોલ ના. એ છોકરી એવી હુજતી છે કે એક વખત મ્હોનામાં બોલ આયો કે કદી મુકવાની નહીં. બસ રણ પારી બેઠીછ ને મને કાયર કાયર કરેછ. એણે જાણ્યુંછ કે ડાકટર બેલેનટાઇન પુનામાં છે એટલે પછી કેહજે એ એક્ષપેરીમેન્ટ કરે નહીં તાંહ સુધી પુનેથી એક ડગલુંબી હું ખીસું નહીં!"

"ઓ ત્તારી!—એમ કે? તાહરે તો હવે શું કરશે? તારાં મ્હોંનાના ડાચને વાસ્તે એને જરા અગાઉથી તઇયાર કરી રાખ———"

ભરરરર કરતો કેકુ કુદી ઉભો થયો.

"તઇયાર કરી રાખું? ને કબુલ કરી દેઉં કે મેં એક હરડતું જુઠું કેહીને એને ઠગેલી? બેહેરામ, એ આય તું શું બોલેછ? જાહરે એ જાણે કે આટલો બધો વખત જે માણ-

સને એણે ખરાં દીલથી ચાહેલો તે હું નથી તાહરે એ મને કેમ માફ કરશે ? બાપરે ! મને દીલમાં કંઇ ગભરાટ થાયછ !"

બીચારા કેકુનું મ્હોનું સાચી નામુરાદી અને નીરાશીથી રડમશ બની ગયું હતું. ઇઝીચેરપર અઢેલીને પોતાની મુછ મરડતો જઇ ચુંચી આંખ્યોએ બેહેરામ તેને તપાસ્યા કરતો હતો.

"બેલ-બેલ !" કેકુ પાછું બોલ્યો. "એ છોકરીનો પ્યાર ખોહી દેવા કરતાં હું મરી જવાનું વધારે પસંદ કરૂં. હું મરી જાઉં તો બલા ગઇ ! લુચ્ચાઇ કરીને મેં એ બીચારીનું જે છુટાપણું છીણવી લીધુંછ તે મારા મુવાથી એને પાછું મળશે."

"છટ-છટ ! તેં કંઇ થોરી એને ઠગેલી ! એ તો મેં ને નાજાંએ મળીને ———"

"હા, પણ મેં મુગે મ્હોંને તે ચલાવ્યું કેની ? ગેઇ પરમ દાહરે રાતનાં ઉંઘમાંબી માકી મારા ખુબસુરત દેખાવ— સોહવામણા ચેહેરા—મજાહની ભરાવદાર મુછનો બકબકારો કરતી'તી. અને—જાહરે જોશે તાહરે તો આય નામીચો અવતાર જોશે !"

અનંત દુ:ખભર્યા દેખાવે કેકુએ પેલી આરસી તરફ પાછી આંગળી કરી—તેમાં પડતા પોતાના પડછાયા ગમ પોતાના દોસ્તનું ધ્યાન ખેંચ્યું—અને પછી બાસ્ટીપર બેસી જઇ બે હાથો વચ્ચે પોતાનું મ્હોડું ઢાંકયું.

"એ મારાં મોતીને હું જરૂર ખોહી બેસશ, બેહેરામ," તેણે દબાયલે ધાડે સાદે બલાપો કર્યો, "મને વાજબી સજા થશે. મેં એની સાથ એક શરમભર્યું તરકટ કીધુંછ. ઓ-હવે હું શું કરૂં ? જો એક વખત એ મને જોય-બોય, તો પાછી

મારી સાથ વાતબી નહીં કરે--રાતનાં ઉંઘમાંથી બીહ ઉઠ્યા કરે—ને મને કેવો ધીકકારે !--અરે--મને કેવો ધીકકારે !"

બીચારો કેકુ ! તેનું કદરૂપુ કોડું તેના બીત્તરના ગમને મારે કુમળાઇને ઓરબી વધારે બદસીકલ બની ગયું હતું. નફ્કરા બેહેરામ જેવાનેબી આ અભાગ્યાની મુઝવણ દેખીને લાગી આવ્યું. થોડો વાર ગુપચુપ તે ઇઝીચેરપર હીલ્યા ચાલ્યા વગર પોતાના વીચારમાં ચુપ પડી રહ્યો--અને એકકી ટગરે ખુબસુરત માકીના બદસુરત ખાવીંદ ગમ જોયા કર્યું. હવે શું તોડ કહાડવો, અને એક મુશકેલ મુશીબતમાંથી કેકુને કેમ બચાવી લેવો તે ખરેખર બેહેરામનેબી સુઝનું ન હતું.

"બેહરામ," કેકુએ ઘણીજ આજીજીથી કહયું "મને કંઇબી રસ્તો દેખાર. તેં ને નાજાંએ મલીને મને ફસાવ્યો—મારી તો જરાકબી મરજી નહીં ઉતી. મારે બદલે માકીને તારા પોતાના દેખાવનું વરણન તમે લોકે જુઠ્ઠું સાચ્ચું આપ્યા કીધું—!"

"કેકુ !"

એવી ઓચીંતી ઝટાક સાથ બેહેરામ તાલુકદાર ઉઠીને ઉભો થયો કે કેકુ એક પળ ગભરાઇને ચાલતાં ચાલતાં અચકી ગયો. બેહેરામ તાલુકદારના વીચારવંત ચેહેરા ઉપર કાંઇ અજબ ફ્-તેહનો પ્રકાશ પંથરાઇ ગયલો હતો.

"કેકુ !-આઇ હેવ ઇટ—તારા સમ ! દીકરા, મને એક ઉપાય સુઝેછ !"

"યસ ?—ખરેખર ?"

"હા. મને પેહેલાં થોડાક મારા સવાલોના જવાબ આપ. ડાકટર બેલેનટાઇને તુને જોયોછ કે ?"

"નહીં—ભુસાવલમાં એ આયો તાહરે ફકીરો આગળ ઉતો. હું તો સટકી ગીયો! વરી એ ડાકટર માકી આગળ કંઇ અભારો બાળે તો કાંહ આપદા!"

"કેપીટલ! પણ તાહરે પુનામાં પેલા એક્ષપેરીમેંટને વાસ્તે માકીને એ ડાકટરની આગળ કોણ લઇ જશે?"

'તેજ મોહકાણ છે તો. હું ડાકટર બેલેનટાઇનને મારૂં મહોડું દેખારવાજ નથી માગતો. એ હમણા પુને કોનાટ હોટલમાં ઉતરેલો છે, ને તાંહ પોતાના ઓરડામાંજ માકીપર રેડીયમ રેઝ અજમાવવા માગેછ. બીજા બે ચાર દહારામાં તો જરમની ઉપરી જાયછ. હેંગ ઇટ!–શું કરવું તેના વીચારમાં હું તદ્દન ગુંચવાઇ ગીયોછ."

બેહેરામે એક મીનીટ જમીનગમ જોઇને પોતાની મુછના આંકડા મરડયા કીધા—

"વેલ—વેલ—લેટ અસ સી!—તુંને ને માકીને પુનામાં ઘણા જણ ઓરખેછ કે!"

"અરે નહીંરે–માકી હોટલમાંથી બહાર સસરેછજ કાંહ! ને તું મારી આદત તો જાણેછ—આપુને બા કોઇની સાથે એમ ઘણું ભેરાવા નહીં ગમે. વરી અસ્તો પુને અમે આયાંને બે દાહરા થયા."

"ઓહ–તાંહરે તો ઓલરાઇટ! મને લાગેછ, કેક, કે એમાં તું ધારેછ એટલી બધી મુશકેલી નથી. ચીયર અપ, માઇ બોય! મારી પાસે એક ઘણો સેહેલો ને સુતરો રસ્તો છે."

"પણ બોલની હવે શું છે તે?"

"હું તારી સાથે આજે પુને આઉંછ, કેકુ—ને ડાકટર

બેલેનટાઇન આગળ માકીને હું લઇ જાઉં. જાહરે એક્ષપેરી-મેંટ કરે તાહરે તારે બદલે હું ખુરસીપર બેસું !"

"વોઓઓટ !"

કેકુ કાંગો મસ મોટી બરાડ મારી બેહેરામ તાલુકદારનાં દીલની ઉપર એક છાકટા આદમીની પેઠે ધસી આવ્યો હતો. તેના લાલ ટસ થયલા ડોળા આંખ્યોના ખાડામાંથી જાણે નીકળી પડવા માંગતા હતા અને કપાળપરની નસે નસ કાંઇક ભયંકર જુસ્સાને મારે પ્રગટી નીકળતી હતી.

"શું તું શું બોલ્યો ?" તેણે હાંફતાં હાંફતાં પાછી બુમ પાડી.

બેહેરામ ધીમેથી હસી પડયો.

"બેવકુફ ના બન, કેક ! જો તુને એ બલાગતમાંથી છુટવુંજ હોય, તો એજ રસ્તો છે. ડાકટર બેલેનટાઇન આગળ હું કેકુ કાંગા તરીકે જવા માંગુંછ. ત્રીસ ચાલીસ સેકંડ તારી વાઇફ જોતી થાય તેટલાં તારી જગા મારે લેવીજ પડશે.''

કેકુએ કાંઇ ખવીસ ઝનુનમાં પોતાના મીત્રને ખભાં-માંથી પકડયો.

"યુ સ્કાઉંડરલ !" તેને ધુજતા ઉશકેરાયલા અવાજે કહયું. "તું શુ મને ને માકીને ઇનસલ્ટ કરવા માંગેછ ?"

"ઇનસલ્ટ ! ગધેરા—એમાં ઇનસલ્ટ શું થયું ! તેં મારી મદદ ને સલાહ માગી ને મને જે એકજ ઇલાજ ધ્યાનમાં આયો તે મેં તુંને કેહયો. નહીં ખુશી હોય તો ચાલ્યો જા—આય સીધો રસ્તો !"

"પણ મારે બદલે તું—તું માકીના ધણી તરીકે જગા

લેવા માગેછ ! તું કંઇ મેટ થયોછ ? તું એવું બોલવાની હીંમતજ કેમ કરેછ ?"

બેહેરામ તાલુકદારનો ચેહેરો હવે તદન ગંભીર બન્યો હતો. તેણે મીજાઝમાં ભવાં ચહડાવ્યાં. કેકુ કાંગાનો આવો તકાજો તેને દેખઇતી રીતે પસંદ આવતો ન હતો.

"જો–એઇ કેકુ" તેણે જરાક દમમાંજ કહયું "મારી આગળ એવી ધાંધલ ધરપચ ચાલશે નહીં. હું ફરીથી કેહુંછ કે તારી સત્તર લાખ વખત ગરજ હોય તો મારા કેહયા પ્રમાણે કર. મેં તો તારાં ભલાંને વાસ્તે એક રસ્તો સુચવ્યો. અરધી મીનીટ ડાકટર બેલેનટાઇન રેડીયમનાં કીરણો તારે બદલે મારીપર ફેંકે તો બધી પંચાતીનો છેરો આવી જાય ને તારી ગ કી સદાના એક મોટા બરાપા ઝુરાપામાંથી બચી જાય. તેથી તું એટલો બધો અકરાઇ ગભરાઇ શાનો જાયછ તે મને સમજ નહીં પડતું !"

"આપણે એક તરકટ કીધું તેનીપર બીજી વધારે ઠગઇ કરીને એ બીચારીને——"

"બા, મને વધારે ભેજાં દુખણ જોઇતું નથી. મારૂં માથું દુખેછ. તુને મારી સુચના ગમતી નહીં હોય, તો હું કાંહ તુને તેને સારૂં દબાણ કરૂંછ ? તુંજ મારી આગળ ધ્રુવસ્નાં જેવું ડાચું કરીને રડતો બરતો આયો તેથી મને દયા લાગી. બાકી નહીં તો મને શું પરી કે પુના વેર ધકેલો ખાતો આવીને એ પંચાતમાં પડું ?"

કેકુ કાંગો હવે ગંગેટાઇ ગયો. બેહેરામના બોલવામાં અલબત કાંઇ વજુદ તો હતુંજ.

"અરે પણ–બેલ–તું એ બકેછ શું ! જાણે કંઇ નાની સુની બચ્ચાંની વાત હોય તેમ તું તો કંઇ આજે વાત કરેછ !

એક ભલતા માણુસને પોતે જોયો એમ જો માકીને બાહરથી ખબર બબર પડે તો—"

"નોનસન્સ! એને ખબર પરશેજ કેમ? માકીને આબાદ મારા ચેહેરાનું વરણન આપવામાં આયુંછ, એટલે એ બીચારીને સપનેબી ખ્યાલ નહીં જશે કે ખુરસીપર કેકુ કાંગાને બદલે કોઇ બીજો બેઠેલો છે! ત્રીસ સેકંડના અરસાની બધી રમત છે—તેટલા વખતમાં મારે કંઇબી બોલવાની જરૂર નથી. તું અમારી સાથે હોટલમાં આવજે અને નીચેજ બોટી થજે. એક્ષપેરીમેંટ પુરું થવા પછી હું ચાલ્યો જવશ."

ગરીબ રાંક બાપડો કેકુ કાંઇ નહીં સમજ પડે તેવા ગુંગળાટથી તે બાજટીપર પાછો ઠપકાઇ બેઠો. આ નાપાક અફ્લાતુન તેના મીત્રની શરકશી અને હીંમત દેખી તે તો ગભરાઇજ ગયો હતો. બેહરામ તેની આગળ ગયો અને માયાથી મુછમાં હસી તેનાં ખભાંપર હાથ મેલ્યો—

"ઉઠ—દીકરા—ઉઠ! હવે જરાક મ્હોડું હસ્તું કર. લે, મીઠુ આવી. મીઠુ, ડીયર આય કેકુને વાસ્તે જરાક ચાહે બાહે મોકલ. કમ ઇન, કેકુ, મારા ઓરડામાં આવ તાંહ આપણે બધી ધીરજથી વાત કરશું. નખ્ખોદ ગીયો ફરદુન પ્રીંટર પાછો ફુટી નીકળ્યોછ તે તો તેં જાણ્યું હોશે——"

"હા, બાવાએ હમણાજ મને કેહયું. એ શું બધો ઘોંટાલો થયોછ?"

બેહેરામ હસવા પડયો.

"ઘોંટાલો? અરે દીકરી બોલ ના—બધું કાંટાનું કટેસર થઇ ગીયુંછ! પણ એક વાત જાણીને તું અજબ થશે. હું ને ફરદુન મોટા ફ્રેન્ડસ થઇ ગેયલા છઇયે!"

"ઓહો! રીઅલી!"

"હા—આજે બપોરના હું એની આગલ પાછો જવાનો છેઉં, જોઇએ તો આવ તુંબી મારી સાથ—પછી આપણે રાતની ત્રેનમાં પુને ઉપરી જઇયે."

"હા—હુંબી ફરદુનને મળવાજ માંગુંછ. એ કાંહ રેહછ?"

"ભાયખલે—હેમીલટન હોટેલમાં! લે—વેક—હવે જરાક નાહી ધોઇ લે 'ને નાસ્તો પાણી કરવું હોય તો કર—બીહ ધ્રુજી ના મર! બધું ઓલ રાઇટ થઇ જશે."

પોતીકા દોસ્તનો હાથ પોતાની બગલમાં મારી બેહેરામ હસતે મુખડે તેને બંગલાની અંદર પોતાના ઓરડામાં તાણી ગયો.



## પ્રકરણ ૫૬ મું.

—:o:—

## જોઇયે છે—ભાડુતી પ્યાર કરવા માટે થોડીક "ટીપ્સ!!"

પોતે એકલી બપોરનું ભોણું ખાઇ લઇ જરાક બે ઘડી હાથમાં કાંઇ વાંચવાની ચોપડી સાથ મીઠુ તાલુકદાર ડ્રોઇંગ રૂમમાં સોફા ઉપર લેટેલી હતી. આજે તેણી ઘરમાં એકલીજ હતી, કારણ કે બેહેરામ તો ગઇ રાતનો પોતાના દોસ્ત કેકુ કાંગા સાથે પુને ઉપડી ગયલો હતો. મીઠુ ચોપડી વાંચવાની તજવીજ કરતી હતી ખરી, પણ ધક તો કોણ જાણે કયાં ઘાસ ચરવા ગયલું હતું. અચાનુચ બારણાપર કોઇએ લાકડી અફાળી, અને તેણી ઉઠીને ટટાર બેઠી——

"આવો ફકીરજી!"

લગાર ગંભીર મ્હોંડે એક જવાન શખસ આસ્તેથી અંદર ચાલી આવ્યો અને ધીરે રહીને મજેહથી એક ખુરસીની ઉપર ગોઠવાયો. તેણે ઇંગ્રેજી ટુકા ડગલા પાટલુનની ઉપર લાંબો ઓવર કોટ ઓળવ્યો હતો. હાથમાં ધરેલી તેની મોટી પીગ-સ્ટીકર હેટ તથા વોકીંગ સ્ટીક તેણે સંભાળથી બાજુની ટેબલપર મુકી અને પછી રૂમાલ કહાડી ખુબ તરેહથી મ્હોડું લુછ્યું.

"હું દલગીર છેઉં, મીઠીબઇ, કે તમે આપરાં એગ્રીમેન્ટની એક સઉથી અગતની શરત ઉપર જોઇયે તેટલું ધ્યાન આપતાં નથી. કોઇ દાહરે ખતા ખાશો! મારૂં નામ ફરદુન પ્રીંટર છે."

મીઠુથી સહેજ હસાઇ જવાયું.

"મરેરે ખરેખર! મુવું યાદજ નહીં રેહેતું!"

"યાદ નહીં રેહતું તો ભેજાંપર પ્લાસ્ટર મારો. એમ વીસરભો રેહશો તો આપરાં બધાંનો દબ્બો સાથે ઉડારશો!—સમજીયાં?"

"પણ તમે આજે અહીં,—ફરદુનજી? બેહેરામજી તો પુને ગીયાછ."

"હા, તે હું જાણુંછ—કાલે એ ને કેકુ મને હોટલમાં મલી ગીયા. તમારી હું જરાક કંઇ ખાનગીમાં સલાહ લેવા આયોછ."

અચરતીથી પોતાનાં કમાનદાર ભવાં ચહડાવી મીઠુએ એ પળ ફકીરા ગાર્ડની ગમ જોયા કર્યું. બેહેરામની ગેરહાજરીમાં ખાસ જાણી જોઇને મીઠુને એકલી મળવાનો વળી એ શું નવો ગડબડગોટો હશે?

"મરેરે, એવી તે શું સલાહ છે કે જે તમારા જેવાને

હું આપી શકું! બેહેરામ પરમ દાહરે આવશે—પછી જે પુછવું હોય તે—"

"નહીં, મીઠીમાય. એમાં બેહેરામનું કામ નથી. મેં એની પર ઘણો લાંબો વીચાર કીધોછ ને મને લાગેછ કે એમાં બેહેરામ મને મદદ કરવાને બદલે ઉલટી ફાંચર મારશે. હું જાણુંછ કે તમે ખુશીથી મને જોઇતી દરેક સમજણ આપી શકશો."

"ઓવાય! એ વરી એવું તે શું છે કે જેમાં બેહેરામનું કામ નહીં હોય ને હુંજ મદદ કરી શકું? નહીં બા, મને માફ કરો! મારેથી મુવો કંઇ છબરડો થઇ જાય ને પછી બેલ જાણે તો ડહવારો પારે. એનો સ્વભાવ તમે હજુર જાણતા નથી."

"હું એનો સ્વભાવ જાણુંછ તેથી તો આય બાબદમાંથી એને અલગોજ રાખવા માગુછ. જોવ, મીઠીબઇ, આપરી ચાર જણાની ચંડાલ ચોકરી થઇછ તેમાં દરેક જણે પોત પોતાનો ભાગ બજાવવાનો છે. હરેક વખતે બધાં ચારે જણા મલીનેજ દરેક કામ કરવા માગશુ તો કોઇ કાળે આપરાથી આગળ ચાલી શકાવાનું નથી."

"હવે શું છે—જરાક ટુકું કરોની! તમે મને શું પુછવા માગોછ?"

"ગેઇ કાલે પેલો ઉલ્લુનો પઠઠો કેકુ કાંગો બેહેરામ સાથ મને મલી ગીયો—ને મારાં દીલની એક મોટામાં મોટી અભત ઉંતી તેબી દુર થઇ ગઇ. એ કમબખ્તે ડઘઇ ડઘઇને મારી સાંમે જોયા કીધું—ઘણો ગુંચવાયો—પણ અંતે પરદુન પ્રીંટર તરીકેજ મને ચોકસ માની લેઇ પાછો કહરાયો. અલબત,

તમારા બેહેરામજીબાએ ફ્સ્ટ કલાસ એકટીંગ કરવામાં કંઇ બાકી નહીં રાખ્યું. એજ રીતે એનો ઘરડો બાપ મેરવાનજી કાંગાબી મને મલી ગેયલો, અને તેવણુબી જરાક પણ આંચકી વગર મને ફરદુનજ સમજીને ગધેરા જેવા પાછા ઘેર ગીયા."

"પણ એ બધું મને કેહીને શું કરોછ?"

"હવે રેહી બાકી પેલી બસરઇ બીલાડી ફ્રેની. મને એ પોરીનો મોટામાં મોટો ધસ્કો છે, મીઠીબઇ. આવતી કાલે હું એ લોકને તાંહ જવાનો છેઉં."

મીઠુના હોઠોપર એક ચોકકસ કીસમનું છુપું હસવું ફેલાઇ રહયું. ફ્રેની કાંગાને માટે આ છોકરીનાં દીલમાં અવ્વલ-થીજ એક જબરદસ્ત ડફ્ફલ ભરાયલું હતું. એજ માજરી મટુકલીને ખાતર બેહેરામ તેણીની મોહોબતને ઠોકરે મારવા તઇયાર થયો હતો તે બીના મીઠી પોતાની જીંદગીની એક મીનીટબી ભુલી જઇ શકતી હતી નહીં. તેણીની છાતીમાં પજરતો કીનાખોર પ્રોટેસ્ટ બેહેરામ સાથ શાહાદી થવા છતાંબી હજી ડપટ પડયો હતો નહીં. ફ્રેનીએ છેલ્લે છેલ્લે મીઠુને કેવી હીણી હતી—કેવી હડધુત કરી હતી! હજુરબી તે મીજાજી દુકતી મીઠુને જોતાંજ કેવા ખુલ્લા અભાવથી મ્હોડું મરડીને નસકોરૂં ચઢાવતી હતી!—આહ! આ રદબાતલ ફકીરા ગાર્ડના સપાટામાં એ પોરી સપરાય તો મીઠુનું કેવું વેર વળે!

ફકીરા ગાર્ડે જયારે ડાચું કુમળાવીને ફ્રેની કાંગા વીશે એસારો કર્યો ત્યારે એક ઝટાકે કાંઇ તરેહવાર વાચારો ખારીલી મીઠુનાં મગજમાથી ધસી ગયા, અને એક જાતની કપટી ખુશાલીને મારે તેણીથી સહેજ હસાઇ જવાયું. કાંઇ

જવાબ દેવા વગર તેણી નીચી મુડીએ પોતાની સાડીની કોર સાથ રમ્યા કીધી.

"મકું જે હું કાલે ફ્રેનીને મળવા જાઉંછ," ફકીરાએ આગળ ચલાવ્યું. "મેં સાંભળ્યુંછ કે ફરદુન પ્રીંટર અને એની વચ્ચે બધા લયલા મજનુનના ફારસો ચાલતા'તા. અલબત, મને—છે તે—ફરદુન પ્રીંટરને જોતાંને વાર પાછો બધો યુસફ અને ઝુલીખાનો કીસ્સો એ રાન પાછો શરૂ કરવા માગશે. પણ કનફાંઉન્ડ ઇટ ! મને એવાં પ્યારનાં ઘેલાં ચેરાં ગમતાં નથી. ગમતાં તો બાજુએ રેહયાં, પણ—એનું સત્યાનાશ જાય !—મને કોઇનીબી સાથ પ્યાર કરતાં આવરતોજ નથી !"

મીઠુથી હવે થોભાયું નહીં. ખડ—ખડ—ખડ તેણી હસી પડી.

"મરેરે ! આય દુખ થોરાં છે ! પણ તાહરે શું કામ જાવોછ ? ના જાવો એટલે થયું !"

"નહીં—તેબી એક રીતે ખોટું થાયછ. જવું તો પરશેજ—નહીં તો નખોદ ગીયો પેલો મેરવાનજી હજાર ચાવાચીવી કર્યાં કરે ! ફરદુન પ્રીંટર પાસ પાછાં દોહોરીયાં થયાં એટલે ડોકરો ખાઇ પીને બસ પાછી પોતાની પોટ્રી તેને પેહેરાવવા આસમાન ને જમીન એક કરવાનો."

મીઠી કાંઇ બોલી નહીં. ફકીરો કયારનો તેણીને મોહડેથીજ શું ચીજ બોલાવવા માંગતો હતો તે આ ઠાવકી ચપરખંધી નોશાકરી બરાબર સમજતી હતી—પણ જાણી જોઇને મીનીંગો જેવી થઇને તેણી મુંગીજ બેસી રહી. આખરે ફકીરાથી નહીં રેહવાયું—એટલે તેણે પોતેજ આસ્તે રહીને પાહણો મેલ્યો——

"એ ફ્રેની કેવી છે, મીઠુ ?"

"કેવી છે—એટલે ?"

"મકુંજે દેખાવમાં કેવી છે ?"

"ઓવાય ! તે મને શું પુછોછ ? જઇને જોવોની-હું શું જાણું તમુને કેવી છોકરી ગમેછ તે !"

ફકીરાએ માથું ધવડી મ્હોડું મચકાવ્યું.

"બધા કહેછ કે છોકરી ઘણી પ્રેટી છે—તે મકુંજે જો કંઇ તાલ બધી બરાબર બેસી જતી હોય, તો——છે તે—હજુર હું પરણેલો નથી તે તો તમે જાણોછ કેની ?"

"ઓ-તાહરે એમ છે ? હવે સમજી. જાવો બા—જાવો, તાહરે સુખે સીધારો ને ફ્રેનીબઇ કાંગા સાથે પરણો. કોઇ આરા હાથ કરવાનું નથી."

"જરા જોખમનું કામ તો છે, પણ બધા કેહેછ તેમ છોકરી જો એટલી બધી શોભઇતીજ હોય, ને મને ફરદુન સમજીને સીધેસાધી રસ્તે ઉતરતી હોય તો લગ્ન કરી જવાનો આપરેબી વીચાર છે. મીઠુ માય, હવે સુધરી જવાનો સેવકે ઠરાવ કીધોછ ! કોઇ દાહરેબી મને પણવું તો પરશેજ કેની ? બીજી કોઇ હાથ લાગતાં કેવી નીકલે ને કેવી નહીં——"

"હા પણ સંભાલજો—એ ફ્રેની એવી ખંધી છે કે જરાબી સંસારો જો માલમ પડશે કેની, તો ચમકી જઇને કામ બગારી નાંખશે. બધાંની આગલ તમે ફાવી જશો, પણ એ સીહારી દુકતીની આગલ જરાબી-સેહેજબી-ચુક કરશો તો કાલનો દુકાલ આજે પરશે."

ફકીરાએ કડવું મ્હોં કરીને જરીક ખુંખાર માર્યો—

"હા—મેંબી એમ સાંભળ્યુંછ—ને તેથી, ખરૂં કેહુંછ, પેટમાં જરાક ધરકોબી પડયોછ ! તમારી આગલ આજે આવ-

વાનીબી મારી તેજ મતલબ છે. ફરદુન અને ફ્રેની વચ્ચે રાહધાત કેવો ઉતો તે તમે મને થોડું ઘણુંબી તો કેહી શકશો. મને કંઇ જરાક પોંઇટસ આપોની, મીઠીબઇ—એ ફરદુન ફ્રેનીને કેમ બોલાવતો'તો? કંઇ એ લોક વચ્ચેની બીજી ત્રીજી વાત તમુને ખબર છે કે?"

લુચ્ચી મીઠુને ધુમ હસવું આવતું હતું. મ્હોડે રૂમાલ દાબીને પોતાનું હસવું છુપાવતાં છુપાવતાં તેણી લાલ બની ગઇ.

"ફરદુનજી, તમે આજે કંઇ એવા ડોરા બારોછ કે મુવું મારેથી હસવાનુંબી થોબાતું નહીં! ફરદુન ને ફ્રેની વચ્ચે શું નાટક ફાટક ચાલતા'તા તે મરે હું કાંહથી જોવા જાઉં! તમે બસ તમારે પેહલે ઘરથી એની સાથ પ્યારમાં પરી જાવો. મોટા એકટર થયાછ તે શું એટલુંબી તમારેથી એક નાલ્લી છોકરીની આગલ થઇ નહીં શકશે?"

"અરે, પણ એ રાન મને કંઇ આગલી પાછલી બાબદોના સવાલ પુછી મરશેની—તેનો મને મોટો ગભરાટ છે!"

"કોઇબી ચીજનો ગુચવારો પડે કે તેનો બસ ઉડાવનારો ગોલ ગોલ જવાબ આપજો કે નહીં તો જવાબ આપવાના અખારાજ કરજો. પછી મને આવીને જો પુછશો ને મને ખબર હોશે તેટલું હું તમુને કેહયા કરશ. પેહેલાં જરાક મુશકેલી પડશે—પણ પછી આપો આપ બધું રાહે ઉતરી જશે. મારા સાહેબ, બાયલાની કાની બીહયા શું કરોછ? તમારે બદલે મારો બેહેરામ હોતે તો કંઇ તરેહવાર રીતે પોતાનો હાથ દેખારી આપતે!"

ફકીરાથીબી હવે જરાક મુછમાં હસાઇ જવાયું. એનું ખાનું ખરાબ થાય એનું! સઘળો મામલો ખચ્ચીતજ રપુ-

ચકકર પેહેલેથી છેલ્લે સુધી થઇ ગયલો હતો. પોતે એક કેવા જબરદસ્ત જોખમમાં પોતાની ડોકી નાંખીને ક્રેનીના આશક તરીકે આવતી કાલે પ્યારના નીસાસા નાંખવા જવાનો હતો, તે વીચારથી તેને પોતાને લગરીક હસવું આવ્યું.

"ચાલો તાહરે, હવે હું રજા લેઉંછ," તે એક ઉંડો શ્વાસ ખેંચીને વીચારવંત ધપે બોલ્યો. "કાલે ક્રેનીની આગલ મારેથી બધા છબરડા તો થશેજ—પણ ખોદા છે, જેટલું બનશે તેટલું તો સાચવી લેશું. એ તો સારૂં છે કે પેલા ફરદુન પ્રીંટરના કોઇ સગાં વહાલાંઓ મુવેલાં નથી, નહીં તો પુરી આપદા પડતે! જો કંઇ તાલ મલશે તો ક્રેની સાથે છીટાં છબતરાં શોધીને પેહેલીજ મુલાકાતમાં છેરા છોરવી નાંખશ. કે વધારે માથાં ફોડ પછી કરવી પરેજ નહીં."

"નહીં નહીં, એમ ના કરતા. શું કરવા નકામી ભાંજ ફોર કરવાની? ઉલટી મુઇ તેથી તો ચાવા ચાવી વધે. તમે બીહવો ના, ફકી—ફરદુનજી પ્રીંટર. ક્રેની જરૂર સમજશે કે મોટી આફતમાંથી તમે બચી ગીયા, ને તમારી હાલતમાં આવો મોટો ફેરફાર થઇ ગીયો, તેથી તમારૂં ભેજું પોચું પરીયુંછ! હી હી હી!"

ફકીરા ગાર્ડે અરધી અચરતીથી–અરધી રમુજથી–ડોળા ઉંચકી બેહેરામ તાલુકદારની આ માઝનદરાણુ બાયડી ગમ થોડોવાર જોયા કીધું.

"તમુને ઘણું ગીલ ગીલ્યાં છુટેછ! ઠીક છે–જોઇશું. એટલું યાદ રાખજો, મીઠીબઇ, કે એક વખત જો ક્રેનીની સાથે હું ફાવ્યો, તો પછી મારી સાથ કે તે છોકરીની સાથ સેહેજબી દગો કરનાર પોતાના જીવનો એક મોટો જોખમ ખેડશે!"

મીઠુએ મીજાઝમાં નેણ ચહડાવ્યાં.

" એટલે ? તમે શું કેહેવા માંગોછ ! જરા બરાબર બોલોની ?"

" ઓલ રાઇટ – તાહરે બરાબર બોલું. જોવો–સાંભલો. મીઠીબાઇ માય, તમે ધારોછ તેટલો હું ભોટ નથી. ફ્રેની કાંગાને મારા જેવા એક ખોટા ઠગારાની સાથ ગરબર સરબરમાં પરણી ગેયલી જોવાને તમે ઘણુંઆંઆંજ ખુશી થશો એમ મેં પેહેલેથી ધાર્યું'તું, ને આજે હું જોઉંછ કે તે મારી તરફ ખરી પરીછ."

" વારૂં–પછી ?"

" હું ખુલાસાથી બોલુંછ તેથી માફ કરજો. હું તમારી સાથ કંઇ પંચાત કરવા નથી આયો. પણ તમે મનમાં એમ મલકાયા ના કરતાં કે ફકીરા ગાડને તમે ઠાપ આપી ! આપરે બધાં ચારે જણા એક મેકના કાન કાપીયે તેવાં છૈએ. ફ્રેની ઠગઇને મારી સાથ પરણી જાય, તો તમારાં કલેજાંમાં તાઢક પરે તે હું બરાબર જાણુંછ."

" મરેરે ! આય——"

" એ તમારૂં મરેરે ને ધરેરે, બાઇ સાહેબ, મારી આગલ ચાલવાનું નથી. હું બધું બરાબર સમજુંછ, બધી તમારી ગત જોઇ શકુંછ. હું તમુને ફકત આજે એટલુંજ કહેવા આયોછ કે ફ્રેની કાંગા સાથ એક વખત જો હું મારી બાજીમાં જીતું ને તમારૂં વેર વલે તો પછી તમારે કંઇબી વધારે કીનો લેવાનો વીચાર સદાનો પરતો મુકવો પરશે. પાછળથી તે મારી ધણીઆણીને મારે લગતી હકીકતનો જરા-

કબી તુકારો જો કેહેવામાં આવશે તો—તો ઘણું ભયંકર પરીણામ નીપજશે."

મીઠુએ ઘણાજ મીજાઝથી છણકો કરી ત્યાંથી ચાલી જવા માટે પોતાની પીઠ મરડી.

" જાવો–જાવો ! એવી ખોટી ખોટી ધાંધલ શાની કરોછ ? બલા જાણે મારી ! મને શું પરી કે તમારી સોભતી ફ્રેનીને વરી ઘેર બેઠાં હું કેહેવા જાઉં ? તમે બેઉ જણ સાથે જઇને મોટા જેવા કુવામાં કાંય નહીં પરતાં–મારાં કીયાં ખાસરાંને ?"

સદાની આકળી–ગુસ્સાવાલી તે છોકરી એવા તો ધસોરામાં ત્યાંથી અંદર ચાલી ગઇ કે ફ્રકીરો ગાર્ડબી ખસ્યાણો જેવો મુગો મુગો મુછને મરડયા કરી ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૫૭ મું.

—:૦:—

"મુન્તઝીર આંખોમે હર વખત હય જલવા તેરા,
આંખે દીખલાતી હય હરરોઝ તમાશા તેરા !
જો મેરે પાસ હય કરતી હું તસદુક તુજપર,
દીલ તેરા—જાન તેરા–ઓઉર કલીજા તેરા !

—મુન્તઝીર."

બધી ગોઠવણ નકકી થઇ ચુકી હતી. જયાં નામદાર બેહેરામજી તાલુકદાર શેઠે હાથ નાખ્યો ત્યાં પછી કચાશ શું હોય ?

કેકુ સાથે પુને સાંજે સાત વાગતે પુગતાંને વાર તેણે

પોતાના દોસ્તને તેની અપંગ ધણીઆણી આગળ રવાના કરી દીધો,—અને પોતે પાધરો કોનાટ હોટલમાં હંકારી ગયો. ડા૦ બેલેનટાઇન સારે નસીબે તે દાહડે સાંજે હોટેલમાંજ હતો.

તેણે અંદર આ સ્પેશીયાલીસ્ટ ઉપર "મી૦ કેખશરૂ મેહરવાનજી કાંગા"નો વીઝીટીંગ કાર્ડ મોકલ્યો, અને પાંચ મીનીટમાં તો બેહરામ આ જર્મન નેત્ર વઇદ સંગાત તેના કનસલ્ટીંગ રૂમમાં ખુશ મીજાજે ટોલટપ્પા કરતો બેઠો હતો.

ડા૦ બેલેનટાઇન બીચારો મીયાં માણસ હતો. આ હસમુખા હેંડસમ "મી૦ કાંગા"ની લેહેરી રમુજી બોલીદરાઝી, ખોલ્લાં દીલની સરફરાઝી અને વાતચીત કરવાની ઢપછપથી તે નામાંકીત તબીબ થોડાવારમાં એવો મગન થઇ ગયો કે બીજેજ દહાડે સહવારે દશ વાગે મીસીસ કાંગાની આંખ્યોપર રેડીયમનો પ્રયોગ અજમાવવાને તે કબુલ થયો. અલબત વાતચીત ઇંગ્રેજી-માંજ ચાલી.

"મી૦ કાંગા, એ એક્ષપેરીમેન્ટને વાસ્તે કંઇ ઘણી તઇયારી કરવી પડે એમ નથી. મારાં બધાં 'ઇનસ્તરૂમેન્ટસ' અહીં સાથે લઇ આવેલો છેઉ. કાલ સહવાર સુધીમાં હું બધી મારી ગોઠવણો કરી રાખશ——"

"ડોકટર, હું તમારો કેટલો ઉપકાર માનું? રીયલી હું——"

',નહીં, માઇ ફ્રેન્ડ, હમણા ઉપકાર ના માનો! અખતરો ફતેહમંદ થાય પછી ઉપકાર માનશો તો વાજબી કેહવાશે. એવો ખરેખરો ઇનટરેસ્ટીંગ કેસ હીંદુસ્તાનમાં મને આય પેહેલોજ મલ્યોછ—ને હું પોતેબી તેનાં પરીણામ માટે કંઇ ઓછો ઇંતેજાર નથી——"

"પણ ડોકટર, ફતેહ માટે તાહરે તમુને શક છે ખરો?"

"વેલ, મી૦ કાંગા, સાચ્ચુંજ જો બોલાવો તો અલબત મને શક છે. ૭૫ ટકા મને લાગેછ કે તમારાં ઘણીઆણી સુમારે ૪૦ સેકંડ તમારૂં મોહડું જોઇ શકશે. પણ એવી જાતનાં અખતરાઓનું કંઇ કહેવાય નહીં. એ તો મીસીસ કાંગાની ઓપટીક નર્વ કેટલી હદ સુધી સલામત છે યા કેટલી હદ સુધી નાશ પામીછ તે પર આધાર રાખેછ. ખચીત મારેથી કંઇજ ખાત્રીથી કેહવાઇ શકાતું નથી—એ રેડીયમના 'એપ્લીકેશન'થી 'ઓપટીક વીઝન' સદાનું સદંતર ગુમ થઇ જાય કે વળી કદાચ સોમાં ૧૫ ટકા 'સ્ટીમ્યુલેટ'બી થાય."

બેહેરામ ત્યાંથી રૂખસદ લેવા ઉઠયો—

"એ એક મીનીટ મને હવે જંપીને બેસવા દેતી નથી. કોઇબી જોખમે આપુને એનો એટલો ધખારો પુરો તો પાડવોજ પડશે. ડોકટર, તમે કાલનું કાલ એ કામ હાથમાં લેવા એટલી મેહેરબાની ભરી રીતે કબુલ કીધું તેથી હું કીયા બોલોમાં તમારૂં હેશાન માનું તે મને સમજ પડતું નથી."

ભલો ડા૦ બેલેનટાઇન માયાથી સહેજ હસ્યો અને પછી બેહેરામની આગળ આવી તેના બરડાપર પોતાનો હાથ મેલ્યો—

"મી૦ કાંગા, હું પરમ દહાડે સહવારે તો સ્ટીમરમાં ઉપડી જાઉંછ. આવતી કાલે રાતના મારે મુંબઇ જવું પડશે. એટલે કાલનું કાલ એટલું કરી લેવા વીના બીજો છુટકો નથી. મીસીસ કાંગાને મેં પ્રોમીસ આપ્યુંછ કે તેવણના હેન્ડસમ ભરથારનો ચેહેરો હું તેવણને અરધી મીનીટ દેખાડશ—ને ખુદાની મેહેરથી હું મારૂં વચન કાલે પાર પાડશ. ગુડ બાઇ, મી૦ કાંગા—આવતી કાલે સહવારનાં દશ વાગે તમારાં વાઇફને બેલાશક લઇ આવજો. એક નર્સ હુ હાજર રાખશ, બીજાં

ત્રીજાં કોઇ માણસો લાવીને નકામો કચવાર કરવાની જરૂર નથી."

"અરે નહીંરે, ડોકટર—હું ને મારી વાઇફ સીવાય ઓરડામાં 'એક્ષપેરીમેન્ટ' વખતે બીજું કોઇ આવશે નહીં. પણ—છે તે—ડાકટર, તમારી ફી——"

તે સરજીયને મુછમાં સેહજ હસી પોતાનો હાથ હલાવ્યો–

"ફીની હમણા વાત ના કરો—મારા ગુડ ફ્રેન્ડ, તમારાં વાઇફના મનની મુરાદ પાર પાડવામાં જો હું ફતેહ પામું તોજ તમારાં જે ધ્યાનમાં આવે તે મને આપજો. એવાં ઓપરેશનો માટે સાધારણ રીતે મારી ફી ૩૦ થી ૪૦ ગીનીઝ છે."

"ઓલ રાઇટ–સર–થેંક્યુ! ગુડ નાઇટ!"

"ગુડ નાઇટ·!"

ડો૦ બેલેનટાઇન સાથ શેકહેન્ડ કરી બેહેરામ તાલુકદાર હસ્તે મુખડે બાહેર પડયો.

મા!કી અને કેકુ રોયલ હોટલમા ઉતરેલાં હતાં ત્યાંજ તે રાત ખેંચી કહાડવાનો તેનો મનસુબો હતો.

* * * * *

ઓ રફીક— "આશા" એટલે શું તે તું જાણે છે? જા, જઇને કડવાં ઓસડો પીતા એક બીમારને પુછ—સાહરાનાં રણમાં પાણી શોધતી એકાદ વંજારને પુછ—દીલબરની રાહ જોતી એક દીલદારને પુછ—રસ્તે હાથ ઓળી ઉભેલા એક ભુખ્યા લાચારને પુછ—યા ન્યાયધીશની ટેંપ સાંભળતાં કોઇ બંધવા તોહમતદારને પુછ.

પુછ–અઝીઝ–ઓપરેશનની આગલી રાતે માકી કાંગાનાં જીગરને પુછ કે આશા એ શું મહાન ચીજ છે! અરે, બીજી

સહવારે પોતીકા વાહલા ખાવીંદનો ફરેસ્તાઇ ચેહરો જીંદગીમાં પહેલીવાર તેણી જોવાની છે—એ ખ્યાલથી એક સેકન્ડબી ગરીબ બીચારી માકી નહીં પોતે સુતી કે નહીં તેણીએ કેકુને સુવા દીધો. સારી રાત તેણીની કેમ બેકરાર ગઇ તેની કલ્પના કરવી કઠણ નથી.

* * *

સહવારના બરાબર પોણા દશ વાગતે કોનાટ હોટેલ આગળ એક ભાડેની ગાડી આવી ઉભી, અને અંદરથી. બે જણાં ઉતર્યા. હોટેલમાં અલબત તેઓને કોઇ ઓળખતું નહીં હતું. ત્યાં પોર્ટીકોમાં ઉભેલાં હોટેલનાં માણસોએ માત્ર એટલું જોયું કે એક બદસીકલ સરખા જવાન પારસી શેઠે કોઇ બીચારી પારસી બાઇને સંભાળથી ગાડીમાંથી ઉતારી, અને તેણીનો હાથ પકડી અંદર ડરોઇંગ રૂમમાં લઇ જઇ બેસાડી. તે વખતે કોઇ ઇંગ્રેજી પોશાકમાં સજ થયલો ત્રીજો ગ્રહસ્થ તેઓની આગળ ચાલી આવ્યો, અને ભપકામાં ખીસામાંથી એક કાર્ડ કહાડી માણસ પાસ ઉપર ડા૦ બેલેનટાઇનપર મોકલ્યો. માણસોએ જોયું કે ત્રણે જણાંમાંથી એકબી જણ કાંઇ બોલ્યું નહીં કે વાત કરી નહીં. પાંચ મીનીટમાં પેલા દેખાવલા શેઠે હળવેથી પેલાં બાઇનો હાથ પકડીને માળ પર જવા માંડયું અને મોઢાંપર ડાઘવાળા પેલા શેઠ તો નીચે "હોલ"માંજ બેસી રહયા.

પણ આપણેબી આ બે જણા સાથ તે ઓરડામાં જઇશું.

ડા૦ બેલેનટાઇન પોતાની સઘળી તઇયારીમાંજ હતો. ઓરડામાં એક બાજુ એક આર્મચેર મેલેલી હતી, અને પાસે ટેબલપર સઘળાં જોઇતાં ઓજારો તેમજ દવાઓ મેલેલી હતી.

એક નર્સ આમથી તેમ સઘળું ગોઠવ ગાઠવ કરવામાં મશગુલ હતી. ઓરડાનું બારણું ઉઘડયું અને એક ગ્રહસ્થના હાથ પર ટેકો દઇને કોઇ બાનુ દાખલ થઇ.

ડા૦ બેલેનટાઇન હસ્તે મુખડે તેઓ ગમ ગયો——

"ગુડ મોરનીંગ, મીસીસ કાંગા." તેણે તે બાઇનો હાથ લઇ શેકહેન્ડ કરતાં મીઠાસથી કહયું, "તમુને જોઇને હું ઘણો ખુશી છેઉં!"

માકીએ ધ્રુજતે હાથે આ દીલસોજ તબીબની સાથ શેકહેન્ડ કરી.

"ગુડ મોરનીગ, ડાકટર!

તેણી ગગળતે સાદે માત્ર એટલુંજ બોલી શકી. ખચીત–એક જાતની વીચીત્ર ધાસ્તી અને ખુશાલીને લીધે જાણે તેણીની છાતી બેસીજ જતી હોય એમ તેણીને લાગ્યું.

"બીહો ના, જરાબી બીહો ના, મેડમ" ડાકટર અત્યંત માયાથી તેણીને પેલી આર્મચેર આગળ લઇ જતાં બોલ્યો "એ એક્ષપેરીમેંટ જરૂર ફ-તેહમંદ થશે. તમારા આય ઘણી કાલે મને મલી ગીયા તેવણને બી મેં કેહયુંછ કે તમુને મેં આપેલું વચન જરૂર હું પાળશ. અહીં બેસો, મીસીસ કાંગા–ને જો, ખબરદાર, તમુને કેહું ત્યાં સુધી અહીંથી જરાબી ઉઠતાં કે ખીસ્તા ના. તમુને રેડીયમનાં રેઝ લાગુ પાડું ને તમે જોવા માંડો તાંહ સુધી તમારે જરાબી હીલવું નહીં. જો ઉસ્કેરાઇને ઉઠશો કે હીલચાલ કરશો તો કેસ બગારી નાખશો–સમજ્યાં?"

"હાજી."

માકી ત્યાં આર્મચેર પર ગોઠવાઇ કે નર્સ તેણીની પાસે

ઉભી રહી તેણીને હીમત આપવા લાગી. બીચારી અપંગ માકી ખચીત તે ઘડીએ ઠરઠર ધ્રુજતી હતી.

ડા૦ બેલેનટાઇન હવે બેહરામ તાલુકદાર ગમ ફર્યો—

"મી૦ કાંગા, મેહરબાની કરી તમે આય સામેની ખુરસી પર બેસશો ? હું તમારાં વાઇફની આંખો પર "રેડીયમનાં રેઝ" ચાલુ કરૂં તેટલાં તમે અહીં લાઇટમાં બેસો, જોઉં— થેંક યુ. ધેટ ઇઝ ઓલ રાઇટ !"

બેહેરામ મુગે મોહડે ત્યાં સામે ખુરસીપર અદબ વાળીને ટટણુખાર બેઠો. ડા૦ બેલેનટાઇને બે ત્રણ મીનીટ કાંઇ પોતાનાં ઇનસ્તરૂમેંટસ અને દવાઓ સાથે ફાંફાં માર્યાં અને પછી હળવેથી આવીને માકીનાં કપાલપર પીતળની નળીઓ જેવી ગોઠવીને બાંધી.

માકી ઉજળી સપ મારી ગઇ હતી–પણ જીભ જોરમાં કરડેલી રાખી તેણી ઠડક ઠડક થતાં જીગર સાથ સ્થીર બેસીજ રહી. ઘાસનું એક તણખું જમીનપર પડે તોબી અવાજ સંભળાય એવું ઓરડામાં ચુપચાપ થઇ રહયું હતું.

"નાઉ ધેન ! રેડી, પ્લીઝ !" ડા૦ બેલેનટાઇનનો ખુલ્લો પરગરો સાદ નીકળ્યો.

બીજી અડધી મીનીટ–અને માકી એક જબરદસ્ત ચીસ પાડી ઉઠી !! આહ—તે ખુશાલીની અને હરખની ચીચીયારી જેઓએ સાંભળી તેઓ જીંદગીના છેડા સુધી તે વીસરયાં નહીં હશે.

"ઓ હું જોઉંછ—હું જોઉછં !!" માકીની મોટી બુમ આખા ઓરડામાં ધમધમી રહી—"અરે મને કેવું મજાનું સાફ દેખાયછ—!"

બીજી અડધી મીનીટ—અને માકી એક જબરદસ્ત ચીસ પાડી ઉઠી !! આહ—તે ખુશાલીની અને હરખની ચીચીયારી જેઓએ સાંભળી તેઓ જીંદગીના છેડા સુધી તે વીસરયાં નહીં હશે.

"ઓ હું જોઉં છ—હું જોઉં છ !!" માકીની મોટી બુમ આખા ઓરડામાં ધમધમી રહી—"અરે મને કેવું મજાનું સાફ દેખાયછ—!"

( જુવો સફો ૪૮૦ મો. )

"ઘણુંજ ખોલ્લું દેખાયછે કે ?" ડા૦ બેલેનટાઇન જેવા એક કસાયલા સરજ્યનનોબી આ સવાલ પુછતાં સાદ જરા ધ્રુજયો—

"હા - હા—ઓ કેક—મારા કેક—હું તારૂં મોહનું કેવું ખેલ્લું જોઉંછ-ઓ-ઓ-ઓ !"

ખલાસ !

એક જીગરતોડ નીસાસા સાથ લગભગ બેહોશ હાલતમાં માકી પોતાની આર્મચેર પર અટેલાઇ પડી. ડા૦ બેલેનટાઇને રેડીયમની નળી ખીસાડી નાખી હતી.

તુર્ત નર્સે તેણીને કાંઇ સુંઘાડયું અને પાંચેક સેકંડમાં માકી સુધ્ધીમાં આવી. અરેરે પછી તેણીની કલાપીટનું પુછવું શું ?

"ઓ પાછું અંધારૂં ! અરે ડાકટર, તમે એ શું કામ ખીસારી નાખ્યું—ઓ હું પાછી આંધરી થઇ ગેઇ - કેક—કેક !"

બેહેરામ તાલુકદાર ઉઠીને તેણીની નજદીક આવી ઉભો. માકી તેના હાથને વળગી પડી પાદડાંની પેઠે ધ્રુજવા અને રડવા લાગી—

"કેક. મેં તુને જોયો ! બસ મારૂં અરમાન પુરૂં પરીયું ! ઓ મારા કેક—તું ખરેખર કેવો—ઓહ—ઓ હવે હું સુખે મરશ——મેં મારા ધણીને જોયોછ——ઓહ——"

માકી વધારે બોલી શકી નહીં. તેણી ફેન્ટ મારી ગઇ હતી.

બહુ ચાંપતી સારવાર કરવા પછી કટલે વારે તેણી હુશીયાર થઇ. ડાકટરના હુકમથી તેણીને એક સ્ટ્રેચરપર સુવાડીને નીચે લઇ જવામાં આવી. હોટલના દરવાજા વેર

બીચારો ભલો ડા૦ બેલેનટાઇન તેણીને મુકવા આવ્યો. બેહેરામે હસીને તેના હાથમાં એક પડીકું મેલ્યું તે તેણે સેહેજ ડોકું નમાવી પોતાનાં ગજવામાં ઠેસવી દીધું. તેમાં રૂ. ૫૦૦) ની નોટો હતી.

માકીને ગાડીમાં અઢેલાવીને બેસાડી અને તેની પાસે બેહરામ ચઢી બેઠો—પણ ડા૦ બેલેનટાઇને લગાર અજાયબી સાથ જોયું કે કોઇ ત્રીજોબી કદરૂપા ચેહરાવાળો ગ્રહસ્થ વ્હીલે મોહડે સામેની સીટ પર ગાડીમાં ચઢી બેઠો, અને બીજી સેકંડે ગાડી હંકરાઇ ગઇ.

——:o:——

## પ્રકરણ ૫૮ મું.

——:o:——

### કોણ હેમક કહે છે કે પ્યાર 'આંધળો' છે?

બેહરામ તાલુકદારનો એ સઘળો ગુસ્સો અને જુસ્સો બીલકુલ ફોકટ હતો. ચંડાલ ફકીરો શું વળી નવી ગતમાં લોટતો હતો? તેણે જયારે મીઠુને મોઢેથી સાંભલ્યું ત્યારે પહેલાં તો તે બે ઘડી હેબતાઇજ ગયો. ફ્રેની કાંગાની સાથે આ નાપેકાર બદકાર ઠાગો કરીને ફરદુન પ્રીંટર તરીકે પરણી જાય—ઓ ગુડનેસ! એ તો હવે અવધીજ થઇ! ભુંડો તો ભુંડો, પણ બેહરામ પ્રથમથીજ માજરી ફ્રેની તરફ કાંઇકવીચીત્ર મમતાથી ખેંચાયલો રહયો હતો. તે પોતે મીઠુ સાથ પરણી ગયો હતો—ફ્રેનીએ તેને ખુલ્લી રીતે તરછોડ કીધો હતો—તોબી અરેરે! તે કોમલ

નાજુક ફુલ સરીખાં બચ્ચાંને ફકીરા ગાર્ડ જેવા લફંગાની જાલમાં ફસી પડવા દેવું એ બેહરામ તાલુકદાર એક લ્યાનતનું કામ સમજતો હતો.

પણ વ્યર્થ–વ્યર્થ! તેરીબી ચુપ ને મેરીબી ચુપ! અદેખાઇના આવેશમાં બેહરામ ઝનુની બની ગયો, ખીજવાટ અને બેજાલતને મારે તેને મોહડે ફીન ચઢ્યું. ફકીરા ગાર્ડને મળી આવી તેણે ઉમરાંણ અને કીલીયાણ કરી મેલ્યું, સેંકડો ભપકી કીધી, તરેહવાર ધમકી આપી—પણ વ્યર્થ! મારો વ્હાલો ફકીરો તો ઇઝીચેરપર અરડાઇને ખુશ મીજાજે પેટ પસવારતાં નફટાઇથી પોહળાં પટાક ડાચાં સાથે હસ્યાજ કીધો.

"બેલ દીકરા, નકામો કાંય જીવ પછાડેછ?" તેણે છેલ્લે ઠંડે કલેજે કહયું, "તારી એ ધાંધલ પેલા ઇડીયટ કેકુની આગળ ચલાવ–નહીં તો તારી મીઠીબઇને એ બધી હુશીયારી દેખાડ! અહીં તારૂં કંઇ વળવાનું નથી. તું આએ દેવાલની સાથ તારૂં માથું અફાળીને લોહી કાહરશે, તોબી ફકીરા ગાર્ડ બંદો એક તસુ પણ પોતાના ઠરાવથી હઠવાનો નથી–સમજીયો? જા, ઘેર જઇને ટકોરો ચહરાવ–અને પછી મુગો મુગો કોર વાલી સુઇ જા, હું એ ફ્રેની સાથ પણવાનો–તારી છાતીપર બેસીને પણવાનો! તું જખ મારેછ, બેહરામ તાલુકદાર! દીકરી, તું બરાબર જાણેછ કે મને કોઇબી રીતે મારાં એ કામમાં તું અટકાવી શકવાનો નથી. હવે નકામી પંચાતી ના કર–બસ જા! તારેથી થાય તે કરી લે, હું તુંને ડીફાઇ કરૂંછ. તું એક અદેખો, એકલપેટો, હીચકારો ઘાસની ગંજીમાંનો કુતરો છે!"

આ નાનકડું ભાષણ બેહેરામના ભખરાયલા ચેહરા સામે કરી તીરસ્કારનાં એક તુંદ હસવા સાથ ફકરો ઇઝીચેર પર અટેલાઇ પડયો અને મ્હોં ઉપર રૂમાલ ધાંકી બે મીનીટમાં તો મજેહથી ધરોઘર ઘોરવા પડયો !

બેહેરામ તાલુકદારની આંખ્યોમાંથી ખુન—ખુનના સોહળા ઉઠતા હતા. ગલે ખુંટી બેઠેલા એક જાલમ ભુકને જેમ તેમ દબાવી રાખી તે કાંઇક બહુજ નપેતર સ્વભાવમાં પોતાને ઘેર પાછો ફર્યો. આ હરેમન સાથ ફ્રેની—બીચારી ગરીબ, નીરદોશ, વ્હાલી, ખુબસુરત ફ્રેની—ને પરણતાં અટકાવવાને પોતે ખરેખર અશકત લા ઇલાજ હતો ! એ કમબખ્ત માહીતગારીથી તેનો ઉછરી આવતો પીત્તો ઓરબી તેને ઘેલો દીવાનો બનાવી મેલતો હતો. ફકીરા ગાડને ઉંધાડો પાડવો—એ પોતાને હાથે પોતાની બદબખ્તીનું વોરંટ સહી કીધા બરાબર હતું. મુજી ફકીરાની અને તેની પોતાની તકદીરની ચાવીઓ એકજ કડીમાં પોવાયલી હતી અને તે કડી પોતાનેજ હાથે તોડી નાખવાને બેહેરામ તાલુકદાર હજી તઇયાર ન હતો.

*   *   *

પેલી મેર મેહરવાનજી કાંગા ઘવડ ખત્રડમાં પડયા હતા.

સવા પાંચ ને પાંચ થઇ ગયા અને હજી ફરદુન કેમ નહીં આવ્યો ?

જરા જરામાં ઉઠીને બારી આગળ જતાં, તપખીરના સહરૂકા પર સહરૂકા લેતાં અને ખુણામાં મુગી મંતર વાંચ્યા કરતી ફ્રેનીને બોલાવ બોલાવ કરતાં તેવણુ ખચીત હવે છેકજ આકળા વીકરા પડી ગયા હતા.

કાંઇ આઠેકમી વાર પાછું તેવણે અમથું અમથું—જરાબી

જરૂર વગર—માટલાંમાંથી પાણી કહાડી પીધું. અને બરાબર પંદરમી વખત રસ્ના ગમની બારી આગળ જઇ ઉભા.

"પાંચ વાગે આવવાનો ઉતો—ઓય આવતો હોશે. ફ્રેની, જરા હસતું મોનું રાખ ની તો! એમ શું સીરીયાઉસ બની ગેઇ!"

ફ્રેનીએ હાથમાંનાં 'જામે'માં ડોકું ખોસીજ રાખ્યું અને કાંઇ ઉત્તર વાળ્યો નહીં. એ છોકરીનાં દીલમાં હમણા શું પસાર થઇ જતું હતું તે તેણીનું દીલજ જાણતું હતું. અહા! પ્યારો ફરદુન આજે તેણીને અંતે પાછો મલવા આવતો હતો—મેહેરવાનજી બાવા પોતે ઉઘાડા હાથ સાથ તે વ્હાલા, સાચ્ચા ફરદુનને ઘરમાં આવકાર દેવા માટે તઇયાર ઉભેલા હતા!— એ સુખી વીચાર! બાતેનમાં ઉભરાતી ખુશાલી સમાવા માટે ફ્રેનીનું નાનકડું જીગર એક બહદુરીભરી કોશેશ કરતું હતું. અંદરખાને ઉછાળા મારતો હરખ થોભાવવાને માટે ફ્રેનીનાં હરૂદયમાં જગ્યાજ કયાં હતી! પણ તોબી——"

તોબી શું? તોબી ફ્રેની કાગાનું મોહડું બેહદ ગંભીર, વીચારવંત, બેચેન હતું. તેણીનાં કપાળ ઉપર કાંઇ ન સમજ પડે તેવી અંદેશાની કરચલીઓ વળેલી હતી. શું એ કરચલીઓ સુખના મુગા ગુંગળાટની કમાન હશે—કે પ્રેમના છુપા ગભરાટની નીશાન હશે? કોઇબી રવેશે ઘેરા બ્લુ રંગની સાડીમાં સજ થઇ ચુપ બેઠેલું તે સોભાઇતું પુતલું ઉલટા સુલટી લાગણીઓનાં તોફાનમાં પોતાના જીવને થોભાવતું કાંઇ બેહદ ઇંતેજારીમાં એક ખુણે દબાઇ બેઠેલું હતું.

ફરદુન પ્રીંટર આવતો હતો—પણ અરે! શું હશે? ફ્રેનીની છાતીમાં આ વખતે કાંઇ ચોકસ ધાસ્તી ધસકની ટકો-

રીઓ શા માટે વાગતી હતી? રે કુદરત! સુખનાં સંગીતનો સરોદ આટલો સ્પષ્ટ કાને પડતો હતો તે છતાં ફ્રેની કાંગાને તેનાં તાલ અને સુરમાં કાંઇ ઓછું શા કાજે લાગતું હતું?

પણ સઉ કશામાં ફ્રેનીને આમ મંદ અને ઉદાસ જોઇ મેહરવાનજીબાનું પાકીને પલેદર થઇ જતું હતું. તેવણ દયામણું મોહડું કરીને એકવાર પાછા પોતાની બેટીની સામે આવી ઉભા.

"ફ્રેની, ફરદુન આવે તાહરે ખોદાને ખાતર એમ રરતું બરતું ડાચું કરીને ના બેસતી—નહીં તો એ કોણ જાણે શુંના શું વીચારો લઇ જશે? દીકરી, હવે આગલી પાછલી બાબદો મનમાંથી કાહરી નાખ. ખરૂં વીલ મલી આવ્યા પછી અલબત હવે કંઇ વરી પાછો ઘોંટાલો થવાનો નથી. હું કબુલ કરૂંછ કે આય ફરદુન અને બેહેરામના સંબંધમાં તું પહેલાંથીજ ખરી નીકળી અને મેં ગોટું ખાયા કીધું. મારી સલાહ પ્રમાણે જો તું પેલા બેહેરામને પરણી બરણી ગેઇ હોતે તો—અરર!—બધી મોહકાણ જીંદગી સુધીની રહી જતે! પણ તેં પેહેલેથીજ બેહેરામને ગણકાર્યો નહીં—વીલ ખોબઇ ગીયા પછીબી તેની સોર સાંધી નહીં—ને અંતે તુંજ ખરી પરી. ઓ, લે, કોઇની ગારી આવી!—હું ધારૂંછ ફરદુન આયો. હુશીયાર થા, દીકરી, જોઉંછ તો!"

ઘરના ઓટલા આગલ ખચીત એક વીકટોર્યા ગાડી આવીને ઉભી રહેવાનો સાદ સંભળાયો. ફ્રેનીનું હરૂદય તે ઘડીએ અંદરખાનેથી એક વીચીત્ર અકળામણના હથોડા મારતું હતું. ઉસ્કેરાયલા જીવ સાથ હોઠ મજબુત કરડેલો રાખીને

તેણી બેસી રહી. બીજી પળે આસ્તેથી ઓરડાનું બારણું ઉંઘડયું અને——

'ફ્રરદુન પ્રીન્ટર' ઘણાજ ગંભીર ઠસ્સામાં અંદર ચાલી આવી ઉભો. મેહરવાનજી તેની ગમ દોડી ગયા અને કાંઇક બનાવટી જુસ્સા સહીત બે હાથોએ તેની સાથ ચાંપીને શેક-હેંડ કીધી.

"આયો કે, દીકરા? એટલું લેટ કેમ થયું? આય તારી ફ્રેની તાહરની વારેવાર જોયછની!"

'ફ્રરદુન પ્રીન્ટર' જરા તાણી-તોડીને મુછમાં હસ્યો, અને ફ્રેની બેઠેલી હતી ત્યાં નજદીક ગયો.

"કેમ, ફ્રેની, ડારલીંગ, કેમ છે?" તેણે શેકહેન્ડ કરવા માટે હાથ લંબાવતાં કહયું.

ફ્રેનીએ પોતાનો હાથ આપ્યો ખરો, પણ તે આઇસ જેવો ઠંડો ગાર હતો. જે ઘડીએ 'ફ્રરદુન પ્રીન્ટર' ઉંબર ઓળંગીને ઓરડામાં દાખલ થયો તે ઘડીથી ફ્રેની પોતાના માંજરા ડોળાઓ ઉંઘાડીને ટગર ટગર આ પોતાના એક વારના પ્યારા 'ફ્રરદુન'નાં મહોડાં ગમ ટીકયાજ કરતી હતી! પણ જયારે તેણે નજદીક આવીને ઉપર મુજબ સવાલ કરી શેકહેન્ડ કીધી ત્યારે—ત્યારેજ ફ્રેનીએ જાણ્યું કે આગલી મોહબતનો મીઠાસ તેણીને માટે ઓચીંતો ગુમ થઇ ગયલો હતો—પ્રેમનો પ્રકાશ દફે થઇ જઇ બસ અંતરની બેદીલીનો અંધકાર—અંધકાર સામે આવી ઉભો હતો!!

ઓ—એ શું થયું? જે ધસક અને દેહેશતનો સંસારો તેણીનાં જીગરમાં છેલ્લા કેટલાક દહાડા થયા ગણગણ્યા કરતો હતો, તે જાણે એક ધડાકા સાથ હવે તેણીની નજર સામે

તેણીના કાન આગળ પ્રગટ થઇ ગયો. વ્હાલા ‘ ફ્રરદુન પ્રીંટર ’ ને ભેટતાંજ હરખ અને ખુશાલીમાં ગરક થઇ જવાને બદલે બસ નહીં સમજ પડે એવો નીરાશીનો કાતીલ ચમટો તેણીની છાતીમાં તુટયો. આ “ ફ્રરદુન પ્રીન્ટર ?” અરે આજ પેલો આગલો ‘ ફ્રરદુન ’ કે જેની હાજરીમાં ફ્રેનીનાં બદનની નસેનસ સાચી અથાગ મોહબતને મારે ધ્રુજી રહેતી હતી ? જેનો એક એક પ્યારો મીઠો શબ્દ સાંભળતાંજ ફ્રેનીના અંગમાં અદભુત ખુશાલીના સોળા ઉઠતા હતા ? તે આ ‘ ફ્રરદુન પ્રીન્ટર ?’ ઓઇ જમાના,—એ આ શું થઇ ગયું ? શું ફ્રેની બદલાઇ ગઇ હતી—કે ફ્રરદુન’ બદલાઇ ગયો હતો ? કે ખુદ જમાનો પોતે બદલાઇ ગયો હતો ? ‘ ફ્રરદુન પ્રીન્ટર ’નુ નાક—આંખ—કાન—મ્હોડું બધું તો તેજ, પણ તે છતાં તેનો સાદ કેટલો બદલાઇ ગયો હતો ?—તેની બોલવ ની ધપાચ્પ કેટલી બદલાઇ ગઇ હતી ?—તેની રીતભાત કેટલી બદલાઇ ગઇ હતી ! કહે છે કે પ્યાર આંધળો છે ! ! એમ બોલનારાં આંધળાં બેવકુફો છે ! પ્યારને કેવી તીક્ષણ આંખ્યો હોય છે તે પ્યારથી બેનસીબ રહેલાં આસામીઓને સમજાવવું—અરે—બેજા છે !

પોતાની સામે ઉભેલા ‘ ફ્રરદુન પ્રીન્ટર ’ને એક સેકંડમાં જોઇ લેવા માટે ફ્રેનીની માજરી આંખ્યો પુરતી શકતીવાન હતી. તેણીને લાગ્યું કે ગોયા પોતે એક સ્પ્નો જોતી ઉંઘમાં પડેલી હોય. અરે કયાં ગઇ ‘ ફ્રરદુન ’ની આગલી ખાલસ આંખ્યોની ઓજરખ્વાહી ?—કયાં ગયો તેના અવાજનો આગલો પ્રેમ ભર્યો મીઠાસ ?—કયાં ગઇ તેના બોલવાની આગલી સલુકાઇ ? ઓહ—થોડા વખતમાં ‘ફ્રરદુન’ કેટલો સદંતર ફેરવાઇ ગયલો હતો !

બે ત્રણ મીનીટ સુધી ડોળા ફાડીને ફ્રેનીએ પોતાના આ

દીલબર ગમ જોયાજ કર્યું. તેણીએ કાંઇ બોલવાની કોશેશ કીધી, પણ તેણીનો અવાજ ગળાંની ધાંટીમાંજ ગુંગળાઇ ગયો. જે શખ્સ ત્યાં 'ફ્રરદુન પ્રીન્ટર' તરીકે ખોટું ખોટું હસ્વાનો જીવતોડ યત્ન કરતો હતો, તેબી આ છોકરીના એકસરખાં ટીકવાની આગળ કાંઇક ગભરાટમાં પડયો.

"ગેહ ! આજે એમ શું બેઉ જણાં નાટક કરોછ ? લેની ફ્રેની, તું ફ્રરદુન–ફ્રરદુન કર્યા કરતી'તી તે હવે આય તારો ફ્રરદુન આયો ને તું તો સાવજ જેવી થઇને બેઠીછ ! ફ્રરદુન દીકરા, ઘણે વખતે તું મળયો કેની તેથી એબી બીચારી અકરાઇ ગેઇછ. ચાલો, બેસો બે ઘરી જરા હવે પેટ ભરીને વાત કરો–હું પાસેના ઓરડામાં છઉં."

એમ બોલી મેરવાનજીએ ત્યાંથી ખરતી લીધી. ફ્રરદુનને ફ્રેનીએ નહીં ધારેલો જે ઠંડો આવકાર આપ્યો તેથી ખરૂં પુછાવો તો મેહરવાનજીને બહુ ખસ્યાણું લાગ્યું હતું; પણ વખતે ફ્રેની તેવણની હાજરીમાં જરા ઓસકાતી હશે એવા વીચારથી તેવણે આ જોડાંને થોડો વાર એકલાં મેળવાનું દરૂસ્ત ધાર્યું.

પણ આણી મેર 'ફ્રરદુન પ્રીંટર' લકબે ફ્રકીરજી ગાર્ડનાં ડાપ્પાં જબરદસ્ત લેવાતાં હતાં. ફ્રેનોની આંખોસે આંખો મેળવી રાખવાની તેની હીમત ચાલતી ન હતી. બાપજરે ! તે છોકરી તો એક રીતનાં એવાં મ્હોડાં સાથ બસ ધારી ધારીને તેનું કાઠું જોયા કરતી બેઠેલી હતી કે ફ્રકીરજીબાના કપાળ ઉપર ગભરાટનો પરસેવો ફુટી નીકળ્યો.

જાણે કશુંબી અસાધારણ બન્યું નહીં હોય તેવો નફ્રકરો અને શાંત દેખાવ કરવાને તેણે ઘણીબી તજવીજ કરી–પણ

ફોકટ ! દીલમાંનું પાપ ગમે તેવાબી કસાયલા બદમાશનાં મ્હોં ઉંપર ચોકસ ઘડીએ પ્રગટી નીકળવા વગર રહેતુંજ નથી. યાદ રાખજો—આમથી તેમ ઉડતી અસ્થીર આંખ્યો એક અપરાધી અંતકરણની અચુક ઇધાણી છે ! સાચ્ચું ખાલેસ જીગર હરદમ તમુને એકકી ટગરે ડોળા ઠેરવી રાખીને જોયા કરે છે. અહીં તહીં ખીસાડ મુક થતી આંખ્યો પર હરગેઝ ઇતબાંર મુકશો નહીં—અંતરના મેલની તે ખોલ્લી ગવાહી છે. ફરદુન પહેલાં ફ્રેની ગમ કેવી સ્વચ્છ મ્હોબતની સ્થીર ચસ્મોએ જોતો હતો !—અને હવે ? તોબાહ ! હવે તેની અહીંથી તહીં ખસ્યા કરતી આંખ્યો જોઇ ફ્રેનીની છાતીમાં કાંઇ દર્દ જેવું મારી આવ્યું.

મેહેરવાનજીનાં જવા પછી ફ્કીરો ફ્રેનીનાં પાસે સોફા ઉપર જઇને ગોઠવાઇ બેઠો.

અત્યાર સુધી તો ફકીરાબાએ મનમાં ઘણી હીમત ધરી રાખી ને હજાર જાતનાં પલાનો રચી મુકયા હતા—પણ હવે જયારે કટોકટ ઘડી આવીને ઉભી રહી ત્યારે ફ્રેનીની માંજરી કીકીઓ સામે તેના હાથે હાથ ધ્રુજી પડયા—

"ફ્રેની-કંઇ બોલતી કાંય નહીં ? એમ તાટ શું થઇ ગેઇ ? મને જોઇને તું ઘણી ખુશી થતી હોય એમ જણાતું નથી !"

ફ્રેનીએ સેહજ મોહડું હસ્તું કર્યું—

"ને તમેબી કંઇ ખુશી દેખાતા નથી !" તેણીએ ધીમે સાદે જવાબ દાધો.

"કાંય ?—હું તો મારી કલેજી ફ્રેનીને જોઇને ખરેખર ઘણોજ ખુશી છેઉં ! તારા ડોકરાજીએ હવે રજા આપીછ ને બધી મુશકેલી આપરા રસ્તામાંથી દુર થઇછ."

ફકીરાએ હવે જરાક જીવ ઠેરવીને આ રૂપાળી છોડીનાં મ્હોંનું થોડો વાર ધ્યાનથી અવલોકન કર્યું. ખરેખર, તે

નીરદોષ–શાંત–ખુબસુરત ચેહેરો બે ઘડી નીહાળવા જોગજ હતો. તેણે ખરાં અંતકરણથી ઇચ્છયું કે જેમ બીજાઓ સાથ ધામ ધુમ અને ગડબડ સડબડમાં પોતાનો ધારણ્ કીધેલો અવતાર પસાર થઇ ગયો હતો તેમ આ છોકરી સાથબી સમાધાનીથી બધું પાર ઉતરે અને આવું મનમોહક ગુલગુલ તે જીતવા પામે.

પણ ફ્રેનીની વર્તણુક કાંઇ ઘણી આશા આપનારી નહીં હતી. ફકીરાનાં છેલ્લાં કઢંગાં બોલવાનો તેણીએ કાંઇ ઉતર વાળ્યો નહીં. નીચી ડોક સાથ તેણી ચુપજ બેડી, અને સાડીની કોર આંગલાંઓ વચ્ચે લઇ ફેરવવા માંડી. 'ફરદુન પ્રીંટર'ની અંદર તેણીને હવે કાંઇ અંજાણું–અંજાણું લાગતું હતું. તે અંજાણું શું હતું તે તેણી પોતે સમજી શકતી ન હતી. તેણી તો ફકત એટલુંજ જાણતી હતી કે અગાઉની પેઠે તેણીનું જીગર આ જુવાન સોહવામણા શખ્સની તરફ ઉછાળા મારવાને ના પાડતું હતું.

થોડીક સેકંડની બહુજ કઢંગી ચુપકીદી બેઉ જણ વચ્ચે પસાર થઇ. તેટલો અરસો ફકીરા ગાડને મનથી પાહડ જેવો ભારી લાગ્યો. યા ખુદા! શું આ દુકતીએ તેને ઓળખી કાહડયો હશે? રતન ચંબેલીનાં ધરાંપરાંની તેણે વકી રાખી હતી તે કયાં છે?

"સ્વીટી–કંઇ દીલલગીની વાત કરની તો! એમ શું કરેછ જો?" તેણે આખરે ફ્રેનીનો હાથ પોતાના હાથોમાં લઇ કહયું.

"શું વાત કરૂં? તમે તો તદન બદલઇ ગીયાછ, ફરદુનજી."

"હા, પ્યારી, મારી ઉપર કંઇ ઓછું વીટયું નથી!"

"તમે જાપાનથી પાછા આયા પછી ઘણા કામમાં હોશે?"

"કામમાં? હં—હા—નહીં, ઘણો કામમાં શાનો?–છે તે–હાસ્તો જરા કામ ઉતું જતો!–પણ તે પુછવાનો કંઇ સબબ?"

"તમુને એક બે લાઇનબી મારી ઉપર લખવાનો વખત નહીં મળ્યો તેથી પુછું છ."

ફકીરાએ જીભ કરડી. હવે આ છોકરીને શું જવાબ દેવો? પણ દેશ ખાઇ દરવાજા કોટે બાંધી ચુકેલો આ બોલી દરાઝ એકટર એક નાની છોકરીથી ખાંડયો જાય એમ ન હતું.

"ડીયર, તેથી તું મારી સાથ ગુસ્સે થઇછ કે? હે હે!" તે બીલકુલ તાણી તોડીને હસયો. "ચાલ, એમ ચેરી ના થા. હું તુને લખું ને તારા ધાંખરાને વરી ગમે નહીં ગમે તેથી અખારા કરી ગીયો–પછી જાહરે મેહેરવાનજી પોતે ચાલી ચલાવીને પગે પરતા આયા તાહરે મકુંજે ઘણી નાખે જીભ લગારવામાં કંઇ સાર નહીં.–લાવ, જરા તારો પોચ્ચો પોચ્ચો ગોરો હાથ મને આપ–મને તે પર કીસ કરવા દે—"

ફ્રેનીએ પોતાનાં પાંપણો ઉંચકીને ફરી એકવાર આ પાસે બેઠેલા નવજવાન ગમ નજર ફેંકી. અરે બોદા! આય ફ્રરદુન પ્રીંટરજ બોલનો હતો કે બીજું કોઇ? તેનો બધો ખોલાસો ફ્રેનીને એવો તો અસંતોશકારક વાહીયાત જેવો લાગ્યો કે તેણીથી નાઉમેદીનો એક ઉંડો દમ ખેંચાઇ જવાયો. અને તેના છેલ્લા 'વલગર' વાકયની ખરે મને કચવાઇને તેણીએ પોતાનો હાથ ઓરબી ખસેડી નાંખ્યો.

ફકીરા ગાડેં તે જોયું. હા, તેણે જોયું કે કમબખ્ત બધો તાલ બરાબર બંધ બેસતો નહીં હતો. દર સેકંડે ફ્રેનીનાં મ્હોંડાં ઉપર ગુંચવણનો ચોકસ ચીલ્લો વધારે અને વધારે ઉંડો થતોજ હતો. જો ફ્રેની એકાદ આજ કાલની ઉછાછલી

અરે ખોદા! આય ફરદુન પ્રીંટરજ બોલતો હતો કે બીજું કોઇ? તેનો બધો ખોલાસો ફ્રેનીને એવો તો અસંતોષ કારક વાહીયાત જેવો લાગ્યો કે ·તેણીથી નાઉમેદીનો એક ઉંડો દમ ખેંચાઇ જવાયો. અને તેના છેલ્લા 'વલગર' વાકયના ખરે મને કચવાઇને તેણીએ પોતાનો હાથ ઓરંથી ખસેડી નાંખ્યો.

ફ્રકારા ગાર્ડે તે જોયું. હા તેણે જોયું કે કમબખ્ત બધો તાલ બરાબર બંધ બેસતો નહીં હતો. દર સેકંડે ફ્રેનીનાં મ્હોંડાં ઉપર ગુંચવણનો ચોકસ ચીહ્નો વધારે અને વધારે ઉંડો થતોજ હતો.

(જુઓ સફો ૪૯૨ મો.)

નાદાન છોકરી હતે, તો આ કોચીના શાહુકાર તેણીને હજાર રીતે હાથતાલી આપી શકતે. પણ ફ્રેનીનો ઠસ્સો—તેણીનો એક રીતનો વીચીત્ર અંદાજો—તેણીની વીચારવંત સ્થીર આંખ્યો જોતાંજ ફકીરા ગાર્ડનાં હાંજાં ગગડી જતાં હતાં. આશક માશુક કે પ્યાર ફયારના ઘેલાં ચેડાં કહાડતો'તો તે બાજુએ રહયો—જરાક ખોલ્લા જીવે 'તું'—તાં'થી આ પોરી સંગાથ વાત કરવાનીબી જાણે તેને બીક લાગતી હતી!

"ફ્રેની, ડાલી! વખત જતાં સઉ પોતાની મેળે પાછું રાહપર આવી જશે. જરાક હમણા મારૂં મગજ ઠેકાણે નથી. તું જાણેછ, મારી મેના, હું મોતમાંથી ખરેખર માંદમાં આયોછ. હવે હું લક્ષાપતી થયોછ, ફ્રેની—મારી વાહલી ખોદાનું ચાહવું હોશે તો જલદીથી આપરે બે જણ જોરૂંને એક થશું.—બસ હવે ચીચોરાજ ચીચોરા છે! પણ તું મુગી કેમ છે? જરા મારી પાસે આવની તો! કંઇ જવાબ દેની?"

ફ્રેની શું જવાબ દે? તેણી પોતે મનમાં અજબ થતી હતી કે આખો માખો વાહલો 'ફરદુન' તેણીને પાછો મળ્યો હતો છતાં તેણીની છાતીમાં ખુશાલી શા માટે ઉભરાતી નહી. હતી? ખુશાલી? રે વાંચનાર 'ફરદુન તેણીની અડોઅડ બેઠેલો હતો તેબી ફ્રેનીને ગમતું નહીં હતું. આજે તેણીને થયું હતું તોબી શું? તેણી ફરદુનની આગળથી સહેજ ખીસતી જઇ બેઠી.

ફકીરા ગાર્ડને લાગ્યું કે હવે કાંઇબી લટકો ફટકો—થઇ જવો જોઇયે. આવી રીતે મામલો ચાલ્યા કર્યો તો કામ બગડી જવાનો સોદો હતો.

"ફ્રેની," તે જરાક નાખુશ થયો હોય તેવું મ્હોં કરીને

બોલ્યો, "મારી સાથ વાત નહીં કરવાના તેં આજે સોગંદજ લીધા હોય, તો હું પાછો જાઉં. મને લાગેછ કે મને પાછો આવેલો જોઇને તું કંઇ ઘણી રાજી થયલી નથી,"

"નહીં, તેમ નથી 'ફરદુનજી, પણ કોણ જાણે શું છે—મને આજે કંઇ–કંઇ બસ જાણે ગમતુંજ નથી," તેણી ઘણુાજ ધીમા અવાજે બોલી.

પોતાનાં દીલમાં જે મંદ લાગણી બરપા થયલી હતી તે તેણી ફરદુનને કેવી રીતે કહી શકે? ઓ, શું કામ અગાઉની પેઠે તેણીને પ્યાર અને મોહબતનો તે મીઠો મધુર ઉભરો આ ઘડીએ થતો નહીં હશે? શું એટલા ટુંક વખતમાં ફરદુનને ચાહતી તેણી બંધ હશે? એમ કેમ બને? ફરદુન આવ્યો ત્યાં તુળીક તેણીએ મીનીટો અને સેકંડો આંગલીપર ગણી હતી, અને હવે આ શું?

"મેં ને બેહેરામ તાલુકદારે દોસ્તી કરી નાંખીછ," ફકીરાએ વાત ફેરવી નાખવાની મતલબથી ચલાવ્યું "બીચારાને ફટકો ઘણો સજજર પરયો. એને અને એની ગેકાંટ જેવી બઇરીને સારૂ મારે કંઇ થોડો ઘણોબી બંદોબસ્ત કરવો પડશે. ડીયર, પૈસાની હવે સેવકની પાસે રેલ છેલ છે."

નખ્ખોદ ગીયો ફકીરો આમ બોલતો હતો તે ગોયા એકેક ખીલો વધુ પોતાનાં કફનમાં થોકયોજ જતો હતો. આવી રીતે ફરદુન અગાઉં પૈસાની નજીસ વાતને વચમાં અવાર નવાર કયારે લાવતો હતો? ગમે તે હોય પણ ફ્રેનીને ચોકસ લાગ્યું કે આ તેણીની પડોશમાં બેઠેલો માણસ બસ આગલો ફરદુન પ્રીંટર—તેણીએ ખરાં જીગરથી ચાહેલો, ખરાં અંતકરણથી વખાણેલો, વાહલો સાચ્ચો બાદશાહી દીલનો ફરદુન પ્રીંટર—

છેજ નહીં. બસ ફરદુન પ્રીંટર બદલાઇજ ગયો હતો. તેની ઉપર તુટી પડેલા આફતના ડુંગરોએ આગલા એક ફરેસ્તાઇ દીલના તેણીના આ હીરાને એક અજબ જાતના સ્ટુપીડ 'વલગર' માણસમાં ફેરવી નાંખ્યો હતો. જાણે ઉંઘમાંથી એક ખરાબ સ્વપનો જોઇને પોતે જાગી ઉઠી હોય એમ તેણીને લાગ્યું.

'ફરદુન પ્રીંટર' જ્યારે જવા ઉઠયો ત્યારે ખચીત તેણીથી એક છુટકારાનો શ્વાસ ખેંચી લેવાયો. ફકીરાએ શેકહેંડ માટે લાંબા કરેલા હાથમાં પોતાનો ઠંડો હાથ તેણીએ આપ્યો ખરો, પણ ખરાં દીલથી તેણી બાતેનમાં કચવાઇ. ફરદુન પ્રીંટર છેલ્લી વખત રૂખશદ લઇને ગયો ત્યારની ગુડબાઇ કયાં અને આ ગુડબાઇ કયાં? તે વેળાએજ 'ફરદુને' તેણીને ગોદમાં લઇને પ્યારની કેવી મીઠ્ઠી 'કીસ' સાથ તેણીને છેલ્લે સલામ કરી હતી–અને હવે આજે આવી રીતની ધ્રુજતી ધડકતી શેકહેંડ!!

"ચાલ સાહેબજી, ફ્રેની. આજે તું ચીઅરફુલ મુડમાં નથી—હું કાલ પરમ પાછો આવશ. મને હમણા જરા કામ વધારે રેહેછ તેથી બે દાહરા નહીં અવાય, તો વરી મનમાં કંઇ ઘેલા ગાંડા વીચાર ના લઇ જતી. હું તારા ઘરડા ધ્રુવરને મળતો જવશ, ડીયર, તું મારી સાથ બાહેર આવવાની તસ્દી ના લે—ગુડબાઇ!"

'ફરદુન પ્રીંટર' આટલું બોલી ત્યાંથી ચાલ્યો ગયો. ઉજળાં સપ મ્હોંડાં સાથ એક બેધ્યાન ઘેલા માણુસની પેઠે હવામાં ટીકયા કરતી ફ્રેની ત્યાં જડ બનીને એમની એમ બેસી રહી. 'બે ત્રણ દાહડા રહીને આવશ'—'મને ઘણું કામ છે'—'ઘરડા ધ્રુવરને મળતો જવશ' 'તું બાહર આવવાની તસ્દી ના લે!'—પરવરદેગાર! આ પ્રમાણે બોલનારો તેણીનો ફરદુન

પ્રીંટર !! ઉપરાસાપરી મુસીબતો અને અસાધારણ આંચકાઓને મારે બીચારા ફરદુનનું માથું તો નહીં ખસી ગયું હોય?

આહા! કુદરત—કુદરત! તારી હેબતનાક ગુપ્ત શકતી આગળ તુચ્છ માનવીની બજાજી મીથ્યા છે! ફ્રેની જે જોઇ શકી તે સારી દુન્યા જોઇ શકી નહીં હતી અને તોબી અન્નાડીઓ કહે છે કે પ્યાર આંધળો છે!!

——:o:——

## પ્રકરણ ૫૯ મું.

—:o:—

### સઉથી નપેતર બુરી શીક્ષા શું?— અંતકરણનો દંખ!

ડા૰ એલેનટાઇનના રેડીયમ—પ્રયોગે આ શું ડાટ વાળ્યો! તે અખતરા પછી સાંજ પડતાં સુધીમાં તો માકીની બંને આંખ્યોના દુખારાનો શુમારજ રહ્યો નહી. માથાંમાં મારતા ધટકાને લીધે તેણી બુમે બુમ મારવા અને રડારોળ કરવા મંડી ગઇ. તે દીવસના ઓપરેશનની દાક તેમજ ઉસ્કેરણીને મારે તેણીને અંગે બોખાર ચઢી હતી, અને આંખ્યોએ બાંધેલા પાટા છતાં માકીના બંને ડોળા સુજીને લાલ બોટાં સરખા થઇ આવેલા સાફ દેખાતા હતા.

બીચારો કેકુ! તે તો ગભરાઇને એવો મુઢ બની ગયો હતો કે બેહેરામને વટીક દયા આવી. ભલા માણસ ડા૰ એલેનટાઇનબી બીજે દહાડે સહવારના સાત વાગતે મુંબઇ ઉપડી જવાનો હતો, એટલે કેકુની અકળામણ એવડી વધી પડી. આખી રાત માકીની તાસવીસ તેનેથી જોઇ શકાતી નહીં હતી.

એ વખત મારતી ગાડીએ બેહેરામ કોનાટ હોટેલમાં ધકકા ખાઇ ડા૦ બેલેનટાઇનને કંટાલો આપી ચુકયો હતો, અને બંને વખ્ત તે સ્પેશીયાલીસ્ટે હસ્તાં હસ્તાં તેને ધીરજ આપી હતી કે વાતમાં કંઇ દમ નથી—ખાલી ગભરાવું નહીં.

"મી૦ કાંગા," તેણે બેહેરામના ખરડા ઉપર હાથ મેલી મમતાથી કહયું, "તમે જરાબી ચીંતા ના કરો! તમારાં વાઇફનાં માથાંનો એ "ગ્લોકોમા" બે દહાડામાં ડપટ પડી જશે. રેડીયમ રેઝની એવીજ 'આફટર-ઇફેકટ' હમેશ રેહેછ—પણ તે લાંબો વખત કંઇ ચાલુ રેહશે નહીં."

તેણે બેહેરામને કાંઇક દવાના ટીપાં માકીની આંખમાં દર કલાકે નાખવા માટે આપ્યાં અને તાકીદ કરી કે બીમાર બાઇની આગળ એક કુશળ નર્સને રાત દહાડો રાખવી, અથવા જો બની શકતું હોય તો જરૂર મીસીસ કાંગાને સાસુન આસ્પીટલમાં ઓછામાં ઓછું એક અઠવાડયુંબી લઇ જઇને રાખવી. ડા૦ બેલેનટાઇને ત્યાંના પોતીકા ઓળખીતા તબીબ ડા૦ હુપરની ઉપર એક ચીઠી લખી બેહરામને આપી જેમાં તેણે માકીની આંખ્યો બાબે સઘળી વીગત દરશાવી તેણીની સારવાર માટે ઘટતી સુચનાઓ તે આસ્પીટલના વડા હાઉસ સરજ્યનને કરી હતી. ડા૦ બેલેનટાઇને બેહેરામને જણાવ્યું કે બીજા આસરે પાંચેક દીવસ સુધી માકીની આંખ્યોના પાટા છોડી શકાશે નહીં, જો કે દુ:ખારો બે ત્રણ દહાડામાં નરમ પડી જશે.

કેકુ અને બેહેરામ લાંબી મસલહત કરવા પછી અંતે એજ ઠરાવ ઉપર આવ્યા હતા કે માકીને સાસુન આસ્પીટલમાં લઇ જઇને એક ખાસ એલાહેદા ઓરડામાં લાયક તબીબી અને

નર્સીંગ સંભાળ તળે મેળવા મીના તુર્ત વેળા બીજો છુટકો નહીં હતો. એવી હાલતમાં તેણીને મુંબઇ બીજા એક બે દહાડામાં લઇ જઇ શકાય એમ હતુંજ નહીં, અને વળી હોટેલમાં તેણીને રેહવા દઇ નર્સો તથા ડાકટરનો બંદોબસ્ત કરાય એમબી નહીં હતું.

બીજે દીવસે સહવારનાં અગ્યારેક વાગતે માકીને એક સ્ત્રેચરમાં સુવાડી બેહેરામ અને કેકુ તેણીને સાસુન આસ્પીટલમાં લઇ ગયા.

* * * *

માકીને આસ્પીટલમાં લઇ જઇ અચ્છી તબીબી માવજત તળે રાખવામાં ખચીત ઘણી દુરઅંદેશી હતી. બે દહાડામાંજ સ્પેશીયાલીસ્ટે કહયું હતું તેમ તેણીનો દુઃખારો અને તાવ નરમ પડી ગયો. બેહેરામ તો મુંબઇ કયારનો પાછો ફર્યો હતો. કેકુ રોજ સાંજના આસ્પીટલમાં જઇ બે કલાક પોતાની ધણીઆણીની આગળ બેસ્તો હતો અને ડાકટર તથા નર્સ વગેરેથી ખબર અંતર પુછી પાછો હોટલમાં જતો. ઝાઝી વાતચીત બીમારની સાથ કરવાને ડાકટરે હજી જો કે કેકુને મના કરી હતી—છતાં આખો વખત માકીજ તેની સાથ પટપટ કરી પોતાની આંખે બાંધેલા પાટા છોડાવવાને માટે આજીજી પર આજીજી કર્યા કરતી હતી.

દેખઇતી રીતે માકી ઘણાજ ખુશ મીજાજમાં હતી. પોતાના ભરથારનો મુખડો પોતે એક વખતબી જોઇ શકી એટલે તેણીને મનથી બેહેસ્તનું સુખ તેણીને મળ્યું હતું. બેહેરામના અસે મસેના બોલવા ઉપરથી ડા૦ હુપર તેમજ નર્સ વગેરે એમજ સમજતાં હતાં કે આ દેખાવડો ગ્રહસ્થ

બીમાર બાઇનો ખાવીંદ છે અને કેકુ તેણીનો કોઇ બીજો અતલગનો સગો થતો હશે !

પણ કેકુના દીલને ચેન હતું નહીં. તેનું અંતકરણ તેને ડખતું હતું અને પોતે જે શરમભર્યો ઠાગો માકી સાથ રમ્યો હતો—બલકે રમવાને માટે બેહેરામ જેવા બદમાશનાં સમજાવવાને શરણ થયો હતો—તેથી તે દર પલકે જીવ સાથ મુઝાતો અને અકડવકડમાં પડતો. યા ખુદા ! રખેને કાંઇ સંસારો ચગોર માકીને મળી જાય અને બધો ભરમ ફુટી જાય ! એ તેનો હવે રાત દીવસનો હાય સોસારો હતો.

જે દાવસે ડાકટર બેલેનટાઇને રેડીયમ રેઝનું ઓપરેશન માકીની આંખ્યોપર કર્યું તે દીવસથી કેકુના સુખ અને કરાર ઉપર ઢાંકણુ વળ્યું હતું. તે જાણતો હતો કે કોઇબી દીવસે કાંઇ ઘોંટાલો થઇને ખરી હકીકત માકીને જણાયા વીના રહેવાની તો નથીજ. તે પોતાની ઠગાઇ માટે ખરાં દીલથી હવે પસ્તાતો હતો, પણ પસ્તાવો હવે સદંતર મોડો હતો.

માકી તો પલકે પલક પોતાના ધણીના ચેહેરાની વાખવાખીમાં બકબક કર્યા કરીને દરરોજ કેકુનું અરધો શેર લોહી ઉરાડી મેળતી. હા વાંચનાર, તેણી હમણા કાંઇ ઓર ગેલમાં આવી ગઇ હતી. છેલ્લે છેલ્લે તેણીને ગમગીની અને ઉદાસીમાં ગરક થઇ જતી અટકાવવા કેકુને પોતાની સઘળી અકકલ અને હુશીયારી અમલમાં મેલવી પડતી હતી, પણ હવે એજ માકીને હસ્તાં અને ખુશ ખુશાલ ટકટક કરતાં જરાક થોબાવવા સારૂં તેને પોતાનું ભેજું કસ્વું પડતું હતું. વહાલી માકીને હસ્તી ખુશાલ જોવા અલબત કેકુ આતુર હતો, પણ શું સબબસર તેણી હાલ એટલા રંગમાં આવી ગઇ હતી તેનો

ખ્યાલ કરતાં કેકુના હરૂદયમાં દેહશત અને શરમીંદગીનો કાંટો ખુંચતો હતો.

"એ તુને થયુંછ શું, માકી?" એક દહાડે તેણે આખરે લગાર વીસ્મય પામીને સવાલ કીધો, "તું અહીં આસ્પીટલમાં આવ્યા પછી બસ જાણે બદ-લઇજ ગેન્છ. કંઇ હસેછ ને કંઇ ગીત ગાયછ ને કંઇ તરેહવાર-ઢોંગ કરેછ! ખચ્ચીત હું તુને ઓરખીબી નથી શકતો!"

માકીથી હસાઇ હસાઇ જવાયું. પાટા બાંધેલી આંખ્યો ઉપર તેણીએ આસ્તેથી પોતાનાં નાજુક આંગલાંઓ ફેરવ્યાં અને પછી હાથ લાંબો કરી કેકુનો આખો ચેહરો માયાથી પસવારવા માંડયો.

"હા—કેક," તેણી આસ્તેથી બોલી, "મારો જીવ ઘણો ખુશાલ છે. મેં મારા જીભરૂં ધણીનું મ્હોંડું જોયું—બસ હવે મારા દીલનો અરમાન પુરો પર્યો. પણ કેક, તે દહારે મેં તુંને જોયો તાહરે તારી મુછતો લાંબી ઉતી—ને આય આટલી બધી ટુંકી કેમ?"

કેકુએ હસીને વાત ઉડાવી નાખી. તેણે જીભ કરડીને જીવ સાથ ઠરાવ કર્યો કે હોટલમાં જતાંજ કમબખત એ મુછને ખુબ તરેહથી એડવર્ડ્ઝ હેરલીન લગાડી બેહેરામ તાલુકદારની પેઠે મોટી કરી નાખવાનુ શરૂ કરવું.

"ને—કેક—આય ફ્રેન્ચ બીયર્ડ પાછી કાંય ઉગામી? મેં તુને જોયો તાહરે તો તેં 'શેવ' કરી નાખેલી?"

કેકુએ જોરમાં જીભ કરડી! ખરેખર—ગડબડ સડબડમાં તેણે બેહરામને ફ્રેન્ચ બીયર્ડ વગરજ માકીની સામે ઓપરેશન

વખતે બેસાડી દીધેલો હતો !¦! પણ તેણે સમયસુચકતા રાખી–અને જરાક જુદ્દ્ું જુદ્દું હસ્યો !

"મેં એ ફ્રેન્ચ બીયર્ડ કાહરી નાખેલી ખરી–પણ બધા કેહજે એ વગર હું શોભતો નથી તેથી પાછી રાખીછ. પણ ચાલ–હવે હું જાઉંછ–બીજું કાંઇ કહેછ ?"

"કેકુ, હવે તુ મને અહીં કાંહ સુધી રાખી મુકશે ? હવે મને શું છે ? ને આય મુવો આંખપરથી પાટો એ લોક કાહરે છોડી મરશે ?"

"ડીયર, પરમ દાહરે સવાંરના છોરવા ડાકટર હુપર કેહેછ. પછી હું તુંને હોટલમાં લઇ જવશ, ને પછી આપરે મુંબઇ ઉપડી જઇશું."

બીજી ત્રીજી વાત કરી કેકુએ તે દહાડે ઘણાજ અસં-તોશી, ઉચ્ચાટ દીલે ત્યાંથી રૂખશદ લીધી. કોણ જાણે શું થયું હતું કે બસ તેને એમજ લાગ્યા કર્યું કે કાંઇ જબરદસ્ત આફતનુ વાદલ કોઇની વખતે તેનાં માથાંપર તુટી પડયા વગર રહેવાનું નથી. જે માકીને જોતાંજ અગાઉ તે મનમાં મગન મગન થતો હતો, તેજ માકીની આગળ જતાં હવે તેને એક જાતની વીચીત્ર ધાસ્તી લાગ્યા કરવા માડી. ત્રણ દહાડામાં તેનું મ્હોડું ઉતરી ગયું હતું અને કપાળની ઉપર ચીંતા તેમજ બેચેનીની કરચલીઓ વધી હતી.



# પ્રકરણ ૬૦ મું.

—:૦:—

"જાઓજી જાઓ—કીસ નાદાનકો ફુસલાને આયે!
કીસ્કો બેહકાને આયે—કીસ્કો બહેલાને આયે!
બાંતો મેં લાને આયે—ઘાતો મેં પાને આયે!
પુરે નાદાન! અપની નાદાની દીખલાને આયો—જાઓજી."

અને એક બીજા નસીબના લીલાનોબી તેવોજ અવતાર હતો!

હેમીલ્ટન હોટલના પોતીકા ઓરડામાં મુછયાં મરડતા ફકીરા ગાર્ડ ઉર્ફે 'ફરદુનજી પ્રીંટર'ના કપાળ ઉપર પણ ચીંતાની કરચલીઓ કયાં ઓછી હતી? સોફાની ઉપર લેટી પડી તે સીલીંગ ગમ ઘણાજ અસંતોષી જીવે કાંઇક ગંભીર તુરંગોમાં ત્યારનો ચકચુર હતો. ગઇ કાલે સાંજે તે ફ્રેની કાંગાને મળી આવ્યો હતો ખરો, પણ તેણે જોઇ લીધું હતું કે હાર જીતની બાજીમાં તેણે આ છોકરી સાથ ફેંકેલો પાસો—તેણે ધાસ્તી રાખી હતી તેમ—પહેલેથીજ અવળો પડવા માંડયો હતો.

ફકીરજીબાની જાતી ચંચલાઇ અને એકટર તરીકેની ચપલાઇ હવે કયાં ગઇ? સઘળું એક તણખાં જેટલી દુકતીના કમાનદાર ભવાં અને લાંબાં પાપણો આગળ પાણીમાં ગયું હતું.

"કેવી મજાની પોરી છે?" તે એક નીસાસો નાખી હવા સાથ વાત કરવા લાગ્યો, "પણ કંઇ તાલ બેસે એમ લાગતું નથી. રાનની સાંએ જોવાની હીમતજ નથી થતી. ગઇ કાલે સાંજેબી તો જેમ તેમ અખારા કરી ગીયો—પણ આજે

જવા સીવાય છુટકો શું છે? કંઇ આગલ ચાલતાં એ રાહપર આવી જાય તો કોણ જાણે! બાકી મને નહીં લાગતું કે બધું સમાધાનીથી પાર પરે. ઓ—નેવર માઇન્ડ! એમ નબળો પોચો થયો તો, બચ્ચા ફ્કીરા, તું એ છોકરીને જીતી રહયો! જોઇયે, આજે શું થાયછ—નહીં તો પછી વરી કંઇ બીજીજ રમત રમવી પડશે.''

મુછમાં હસીને તે એક ઝટાકા સમેત ઉઠયો અને ફ્રેની કાંગાને ત્યાં જવા સારૂં કપડાં પેહેરવા માંડયાં.

* * * * *

આજે 'ફ્રરદુન પ્રીંટર' આવનાર હતો તે ફ્રેની ઘણી સારી રીતે જાણતી હતી. મેહેરવાનજી બાવાની સાથે આગલા સીટીંગ રૂમમાં તે કયારનો કલાક થયો ટાહેલે બેઠો હતો, છતાં ફ્રેની પોતાના ઓરડામાંથી બાહેર નીકળી નહીં. અરે ઓ તમો ગેબી મદદગારો, ગુપ્ત ફ્રરેસ્તાઓ, મીનોઇ માહાત્માઓ! તમારી કાંઇક છુપી સાહયતાથી 'ફ્રરદુન' સાથની મુલાકાતો હવે કાંઇબી બહાણે માડી વળાય તો કેવું સારૂં! અગાઉ જે ધણીને મળવાને માટે તેણીનું જીગર કલાકો અગાઉથી ઉછાળા મારતું હતું તેજ ધણીની આગળ જઇ બેસવાને માટે આજે તેણીને અજબ જાતનો એક અણગમો લાગ્યો.

પણ જવું તો જોઇએજ! તેણી પોતાના ઓરડામાંથી નીકળીને ડરોઇંગ રૂમમાં ગઇ. જેવી તેણી દાખલ થઇ કે મેહેરવાનજી ત્યાંથી સટકી ગયા.

ફ્રકીરાએ સહેજ હસીને ડોકું કયું, અને ફ્રેની મુગી મુગી તેની પડોશમાં એક અલાહેદી ખુરસીપર જઇને બેઠી.

બે ત્રણ મીનીટની લગાર કઢંગી ખામોશી આખરે 'ફરદુન પ્રીંટરે'જ તોડી.

"આઇ સે—ફ્રેનીયા—મને લાગેછ કે કોઇએ તુને કંઇ જાદુ કરી મુકયુંછ!"

ફ્રેનીએ પોતાની એક ચોકકસ ખાસીયત મુજબ બંને ભવાં ચઢાવ્યાં.

"હા, મનેબી તેમજ લાગેછ. આપુને બેઉ જણુને કોઇએ કંઇ કરી મુકયુંછ."

"કાંય, મારામાં તુને એટલો બધો શું ફરક લાગેછ? મને સાચું કેહે, ડીયર."

"ખોદા જાણે શું થયુંછ—મને પોતાને કંઇ સમજ પડતું નથી!" તે છોકરીએ એક નીસાસો નાખીને કહયું, "તમુને યાદ છે કે તમે છેલ્લી વખતે હમુને મળવા આયા ને તે વખતે અચણુચ પેલો બેહેરામ આપરી આગલ આવી લાગો ને પછી મારા બાવાજીએ તમુને ઘણું ઇનસલ્ટ કરીને ચાલી જવા કેહયું—"

"હા, ડરોઇંગ રૂમમાં એ બનાવ બન્યો તે મને યાદ છે—પણ તેનું શું?"

ફ્રેનીએ ચમકીને સહેજ ડોળા ઉંઘાડયા—

"ડરોઇંગ રૂમમાં! આપણે ડરોઇંગ રૂમમાં કાંહ ઉતાં? આપણે તો ડાઇનીંગ રૂમમાં ઉતાં."

"અરે—હારે મારૂંબી ભેજું કાંહ બયુંછ? જે વખતે હું ને બેહેરામ સજ્જર અથરી પર્યા તેજ દાહરે કેની?"

ફ્રેનીએ મ્હોં કુમળાવ્યું.

"ફરદુનજી બધાંની સાથે તમારી યાદદાસ્ત શકતીબી ગુમ

થઇ ગેઇછ. તમુને ને બેહેરામને કંઇબી ગંભીર બોલાચાલી થયલી ઉતીજ નહીં."

'ફ્રરદુન પ્રીંટરે' લોહીનો ગોટ ગળ્યો. અરે એનું સત્યાપાત થાય! મુગો ગગડી રહેવાનો તેણે જે મજબુત ઠરાવ કરેલો તેને વળગી રહેવાને બદલે પોતે હુશીયારી દેખાડવા આમ ભાંગરા વાટતો હતો તેથી પોતાની ઉપર તેને મનમાં ખુબ ચીઢ ચઢી.

"હું એમ કેહુંછ કે તે વખતે તમારો જુસ્સો—તમારૂં બોલવાનું—તમારાં મ્હોંનાનો દેખાવ કાંહ! ને હમણાનું તમારૂં બોલવાનું—તમારી રીતભાત—તમારો દેખાવ કાંહ! આસમાન ને જમીનનો ફેર પડી ગીયોછ, ફ્રરદુનજી!"

ફ્રરદુન પ્રીંટરે એક પળ પોતાનો હોઠ કરડયો અને પછી રૂમાલ વડે દાબીને મ્હોંડું નુછયું. ફ્રેનીની નજર તેના આંગળાં ઉપર પડી.

"મેં તમુને વીંટી આપી'તી તે કાંહ છે?" તેણીએ ઘણુંજ ધીમા અવાજે પુછયું.

"કેઇ—પેલી લીલાં પાનાંની?"

"ઓવાય! એમ શું કરોછ જો? સાદી સુનાની વીટી આપીતી—ને તે તમુને વરી ઘણી ગમી——"

"અરે હા-ખરા! તે તો મને આંગળાંમાં ઘીલી પરતી'તી તે આય સ્ટીમર ડુબવાની ગરબરમાં કેઠે સરી પરી હોશે!"

"એમ શું બોલોછ! તે તો તમુને ઉલટી ઘણી ટાઇટ પરેલી ને તમે ઘણી મુશકેલીએ ચહરાવી—તે યાદ છે કેની?"

"અં—હા, પણ, ડીયર, હવે તે કેઠે બોબઇ ગેઇ હોશે—મુકઇ ગેઇ હોશે! ચાલની તો—એમ એવી નજીવી બાબદને

સારૂં ભેજું શું ખાયા કરેછ! હવે સેવકની પાસે એટલા મબલખ પૈસા થયાછ કે એવી રેચ્ચેડ સુન્નાની વીંટીઓની કોણુ દરકાર કરેછ!"

પોતીકી માશુકની મોહબતવંતી ભેટ માટે આ કેવા નાકદર શબ્દો! પૈસા પૈસા પૈસા માટે પાછો એકવાર ફરીથી આ કેવો હલકત એશારો!! અફસોસ—અરે અફસોસ!!

અસંતોશી બેદીલ જીવે ફ્રેની પોતાની ખુરસીપર નીચી મુડીએ બેસી રહી. હવે શું કરવું? તેણીની છાતીમાં હવે જે લાગણી બરફ મીસાલ બંધાઇ જઇને હરૂદયની ઉપર બેઠી હતી તેની વરાળ પણ મ્હોંડાંમાંથી કેવી રીતે કહાડવી? આહ! જો 'ફરદુન' પોતે સમજી જઇને તેણીને જતી મુકે તો કેવું સારૂં! રે કીરતાર! ફ્રેનીનો સઉથી મોટામાં મોટો ગમ એજ હતો કે એક સાચી જાથુકની નીભી શકે એવી મોહબતને માટે પોતે લાયક હતી નહીં. અંતે સંજોગોએ તેણીને એક છાલકાં-જુઠાં-બેવીશ્વાસુ જીગરની ઓરત પુરવાર કરી હતી!

"કુલેજાં—કંઇ વાત કરની!"

વળી આ એકનો એક ઉંબક આવે તેવો રોદરો 'ફરદુન પ્રીંન્ટરે' તાણ્યો. હજી તે કાંઇ બીજી ત્રીજી વાત કરતો હોય તો સમજયા! પણ આમ અડુખરાની કાની તે દર બએ મીનીટે 'વાત કરની—વાત કરની'નું ભેજું ખાયા કરતો હતો, તે ફ્રેનીને મનથી અકારૂં ઝેર હતું. એવા મામલામાં તેણી જેવી એક કાંકણી છોકરી વાત તે શું કરે?

"તું કંઇજ વાત નથી કરતી? મને જરા કીસબી નથી લેવા દેતી? તાહરે આજેબી હું પાછો જાઉં?" પાછો તે ઇડી યાટીક ટુંકારો મેલાયો.

થઇ ચુકયું! નાખતી, સબુરીની હદ હવે આવી રહી. દીલમાં ઉભરાતી નાસીપાસી તેણીથી હવે સમાવી શકાઇ નહીં. ફ્રેની જરાક ખુરસીપર તરી બેઠી અને જમીન ગમ ડોળા ઠેરવી રાખી ધ્રુજતા અવાજે બોલી.——

"ફરદુનજી, હું શું વાત કરૂ? તમે જાહરે મને એમ ખતી ખતીને બોલાવવાજ બેઠાછ તાહરે મને ઘણી દલગીરી સાથ કેહેવુંજ પડેછ. ફરદુનજી—મને માફ કરજો, એમ બોલતાં મારૂં દીલ ચીરઇ જાયછ—પણ—પણ હું તમુને અગઉ જેમ ચાહતી'તી તેમ હવે—તેમ હવે—મારૂં દીલ તમારી પર નથી દોરતું. એમ શું થઇ ગીયું તે મને સમજ પરતું નથી. તમે પરમ દહારે અહીં આવી ગીયા પછીથી હું જરાબી સુખી નથી. તમે જો મને માફ કરો ને—આપરી વચ્ચેનો સંબંધ તોરી નાખો તો તમારો મોટો ઉપકાર થશે."

'ફરદુન પ્રીન્ટર' તો ડઘાઇને આ છોકરીનું કોઠું ભોપવા પડયો.

"મારી ગેરહાજરીમાં કોઇ બીજો સા...ચીલીમ ચલાકયો તો નથી વચમાં આયો?" તેણે મ્હોંમાંથી અપશબ્દ ઓચરી. કાંઇક કડવાસથી અને કાંઇક અણકાંથી પુછયું.

પ્રેમની પાયમાલી માટે બેવાશ્વાસ જેવી બદતર ચીજ બીજી કોઇજ નથી. એકવારના પોતીકા ઉમરાવ જીગરના 'ફર દુન'ના હોઠોમાંથી આવા તોછડા અપમાનભર્યા કંગાલ ગાળીના સખુનો નીકળતા સાંભળીને ફ્રેનીનાં બદનમાંથી સંતાપની એક ધ્રુજરી પસાર થઇ ગઇ! તેણીની આંખ્યોમાંથી હવે આસું ટપકતાં હતાં.

"નહીં—અરે નહીં!" તેણી ગગળતા અવાજે બોલી.

"તેમ નથી, ફરદુનજી. ખરી વાત એજ છે કે—કે હવે તમે મને અગાઉના જેવા ગમતા નથી. શું મોટું દીલ બતાવીને તમે મને મારાં પ્રોમીસમાંથી છોરશો નહીં !"

'ફરદુન પ્રીન્ટર' હવે આસ્તેથી ઉઠયો. રે ખુદા—એક કફોડા સંકજામાંથી આસાની સાથ સટકી જવાનો આ કેવો ફક્કડ ચાન્સ હતો! જરા દીલ કઠણ કરીને ફ્રેનીથી સદાના છેડા છોડવી નાખી ચાલતી પકડી હોય તો કોણ તેને હવે પુછવા આવવાનું હતું ? કાજ તુટવાનો સઘળો જુમ્મો આ છોકરીને માથેજ નાખવાનું આના કરતાં વધારે અચ્છું બાહણું બીજું કયું અને કાહરે મલવાનું હતું ?

તે એક મીનીટ ત્યાં ધચુપચુ વીચારોમાં બારીની બાહેર આસ્માન ગમ જોયા કરતો સ્થીર ઉભો. હવે છીટું શોધી—ગુસ્સે થવાનું ખોટું ડોળ ઘાલી—ચાલી જવું કે નહીં ? અહા—આ સામે બેઠેલી ખુબસુરત ડોલ સરખી સુંદરીને એમ સહેલાઇથી જતી મુકવાને તેનો જીવ માનતોબી નહીં હતો.

"ફ્રેની, તું એમ બોલેછ તેથી હું ખચીત ઘણો અજબ થાઉંછ. જો તારી ખુશી નહીંજ હોય તો—તો——"

"કેમ, છોકરાંઓ, તમારી ધુસધુસ હજુ પુરીજ નહીં થતી કે ?"

મેહેરવાનજી કાંગા પોતાનું રાબેતાનું પોહલું પોહલું હસતું ડાચું લઇને ઓરડામાં ચાલી આવ્યા. 'ફરદુન પ્રીન્ટર' તેમની ગમ ફર્યો.——

'પુરૂં થયું—બધું સફાચટક થઇ ગીયું, સાહેબ !" તે લગાર તીરસ્કારથી હસીને બોલી પડયો, "તમારી આય પોટ્ટીએ અને મેં અમારો સઘળો હીસાબ ચુકતે કરી લીધોછ. બધું માગતું

લેહણું ભુસરી વાળ્યુંછ, મુરબ્બી! મતલબ કે અમારી વચ્ચે હવે ફુટ્ટા! હું મારે રસ્તે અને ફ્રેની—છે તે—ફ્રેનીને રસ્તે!"

મેહેરવાનજી ખભાં હલાવીને હસવા પડયા. 'ફરદુન પ્રીન્ટર' કાંઇબી રમુજ કરે ત્યારે હસ્યા વગર કેમ ચાલે?

'હે–હે–હે–હે! બચ્ચા, તુને હમણા હમણા ઘણા ચબ્બા સુજેછ—અં? ચાલ—ચાલ—એમ ઘેલાં ના કાહર—"

"નહીં, બાવાજી, એમાં ઘેલાં કાહરવા જેવું કંઇ નથી. ફરદુનજી ખરૂંજ બોલેછ," ફ્રેનીએ ઘણાજ ઠસ્સાથી ટાહુકો મુકયો.

"હા, મેહેલ્લુજીબા, અમારી વચ્ચેનો સંબંધ હવે સદાનો ખતમ થયોછ. ફ્રેનીબઇની મારી સાથ પરણવાની મરજી નથી——"

"હેં?"

"હાજી—એવણ કેહેછ કે હું બદલઇ ગીયોછ તેથી એવણ મને હવે ચાહતાં નથી–ને એક ચુમ્બીબી આપી શકતાં નથી! તમારા સમ!"

"એ શું બકેછ?"

"તમારા દીકરીનેજ પુછોની, સાહેબ?"

મેહેરવાનજી પોતાની દીકરી ગમ ફર્યા અને કમ્મરે હાથ દઇને ઉંઘાડેલા મોટા ડોળા સાથ તેણીની ગમ ધારી ધારીને જોવા માડયું.

"ફ્રેની!! એ શું ચેરાં?" તેવણે કેટલે વારે ઘોઘારી સાદે મોટેથી બુમ મારી.

પણ ફ્રેની તે ઘડીએ કાંઇ તકરાર કરવાની ધુંઇમાં નહીં હતી. તેણી તો મ્હોંડે રૂમાલ દાબેલો રાખીને નીચી ડોકી સાથ ચુપ બેસી રહી.

"દુકતી! તારૂં માથું બાથું ખીસી ગીયું છ કે?—બોલ!——"

"હા—બાવાજી—ખીસીજ ગીયું છ! મને આય માણસની ઉપર હવે અગાઉની કાની લાગણી થતી નથી. હું એવણ સાથ હવે પરણી શકતી નથી તેથી દલગીર છેઉ—"

"ને હું બી દલગીર છેઉં! ફ્રેનીબઇ, તમારો કાજગરો જીવ ના કુહરાવો. તમારી ખુશી નથી તો હું કંઇ જોર જુલમથી——"

"અરે પણ ફ્રરદુન!-ફ્રેની!-એ તમુ લોકને થયું છ શું?"

"મેહેરવાનજીબા, કાંય અમથા માથું ઝીખોછ? તમારી છોકરી હુજતી છે. એ ના કહેછ તો હું જાઉંછ. ગામમાં છોકરીઓના ટોટા નથી, શેઠ! મારી પાસે હવે દસ અગ્યાર લાખ રૂપીયાનો દલ્લો છે! એક ડોકરી માંગશ તો સો રાંડયાંઓ તુટી પરશે! ફ્રેનીબઇજી વગર હું કંઇ દાંતમાં આંગળાં ઘાલીને બેસી નથી રેહયો-પણ તોબી કેહી મુકુંછ કે હજુરબી પાછળથી પાછો ખાટો મીઠો વીચાર થાય—જાહરેબી ખબે ચહરેલો ભુત ઉતરે-તાહરે મને એક પોસ્ટ કાર્ડ નાખજો, તેટલાં સાહેબજી! સાહેબજી, મીસ ફ્રેની."

ફ્રેનીએ ઉત્તર વાળ્યો નહીં! તેણીને કમકમાટ છુટતો હતો. તોબાહ! આ બધું શું ફ્રરદુન-એકવારનો તેણીનો અમીરી ખવાસનો, ઇંચે ઇંચનો ગ્રહસ્થાઇ ભર્યો, લાયકી ભર્યો, નરમાશભર્યો ફ્રરદુન પ્રીંટર બોલી ગયો હતો? કે ફ્રેની ઉંઘમાં કાંઇ ખરાબ સ્વપ્નો જોતી હતી?

અત્યંત તુમાખી તોરથી પીઠ મરડી "ફ્રરદુન પ્રીન્ટર"-લકબે ફ્કીરજી ગાર્ડ મુછમાં હસતા ત્યાંથી ચાલ્યા ગયા!

— —:o:——

# પ્રકરણ ૬૧ મું.

—:०:—

" ક્યા ખેજાં આઇ ચમનમેં સજરે ગુલ જાતા રહા;
ચૈન ઔર મેરે જીગરકા સબ્રભી જાતા રહા!
ક્યા ખુશી હર એકકુથી—કર રહેથે સબ દુઆ;
કહે જફ્રર યે કયા હુવા જોબનકા ઘર જાતા રહા!"

સહવારના આઠેક વાગ્યા હશે. કેકુ કાંગાનાં ઉંઘરેતાં મ્હોંડાં ઉપરને બદશીકલ ડાઘ ભીતરની કાંઇ બેહદ બેચેનીને સબબે ઓરબી વધારે કદર બીહામણો બની ગયલો હતો. સારી રાત અરધી મીનીટબી તે આંખ લગાડીને ઉંઘ્યો હતો નહી. અંતકરણની અકળામણને લીધે તેણે સઘળા અંધારા કલાકો બીછાણા ઉપર તફ્ડ તફ્ડ કરીને પસાર કર્યા હતા. હમણા જયારે તે નસોસ જીવે હોટલના ઓરડામાં એક ગાંડા આદમીની પેઠે આમથી તેમ ડમકયા કરતો હતો ત્યારે તેનો દેખાવ દયા ઉપજાવા જોગ હતો. સદરા અને લેંગા ઉપર ઉંધાડે માથે ધવડ ખવડ કરતો જઇ તે ઘડીમાં એક ન્યુસપેપર ઉંચકી અમસ્થાં પાના ફેરવતો—ઘડીમાં ખુરસીપર બેસી જઇ બે હાથે ફાટીને ટુકડા થઇ જતાં ચાવણીઆં દાબતો—ઘડીમાં ઘડીયાલ ગમ જોઇ નીસાસાપર નીસાસા નાખતો!

રફીક, એ કાંઇ અંદરખાનેની બીમારી હતી. હરૃદયનો મુંગો પશ્ચાતાપ તેનાં મ્હોં ઉપર જોશબંધ પ્રગટી નીકળતો હતો. પસ્તાવાનો—બલકે એક છુપી દેહેશતનો—ગુપ્ત અવાજ

તેને પલકે પલક કાનમાં કેહેતો હતો કે 'સંભાળ, આજનો દીવસ ઘણો ભારી છે!"

આજનો દીવસ! હા, આજે મીઠ્ઠી માકી હારપીટલમાંથી આંખના પાટા છોડી પાછી તેની પનાહમાં આવી પુગનાર હતી. આજે ત્રણ વાગે તે સાસુન હાસ્પીટલમાં જનાર હતો અને ડાકટર હુપરે આંખપરના પાટા છોડી માકીને રૂખસદ આપવાનું વચન આપ્યું હતું. પોતીકા જીવ સમાન પ્યારી મોહોરદારને તે હસ્તી બોલતી પાછી ઘરે લાવવાનો હતો—એ વીચારેજ બસ તેના પેટમાં હેબત ભરાઇ આવતી હતી. એ ખ્યાલથી માકીથી હસાઇ હસાઇ જવાતું હતું; પણ કેકુના કપાળ ઉપરનો કદરૂપો ચીલ્લો હમણા કાંઇક જુદીજ વાત કહી રહયો હતો.

ઘણાંજ ઉચ્ચાટ અને ઉશકેરાયલાં દીલે તેણે ઓરડાની ચારે સીમાની પ્રદક્ષીણા કરવા માંડી. ચા કયારની પડી પડી ઠંડી થઇ જતી હતી તેની ઉપર તેણે ઝાંખી નઝરબી નાખી નહીં. રાતનાં તેણે કાંઇ ખાધું ન હતું તે છતાં હમણાં ટોસ્ટ કરેલાં પાંઉનો ટુકડોબી મ્હોંમાં મેલવા જેટલી કેકુને રૂચી નહીં હતી.

"થતાં તો થઇ ગીયું!" તેણે આરસીમાં એકવાર ફરીથી પોતાનો કમબખ્ત પડછાયો જોઇને નીસાસો નાખ્યો. "શું કરૂં? એવું થાયછ કે જાણે બધું મુકીને કેઠે દુર દરાઝ નાસી જાઉં! અરે ખોદા! પછી મારી મકકાંને કોણ જોશે? પણ જે દાહરે એ જાણશે તે દાહરે———"

"કેકુ—કેકુ—કેકુ! બારણું ઉઘાર——"

પીસ્ટોલની એક મરણતોલ ગોળી છાતીમાં લાગી હોય

તેમ કેકુ કાંગો આંબાદ એક ફુટ જેટલો ઉછળ્યો અને અંદરથી કળ દીધેલાં ઓરડાનાં તે બારણા ગમ હેબતાયલે ચેહરે જોયું.

કોઇ બાહેરથી તે બારણું જોરમાં ખખડાવતું હતું.

"કેકુ–ઉંધારની ! ઉંધાર–ઉંધાર, એ તો હું માકી છેઉં."

કેકુનો ચેહેરો મોત જેવો સફેદ મારી ગયો હતો. માથાંથી તે પગ સુધી તેનાં બદનમાં એક લખલખું ભરાઇ આવ્યું—હાથ પગના તેના સાંધાઓ ઢીલા ઘચ થઇ ગયા— અને એકાદ મીનીટ તેની આંખ્યોએ ઘુમરી આવવા માંડી. બાહેરથી આવતો હરખભર અવાજ તેના હઇયાંના હાર–તેની આંખ્યોના નુર–મોહબતવંતી માનીતી માકીનો હતો.

"કોણ ?—કોણ છેઓ ?" તેણે બારણું ખોલ્યા વગર ખોખરા અવાજે મોટેથી પુછ્યું——

"અરે, એ તો હું–માકી ! કેક, મારો સાદ્બી નહીં પારખતો કે ? ઉંઘારની—અંદર શું કર્યા કરેચ જો ?"

બસ, આવી બન્યું ! તે પળના બેહદ ગભરાટમાં કેકુ ખુદ પોતાને ભુલી ગયો. હીપનોટાઇઝડ બનેલાં એક સાવજ આદમીની મીસાલ તે બારણાંગમ ધસ્યો અને એક ઝનુની આંચકા સમેત જોરમાં તે પોરપરાક ઉંઘાડી નાખ્યું.

ઓ પરવરદેગાર ! તેણે શું જોયું ? વાહલી માકી ત્યાં હસ્તે મુખડે બેધડક ઉંઘાડેલા બે ડોળાઓ સાથ ઉભેલી હતી !

"માકી ! !—માઇ ગોડ !"

માત્ર આટલા શબ્દો કેકુનાં ચીપલાઇ ગયલાં ગળાંમાંથી એક ભયંકાર ઘોઘારી અવાજ સાથ નીકળ્યા.

પોતીકા વાહલા ખુબસુરત ખાવીંદની ગોદમાં ચંપાવા

હરખભેર દોડી આવેલી ગરીબ બીચારી માકી!! બંધ ડોળે રાતને દીવસ પોતાના દેખાવળા ભરથારના ચેહરાની આકરૂતી કલ્પનામાં ચીતારતી આ કાંકણી રાંક અબલાની સામે—અરેરે!—આ શું સીકલ આવીને અચબુચ ઉભી રહી હતી!! બ્યુટી અને આર્ટમાં ઉધરેલી એક ઉસ્તાદ આર્ટીસ્ટની નજર સનમુખ આ કેવો એબીયલ આકાર એકાએક પ્રગટી નીકળ્યો હતો!! પહેલા આંચકા સમેત તેણી ઉજળી વાખ બનીને એક બીધેલાં જાનવર મીસાલ બે પગલાં પાછળ હટી ગઇ.

કેકુએ જોરમાં એક હાથે પોતાના કપાલપર તરાપ મારી——

“ માકી!—તું જોઇ શકેછ!!—અરે અફસોસ! હું મુવો—હું મુવો———!”

તેજ મીનીટે કાનના પરદા ફાટી જાય એવી એક જબર દસ્ત ચીસ સાથ લપેરા ખાઇને માકી ત્યાં જમીન ઉપર તેના પગ આગળ બેસુધ તુટી પડી!

જમીન ઉપર બેહોશ પડેલા માકીના મનોહર આકાર ઉપર વાંકો વળીને પોતાના જીવને શ્રાપ દેતા કેકુ કાંગાના ચેહેરા ઉપર પ્રગટી નીકળેલાં દર્દનું કોણ બ્યાન કરી શકશે? એક હાથે માથું પકડેલું રાખી તેણે સુના સાવજ ડોળાએ પોતીકી મોહોરદારને પગ આગળ જમીનદોસ્ત થયલી થોડોકવાર જોયાજ કરી. જમીન ઉપરથી માકીને ઉંચકી લઇ તેણીની કાંઇક બરદાસ્ત કરવા જેટલીબી શુધ્ધી હીણુભાગ્ય કેકુને હમણાં કયાં હતી? એક ઘેલા દીવાના માણસની પેઠે તેણે બે હાથ હવામાં ઉંચા કર્યાં અને દુખથી ફાટી જતી છાતી સાથ બુમ પાડી.

"આવી બન્યું! ઓ ખોદા! બધું થઇ ચુકયું! ઓ—નખ્ખોદ વરીયું! અફ્સોસ.—અફ્સોસ!"

બીચારા કેકુની આંખ્યોએ તમ્મર આવતા હતા. ભોંયપર પોતાને અફ્લાઇ જતો બચાવવા સારૂં બારણાંનું કડું પકડી લે તે અગાઉ દાદરપરથી કોઇ ધસારાબંધ ઉપર ચહડી આવ્યું. તે કોઇ યુરેઝીયન નર્સ હતી અને મારતી ગાડીએ ત્યાં આવી ઉશકેરાયલી હાંફ્તી ફાંફ્લી કેકુના ઓરડા ગમ દોડી આવી હતી.

"લેવ!" તેણી માકીને ભોંય ઉપર લોઠપોઠ પડેલી જોઇને કલ્લો કરી પડી, "હું જાણુતી 'તીજ કે એમ થશે—પણ કોઇનુ કેહયું એવણ માને તાહરે કે? બસ કેહેજે હમણા ને હમણાજ જાંઉ ને મારા ધણીને અજાયબીમાં ગરકાવ કરી નાખું! એવણના ધણી કાંહ છે, મી૦ તાલુકદાર?"

હાસ્પીટલમાં સર્વે ડાંકટરો તેમજ નર્સોની આગળ બેહેરામે અને કેકુએ પોતાનાં નામો અદલબદલ કરી નાંખેલાં હોવાથી આ નર્સબી કેકુની ગમ જોઇને તેને બેહેરામ તાલુકદાર સમજી હતી; પણ 'બેહેરામ તાલુકદાર'નો તે કંગાલ અવતાર તે વાર કાંઇબી જવાબ દેવાની યા ખોલાસો કરવાની હાલતમાં હતોજ નહીં. તે તો ભટ દેતો કે માકીની આગળ જમીન ઉપર ફ્સડાઇ જઇ બે હાથોએ આખું મોહોડું ઢાંકી એક નાનાં બચ્ચાંની માફ્ત દીઓ તાણી તાણીને રડવા પડી ગયો.

નર્સ તો વીસ્મય પામીને આ વળી વીચીત્ર બેમાણુ તરફ ટીકવાજ પડી. પણ તેણી એક ભલી બાનુ હતી.

"મી૦ તાલુકદાર, એટલા બધા બીહવો ના. તમારાં કઝીનને જબરો 'શોક' લાગોછ, તેથી જરાક ફેંટ મારી ગીયાંછ—બાકી તેવણ તદન સારી કાની છે. હું તમુને ખાત્રી

આપુંછ કે એવણ બેઉ આંખોએ હવે મજાહનું જોઇ શકેછ——"

"ઓહ–ગોડ !———"

"બસ આજે સવારના રણ પારી બેઠાં કે હમણાંને હમણાંજ પાટા છોરો ! ડાકટર હુપરે કંટાલીને એવણને રાજી રાખવા આખરે સાંજના તન વાગાને બદલે સવારનાજ પાટા છોરવાની મને રજા આપી. અસતો હું બેંડેજીસ બધા પુરેપુરા છોરી રહેવું નહીં તેટલાં—તમે માનશો, મી૦ તાલુક-દાર—એક મોટી ચીસ એવણ પારી ઉઠયાં કે મને તો ઘણું સાફ દેખાયછ. પછી મીસીસ કાંગા બસ ધર્યા ધરાયાં નહીં અને એટલા ઉશકેરઇ જઇને હરખને મારે ગીત ગાવા ને બુમ પારવા મંડી ગીયાં કે રખેને મનપર કંઇ બીજી ખરાબ અસર થાય તેની અમુને તો બીક લાગી. હજુર તો ડાકટર હુપર અને અમે બધાં એવણને સમજાવીને શાંત પારીએ, તેટલાં બોંહોંસ કરીને આસ્પીટલમાંથી નીચે ઉતરી પર્યાં ને લાગલાં નજદીકનાં એક સ્ટેંડપરની ગારીમાં નખાવી દઇ અહી તમારાં હોટેલ તરફ હંકારી ગીયાં. ડા૦ હુપરે મને તરત પછવારે બીજી ગારીમાં જવા કહયું. હું જાણુતી'તીજ કે આટલું બધું એવણથી સ્ટેંન્ડ નહીં થઇ શકશે. પુઅર મીસીસ કાંગા ! ઉઠો, મી૦ તાલુકદાર, મને જરા એવણને ઉંચકવામાં મદદ કરો. હું ધારૂંછ કે હું એવણને હાલ તુરત તો પાછાં આસ્પીટલમાં લઇ જાઉં. એવણના હસબન્ડ હંઇ નથી કે ?"

કેકુએ જવાબમાં માત્ર ડોકું ધુણાવીને ના પાડી. નર્સે હોટલનાં બીજા માણસોની મદદ સાથ માકીને બેભાન હાલત-માંજ ઉંચકી એક સ્ત્રેચરપર સુવાડી અને કાંઇબી બોલ્યા

વગર ગંભીર મ્હોંડે તેણીને વીકટોર્યા ગાડીમાં પોતાની સાથે આસ્પીટલમાં પાછી લઇ ગઇ. કેકુએ હોટલની વરન્ડાપર ઉભો રહી તે ગાડીને હંકરાઇ જતી જોયા કીધી. જ્યારે ગાડી નજર આગળથી બેમાલુમ થઇ, ત્યારે એક મુરદાં મીસાલ લહરતો પહરતો લપેરા ખાતો તે પોતાના ઓરડામાં ગયો, અને જીગર ચીરાઇ જાય એવી એક હાય મારી સોફા ઉપર ધરરર કરતો કે ઉંધે મસ્તક તુટી પડયો.

——:o:——

## પ્રકરણ ૬૨ મું.

——:o:——

### એક વાસ મારતા પદેરાને તમે ગુલાબના ફુલ પર મુકશો—તેથી શું તે કાંઇ પોતાની બંધ છોડવાનો છે?

"ઇનપરનલ ન્યુસન્સ! એ રાન કંઇ એમ જંપીને બેસવા દેવાની નથી. વરી બસો પાનસો મુકાવશે તાહરે બીજા બે ત્રણ મહીના દમ ખાવા દેશે—તાંહ સુંધી રોજના બબે કાગજો લખી મરવાની! આય સુધ્ધાં મને આજે આય પાંચમું કાગજ મોકળી ચુકી!"

ફકીરા ગાડેં ખરેખર ઘણાજ ખીજવાટથી મોઢું મચકાવી હાથમાં ડુચો ડાચી કરી પકડેલાં એક કાગજને પાછું સરખું કર્યું.

"પણ મુઇ મને મળીને કેહેવા શું માગેછ? એને રૂપીઆ જોઇયેછ—પણ ખાનું ખરાબ થાય, તેથી મને મળવા શાનુ માગી મરેછ! સીધે સીધી લખતી હોય કે આટલી રક-

મનો ચેક મોકલજો તો એક વાત—પણુ તેને બદલે દમ કેવો કરેછ? એ નાજુ મરેરે એમની એમ પાછલી રાતનાં!"

તીરસ્કાર અને કડવાસથી બીડેલા ફ્રકીરાના હોઠો ઉપર કાંઇક હસ્વું પથરાયું. તે પોતાની મા જણી બેહનને બરાબર રજે રજ પીછાણુતો હતો. એ ચોરીયામાર વઢકણી વાઉ સાથ ઝાઝી આશનાઇ કરવામાં સલામતી નહીં હતી તે આ તેણીના શોભીતા ભાઇને ખબર હતું. છેલ્લો દોઢ મહીનો થયો ફ્રકીરજીબા કામકાજની ગડબડમાં નાજુપર કાગજની એક લીટીબી લખતાં ભુલી ગયા હતા. અને તે સાથે વળી રાએ-તાનો રૂ ૧૦૦)નો ચેકબી ગયે મહીને મોકલવાનો તદનજ વીસરી ગયા હતા! પણુ આણીમેર નાજાંમાય દર આંતરે આંતરે કાગલના છ છ પડો ભરીને પોતાનાં "લવાજમ"ની યાદ આપવાની પુરતી સંભાલ લેતાં હતાં.

અત્યાર સુધી તો એ કાગજોનીબી "ડોન્ટ કેર" થઇ હતી, પણુ આજે રેજીસ્ટર્ડ ટપાલમાં આવેલું પાંચમું કાગજ હમેશ કરતાં દશ ઘણું ટુકું હતું—અને પચાસ ઘણું વધારે અર્થસુચક હતુ!!

બંને ભવાંનો ચીલ્લો ચઢાવી મી૦ ફ્રરદુનજી પ્રીન્ટર-(નંબર ટુ)-એ તે કાગજ એક વાર ફ્રરીથી ધીમે ધીમે વાંચવા માંડયું:—

**ભાઇજી ફ્ર૦**

**મારાં ચરચાર કાગજોનો જશ [જવાબ વાળવાનીબી તમુને ફુરસદ નહીં મલતી હોસે! ફ્રરેની કાંગા સાથ અદરાવાની ઝુમમાં તમે ગીયા મહીનાનો ચેક હજુ મોકલ્યો નથી તેની આય પાંચમી વખત યાદ આપુંછ. હું જાણુંછ કે આય પાંચમી ચાદીબી પાણીમાંજ જશે તેથી કેહુંછ કે મેહરબાની કરી તમે**

જીભરૂં મને કાલે બેસ્પતવારે સહવારે બરાબર દસ વાગે વીક-ટોરીયા ડાકના મોટા દરવાજા આગળ જરૂર મળજો. હું તાંહ પથ્થર બંદર ઉપર એક છોકરીને ૧૧ વાગે રોજ શીખવવા જાઉંછ તે વખતે તમુને જરૂર મલવા માંગુંછ. મને કંઈ મોહને મોહનું તમારી સાથ વાત કરવાની છે. જો કાલે બેસ્પતવારે ૧૦ વાગે તમે મને ત્યાં નહીં મળશો, તો પછી હું એમજ સમજસ કે તમે તમારી સરતો પાળવાના હવે અખાંડા કરોછ ને પછી તેમાંથી કંઈ તોફાન જાગે તો હું જોખમદાર નહીં રેહવસ. ચેક પોસ્ટથી ના મોકલતા, પણ મને ખચીતજ મળજો, કારણ કે હવે તો હું તમારેથી કંટાલો ગેઇછ ને મારા મહીના દાહ-રાના ૧૦૦ રૂપીયા સારૂં હું તમારી સાથ કંઇ બીજો વધારે પકકો ને વધારે સેહેલો બંદોબસ્ત કરવા માગુંછ.

લા૦ દુવાગીર બેહન,

**નાજાં.**

ફકીરા ગાર્ડે ખરે મને ફફડી ચટકીને તે કાગળયું પોતાની મુઠ્ઠીમાં ભચડી નાખ્યું, અને કાંઇક અવળી ભાષા બડબડી પાટલુનનાં ખીસાંમાં ઠેસવી દીધું———

"એ મનમાં શું ચાહે !પીયેછ ! કાંહ મરેછ ! એને વાસ્તે પથ્થર બંદર સુધી પાહાર જેવો ધકકો ખાઉં ! જો વાત લાવીછ તે ! એ રાન પરવારતી છે તે બધાંનેજ પોતાનાં જેવાં ઉજમારાં સમજેછ. ઓ, લેટ હર ગો ટુ ધી ડેવીલ ! હું કંઇ જવાનો નથી—એ શું કરી લેશે ? ઘણું તો વરી રાન અહીયાં આવીને પોતાની રીત પ્રમાણે કાઉ—કાઉ—કાઉ કરી મેલશે, એજ કેની ? એની જીભલી બરે ! કમબખ્ત એકુ વખત બોલવાપર આવેછ તો મુગીજ નથી રહેતી—કોણ ?—"

"સાહેબજી, ફરદુન !"

"ઓહો ! મેહેરવાનજી ? આવો, આવો, તમે કાંહથી ધણે દાહરે ભુલા પર્યા ?"

વસણાયલી દાળ જેવું ડાચું કરી મેહેરવાનજી કાંગા ધીલા ધીલા અંદર ચાલી આવ્યા, અને જાણે આફતના બોજા તળે કેવાક ખખડી બખડી ગયા હોય તેમ ખુરસીપર ભટ દેતા કે બેસી જઇને કાંસ કરાંજ કરવા પડયા.

ફકીરો ગાર્ડ આ સાત પાણીએ ધોયલાં "હંબગ"ને હવે માથાંથી તે પગ સુધી ઓલખી ચુકયો હતો.

"કેમ મેહેરવાનજી બા–શું છે ? બાદી થઇછ કે ? માદી મરઘીની કાની કાંસોછ શાના ?"

જવાબમાં મેહરવાનજીએ બમણા જોરથી પાછું કાંસ્યું.

"તમો દુકતાંઓને ચેસ્તા સુજેછ," તેવણ રડતા ચણાવાળા જેવા અવાજે બોલ્યા, "અહીં મને રાતે ઉંઘ નથી આવતી, યાર !"

"એમ કે–? ફાધર, જરા રાતનાં બરાબર ઉંડાણથી છાંટો નહીં લેતા હોશો ?"

"કેમ, કંઇ આજે ઘણા ખુશ મીજાજમાં છેઓ ?"

"તો શું કરૂં ? તમારી કાની ધુખરાયલું છાનું બનીને મારાં મનમાં છે તેને નામનાં છાજીયાં લેઉં ?"

મેહેરવાનજી કાંગાએ તપખીરનો એક મસ મોટો સહરૂકો માર્યો.

"દીકરા," તેવણે હવે લગરીક ગંભીરાઇથી સીધા બેસીને કહયું, "એ તો રાન નાદાન છે. મુઇ ચાકલેટ બરેલી છે,

તેનું હવે શું કર્યે ? શું તેથી આપરે બી આપરી અકકલ ખોઇ દેવી જોઇયે ?"

"અરે, તમારામાં ને મારામાં અકકલજ કાંહ બરીછ જે !"

"ચાલ, હવે જરા સીધે સલુકે વાત કર-એમ ચેરાં નાં કાહર ! તમે બેઉ બચ્ચાંઓ હુલડ બનીને એમ ઘેલાં કાહારોછ, પણ તમે સમજતાં નથી કે કોઇ વખત સેહજ નજીવી હુજતને ખાતર કેટલી મોટી ખરાબી થઇ જાયછ. તમુને શું છે ? મારાં દીલમાં શું થાયછ તેનો તમુને કંઇ ખ્યાલજ નથી આવતો !"

"ઓ—નોરે મરૂં, તમુને બધા મારા જી ! અખખઇ રેહયા તમુને કશું કંઇ થાય તો હું તો રરી તતરીને અરધો થઇ જાઉં જો, મેહલ્લુબા !"

"હે—હે—તું તો રાસકલ હંમેશનો હસમુખો રહી ગીયો ! દીકરા ફરદુન, એ પોરીનાં મીજાજનો કંઇ ઢંગધરો નથી. જો એ કોપરબરાસની બધી વાત તું સાંભળશે તાહરે જાણુશે કે મુઇ એવીજ જીદનું ખોરયું કોઇ વખત થઇ જાય છ. દીકરા, પહેલાં તારી સાથે એનું થવાનું ઉતું તે વખતે તું આલી પુઇનો વારસ ઉતો. હાંગકાંગથી આલી પુઇ સાથ તારે બદલે બહેરામ આયો, તારે અમે સઉએ તો તેને ફરદુન પ્રીન્ટર તરીકેજ માની લીધો, પણ ફ્રેનીને શું ભરકણુ ભરાયું તે બસ તેની અરાસેજ નહીં ગેઇ. તેને બદલે એ દુકતી તું ખરા ફરદુનને કોનડીંટાનાં ભોંયરાંમાં મલવા પછી તારીપરજ ખુરબાન થઇ ગેઇ. પાછલથી વીલ ખોબઇ ગીયું ને તારી પાસે ફુટી બદામબી નહીં રહી તોબી એને તારીપરજ વળખાં માર્યાં કીધાં, ને તે વખતે દશ લાખનો ધણી બેહેરામ તાલુકદાર એને

પણુવા સારૂં અછરઇ પછરઇ ગીયો તો એકની બે નહીં થઇ."

"હવે ચાલોની લો, ટુંકું કરી મરોની, કહેવા શું માંગોછ?–તમેબી જબરા કારાંમાય ટાહેલું દેખુ!"

"એ દુકતીનાં મગજનો વીમો કેટલી હદ સુધી નથી તે દેખારવા માગુંછ. ફરદુન, તું હવે જયારે પાછો આયો ને ખોદાનાં હોકમથી પઇસે ટકે ભરપુર થયો, તારે વરી એ શ્રેલીને મચક વા થઇ આયોછ. બસ પૈસાનું નામ આવેછ કે કોણ જાણે એને થાયછ શું?"

"ઉં–હું–હું–હું–હું–હું! માથું ખાઇ ગીયા! હવે ભસી દેઓની, તમે મારી પાસે શું કામ આયાછ તે!"

"હું એટલુંજ કેહવા આયોછ, માઇ બોય, કે ફ્રેની સાથ પાછી સલાહ કરી નાખ! તું તે દાહરનો રૂસઇને ચાલી ગીયો તાહર પછી મારે ગળે બુક ઉતરતો નથી–ફરદુન–દીકરા, હું એક કતરો સુતો નથી. હું——"

"હી–હી–હી–હી! મેહલ્લુ બા, મને લાગેછ કે તમારૂં ભેજું પોચું પરવા માંડેછ! મારૂં માનો ને બીજું ઘેર કરો!"

"નહીં ફરદુન, મારા દીકરા, એક નાદાન પોરીનાં ફાંટાને ખાતર તારે મને એમ મુકી દેવો નહીં જોઇએ. બેહસ્તન આલી પ્રુઇની મરતાં સુધીની ખુશી ઉતી કે જયારે હોય તારે તું ને ફ્રેની જોરઇને એક થાઓ. મારાબી ડારા વીચાય તેની અગાઉ તમો મારાં બચ્ચાંઓને સુખી થયલાં જોવા માગુંછ."

"એ સુખી થયાં હવે–કાશી બનારસમાં! મુંગા મુંગા ઘેર જઇને એક મોટી પાંતી તરે ઢંકઇ બેસો!"

"એમ ના બોલ–એમ ના બોલ! એ ચકરમે ઉગ્રાછગી

થઇને તુને નારાજ કીધોછ તે હું સમજુંછ, પણ જોજે એ ચાર દાહરામાં પાછી રાહ પર આવી જશે. એ છોકરી તારી પર કેમ જીવ આપતી'તી તે જેટલું હું જાણું તેટલું કોઇ જાણતું નથી."

ફકીરો ગાર્ડ ઉઠીને ઉભો થયો.

"જોવ બા, મારી પાસે ગોલ ગોલ વાત નથી. તમારી અને તમારી ફ્રેનીની સત્તર લાખ વખત ગરજ હોય તો અહીં મારે પગે પરતાં આવો. હુ કાંઇ હવે નાગો ભુખો નથી કે તમારી ભેજાં ફાટેલ પોરીની પછવારે પછવારે હલકા હજામરાની કાની દોરતો ફરૂં. હું હજુરબી મારૂં 'પ્રોમીસ' પાર પાડવા તઇયાર છેઉં. જો ફ્રેની સીધી સલુખે સમજતી હોય તો આટલું થવા છતાંબી એને મારી બઇરી કરવા હું કબુલ છેઉં. આય છેલ્લો તમુને ચાન્સ આપુંછ. પછી વરી જો હું મારૂં સુજીયું કરી લેઉં તો લાંબી ટુંકી ગરબર નહીં જોઇશે. હા, કારણ કે હવે મારે લાયકની એક ધણીયાણી શોધી કાહરવાનો મેં પકકો વીચાર કીધોછ."

"પણ દીકરા, તું જરા ધીરજ પકડ. હું તુને ખાત્રી આપુંછ કે મારી ફ્રેની જરૂર પાછી અસલી રાહપર આવી જશે."

"આવી જાય તો ઠીકા ઠીક; નહીં તો આય મારૂં ખાસરૂંબી તમો લોકને વાસ્તે બેસી રેહવાનું નથી—સમજયા ?"

તું મુછમાં હસેછ, વાંચનાર ! પૈસાનો એક લાલચું પીતા પોતીકાં બચ્ચાંને એકુ ચીકાસદાર ઠેકાણે ગોઠવી દેવાની અધીરાઇમાં બાજે વખ્ત કેટલી હદ સુધી પોતાનાં અને પોતાની દીકરીનાં સ્વમાનને વીસારી ખીસાડી મુકે છે, તેનો કદાચ તને કાંઇક

અનુભવ હશે. દૌલતમંદ "ફરદુન"ને હાથે કુત્રાંની કાની હાડમાર થતા મેહરવાનજી કાંગાના આ કંગાળ ચીત્ર ઉપર, દોસ્ત, કાંઇક ગંભીર વીચાર કરજે.

"ફરદુન, ફ્રેનીને મેં ખુબ ખખરાવીછ. આજે બે દાહરા થયાં મેં એને સમજાવવાનું કાંઇ બાકી નથી રાખ્યું. મેં એને સાફ કેહયુંછ કે એક જેન્ટલીમેનને વચન આપીને હવે કોઇ દાહરે મરતાં બી હું એને ફરી જવા દેવાનો નથી–ને જો એ નહીંજ સમજશે તો ઘેરમાંથી લાત મારીને બાહેર કાહડી મુકશ. વાહ–એ કંઇ રીત છે? એને બેહરામ પેહલેથી નહીં ગમ્યો તાહરે હું કંઇ બોલ્યો? પણ આય શું ફેસ્તા! એક માણસ પર પેહલે બધા ધરાં પરાં કરે ને પછી ભેંજાંમાં વાહરૂં આવવે બસ તેને લટકતો કરી મુકે? છટ–છટ ફરદુન, એવું ઘેલાપણું હું કદીબી ચાલવા દેવાનો નથી! મારૂં ખાન દાન આબરૂદાર છે.——"

"બા હવે જાઓની–પતોની–મારૂં તો માથે માથું દુખી આયું. એ બધું મને કહીને શું કરોછ જો?"

"મકુંજે કાલે સહવારના તું મારે તાંહ પાછો આવ, દીકરા——"

"કાલે સહવાંરે? કાલે–ભેસ્પતવારે?"

"હા, હું બી જોઉં કે ફ્રેની તુને પાછું ના કેમ કહેછ——"

"પણ કાલે–કાલે તો–છે તે, કેટલે વાગે આવવા કેહોછ?"

"દસ અગ્યાર વાગે આવ–એક છેલ્લો ચાન્સ મને આપ, દીકરા."

ફકીરા ગાર્ડે મ્હોં સહેજ કુમળાવ્યું. તેનાં ખીસાંમાં નાજાંનું પેલું કાગજયું તેને દસ વાગતે પથ્થર બંદર ઉપર બોલાવતું હતું, તેની ઉપર કુદરતી રીતે તેનો હાથ મેલાઇ ગયો. એ એક મીનીટ તેણે વીચારમાં ગુપચુપ મુછ મરડયા કીધા પછી ડોકું ઉંચકી સામે ઉભેલા લાલચુ ઘરડા ગમ જોયું.

"ઠીક છે, આવતી કાલે દસ ને અગ્યારની વચ્ચે હું તમારે તાંહ આવશ. મેહરવાનજી.-તમારી છોકરી મને ગમેછ. મજાની ડોલી જેવી છે—તેથી મને ગમેછ. એક વખત ફરીથી અજમાવી જોવાનો મારો ઘચુપચુ વીચાર ઉતોજ. હું કાલે આવશ-ને એને સમજાવવા બનતી ત્રાઇ કરશ. નહીં તો પછી સદાનો એનીપર પુરો મુકશું. ચાલો હવે સીધારો, સાહેબજી."

"સાહેબજી, જીવતો રહે! હું જાણુતોતોજ કે તું ઘણો ડાહયો દીકરો છે!"

"અરે હા—હવે ઘણા ચીબા ના થાવો. ચાલો જાઓ!"

મેહરવાનજી કાંગાને લગભગ હડસેલો મારીને ઓરડાની બાહેર કહાડી ફકીરાએ અંદરથી બારણું કળ મારી બંધ કર્યું.

"પેલી ગધેડી નાજાંને કેહીયે કે કાલે જોઇએ તો પથ્થર બંદર કલાકો સુધી ખોતી થયાજ કરજે," તે મન સાથ બોલ્યો, "આય રમકડું ફેની હાથથી જવા દેવું નથી! જોઇયે, કાલે ઉદરો કેઇ તર બેસેછ?"

અહા-હલકી ખાસીયતની આસપાસ તમે રૂપાંનું ગમે તેવું જાડું પડ કરી લ્યો પણ તે પોતાની જાત બતાવ્યા વગર રહેવાનીજ નથી. ફકીરા ગાર્ડનાં મસ્તક પર હમણાં ચલકતી ચાંદીની ગરમી ચઢી હતી, પણ એજ ગરમીની ધુંઇમાં તે

આંખ વીચીને યાહોમ કયાં અંધારા ગારમાં ધસ્યો જતો હતો તેની તેને સુધ્ધીબી કયાં હતી?

——:०:——

## પ્રકરણ ૬૩ મું.

—:०:—

"કહે રહા હય આસમાં, સબ સમાં કુચ્છ ભી નહીં!
પીસ દુંગા એક ગરદીશમે જહાં—કુચ્છભી નહીં!
જીસ જગા થા જમકા જલશા, ઔર ખુશરૂકા મહેલ—
ચંદ કબ્રો કે સીવા અબ વહાં રહા—કુચ્છભી નહીં!
તખ્તવાળોકા પતા દેતે હય તખ્તે ગોરકે—
ગુંજ મીલતા હય યહાં તક—બાદ અર્જા—કુચ્છભી નહીં!
ધુંજતે થે જીનકે દંકેસે જમીન અઉર આસમાં—
ચુપ પડે હય કબ્રમેં અબ—"હું" ન "હાં" કુચ્છભી નહીં!"

બેશક! પાંચ પલકની તારી ફુંક પર શેનો ફુગરાય છે, અય માનવી? અહીં શું નીભ્યું છે કે તું નીભશે? માથે ઘુમતું આસ્માન હર ઘડીએ પોકાર કરે છે કે આ બધા મેહ-માર તકલીદી છે—તારી તમામ મોહ અને માયા મીથ્યા છે-કુચ્છભી નથી! ગરદીશનો એકજ ફટકો પડતાં કુલ જેહાન પીસાઇ જશે—આ તારી દુન્યા કોઇ ચીજ નથી! જો-તુંજ જો-કે જે જગ્યાએ શાહો સુલતાન જમશેદનો જલસો ગાજીવાજી રહયો હતો, અને ખુશરૂનો મેહલ સાજી બીરાજી રહયો હતો, ત્યાં હવે શું મોજુદ રહયું છે? થોડીક કબરો સીવાય-કુચ્છભી નહીં! આહ, જબરદસ્ત તખ્તો પર બેસી મહાન હકુમત ચલાવી ગયલાઓનો પત્તો હવે ફકત તેઓની ગોર પરની તુચ્છ

તખ્તી પરથીજ મળે છે! બસ અહીં સુધી તેઓની નીશાન તને જડશે; તે પછી? કુચ્છભી નહીં! અરે–જેઓનાં ડંકાથી જમીન અને આસમાન ધ્રુજતાં હતાં, તેઓ હવે ચુનાની કંગાલ કબરોમાં ચુપ પડયા છે! "હું"બી નથી બોલતા, "હા" બી નથી. બોલતા–કુચ્છભી નહીં!

તો પછી રે તું–તું મુફલેસ મુસાફર! તું શું બીસાદમાં છે? જમાનાની કુહાડી ગીરદેશમાં પીસાઇ ગયલા કમનસીબ જવાન–બચીત, તું શું હીસાબમાં છે?

ઉગતા સુર્યના તપોટા તળે પ્રીન્સીસ ડોકના મોટા દરવાજાની બાહેર ગેસની બતીના એક થાંભલાને અઢેલી ટાકેલે જીવે ગમગોસાર નીસાસા નાખતો તે કંગાલ ચીકડેહાલ શખ્સ દુ:ખ અને દલદેલરીનું ખરેજ એક દયામણું સ્વરૂપ હતુ!

મથાળે ટાંકેલા પોતાના ગમખાર તુરંગોમાં ભઞીત બનેલો કોણ જાણે કયારનો તે ત્યાં છાતી પર ડોકું નાખી દઇ અદબ વાળીને અફસોસ–અફસોસની મુગી હાય મારતો જડ લાકડાં મીસાલ સ્થીર ઉભેલો હતો. આજે–ભરેસ્પતવારે–સહવારના સાત વાગતે જાપાની સ્ટીમર "કોચીનામારૂ" મુંબઇની ગંજાવર ગોદીમાં લેહકો કરતી દાખલ થઇ તેને લગભગ ત્રણ કલાક થઇ ગયા હતા. તેનાં તુટક પર ત્રીજા વર્ગનાં હલકાં લોકોની ગીરદી વચ્ચેથી આ જીદરો પીદરો નવજવાન જરથોસ્તી તુટી જતાં જીગરે આંસુથી તર થયલી આંખો સાથ ઉતર્યો તેને બી બે કલાક ઉપર વીતી ગયા હતા.

અરે જફા–આ શી જફા! બે દીવસ થયા આ કમનસીબ કંગાલ માણસે મ્હોંપર અન્ન મુકયું ન હતું, ચારેક દહાડાની તેની દાહડી મુંડાવેલી નહીં હોવાથી તેનું સોહરાબ

સુકાઇ ગયલું મ્હોં એરબી ભખરાયલું થઇ રહેલું હતું. તેના ડાચે ડાચાં બેસી ગયલાં હતાં અને આંખ્યોના ખાડામાંથી બે ડોળા જાણે નીકળી પડવા માગતા હતા! ભુખે અને પ્યાસે તેનું કાળજું અમરેટાઇ જતું હતું, ઠાક અને નબળાઇને મારે તેનાં પગેપગ ધ્રુજતા હતા—પણ તોબી લેમ્પ પોસ્ટને અઢીંગી, એક હાથે જોરથી પોતાનું માથું દાબતો જઇ ઉંડી હાય મારતો બસ તે ત્યાં બે કલાક થયા ખુટો દાટીને ઉભોજ રહેલો હતો. તેનાં ખીસાં માહે આ દુન્યાની તેની માયાપુંજીનો સર્વેથી છેલ્લો સીકકો મોજુદ રહેલો હતો—વાસકુટના ગજ-વામાં માત્ર હવે એક રૂપીઓ બાકી હતો. જીવ બાળી-લોહી ઉકાળી-ને સાચવી રાખેલો આ રૂપીઓ વટાવી સામેજ ઇરા-નીની દુકાન પરથી એક કપ ચા અને પાંઉનો ટુકડો ખરીદ-વાને વટીક તેના જીવમાં જીવ નહીં હતો.

તેનું હરૂદય લોહીના આંભુઓ ખેરવી બાતેનમાં ગુપચુપ રડતું હતું. મુંબઇને કીનારે તે ૧૮ દહાડાની હાડમારીભરી હેબ-તનાક સફર પછી ઉતર્યો ખરો, પણ ખાલી હાથે ગોદીના દરવા-જાની બાહેર પગ મેલતાંજ તેની છાતી ભરાઇ આવી હતી—અને તેની સહનશકતી, સબુરી, હીમત, ધીરજ, તાકાત બધું તેને આજે જાણે તજી બેઠું હતું.

પોતાના ફાટેલા ડગલાની મેલી અખંતર બોંહે વડે તેણે પોતીકું પરસેવાથી ભીંજાયલું કપાલ નુછયું, અને માથે મેળેલી જુની ખખ ટોપીને એક અધીરો આંચકો મારી પછવાડે હડ-સેલી નાખી. ભીણું પાપણો ઉંચકી તેણે ગોદીના ઘડીયાળમાં જોયું: દસમાં દસ કમ હતી! તેણે એકવાર ફરીથી ઉંડો-લાંબો-ભારી દમ ખેંચ્યો અને પછી એક બુમ મારી:

"પાછો ! દોહડ વરસે પાછો !–અરે હું શું કામ આયોછ ? મુંબઇ–ઓ ફંદા અને મંદીના હ્યાનતી મુકામ–તારી ગંદીલી હવામાં શા માટે મારાં કીટાયલાં પાખંદી કીસમતે મને પાછો મોકલી આપ્યો છે ? અરે શેંગાહીમાં હું મરીજ કાંય નહીં ગીયો–બીજાઓની સંગાતે ભર દરીયાની તળેટીએ ઠરીજ કાંય નહીં રહયો ! બોલ, બોલ–હે તું ફરતાં ફલક—કે આ ખલકનો ખબરદાર ખાવીંદ શા માટે એટલો મુજ નાચીઝ જીવડા પરજ ખફા થયલો છે ? પાપી પલીદોનેબી આશરો દેતી ધર્થી માતા, તું મારી પર શા કાજે એવડી ખીજાયલી છે ? મુજી બદ-બખ્તોને આશીશ દેતાં અફલાતુન આસ્માન, તું શું કામ મુજ સરખા કમીના પર એટલું બધું રૂઠેલું છે ? ઓ, મારો એવો તે શું જબુન ગુનાહ થયલો છે કે બાપીકી જમીન મને ઠાગ આપતી નથી–પરદેશી ભુમી મને લાગ આપતી નથી ? શું ગરી-બાઇનો દંખ એટલો બધો કાતીલ છે કે મારી તકદીરનો કંઇ ઇનસાફ નથી, મારી તકસીરની કંઇ માફ નથી, આજે દોઢ દોઢ વર્ષ થયું મારી પર વરસતા સીતમનો કંઇ હીસાબજ નથી ?"

દોઢ–હા, દોઢ વર્ષ ! હાદેસા અને હાડમારીના અઢાર મહીના !! તોબાહ !—એ ગજબનાક ગાળો વચમાં વીતી ગયો તે દરમ્યાન બદકીસમતીનો શું શું સામાન એક પછી એક ફુટી નીકળ્યા કર્યો હતો ! તેની યાદ કરતાં તે હીણભાગ્ય જવાન ખરે મને કમકમ્યો. હાંગકાંગના તાઇફુનમાં સ્ટીમર ખરાબે ભાંગીને ભુકો થઇ—નજર સામે હઝારો ઉતારૂઓ ભયાનક ચીચીયારી પાડતાં દરીયામાં ગરક થયાં—પોતે ડુબી મરતો મરતો છેક અંતની ઘડીએ ચાંચીયાઓને હાથ ઉંચકાઇ લેવાયો–માલમતા સર્વસ્વ

સહાયક થઇ ગયું!! પછી શેંગાહી, હાંગકાંગ, જાપાનમાં ઓશી-યાલી રોટીના ટુકડા માટે રાત અને દહાડો મુગે મોહડે મહીનાઓ સુધી દલીદ્ર દલદેશરીમાં જીવ પટકી નાખ્યો—અને સેવટે ત્યાંબી—અરેરે ત્યાંબી બદબખ્તીના જાલમ દઇતે પીછો છોડયો નહીં. નસીબાએ પોતાના કપાલ પરનો જુલમગાર ચીલ્લો ચઢાવેલો રાખી બસ હસ્વાને નાની-નાજ પાડી. જાપાનનાં મીસ્કીન ઝુંપડાંમાં હાડકાં ઠર પાડી છુટકારાનો એક શ્વાસ ખેંચે તે અગાઉં—તે ઘરને આગ લાગી અને કપડાં લત્તાં, દરદાગીનો, પૈસા ટકા, સઘળું બળીને ભસ્મ થયું!! લાચાર બેચાર બની સ્ટીમર "કોચીના મારૂં"માં એક સાધારણ હલકા ચાકરડા તરીકે સખત મજુરી કરવાના બદલામાં તેણે મુંબઇ માટે "પેસેજ" મેળવી—અને——અંતે પાછો કયાં? જ્યાંનો ત્યાં! તોબાહ!!

ખરેજ નસીબનો લીલો! તમામ દુન્યાથી હીણાયલો તજાયલો ખાખાવરખો થઇ ખાલી હાથે તુટેલાં દીલે તે પાછો આવ્યો—મોતના મુલકમાંથી ગોયા પાછો આવ્યોઃ પણ કઇ મ્હોબંતવંતી માશુક કે હેતવંતી માતા તેને ગોદમાં ચાંપવા તઇયાર હતી?—કયો કદરવંતો બાપ કે ખુબીવંતો બેટો તેને માટે હરખભર આસુંઓ સાથ ખોટી થતો હતો? કયો અઝીઝ મીત્ર કે જીવ બાળનાર ભાઇ તેને આવકાર દેવા માટે તલપી રહયો હતો? કોઇ-કોઇ નહીં! જીવપર જોરાવરી કરી અકળાતો ઝીંખાતો તે પાછો મુંબઇ તણાઇ આવ્યો ખરો-પણ હવે પોતે કયાં જશે, શું કરશે, કયાં રહેશે, શું ખાશે તેની કમનસીબ ફરદુન પ્રીન્ટરને પોતાને ખબર નહીં હતી.

તે અભાગ્યા જવાને નામુરાદીથી પોતાનું ધડ પાછું નાખી

દીધું અને બેહદ અફસોસીથી બે હાથોમાં મ્હોડું ઢાંક્યું—

"અરે! માહરાં જીગરનો સબ્ર કાંહ જતો રહયો?" તેણે ગગળતે સાદે પોતાના જીવને શ્રાપ દીધા, "જાપાનની જુલમગાર સફરે નીકળ્યો—તો તાંહબી જીવ સટોસટ મ્હોતનાં ડાચાંમાંથી ખેંચી લઇ ફીસમતે મને મરવા નહીં દીધો—મારાં ફુટેલાં નસીબે મને એક જગે ગગરવા નહીં દીધો. બળી ગીયું—જળી ગીયું—મારૂં જીવતર! દોઢ વર્ષની જફા પછી અંતે હું અહીં પાછો આયોછ! કોણુને વાસ્તે?——ઓહ!——કોણુને વાસ્તે?"

ગરીબ બીચારો! ફાણુસના લોખંડી થાંભલા પર પોતાનું ફાટી જતું માથું ટેકવી તેણે જીગર તુટી જાય એવો નીસાસો નાખ્યો. તેની આંખ્યોમાંથી પોરપરાક ગરમ આંસુઓ નીકળી પડતાં હતાં.

"કોણુને વાસ્તે?" તે ગુંમાઇ જતે અવાજે પાછો બડબડયો, "ફ્રેની! મારાં બેમુળ મોતી—તારે વાસ્તે! ઓ તું પ્રીતીની પવીત્ર પુતલી, તું હમણા શું કરતી હોશે? બાપીકી ધર્થીએ મને તરીપાર કીધો, ધગધગતા આકાશે બેઝાર કીધો, તુફાની દરીયાએ હાડમાર કીધો—પણ, મારી સાચ્ચી પાકજાદ છોકરી, આય દોઢ વરસ થયું મારાં હરૂદયમાંથી તું એક સેકંડબી ખીસી નથી! પણ અરે અફસોસ—હવે તું કાંહ ને હું કાંહ! મારો કંગાલ પડછાયો બી તારાં નાજુક જીગર પર હવે કાંહથી પડશે? આહ—મારૂં હૈયું ફાટી જાયછ—કરૂં તોબી શું? કાંહ જાઉં—કોણુને કેહું? ઓ મોત, તું શા માટે મારેથી દુર નાસેછ? મારી જીંદગીના આ નીશફળ તબક્કામાં મારો નાનકડો જીવડો પુરતો ટીપાઇ ચુકયો, હવે મને શું કામ રીબાવેછ?—"

એક દયાજનક ડચકું ખાઇ ફરદુને જોરથી પોતાના દાંતો પીસ્યા. સદાના સબુરીવાળા તે જવાનની સબુરી ખુટી ગઇ હતી–હંમેશના યકીનદાર તે શખ્સની યકીનદારી તુટી ગઇ હતી. પોતાની આસપાસ સુક્કો ટસ આંખ્યો ફેરવી એક દીવાનાની પેઠે તેણે ઝનુનમાં પોતાનું ડોકું જોરથી ધ્રુણાવ્યું–અને ફરીથી હવા સાથ બકવા પડયો—

"દગાખોર દગલબાજ દુન્યા! તુંને મેં જોઇ લીધી! ઇનસાફ–ઇનસાફ–જો કેઠેબી હોય તો તે આ પૃથ્વી પરની સીતમગાર નેહસ્ત નાપેકાર જીંદગીમાં તો નથીજ. નહીં–નથીજ–નથીજ! કળા અને કરામતના કેહેવાતા કામીલ કીરતાર, દયા અને દીલસોજીના ગણાતા હે તું અખુટ ભંડાર, રેહેમ અને રાસ્તીના લેખાતા અય પરવરદેગાર—આ તારો કેવો અંધેર કારભાર! તુંજની પનાહ હેઠળ દલદર દુષ્ટ આસામીઓ નેહાલ થઇ ફરે–ને મુજ સરખા નીરદોશ નાવારેસો પાયમાલ થઇ મરે! કાંહ છે—કાંહ છે—મારા સંબંધમાં તારી કેહેવાતી દયા અને દાઝ? કાંહ છે મારા બાબમાં તુંજનાં અદલ ઇનસાફનો આવાઝ? કાંહ છે મારી પરની તુંજ ખુદાઇ ખફગીનો જરાબી અંદાઝ? તુંજના કામ પર હવે હું ઇતબાર શું રાખું?—તારાં નામ પર હવે પ્યાર શું રાખું?—બધું જુઠું, ખોટું, લબાડ તરકટ છે! જીંદગાની એ ફક્ત સંજોગની એક જાલમ જબરદસ્તી છે–ઇવોલ્યુશનનો માત્ર એક આંધળો અકસ્માત છે—બસ ઓચીંતો ખાલી અર્થ વગરનો એતેફાક છે!—ઓહ!—સબર–જીવ–સબર! ઉશ્કેરણીના આવેશમાં એ તું બોલેછ!!—"

બાતેનની બેકરારીએ માહત થયલા તે દુઃખી જવાને શરમીંદગીથી સર નમાવ્યું–અને ધ્રુજતા દબાયલા સાદે પાછું

બોલવા માંડ્યું—

"મારા દુ:ખી દરદી અંત:કરણમાંથી કાંઇ અધર્મી ઉદ્દગારો નીકળતા હોય તો—ઓ બખ્તાવર બાપ—મને માફ કર! પણ ઓ કેહ, મને કેહ, કે તારાં અદલ વાજબીપણાંનો કાંઇબી એસારો કાંહ છે? તારા ચોખ્ખા ન્યાયનો જરાબી સંસારો કાંહ છે? તારી પ્રીતી અને મમતાનો સેહજબી તુકારો કાંહ છે? આપ, ઓ ખુદા, આપ—જો તારી ગુપ્ત રચનામાં રહેમદીલી અને રાસ્તીનો સેહજબી અંશ હોય તો હમણાજ મને એક ગેબી બસારત આપ! તારી કુદરતી કરામતોમાં મેહર અને માયાનું જો કાંઇબી તત્વ હોય તો સંભળાવ મને મીનોઇ જહાનનો હમણાજ કંઇ ખાત્રી ભર્યો સાદ! આ ખાકી જહાનની રંગતમાં તારાં ડહાપણ અને દયાનો જો જરાબી ભેળ હોય તો મોકલ હમણાજ—બસ હમણાજ—એક મદદગાર મહાત્મા યા બેહેસ્તનો ફેરેસ્તો!——"

"ફકીર!"

કોઇએ તેનાં ખભાં ઉપર પછવાડેથી એક અળગો હાથ મેલ્યો. ચોંકીને ફરદુને પોતાની પીઠ પાછળ અચણુચ આવી ઉભેલાં તે આસામી ગમ જોયું. એક ઠાવી ઠોવી જુવાન પારસણ બાઇ ત્યાં ઉભી રેહીને મજેહથી તેની ગમ હસ્યા કરતી હતી!——

વાંચનાર! તે મહાન કીરતારે આ તુચ્છ માનવી જીવડાની છેલ્લી 'ચેલેન્જ,' ઉપાડી લીધી હતી!!



# પ્રકરણ ૬૪ મું.

——:o:——

"કોઇ રબકી મરજી કયા જાણે?
દુન્યા મતલબ અપના જાણે?
જો જીસપર બીપતા બીતી હય-
વ્હો જાણે યા મઉલા જાણે!–કોઇ૦"

આવી બેઅદબી તો વળી નવોજ અનુભવ હતો! તાજુબીથી તે પારકી સ્ત્રીના ચેહરા તરફ ટીકયા કરતો ફરદુન ચુપજ ઉભો———

"મરેરે! એ આય સા સોંગ!" તેણી ખુશ મીજાજે બોલી, "એ એમ રરતો ચનાવાલો થઇને કાંય ઉભોછ? ને–હી, હી, હી!–ફ્કીર, એ મુવાં આય એબદસા જેવાં મેલાં ઘેલાં કપરાં કાંય પેહરી આયો?"

ફરદુન પ્રીંન્ટરે હવે અત્યંત કચવાટ અને નાખુશીથી ડોળા કકડાવ્યા. તેના જેવા એક અણજાણ્યા સખ્સ સાથ આવી અણઘટતી છુટ લેનાર સ્ત્રી કોઇ આબરૂદાર ઓરત હોય એમ તેને લાગ્યું નહીં.

"જાઓ! ચાલી જાઓ!" તેણે કડોર અવાજે મોટેથી કહયું, "બસ જાઓ અહીંથી!"

"ઓવાય! દુશમન કંઇ મેટ બેટ થઇ ગીયોછ શું? એ આય તારા શું હાલેહાલ પરી ગીયાછ, ફ્કીર! મરે–બધાં ડાચેડાચાં સા વરે બેસી ગીયાં? ભઇ, તું વરી દારૂ ઘણો પીતો હોશે! એમ રરેલો બરેલો જેવો થઇને કાંય ઉભોછ? દાહરીબી નથી બોરાવી–ને એમ મુવા આય અકચ જેવા અવતારમાં અહીં આવવાની શું મતલબ? હી–હી–હી! વળી એ શું નવી ગોલા લરઇ છે, ફ્કીર? મને કેહની?"

"ઓવાય! દુશમન કંઇ મેટ બેટ થઇ ગીયોછ શું? એ આય તારા શું હાલેહાલ પરી ગીયાછ, ફકીર! મરે–બધાં ડાચેડાચાં સા વરે બેસી ગીયાં? ભઇ, તું વરી દારૂ ઘણો પીતો હોશે! એમ રરેલો બરેલો જેવો થઇને કાંય ઉભોછ? દાહરીબી નથી બોરાતા–ને એમ મુવા આય અકચ જેવા અવતારમાં અહીં આવવાની શું મતલબ? હી–હી–હી! વળી એ શું નવી ગોલા લરઇ છે, ફકીર? મને કેહની?"

(જુઓ સફો ૫૩૪ મો.)

પોતાની સામે ખુશાલ જીવે ટકટક પટપટ કરતી આ બોલકણી હસમુખી જુવાન ઓરત–અને તેભી વળી પોતાની જાતવાળી પારસણ ઓરત–ની બે બીલ્લાડા જેવી કાલી ભમ્મર આંખ્યોસે આંખ્યો ઠેરવી રાખી ફરદુન તો અચરતીથી બે ઘડી પાછો મુગોજ થઇ ગયો! વાહ—આ તે વળી કેઇ જાતની નફટાઇ! વગર ઓળખવે, પાળખવે, આ જુવાન અબલા તેની સાથે—તેનાં જેવા ચીંદડે હાલ કંગાલ સાથે બી—આવી રીતે તું તાંથી વાત શાની કરવા મંડી ગઇ હશે? શું ફરદુન ગેર-હાજર રહયો તેટલાં મુંબઇની હવા એટલી બધી બીગડી ગઇ હશે કે રસ્તે ચાલતી સ્ત્રીઓભી પોતાની હયા ખીસાંમાં મેલીને પારકા પુરૂશો સાથે વીચીત્ર છુટથી વાત કરતાં શીખી?

"ઓવાય! બોલની તો, ફકીર!—હી, હી, હી!—મરેરે-મુવાં આય શું કોતક——"

"તમે શું કામ એક દુ:ખી માણુસને વધારે સતાવોછ?–જાઓ, બાઇ, ખોદાયને ખાતર અહીંથી ચાલી જાઓ! બસ, જાઓ–હું તમુને કહુંછ તે સાંભળોછ કેની?——"

"વાય! એમ શું આજે કરેછ જો! જા બા–ફકીર–એમ ઘેલાં ચેરાં ના કાહર! મને તો બીહીક લાગેછ જો! મુવું એવું તે બરીયું કંઇ હસવાનું છે?—"

"અરે પણ એટલે? તમે તાહરે કહેવા શું માગોછ?"

"હં–હં–હવે સમજી! એમ તારા નાટકી ઢોંગ કરીને મને ગભરાવવા માંગતો હોશે!! મરેરે આવો મુગો હેણ જેવો ફાટોતુટો મેલો વાસ મારતો ડગલો ને આય બાવા આદમને વખતનાં જરી પુરાંણાનાં બુટો કાંહથી ઉંચકી લાયો?–હી, હી, હી–જા, જા, અવરીયા! કંઇ સોભતો નથી. ને એમ મદઇનાં મગજને અલવલ પુગી હોય તેવું એકટીંગ કરેછ–તે તું અગાઉ

એકટર ઉતો તે બાકી શું હું જાણુતી નહીં કે? ચાલ, હવે એ બધાં ઘેલાં ગાંડા છોર ને આવ, આય ઇરાનીની દુકાને બેસીને જરા આપરે આપરી વાત કરીયે."

ફરદુન પ્રીન્ટરે હવે ખરે મને ખીજાઇને ભવાં ચઢાવ્યાં-અને તીરસ્કાર તેમજ કચવાટની એક નજર આ ચકરમ સ્ત્રી ગમ ફેંકી ત્યાંથી ચાલવા માડયું—

"મને લાગેછ કે તમારૂં ભેજું ઠેકાણે નથી. કોણ જાણે કાંહથી એવાં ન્યુસન્સો મારે વાસ્તેજ ઉલટી પરેછ!"

ફફડી બબડીને ફરદુને ઝડપમાં ત્યાંથી ચાલવા માંડયુ-પણ ચેહ? તેના મોટા ગભરાટ અને ગુસ્સા વચ્ચે પેલી જુવાન બાઇ તો લાગલી સપાટામાં તેની સાથેજ સપક સપક ચાલવા પડી ગઇ! પાંચેક કદમ આમ ચાલવા બાદ એકાએક તેણીએ ફરદુનના ડગલાની બાંહે પકડી લીધી અને પછી ચીચવાઇ પડી.

"ફકીર!—તું કાંહ ચાલી જાયછ જો! ઉભો રેહની તો! એમ જતો રહેવાનો ઉતો તો અહીં આયો શું ધુર મુકવા? ઉભો રેહ, ફકીર—તારી સાથ વાત કરીયા વગર હું તુને આજે જવા દેવાની નથી. તું એમ ઢોંગ કરીને છટકી જવા માંગેછ તે હું સમજુંછ, પણ એ મારી આગળ ચાલવાનું નથી. બસ, ઉભો રેહ—"

ફરદુન ખચીત ઠસ થઇને ઉભોજ થઇ ગયો, અને ડોળા ફાડી તે ચાકલેટ પારસણુને માથાંથી પગ સુધી જોવા પડયો. બેશક બીચારીનું કાતર્યું ઘસેલું હતું એમાં તો ફેર નહીં.

"હું સમજી નહીં શકતો કે તમે મારી પાસ માગોછ શું?" તેણે અકળાઇને હવે સવાલ નાખ્યા——

"તું બરાબર જાણેછ કે હું શું માગુંછ!"

"નહીં—હું નથી જાણુતો. બોલી દેવો, તમે કેહવા શું માગોછ?"

"અં—તું ફકીર છે કે બીજો કોઇ?"

ફરદુન પ્રીંન્ટરને ગમે તેટલી ચીઢ ચઢતી હતી છતાં આ ઘડીએ તેનાથી એક નીસાસો નખાઇ જવાયો.

"હા—બેશક હું એક ફકીર માણુસ છેઉં! ને હું અજબ થાઉંછ કે એક ફકીરને તમે શું કેહવા ચાહોછ!"

આ જવાબથી તે જુવાન સ્ત્રીએ કપાલનો ચીલ્લો ચઢાવ્યો. હવે તેણીની ધીરજ ખુટવા માંડી હતી.

"બસ કર—બસ કર—અવરીયા! એમ તારી આઇ બાઇનાં સીના ના સેરવ! તારા સકાર બરે તારા!! લક્ષાપતી થવા પછી એવો શોખ થતો હોશે? સહવાર પરી હરવાયોસગન માગેછ તે તો જોવ! પણ તું મને—તારી બેહન નાજુને—હજુર ઓરખતો નથી? તું મને કોઇ દાહરેબી એમ સેહલાઇથી ઉલઠાપ આપી શકવાનો નથી, ફકીરા ગાર્ડ!"

વીજલીક પ્રવાહનો એક નાનો ઝટકો લાગ્યો હોય તેમ ફરદુન જરાક ઉછળાયો. અરરરર—આ તો કેઠી બધી ભુલચુકની મોહકાણ દેખું! બીચારી આ બાઇ કયારની તેને કોઇ બીજાને બદલે ભુલમાં ઠોકી બેસાડી મજબુત છબરડો કરતી હતી! તેનાં મ્હોં પરની કઠોરતાનો છાપ એક ઝટકે નીકળી ગયો. છટ—છટ—બીચારી કોઇ નીરહોશ આબરૂદાર અબલાને તેણે કયારનો નકામો ગેરઇનસાફ કીધો!—

"બાઇ—માફ કરજો—આપરે કાહરનાં બેઉ જણ કંઇ જબ્બર ગોટું ખાઇયેછ," તે હવે સેહજ હસીને નરમ સાદે બોલ્યો, "તમે ધારોછ તેમ હું ફકીરો ગાર્ડ નથી—જી, મારૂં નામ તો ફરદુન પ્રીંન્ટર છે."

નાજુએ તીરસ્કારથી હસીને ખુબ રોહસામાં ડોકાંનો

લેહકો કર્યો—

"હા–હા–હા–મને ખબર છેજી કે તમારૂં નામ મીસ્ટર ફરદુનજી પ્રીન્ટર છેજી, ને તમે આલીપુઇના દસ લાખના વારેસ છેઓજી, ને તમે જાપાનથી દુબતાં દુબતાં બચી જઇને પાછા આવી લાગા ને હવે—ફ્રેની કાંગા સાથ પણ્‌વાના છેઓજી! તે બધું મને બરાબર ખબર છે–મીસ્ટર ફરદુનજી પ્રીન્ટર! હી, હી, હી!"

મી૦ ફરદુનજી પ્રીન્ટરને તો જાણે ઉપળયાંની તાણ થઇ આવી હતી! એ ડગલાં પાછળ હઠી જઇ ચકભમ જેવા ચેહરા સાથ અને ઉઘાડા હોઠો સહીત તે આ અણજાણી બાઇનું માથાંથી પગ સુધી અવલોકન કરવા પડયો.

"તમે મને ઓરખોછ?" તે અંતે અજાયબીનો એક પોકાર કરી પડયો.

નાજુ ગાર્ડ સમાવી રાખેલા જુસ્સાને મારે લાલ લાલ થઇ ગઇ. આ સામે ઉભેલો તેણીનો ભાઇ (!) હજી આટલી હદ સુધી તેણીને "બનાવવા"નું ચાલુજ રાખતો હતો એ વીચારે તે પાજી છોકરીને ખરેખર ઝાંઝ ચઢતી હતી.

"ઓરખુંછ?—હું તમુને ઓરખુંછ?" તેણી કમરે ઠસ્સાથી એક હાથ ટેકવી બખાળી પડી, "હા, મીસ્ટર ફરદુનજી પ્રીન્ટર સાહેબ, તમુને હું રજેરજ ઓરખુંછ! તમે એક કેવા હરહરતા ઉઠાઉગીર ઠગ છેઓ તે મને બરાબર માલમ છે—"

"હેં?———"

"હા, હવે ચાલો ઘણા ડાહેલા ના થાઓ, નહીં તો પછી મારૂં મસ્તક ફરશે તો વાર જોતા રહી જશો ને ફ્રેનીને પણુતા પણુતા ઉમરખાડીની તુરંગમાં જશો—સમજ્યા?"

શું સમજે? ફરદુનનું કપ્પાળ? તેને તો સમજજ નહીં

પડતી હતી કે આ અજબ જાતની ઓરત સ્યાની હતી કે દીવાની? અને જો દીવાની હોય તો તેને તે ઓળખતી કેવી રીતે હતી? અરે-જે સ્ત્રીને તેણે પોતાના બાપ જનમમાં જોયલી નહીં તેણી આમ ઓળખાણ પીછાણ કહાડી ને આવું ફાટું ફાટું કયારની શું બકયા કરતી હતી? ફરદુનનું ઠાકી ગયલું મગજબી હવે ઘુમવા માડતું હતું.

"બાઇ, બેઅદબી માફ છે!" તે કાંઇક અચકી અચકીને ગમખારીથી બોલ્યો, "પણ આજે કેટલો વખત થયો હાદેસાનો માર્યો હું એટલો આજેજ થઇ ગીયોછ કે મારૂં માથું હમણા ઠેકાણે નથી. જરા મેહેરબાની કરીને ખુલાસાથી મને સમજાવશો, કે તમે કોણ છેઓ ને મને તમે કાંહથી–કેવી રીતે–ઓરખી શકોછ ને તમે મારી પાસ શું માગોછ?—"

"એ બધા તમારા નાટકી ચેન ચાલા હવે છોરી દેઓ! તમે તદન સારી કાની જાણોછ કે હું તમારી પાસ મારા હકના રૂપીઆ માગું છ—"

"હકના રૂપીઆ!"

નાજુએ બેહદ અધીરાઇ અને ખીજવાટથી હવે જોરમાં ભોંય પર પોતાનો નાનકડો પગ અફાળ્યો—

"—રૂપીઆ! રૂપીઆ!!–જો ફકીર! તું મને છેકજ ચીરડવ ના– ઘણું અતેરૂં થાયછ, હું!——"

"અરે પણ———"

"બસ! ચાલ આય ઇરાનીને તાંહ બેસીને આપરે વાત કર્યે. બેશરમ! મારે લીધે તું એટલો નેહાલ થયો–મારેથી તું પેલા બીચારા ખરા ફરદુનની દોલત ઉંચાપટ કરી શકયો–ને હવે મને મહીને દાહરે સો રૂપરડી આપતાંબી તુને પેટમાં

ગગરેછ? શરમ છે—તારા જેવા નગુણા ભઇઓબી દુન્યાંમાં વરી થોરાજ હોશે! આવ-બસ આવ-આપરે તાંહ અંદર બેસીને જરા ધીરજથી બધી વાત કર્યે."

યા પરવરદેગાર!

## પ્રકરણ ૬૫ મું.

—:o:—

## અય કમીની ઓરત! તારી બે આંગળની જીભલીને સંભાળ! તે તારો સઉથી કાતીલ દુશમન છે!!

શું ફરદુનનું માથું ખસી જતું હતું?-શું તે ઉંઘમાં સ્વપનો જોતો હતો-કે મેડહાઉસમાંથી છુટી આવેલી કોઇ સાવ દીવાની ઓરત સાથ તે ખાલી વખત ગુમાવતો હતો? ચોગરદમની આફત અને વીપત્તીના બોજા તળે કચડાઇને તે પોતે એટલો ભખરાઇ ગયલો હતો કે આ સ્ત્રી હમણાં શું ઢંગઢડા વગરનું કાંઇ બકી ગઇ તે ફરદુનનાં ધ્યાનમાં સેહજબી ઉતરી શકયું નહીં.

ડઘાયલો સુનો સાવજ જેવો તે હજી તો કાંઇ બોલે તે અગાઉ હસ્તે મુખડે ડોકાંનો એક ઠણુકો કરી નાજાંએ લાગલો તેનો જમણો હાથ પકડયો અને ઇરાનીની દુકાનમાં ચાલવા માડયું. હોઠ કરડેલો રાખીને ફરદુન મુગો મુગો તેણી સાથે અંદર ગયો અને એક એલાહેદી મારબલની ગોલ ટેબલ આગળ ખુરસી પર ભટ કરતો ફસડાઇ બેઠો. તેની જીભ બસ જાણે ટાળવાંની સાથે વળગી ગયલી હતી.

"એ તુંને આજે થયુંછ શું, ફકીર? આજે શું ભુત

ભરાયોછ? હું જાણું કે તું અમથો મને ઉડાવવા કાહરનો ઢોંગ કરતો હોશે—પણ નહીં, તું આજે અણુમણ્યો જેવો છેજ. શું છે? જીવને સારૂં નથી? બલા જાણે, તારા એ શું હાલ પરી ગીયાછ! પેલી ડોહીના હરામના રૂપીઆ હાથમાં આયા તે છેકજ લાલ વાવટો મુકી દીધો કે શું?"

નાજુનું સત્યાનાશ જાયરે! નખોદ ગઇ તો ફરદુનને કાંઇ બોલવાનો વખતજ કયાં આપતી હતી? તેણીની લુલીની કમાન છટકી હતી, એટલે પોતેજ સવાલો પુછતી અને પોતેજ તેના જવાબો બી સાથે સાથે આપી દેતી હતી!! પણ તેથી એક ફાયદો થયો. પોતાનું ધુંમતું મગજ જરા શાંત પાડી અછોવાઇ ગયલા તુરંગોને એકઠા કરવાને ફરદુનને જરા અવકાશ મળયો. નાજાંએ ઇરાનીને બે ચાહેનાં કપ તથા બીસકીટ લાવવાનો હુકમ આપ્યો, અને પછી બે હાથ ટેબલ પર અઢેલાવી વાંકી વળીને સામે બેઠેલા જવાન ગમ સહેજ હસીને જોયું—

"હવે ફકીરજી બા—મેહેરબાની કરીને માહરા બે મહીનાના રૂપીઆ લાયા હોવ તો આપશો? તમે એમ મને રખરાવ્યા કરો પછી હું ઘેરનો ખરચ કીયા ચુલામાંથી કરૂં? બાવાની દવાદારૂ પાછળ ખોભા ભરીને પૈસા ઉડી જાયછ—માકીનાં પીકચરો વેચી વેચીને અત્યાર સુધી ચલાવ્યું; હવે કાંહથી લાઉં? તું પેલા બીચારા ફરદુનના ખરા હકના આઇતા લખ્ખો રૂપીઆ પચાવી બેઠો, એટલે પરવારી ગીયો—ને તારી ગરીબરી બેહેન જેવી બેહેનને સો રૂપરડી બી પુછવાના વામાટામાં કરેછ?—શું છે, ફકીર? જીવ બગરેછ કે? બોલની?—"

"નહીં—મને કંઇ નથી!"

ફરદુન પ્રીંન્ટરને ખરેખર ચકકર આવતાં હતાં, પણ આ

જીવ સટોસટ ધડી હતી–તે તેણે હવે આંખના એક લહેજામાં જોઇ લીધું. કાંઇ ભયાનક ઘોંટાળો તેની ગેરહાજરીમાં થયો હતો–કાંઇ મહા પાપી કર્મ કોઇ ચંડાલે આરંભ્યું હતું! આ બોલકણી સ્ત્રી કાંઇ સજ્જડ ગોટું ખાઇ તેને કોઇ પોતીકા ભાઇ તરીકે સમજતી હતી અને ભાંગરા પર ભાંગરા વાટતી હતી. આહ ખુદા! એ બધું શું રપુચકકર થઇ ગયું હતું? આલીફ્રુઇની બધી દોલત તો બેહેરામ તાલુકદાર હોઇયાં કરી બેઠો; ત્યારે આ કોઇ ફકીરો–આ ફકીરજી ગાર્ડ–કોણ? આ તેની બેહેન નાજાં કોણ? એ લોકને મરનાર ફ્રુઇની દોલત સાથે, ફરદુન સાથે, ફ્રેની સાથે શું લાગેવળગે?

દેખાઇતો કાંઇ જબરદસ્ત જબુન ગડબડ ગોટો કેઠે થયલો હતો. ફરદુને પોતાનું તમ્મર ખાતું માથું જોરથી બે હાથે દાબ્યું, અને સાવધ રહેવાની એક જીવતોડ કોશેશ કરી. આ ટકટકખોરી ઓરતથી જેટલી બને તેટલી હકીકત ખેંચી કહાડવાના મકકમ ઠરાવ સાથ તેણે ઝનુનથી પોતાના દાંતની બત્રીસી પીસેલી રાખી. પોતાને લાગતોવળગતો એક ભયંકર ભેદભરમ કીસમતની કાંઇ ઓર કરામતથી ઓચીંતો આવી રીતે તેના સપાટામાં આવી ગયો–તો હવે બધો ખુલાસો છેકના છેડા સુધી મેળવવાને માટે તેનું લોહી તેનાં બદનની નસેનસમાં તાતી જઇને તેને જળાવી મુકતું હતું. આ સામે બેઠેલી બોલકણી દેખાવલી નવાજબાઇ કાંઇ મોટા અપરાધમાં પોતાના કોઇ ભાઇ સાથ સામેલ હતી–એમાં શું શક?

"ફકીર, તું મારા રૂપીઆ લાયોછ કે નહીં?" તેણીએ જરા નરમ અવાજે હવે પુછ્યું.

"નહીં–હું કંઇ રૂપીઆ બુપીઆ લાયો નથી," તેણે

મક્કમ અવાજે ભેજું સાબુત રાખીને જવાબ આપ્યો.

પણ એ જવાબથી બાઇ સાહેબનો મીજાજ ચસ્કી ગયો. તેણીએ નેણ ચઢાવ્યાં, અને હાથમાંનું પ્યાલું જોરમાં ટેબલ પર અફાળી મુક્યું—

"ફકીર, હું તુને સાફ કેહુંછ કે હું કબ્ભીબ્બી એવી તારી હરામખોરી ચાલવા દેવશ નહીં. તું મારો ભઇ થયો તેથી શું થયું? તું મને છેરશે તો હું તુને બતાવી આપશ!"

"એં?—તો બાકી શું કરી લેશો?"

"શું કરી લેવશ? લુચ્ચા! બે મરવત! એકજ નનામું કાગજ પોલીસને લખ્યું કેની કે ફરદુન પ્રીંટરનાં નામ તરે જે માણુસ મોટી દોલત હાઉં કરી બેઠોછ તે ખરો ફરદુન પ્રીંટર નથી ને ભુસાવલનો એક એનજીન ડ્રાઇવર નામે ફકીરજી ગાર્ડ છે, તો પછી તમારી બધી હુશીયારી ને ચાપલુસી અવરી નીકળી જશે! સમજ્યા? શું તમે મનમાં એમ ખાન ખાઓછ કે મારી મદદથી તમે આવી એક મહાભારત ઠગાઇ કરીને ફાવી જાવ, ને લખ્ખો રૂપીયાની લહેર ઉડાવો ને હું તદનજ હાથ ધરતી ગુપચુપ બાજુએ બેસી રહેવશ?—જાઓ, જાઓ, સુજમાં રોજા ખોલશો——"

નરૂં ફાટું ઢોલ! એની લુલી બળે એ નાજુની!

પ્યાલાં રકાબી ઉંચકી લઇ જવા ઇરાની આવી લાગવાથી નાજુનો પટપટારો અટકી પડયો. ફરદુને ટેબલના મારબલ ટાપને એક હાથે કકડાવીને પકડી રાખી, બીજે હાથે પોતાની ધડકતી છાતી જોરમાં દાબી. યાહ—આ ફકીરજી ગાર્ડ નામનો બદમાશ તેને દેખાવમાં આબેહુબ મળતો આવતો હોવો જોઇયે! અલબત—ને તેનો લાભ લઇ એક કરપીણ

મોટું કાવતરૂં તે રચ્યો! ઓ બાપજી રે—ફરદુનના દીલમાં હમણા શું થતું હતું!!

ઇરાની ગયો કે તેણે એક ખુંખાર મારી ચીપટાઇ જતું ગલું સાફ કર્યું—

"છટ્–છટ!" તે જેમ તેમ ખોખરા અવાજે બોલ્યો, "તેં શું વાઘ મારીયો કે તું ભાગ માગેછ?"

ચીડને મારે નાજાંએ હોઠ કરડયો—

"વાહ! આયબી નફટાઇ સારી!" તેણી વીછણની કાની છેડાઇ, "મેં શું વાઘ મારીયો? જીવને પુછોની? મારા વગર કોઇ દાહરેબી પેલું ચોરાયલું વીલ તમારા હાથમાં આવતે કે?"

"કાંય નહીં આવતે?"

"અરે–એમ શું આજે મેટની કાની બોલ્યા કરેછ? પેલી મીઠુની કબાટમાં એ વીલ સાંતેલું ઉતું તે મારે હાથ લાગું ને મેં તરત તુને લાવીને દેખારીયું તેના હવે આવા ગુણ ગાયછ કે? પછી બેહરામને તાંહ પેલી અવસ્તામાં એ વીલ જો મેં ઠેસવી દીધું નહીં હોતે તો કોણ તારો કાકો તાંહ મુકવા જવાનો ઉતો કે?"

ફરદુનના હાથ અને પગ ઠરઠર ધ્રુજી પડયા. છાતીમાં પકડી આવેલા બુકને સબબે તે ખુરસીપરથી ઉઠીને જરા ઉભો થયો, પણ બીજીજ સેકંડે પાછો ત્યાં ટપકાઇ બેઠો! પોતાના જુસ્સાની પર કાબુ રાખવાને તે એક બહાદુરીભરી તાસનીસ કરતો હતો.

ફ્તેહનું ઝીણું ઝીણું હસ્તી જઇ તુચ્છકારથી તેની ગમ જોતી નાજુ ત્યાં નાકનાં ફીફડાં ફફડાવતી હતી!

આહ !–શું લખું ? એ બદામના અય તું કમીના ઇન-શાન ! તારી બુધ્ધીબળની મુસ્તાકીપર તું ચાહે તેટલો ફુગરા–તારી ધન દોલતની ગુસ્તાખી પર તું ગમે તેટલો ઉફના ! પણ હરગેઝ તે કરીમ રહીમના ઇનસાફને, તે સર્વ શકતીમાન બાપના ડહાપણને, બદનામ કરતો ના ! તેના ગુપ્ત ભેદો ને જો તું પુગી શકતો નહીંજ હોય, તો મુંગોજ રહેજે—ફરદુન પ્રીનટરની માફક મુઝવણના આવેશમાં કુદરતની કરામત ઉપર સવાલ નાખી તારી ઝબાનને બગાડતો ના! નહીં તો......ફર-દુનને તેની અપવીત્ર ચેલેન્જનો જે મીનોઇ જવાબ મલતો તું હમણા જુવે છે તેવીજ કીસમનો કાંઇક ગેબી આવજ તનેબી સાંભળવો પડશે !

બે ત્રણ મીનીટ બેઉ જણ ચુપ બેસી રહયાં. આખરે ફરદુને આસ્તેથી પાછી સલગરી મુકી—

"નહીં–નહીં–તુ મને અમથો સુકકો દમ ભરાવેછ ! હું રૂપીઆ નહીં આપું તો બાકી તું શું કરી શકવાની ઉતી ? તારી પાસ પુરાવા શું છે ?"

"અં જી–તે બે કંઇ ભરૂસે રેહતા ના. હું અણીથી પણી સુધી બધી વાત જાહેર કરી દેઉં તો તમારા બાર વાગી જાય !"

"એવી તે શું બધી ગરાં કપઇ જાય તેવી વાત છે ? મને તો કંઇ તેમાં ઘણું બીહવા જેવું લાગતું નથી." ફરદુને જમીન પર આંખ્યો ઠેરવી રાખી ચાવણ્યાં કચકચાવીને ધીમે સાદે ટાહુકો મુકયો.

ટુકકો આબાદ લાગ્યો ! ! નવજબાઇ તો ફરાક દેતાં કે ચીરડાઇને ઉભાં થયાં !

અરે સ્ત્રી! કમઅકકલ, કમજોર સ્ત્રી!! જે વારે તું તારી જીભલીપર આંકોશ રાખતી નથી, તેવારે તું તારા પોતાના બાબમાં અને તારી આસપાસનાંઓના સંબંધમાં કેટલું નુકસાન કરે છે તેનો—અરે!—કમનસીએ તુને પોતાને ખ્યાલ હોતો નથી!

"ફકીરજી ગાર્ડ! તમુને બીહવા જેવું લાગતું નથી?" તેણી ઉસ્કેરાઇને કલ્લો કરવા મંડી, "તમે બધી વાત ભુલી ગીયા હોશો!! કેહો તો બધી તમારી નેકનામી પાછી કેહી સંભલાઉં?"

"હા—કેહી સંભળાવો——"

ખુબ ખીજાઇને નાજુ પાછી બેસી ગઇ—

"સાંભળો—ફકીરજી ગાર્ડ—સાંભળો! બેહરામને પોતાના સકંજામાં લઇ તેને પોતાની સાથ પણવાની ફરજ પારવા રાન મીઠુ બામજીએ વીલ ચોરીયું-તે એક દાહરે અચણુચ મારા હાથમાં આવી ગીયું-મેં તે તમુને દેખારીયું-ને તમે પેલા ફરદુન પ્રીંટરને ચેહરામાં મલતા આવતા હોવાથી આપરે બેઉએ મલી આય તાગરો રચીયો. મેં વીલ હરસે બેહરામને તાંહ પુઇની મોટી અવસ્તામાં કેસવી દાધુ-ને પછી નાનાભાઇ સોલીસીટરને નનામું કાગજ તમે લખ્યું. વીલ મલ્યુ ને તમે ફરદુન પ્રીન્ટર તરીકે ધાઇ પરીયા! તમે જણાવ્યું કે તમે હાંગકાંગનાં તુફાનમાં ડુબી જતા જતા બચી ગીયાતા! પણ બેહરામે તમારી ઠગઇ પારખી કાહરી. તમે સતા થયા કે 'જો ગરબર કરશો તો બધું ખોલ્લું કરી દેવશ જેથી બેહરામ ને તમે બેઉ જણ રખરી જશો, પછી શું થયું તે યાદ છે કેની-કે તેબી ભુલી ગીયા?"

"નહીં—જરા બોલની—"

"પછી બેહેરામ આપરી સાથ મલી ગીયો ને ભાગમાં દોલત વહેંચી લેવા—ફ્રેની, ફ્રેની! તું બીલકુલ આજે સારી કાની નથી. ચાલ બા, તું ઘેર ચાલ—"

એક છાકટા આદમીની પેઠે ઘુમરી ખાતો ફરદુન ઉઠયો. તેનું મોહડું ઉંજલું સપ મારી ગયું હતું. આખો ઓરડો તેની આંખ્યો આગળ તરતો હતો. મુજી ફ્રેનીરા ગાર્ડ એન્ડ કો૦ નું તમામ કાવતરૂં તેના સ્પષ્ટ ઉંધાડા આકારમાં હવે તે જોઇ શકતો હતો. તે ચંડાલે કેટલી હદ સુલી પાપી હીમત ચલાવી હતી તેનો ખ્યાલ કરતાં તે થોડોક વાર તો દબાઇજ ગયો.

"મારી આજે તબીયત બરાબર નથી," તે પાછો ખુરસી પર બેસી જઇ ટેબલપર બંને હાથોમાં માથું નાખીને નસોસ સાદે બોલ્યો.

"પણ તાહરે જરા બરાબર દવા બવા લઇયે કેની? હરવાયા, એમ ચલાવ્યા કરશે તો કામ વધારશે–ને પછી પેલી ફ્રેની સાથ એમજ પણશે કે?–કેમ કાંહ જાયછ?—"

વળી એકવાર ફરીથી ધડાક દેતો ફરદુન ઉછળી ઉભો. બધી વાત તો બાજુએ રહી–પણ આ ફ્રેની? ઓ ગોડ! પેલો બ્લેગાર્ડ બીચારી આ નીરદોશ અણજાણ છોકરી સાથ બી એક ઘાતકી તરકટ રમી તેણી સાથ પ્યાર કરતો હશે— જે વખત જાય છે તેમાં તેણી સાથ કદાચ પરણીબી જવાની શયતાન્યત ભરી બાજી ખેલતો હશે—એ ડરામણો વીચાર પેહેલીવાર તેનાં માથાંમાંથી એક ઝેરી તીરની પેઠે આરપાર પસાર થઇ ગયો. તેની આંખ્યોમાં હવે ખુન વરસી રહયું

હતું. જોરમાં તેણે પોતાની બે મુઠ્ઠીઓ વાળી. એક મીનીટ બી હવે ખોવાની નહીં હતી.

"હું-હું-હમણા ખેતવારી જાઉં છ," તેણે લુાંગેલે અવાજે કહયું-"મેરવાનજી કાંગાને તાંહ-કાલે તારા રૂપીઆ—"

"નહીં બા-તુને આજે એખલો નહીં જવા દેઉં! ચાલ, હું બી આઉં છ-પણ તાંહ આવા અવતારમાં કાંય જાયછ? તારાં હોટેલ પરજ ચાલની———"

"નહીં-મને ખેતવારીજ કામ છે. એક ગારી બોલાવ—"

નાજુએ સપાટામાં એક ભાડેની વીકટોરીયા બોલાવી. ફરદુન એક મુરદાંની માફક જઇને તેમાં પછડાયો. નાજુએ તેની પાસે જગા લીધી.

ગાડી હંકરાઇ અને ફરદુને એક લાંબો દમ ખેંચી આકાશ ભણી પોતાના ડોળા ઉંચકાયા—

"માફ કર, ઓ મારા ખુદા! મને માફ કર!" તે દબાઇ જતી છાતી સાથ જીવસે કકલ્યો—"મેં તારી દયા અને ઇનસાફ પર શક નાખ્યો, ને પુરાવો માગ્યો! આહ—તે પુરાવો મને હવે પુરતો મલ્યોછ! યા રબ-તારી ગુપ્ત કરામતોને કોણ પોંહચી શકેછ? મારા આય શબ્દો માટે હું મારા આય શબ્દો માટે હું મારાં અંતકરણથી તોબેશ કરૂંછ-મને માફ કર—મને માફ કર!"

——:o:——

# પ્રકરણ ૬૬ મું.

——:૦:——

"કીસી શીરીં અદાકી વફાને
દીલકો હમારે મઝા દીયા—
મેરી આંખોપે પરદા ગીરાથા,
વોહી ઉન્હોને આકે ઉઠા દીયા."

સાંજના સુમારે સાડા છ-સાત વાગતાનો આશરો હશે. મુંબઇ બોરીબંદરથી બપોરનાં બે વાગતે ઉપડેલી પુના મેલ પોતાની મંજલની આખેરીએ પેહોંચવા કલાકના ૪૫ માઇલની ઝડપે ફુંફારાબંધ ધસતી રહી હતી. સુર્યાઅસ્તનું ઝઝકલુંબી દક્ષે થઇ ચુકી રાતનો કાળાસ બાહેરની ઠંડી હવામાં પસરવા માંડતો હતો.

ખડકીનું સ્ટેશન પછાત મેલીને ત્રેન જેવી આગળ વધી કે ફરસ્ટ કલાસ કમપાર્ટમેંટનાં એક ખુણામાં ચંપાઇ બેઠેલા બેહેરામ તાલુકદારે લાંબો શ્વાચ ખેંચી પોતાના ટુંકા ઇંગ્લીશ કોટનાં ખીસાંમાંથી એક એનવેલપ ખેંચી કહાડયું. આ કાગળ તેણે અગાઉ કાંઇ નહીં તો ઓછામાં ઓછું દસેક વખત વાંચ્યું હશે—પણ એક વાર ફરીથી ત્રેનના ડબ્બાની ગેસ લાઇટમાં તેણે આંખ્યો તાણીને તે કાગળ્યું પેહેલેથી ઉકેળવા માંડયું——

રોયલ હોટેલ, પુના.

**તદન ખાનગી.**

મારા વાહલા બેહરામ—

દુઃખ, શરમીંદગી અને પસ્તાવાથી ફાટી જતી છાતી સાથ આય થોડીક લીટીઓ તુને હું લખવા બેઠોછ. મારા હાથ ધ્રુજેછ ને માથાંમાં ધટકા મારેછ. જાહરે આય કાગજ કાલે સહવારનાં તુને મુંબઈ મલશે તાહરે હું તારો અભાગ્યો કેકુ પુના છોરીને કોણ્ જાણે કાંહનો કાંહ નીકલી ગેયલો હોવશ.

માકી, મારાં જીવનું રતન, બેઉ આંખોએ પાછી જોતી થઈછ. તેણીએ મને આજે સહવારે દસ વાગે આય હોટેલમાં અચબુચ જોયો. જોતાંને વાર હેબત ખાઇને ચીસ સમેત બેસુધ્ધ થઇ ગેઈ-તેથી સાસુન ઓસ્પીટલમાં પાછી નર્સ તેણીને ઉંચકી ગેઈ. હમણા ૩ વાગાછ ને મેં ખબર કાહરી તો માકી તાંહ તાપે પરેલી છે. અલબત એક્ષાઈટમેંટથી ફીવર થઈ આવી હોશે.

બેલ, મારા ભઈ, મારૂં નસીબ ફુટું. હું જે ચીજની બીહક આજે કેટલો વખત થયો રાખતોંતો તેજ આખરે થયું. મારો કદરૂપો ચેહરો જોતાંજ એ ફેન્ટ મારી ગેઈ. અફસોસ બેહરામ-એ મારાં પાપની મને વાજબી સજા છે. એમાં મારાં કીસમતનો કસુર છે. હું તારો વાંક કહાડતો નથી.

માકીએ મને જોયો ને ધાસ્તી ખાઈને બેફામ થઈ ગેઈ—હવે હું એને મરી જાઉં તોબી મારૂં મોહનું નહીં દેખારૂં! મને કાપીને કટકા બુકલા કરી નાખવામાં આવે તોબી હવે—એની સાથની મારી ધાટકી દગલબાજી પછી-એની સામે ઉભો રેહવાની હું હીમત કરી શકતો નથી. મને નહીં લાગતું કે મારી માકી મને હવે કોઈ કાલેબી માફ કરી શકશે. કદાચ એ મને માફ કરેબી-તોબી એના દીલમાં મારે વાસ્તે જે હલકું

મત બેસી ગીયું હોશે તે એ કેમ વીસરી શકશે? રોજ મારૂં મોહનું જોઇને એને મારી નીચ ઠગઈ યાદ આવ્યા કરશે. નહીં બેહરામ– હવે બસ થઇ ચુકું! મારાં સુખનો સપનો બસ સદાનો ઉડી ગીયો! હું બે ચાર દાહરામાં આય કંગાલ હીંદુસ્તાન દેશને છેલ્લી સલામ કરી દુરદરાજ કેથે ઉપરી જવશ! માકીએ મને કેખશરૂ કાંગા તરીકેજ પીછાણ્યોછ એમ હજુર હું ખાત્રીથી કેહી શકતો નથી—કદાચ મને હજુરબી બેહેરામ તાલુકદાર તરીકેજ સમજી હોય! પણ મારૂં મોહનું જોતાં એની પર એટલી અસર થઈ કે ચીચારી પાડી બેસુધ થઈ ગેઈ એ તો ચોકસ છે, ને તેજ ખ્યાલથી મારૂં હઈયું ફાટી જાયછ. હવે એની સાથ મારી જીંદગી ગુજારી શકું એ તદનજ અશક્ય છે. બેહરામ, મેં એની સાથ જે શરમભરી ઠગઈ ચલાવી તે એક વખત એ કાંકણી છોકરીએ જાણ્યું એટલે પછી એની આગળ જવા કરતાં હું મોત વધારે પસંદ કરશ.

મેં આયજ ટપાલમાં બાવાજીપર બધું વીસતારીને લખ્યુંછ. મારા હાંગકાંગ બેંકમાં ૧૨ હજાર રૂપીયા છે તે મેં માકીના નામપર કરી આપવાની ચીઠી બાવાજીને બીડીછ. પણ હવે તારૂં એક કામ છે—અને મારા વાહલા ભાઈ, મને આશા છે કે તું તારા હંમેશાના ભલા ખવાસ મુજબ મારા જેવા એક દુ:ખી કમનશીબ માણસને સારૂં જરા તસદી લેવા ના નહીં પારશે.

આય કાગલ મલતાં તાબરતોબ પેહલી ત્રેનમાં પુને ઉપરી જજે. હું તો પુને નહીં હોવશ—પણ તું પાધરો સાસુન આસપીટલમાં જજે ને માકીની ખબર કાહરજે. તે હવે તો પાછી ટટાર થઈજ હોશે. વાસ્તે બધો ખુલાસો ધીરજથી તેણી આગળ કરજે, ને મેં શું કામ આવો અજીમ ગુનાહ કીધો– કેવા સંજોગો વચ્ચે કીધો–તે બરાબર સમજાવીને કેહેજે. એ ઘણી ભલી ને લાગણીવાળી છોકરી છે: તોબી એનાં દીલમાંનું

દુઃખ જો જરા ડપટ પરશે તો હું ખુશી થવશ. મારી તરફથી ઓજરખ્વાહી ભરી માફ માગજે. પછી હું પોતે એને લખશ—પણ તેટલાં તું જઇને એ મારી આંખોનાં નુરને દીલાસો દેજે.

હવે બેલ,—દીકરા, તુને બીજું જે કરવાનું છે તે એ કે માકીને તારી સાથ મુંબઈ લઈ જજે ને મારા બાવાજીને તાંહ ખેતવારી બરાબર ઠાવી પોંહચાડજે. મેં ફ્રેનીનેબી લખ્યું છ, ને તે મારી સદાની વાહલી બેહન માકીની દરેક બરદાસ્ત લેશે એવી મારી ખાતરી છે.

હું કાંહ જવશ ને કાહરે પાછો આવશ તે હું હમણાં કંઈજ જાણુતો નથી. કદાચ હું પાછો કદી મુંબઇમાં પગ મેલવા પામુંજ નહીં એ બનવા જોગ છે.

અરે અફસોસ—આવી એક હીરા જેવી છોકરીની જીંદગીનું મેં સત્યાનાશ વાલી નાખ્યું તેથી મારૂં જીગર કપઈ જાયછ. તમે લોક મને શોધી કાહરવાની નકામી મેહનત ના લેતાં, હું જાહરેબી મારી જીંદગીનો અંત લાવશ તાહરે તમો લોકને તેની ખબર પડે તેની ચોકાસી રાખશ. પરવરદેગાર મારો ગુનાહ માફ કરે.

મારી એકલવઈ માકીનો ભઈ થઈને રેહજે ને ખુદા તુને તેનો બદલો આપશે. મારી ફ્રેની તો ખુદાના હુકમથી હવે ફરદુન પ્રીંટરની પનાહમાં જશે એમ બાવાજીના લખવા પરથી જણાયછ—પણ તુને પવીત સોંગદ આપી મારી એક છેલ્લી ખાહેશ ફરમાવી જાઉંછ કે મારી કમનસીબ માકી પર માયા રાખી તેણીનાં સુખને સારૂં એક ભઈ તરીકેની દરેક કાલજી રાખતો રહેજે.

છેલ્લી સલામ !

લા૦ તમારો દુઃખી ભઇ

કેકુ મે૦ કાંગા.

બહેરામ તાલુકદારે નસોસ જીવે આંખ્યો આગળ ઉંચ-કેલું કાગજયું પોતાના ખોળાપર પડી જવા દીધું, અને પછી ઘણાજ ગમખાર દીલે માથાંને હાથનો ટેભો દઇ પોચ્ચી ગાદી પર અઢેલાઇ પડયો.

*  *  *  *

પુનાની સાસુન આસ્પીટલના ફીમેલ વાર્ડમાં એક એલા-હેદા ઓરડાની અંદર સોફા કોચ ઉપર લેટીને ગમગીન ચેહરે બારીની બાહેર ખાલી હવામાં એકકી ટગરે ટીકયા કરતી તે સુંદરીનો મનમોહક શોકાતુર મુખડો—અહા!—હમણા કેવો આંખે ઉઠી વળગતો હતો! ગરીબ બીચારી માકી! શું છળ-છળતાં જીગરે તેણી પોતીકા જીવેજાનના વાહલા ભરથારની ગોદમાં ચંપાવા અને તેનું દેખાવણું મ્હોં બે ઉંઘાડા ડોળાઓ વડે બસ કલાકોના કલાકો સુધી જોયાજ કરવા રોયલ હોટેલમાં ગઇ કાલે ગઇ હતી—પણ ત્યાંથી શું અવતારે આસ્પીટલમાં પાછી ફરી! ગઇ કાલે સાંજે ચઢેલી બોખાર પાછળી રાતે ઉતરી ગઇ હતી, અને આજે સહવારે તો તેણી તદન હુસ્યાર હતી—પણ—

ઓ ખુદા! માકીનું મગજ ઘુમતું હતું. ગઇ કાલે તેણી પોતીકા ધણીને મળવા રોયલ હોટેલમાં હરખભેર દોડી, ત્યાં અંદર ઓરડામાંથી કેકુનો સાદબી સાંભળયો, પણ પછી એકા-એક એ બધું શું થઇ ગયું તેનો માત્ર વીચાર કરતાંજ માકીનાં બદનમાં ટાઢ પેસી આવતી હતી. કેકુને બદલે અંદ-રથી અચણુચ કોણ કદરબીહામણો ભુતડો નીકળી આવ્યો—અને તે મોહડું જોતાંજ ફાળ ખાઇને તેણી કેમ પોતીકી હોંશ વટીક ભુલી ગઇ—તેનો કંઇ ખ્યાલબી હવે આ છોકરી કરી શકવાને અશકત હતી. આસ્પીટલના ડાકટરને તેણીએ ચીપી

ચીપીને પુછ્યું—નર્સને તેણીએ કાલાવાલા કરી ખતી ખતીને સવાલો નાખ્યા—તો તેઓ કહેજે કે તે ત્યાં હોટેલમાં હતોજ નહીં; ત્યાં તો બેહરામજી તાલુકદાર હતો! હા, ડાકટરે અને નર્સે બેઉએ ઘણીજ ગંભીરાઇથી, બહુજ પકકી ખાત્રીથી તેણીને ભાર મેલી મેલીને પાછું ને પાછું જણાવ્યું કે પેલા મોંહડા પરના ડાઘવાળા ગ્રહસ્થ તો મી૦ કેખશરૂ કાંગાના ફ્રેન્ડ મી૦ બેહરામજી તાલુકદારજ હતા. અરે—ત્યારે માકીએ કેકુનો સાદ કેમ સાંભળ્યો?

શું બેહરામ એટલો બધો કદરૂપો હતો? કેકુ એકદમ તેણીને છોડી મુંબઇ જતો રેહ? આવી કટોકટ ઘડીએ? એ બધી શું આફત હતી? માકીએ કંઇ ભયંકર ખરાબ સ્વપ્નો તો નહીં જોયો હોય? નહીં, તે ખાલી સ્વપનો તો નહીંજ હતો એ વીશે માકીની પુરેપુરી ખાત્રી થઇ ચુકી હતી.

પણ હવે કરવુંબી શું? પાછું રોયલ હોટેલમાં જવું? ઓહ—બીહીક લાગે, ધ્રુજરાં છુટે તેવો પેલો એબીયલ ચેહરો પાછો જોવો? કેકુ એકદમ તેણીને છોડીને જતો રહે—જે દહાડે તેણીની આંખપરના પાટા છોડવાના તેજ દીવસે તેણીને કહ્યા કાવ્યા વગર ચાલી જાય! અને પોતીકા દોસ્તને પુને એકબાગી પોતાને ઠેકાણે મુકી ગયલો હોય તો આગલેજ દીવસે તે માકીને આસ્પીટલમાં મલી જવા છતાં એ બાબે એક બોલબી તેણી આગળ જરા બોલ્યો નહીં! હોટેલમાં તેણીએ જોયલો પેલો કદરૂપો માણસ જો બેહેરામ તાલુકદારજ હોય તો ગઇ કાલની મુલાકાત પછી ૩૬ કલાક વહી જવા છતાં હજી ઓસ્પીટલમાં માકીની ખબરબી પુછવા નહીં આવ્યો!! ઓ દાદાર અહુરમઝદ!—કાંઇ અજબ ગજબ અને

સીતમની ભયંકર આગાહી તળે માકીના ગાળો ચાદર પેઠે ઉજળા સપ મારી ગયા હતા. તેણીનું માથું ફાટફાટ થતું હતું–વધારે વીચાર કરવાનેબી તેણીનું થાકી થયલું મસ્તક હવે ના પાડતું હતું.

સુકકી ટસ આંખ્યોએ આસ્માન ગમ જોયા કરતી તેણી હીલ્યા ચાલ્યા વગર કયારની સોફા ઉપર લાઇલાજ પછડાઇ પડેલી હતી.

એકાએક ધડાક દેતું કે બારણું ઉઘાડીને નર્સ હસ્તે ચેહરે અંદર હાંફતી હાંફતી દોડી આવી. એવી તો ઓચીંતી તેણી ઓરડામાં ધસી આવી હતી કે ઝબકીને માકી ખડી બેઠી અને ગભરાઇને તેણી ગમ જોયું,

"મીસીસ કાંગા! તમારા હસબન્ડ આયાછ! અંદર બોલાઉં?"

માકીના હાથ પગ ધ્રુજી પડયા. વીજલીનો એક ઝટકો લાગ્યો હોય તેમ તેણી ઉછળીને ઉઠી ઉભી થઇ, અને—

બીજી પળે બેહેરામ તાલુકદાર ગંભીર મોહડે આસ્તે રહીને અંદર દાખલ થયો.

ધમ્મ દેતી કે માકી પાછી સોફાપર તુટી પડી અને એક સાવ દીવાનાં માણસની પેઠે પોતીકી સામે ઉભેલા તે ખુબસુરત નવજવાન ગમ જોયા કર્યું.

અહા! તે કોઇનીબી છાતી પીગળાવે તેવો એક ટાબ્લો–વીવાં હતો! આ જવાન જોડાંની મુલાકાતનો આવો વીચીત્ર તમાશો થોડીક વાર ડઘાઇને જોયા કરતી નર્સ ઠસજ થઇ ઉભી—પછી એક શબ્દ ઓચર્યાં વગર ત્યાંથી ચાલી ગઇ.

બેહરામે હળવેથી એક ખુરસી માકીના સોફાની નજદીક ખેંચી અને તે ઉપર ગોઠવાઇ બેઠો. તે ગમે એવો અભાગ્યો હતો—ગમે તેવો પાજી અને ભુંડો હતો—પણ એક ખરા મરદ બચ્ચાના: ગુણો તેની નસે નસમાં પસરી રહેલા હતા. આ સામે શોકાતુર મુખડે તેની ગમ ગાફેલ જેવી જોયા કરતી રૂપસુંદરીનાં જીગરમાં હમણા શું પસાર થતું હોવું જોઇએ તે બેહરામ જાણે ભીતપર લખાયલા ખુલ્લા અક્ષરોની પેઠે સ્પષ્ટ વાંચી શકતો હતો. એક સારી નીષટાથી પોતાના દોસ્તને મદદ કરવા જતાં જે ગંભીર ઘોંટાળો એકાએક ન ધારેલો થઇ જવા પામ્યો—અને આશક માશુકનાં એક મોહબતવંતાં જોડાંનાં સુખનું એ રીતે પોતે અણજાણપણે ખુન કીધું—તે માટે ખરે મને બેહરામનું અંતકરણ હમણા તેને ડંખ મારતું હતું. તેમાં માકીને ત્યાં આમ નસોસ હાલતમાં નીરાધાર નાચાર—હેબતાઇ ગયલી—ફસડાઇ પડેલી તેણે જોઇ ત્યારે તેણે શરમીંદગી, ખેજાલત અને મુગા પશ્ચાતાપને મારે લોહીનો એક ગોટ ગળ્યો.

એ ત્રણ મીનીટો દીલ ચાક કરી નાખે એવી ગજબનાક ચુપકીદી વચ્ચે પસાર થઇ. માકી તો બસ એક દીવાની ઓરતની પેઠે તેનો ગમ ટસ ટસ થતા ડોળાઓ ઠેરવી રાખીને લાકડાં મીસાલ જડ થઇને ત્યાં પડીજ રહેલી હતી.

બેહરામે ખંખાર મારીને ગળું સાફ કર્યું અને પછી વાકુ વળીને અત્યંત મમતાથી માકીનો ચેહેરો તપાસ્યો.

"માણેકબાઇ"—તે ઘણીજ મીન્તેજારીથી ધીમા અવાજે બોલ્યો, "જે બન્યુંછ તેને સારૂં હું ઘણોજ દલગીર

છેઉં—ઘણોજ ઘણોજ શરમીંદો છેઉં. એમાં બધો મારો વાંક છે,–કેકુનો કંઇ કસુર નથી–"

માકીએ એક નાનો આંચકો ખાધો અને હેબતાઇને આ સામે બેઠેલા દેખાવળા શખ્શ ગમ જોયું. યા પરવર! આ કોણનો અવાજ? એ કોણ બોલતું હતું? અને એ શું—એ શું બોલતો હતો!!!

"હું બરાબર સમજુંછ, માનેકબઇ, કે તમે કેટલાં અપ–સેટ થઇ ગેયલાં હોવાં જોઇએ, પણ હવે તમે અફસોસ કરીને શું કરશો? હીમત ધરો–ધીરજ રાખો–દીલમાં સંતોષ——"

બેહરામ બોલતાં અચકી પડ્યો. ધરરર કરતી કે માકી સોફા પરથી ઝબકી ઉઠી ઉભી થઇ હતી. એક ક્ષણવારમાં સઘલો મામલો અણીથી પણી સુધી તે ચતુર છોકરીનાં માથાંમાંથી એક સપાટે પસાર થઇ ગયો હતો. ઠરઠર ધ્રુજતે હાથે સોફાને પકડી રાખી તેણી એક છાકટ સ્ત્રીની પેઠે ડોળા ખાતી હતી.

"તમે કોણ છેઓ–ખોદાયને ખાતર બોલો–મારૂં માથું જાયછ–મને આંખે અંધારાં આવેછ–બોલો તમે કોણ છેઓ?—"

બેહરામ બી પુર ગંભીર અદાથી ઉભો થયો.

"હું બેહરામ છેઉંજી–બેહરામ તાલુકદાર!"

"બેહરામ તાલુકદાર!!" માકીનાં ચીપટાઇ જતાં ગળાંમાંથી એક દયાજનક ચીચવાટભર્યો પ્રતી ઉત્તર નીકળી પડ્યો.

"તમે એને ગેઇ કાલે હોટેલમાં અચણુચ જઇને મલ્યાં ને એને જોઇને ધાસ્તી ખાઇ બેસુધ્ધ થઇ ગીયાં——"

"તેથી એ હવે મને મુકીને જતો રેહયોછ? ઓ–હું મુઇ! હું મુઇ!!——"

બેહરામથી આ ભલી પણ કમભાગ્ય માકીની આવી કલાપીટ જોઇ શકાતી નહીં હતી. એ બીચારીપર ગુજરતા આ જણુન સીતમ માટે તે પોતે જોખમદાર હતો એ વીચારે તેનું મોહત થઇ જતું હતું. માકીનો ખોખરો નખાઇ ગયલો અવાજ પાછો તેનાં હરૂદયની આરપાર એક કાતીલ ભાલાની પેઠે ભોકાઇ ગયો.

"તમે બેઉ જણે મલીને મને ઠગી–એક અભાગણી આંધરીના ફુટેલા ડોરાનો તમે લોકે લાભ લીધો! કેકુ–મારો કેક–બી મારી સાથ એવી ઠગઇ રમ્યો! ઓ, એ હું કેમ માનું? એ હું કેમ માનું?–તમે અહી શું કામ આયા? બેહેરામજી, મારો કેક કબી આવું નીચ શરમભરેલું કામ કરે નહીં. તમે એને એવું હલકું પગલું ભરવામાં મદદ કીધી–બધાંઓ તાહરે મારી માથે પેહેલે ધરથી. દગો રમીયાં. પણ એમ કરવાની શું જરૂર ઉતી?——"

"માનેકબાઇ, હું તમારી માફી ચાહવા અહીં આયોછ. કેકુએ મને ખાસ મોકલ્યોછ. મને આશા છે કે તમે જરા—"

"કેકુ કાંહ છે?" તેણીએ ગળગળતે સાદે પુછ્યું.

બેહરામ એક પળ મુગો રહયો. અરેરે–આ બીચારી દુ:ખી છોકરીને હવે શું જવાબ દેવો?

"હું ધારૂંછ કે તે મુંબઇ ગીયો હોશે," તેણે **બહુજ** માયાથી કહયું, "મને કાગજ લખ્યું કે એ પુનેથી ગઇ કાલે ઉપરી ગીયોછ ને મને લખેછ કે જરૂર તમારી સાથ મુંબઇ એવણના બાવાને તાંહ જવું."

માકીથી વધારે વાર ઉભું રહી શકાયું નહીં. ઢગલો થઇને તેણી પાછી સોફાપર ઠપકાઇ પડી, અને બે હાથો વડે

પોતાનો ચાદર જેવો સફેદ ચેહેરો ઢાંકયો. તેણીને ફેર આવી ગયા હતા. બેહેરામ ઝટ ઉઠયો, અને નજદીકની ટેબલપરથી એક પાણીનું ભરેલું ટંબલર ઉંચકી હલવેથી બે ચાર ખોબલા પાણી તેણીનાં મહોંપર છાંટયું.

પણ બે મીનીટમાં તો માકી સાવધ થઇ હતી. નાસી-પાસી, ના ઉમેદીનો પહેલો ઝટકો ખલાસ થઇ ગયો હતો. એક સાચ્ચી પતીવૃતા સ્ત્રીની વફાદારી પ્રીતી પાછી બમણા જોશથી ઉભરી નીકળી.

"એ—માંરો કેક—કાંહ ગીયોછ તે તમુને કંઇજ ખબર નથી?" તેણીએ દયાજનક કકલાટથી સવાલ કર્યો.

"નહીંજી, એ મને કંઇજ ઞખતો નથી."

"અરે તાહરે એને હું કાંહ જઇને મલું?—એને લખું બી કાંહ?—એ એવો કાંકણો છે કે મારી આગળ એ કભ્ભી પાછો આવવાનો નથી—શરમને લીધે એનું મોહત થઇ જતું હોશે! બેહેરામજી—તમે આય શું કીધું?"

બેહરામે ડોકું નીચું કરી નાખ્યું.

"માનેકબાઇ તમારી ઓજરખ્વાહીથી માફ માગવા સીવાય હમણા હું બીજું કંઇબી બોલી શકતો નથી."

"હું તમુને માફ કરશ—બધું વીસરી જવશ—પણ બેહરામજી, મને કંઇબી કરી મારા કેક આગળ લઇ જાઓ. અરે, એને ગમે તેમબી સમજાવીને એક વખત મારી પાસે લઇ આવો. ઓ, હું કેવી મુઇ બેવકુફ કે એ મારા હીરાને જોતાંજ હું ફાર ખાઇ ગેઇ! પણ કેટલી મુદતે હું જોતી થઇ ને જે ચેહરો જોવાની વકીમાં ઉતી તેને બદલે એ—એ મારો કેક-એવો અચબુચ ઓરડામાંથી મારી સામબે ધસી આયો કે——અરે

હવે હું શું કરૂં ? મારો હીરા જેવો ધણી કેવો હમણા દુઃખી દુઃખી થતો હોશે ! જો બેહરામજી, તમારે પગે લાગું-તમારી પાસ એનું એડરેસ હોય તો એને ટેલીગ્રામ કરો—એને કેહો કે હું એને મલવાને વાસ્તે ઘણીજ ઘણીજ આતુર છેકે ! એ અમથો ખોટો ખ્યાલ રાખીને મારેથી શું કામ દુર નાસેછ ?—મને કાંય ગેર ઇનસાફ કરેછ ? ગમે એવોબી એ હોશે પણ મારો હીરા મોતીનો ધણી છે—મારે મનથી આસમાન પરના ફરેસ્તા કરતાંબી ચહરતો છે. ઓ બેહેરામજી, મારો કેક મને કેટલો વાહલો છે તે તમે નથી જાણતા !—એ બીચારાએ જેબી કંઇ કીધું તે ફકત મારાંજ સુખને ખાતર કીધું એવી મારી પકકી ખાત્રી છે."

આફ્રીન—બાહદુર સાચ્ચી ભલી છોકરી-આફ્રીન ! બેહરામને ગળે એક જબરદસ્ત દર્દ ખુટી બેઠું હતું. માકીના આ ઉમદા સખુનો સાંભળતાંજ તે રાઠોડી ખરવસ્તર જવાનની આંખમાંથીબી આંસુનું એક ટીપું નીકળી પડયું.

" માનેકબાઇ—મારાં બહેન—તમે એમ મુંઝાવોછ શું કામ ?" તે અનંત દાલસોજી અને લાગણીથી બોલ્યો, " કેકુ જરૂર પોતે પાછો તમારી આગળ આવશે, હું એને કેઠેથીબી શોધી કાહરી લાવવાનું વચન આપુંછ. તેટલાં જરાં શાંત થાઓ ને ધીરજ પકરો. એના લખવા મુજબ તમે એના બાવાજીને તાંહ મારી સાથ ચાલો. તાંહ એની બેહન ફ્રેની ઘણી સ્યાની અને મજાની છોકરી છે તે જરૂર તમારી પર જીવ કાહરી આપશે. હમણા તો હું જાઉંછ-આજે રાતે રોયલ હોટેલમાં રહેવશ. કાલે સહવારે છ વાગે અહીં તમુને લેવા આવશ. તમારા સર સામન સાથે તઇયાર રહેજો—અને

આપરે સાત વાગતાની ટ્રેનમાં ઉપરી જઇશું. સાહેબજી, બહેન !"

એક બોલ વધુ ઓચરવા વગર બહેરામ જેવો ગંભીર ચહેરે આવ્યો હતો તેવોજ ગંભીર મોહડે ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૬૭ મું.

—:o:—

"સયરકા ઇસ બાગે આલમસે મજા જાતા રહા—
ખુશનુમાં હય ગુલ મગર બુએ વફા જાતા રહા.

ભોલી સુરત દેખકર દીલ દે દીયા મયને તુજે—
યહે મેરી તકસીર હય—મેરી હોશભી જાતા રહા.

મોહની હય, મક્ર હય, જાદુ હય, શોખી હય, મગર
શર્મ આંખોસે તેરી ઓ બેહયા જાતા રહા!"

નવલકથાના એક લખનાર અને નાટકના એક રચનાર વચ્ચે શું ફરક છે?–કાંઇએ નહીં. હાથ ધરેલો અમુક કીસ્સો જુદે જુદે તબકકે ખીલવવા માટે પોતીકાં પાત્રોને, પોતીકાં સ્થળોને, પોતીકા બનાવોને બેઉ જણ વખત અને જગ્યાના જુદા જુદા વીભાગોમાં વેંહચી નાખે છે. એક નાટકનવેશ જયારે હેરફેર પરદાઓથી આગળ પાછળનો અવસર તખ્તા પર તમાશબીનો સમક્ષ રજુ કરે છે, ત્યારે એક વાર્તાનવેશ જુદાં જુદાં પ્રકરણોથી પોતાની કથાનો પ્રારંભ કયાં, કયારે અને કેમ થયો તે વાંચનારાંઓને કહેતો જાય છે.

આ વાર્તાનાં છેલ્લાં પ્રકરણોમાંબી તેમજ બન્યું છે. તેનો

લેખક જુદા જુદા પરદાઓ સહીત જુદે જુદે સ્થળે ઘડી ચપકો ડોકયું કરી આવ્યો છે. પણ ધ્યાન રાખશો, એ સર્વે બનાવો લગભગ એકકી વખતે સામટા બની ગયલા છે.

આપણે વાંચી ગયા છીયે કે ભાયખલાનાં 'હેમીલટન હોટેલ'માં પોતીકા રૂસાઇ ગયલા જમાઇજીને સમજાવી પટાવી પાછો સીસામાં ઉતારવા પૈસાના લાલચુ મેહેરવાનજી કાંગા ઢકેલો ખાતા ગયા, અને તુંદ બેઅદબ ફકીરા ગાર્ડનાં અપમાન ભર્યાં મીહણાં સાંભળી પાછા ઘર આવ્યા, તે દીવસે બુધવાર હતો. બીજે દહાડે—ભરેસપતવારે—સહવારના ૧૧ વાગતે ફ્રેની આગળ પાછો જઇ પોતાનો છેલ્લો ચાન્સ અજમાવવા ફકીરો ગાર્ડ નાકે જીભ લગાડી લગાડીને કબુલ થયો હતો. એજ દીવસની એકાદ બે દહાડા અગાઉં પુના ખાતે કેકુ કાંગા અને તેની અપંગ ધણીઆણીના બાબમાં શું રપુચકકર થઇ ગયું, તેબી તમે જોઇ ચુકયા છો. માકી ઓચીંતી પુનાનાં રોયલ હોટેલમાં ઉંઘાડી આંખ્યો સાથે કેમ દોડી ગઇ, ત્યાં બાપડાં કેકુનો કદરૂપો અવતાર જોઇ કેમ ફાળ ખાઇ બેઠી, અને પરીણામમાં કેકુ તેજ દહાડે ફુટેલાં જીગર સાથ પુનેથી કેમ જતો રહયો, તે અહીં પાછું વીસ્તારવાની જરૂર નથી. ફકત એટલીજ યાદ આપવાની જરૂર છે કે કેકુનાં ગમખાર કાગજથી બેહરામ તાલુકદાર પુને દોડી ગયો, અને માકીને જાતે આસ્પીટલમાં મલ્યો. તે દીવસે બુધવાર હતો–તેજ બુધવાર કે જયારે સહવારે મેહરવાનજી કાંગા અને ફકીરાને મુંબઇમાં મુલાકાત થઇ હતી. બીજે દીવસે સહવારના પોહરમાં બડી ગજજરે બેહેરામ અને માકી પુનેથી ખેતવાડી જવા ઉપડયાં તેજ દહાડે–ભરેસ્પતવારે–સહવારના ૧૦ વાગતે વીકટોર્યા ડોકની

બાહેર અચાનક જાપાનથી પાછા ફરેલા ખરા ફરદુન પ્રીન્ટરને નાજુ ગાર્ડ સાથ મેલાપ થઇ ગયલો તમને યાદ તો હશેજ.

તો હવે ત્યારે આ ટાંકણે આપણુને આપણી રંગભુમી ઉપર વળી એક નવાં સ્થળનો નવો પરદો ઉતારવો પડશે. વાંચનાર, આજે ભેસપતવારની સહવાર છે. સવા દશ થયલા છે. તને ખેતવાડી મેહરવાનજી કાંગાને મકાને મારી સાથે આંટો મારી આવ્યા વગર છુટકો નથી.

* * * * *

જરા ચપી જજો! શેઠ ફકીરજી ગાર્ડ ઉર્ફે (ખોટા) "ફરદુનજી પ્રીન્ટર" આજે લગરીક દમપર સુમારજ છે. મુછને પોમાડ લગાડવાથી મરોડદાર અણીયાળા આંકડા થઇ રહયા છે, મોંઘોડાટ ઇંગ્રેજી કેશમીરી શુટ અંગમાં શોભી રહયો છે; તુર્તનાજ હેર કટીંગ સેલુનમાં બાલને ડ્રેસ કરાવ્યાથી ફાંકડો સેંટો ધ્યાન ખેંચી રહયો છે! નવો દોર હડી ઇંચ ઉંચો સ્ટેંડીંગ કોલર તેવણુના હેંડસમ મુખડાને ઓરબી ખીલવે છે. પણ એજ મુખડા પર બે ભવાંનો ચીલ્લો કયારનો ચઢી રહીને સામા જોનારને ઝટ કહી આપે છે કે શેઠજીની દાળ આજે તમામે તમામ બળી ગયલી છે!

બીજાજથી પોતીકી ડોકનો સેહજ ટણુકો કરી ફકીરજી ગાર્ડે નરકોરૂં ચઢાવ્યું——

"તાહરે એ તારો છેલ્લોજ જવાબ છે, ફ્રેની?"

"નહીં, હું નહીં ધારતી! કદાચ એજ જવાબ મને પાછો ઘણી વખત તમુને હવે પછીબી ફરીથી ને ફરીથી આપવો પડશે."

"તું નાની હા થતીજ નથી?"

"એવી બાબદમાં તમે 'ના' નું 'હા' થયલું જોવાની હજુર વકી રાખોછ, એજ દેખારેછ કે દરેક ચીજની સાથે હમણા તમારી સમજ શકતીબી ઓછી થઇ ગેઇછ——"

"ફ્રેની, હું અહીં તારૂં ઇનસલ્ટ સાંભળવા નથી આયોઃ અહીં હું તારૂં પ્રોમીસ તારી પાસ પળાવવા આયોછ! હું તુંને એક ગ્રહસ્થ તરીકે પુછુંછ——"

"તમુને હવે હું એક ગ્રહસ્થ તરીકે લેખતીજ નથી."

દશ લાખની દોલતના તે નસીબવંતા એનજીન-ડરાઇવરે લાઇલાજ ખીજવાટથી જોરમાં પોતાનો હોઠ કરડયો—

"એટલું બધું? કેમ, કંઇ આજે એકદમજ ચકાસી ગીયાંછ? તમે જાણોછ કે એનું પરીણામ શું આવશે તે?—"

લાલચોળ મ્હોડે પોતાનો ભીત્તરનો ગુસ્સો અને ધીકકાર એક જણુન ઝેહમતથી છાતીમાંજ દાબી રાખી ફ્રેની અત્યાર સુધી તો બનતાં તુલીક શાંત બેસી રહી હતી. પોતાના જુસ્સાપર આવો અસાધારણ કાબુ તેણીએ પોતીકા આખા જન્મમાં અગાઉ કદીબી રાખ્યો નહીં હશે. પણ હવે તો અતેરૂં થતું હતું. આ સામે બેઠેલો એક વારનો પ્યારો "ફરદુન" દર પલકે તેણીની કચવાટ, કમકમાટ અને તીરસ્કારમાં વધારો કર્યોજ જતો હતો. તેણીએ પોતાની માજરી આંખ્યો પોર પરાક ખોલી ગુસ્સાની એક દેવીની પેઠે ફકીરાની ગમ ચમકાવી.

"પરીણામ આવશે? શું પરીણામ આવશે?" તેણીએ બેહદ કઠોરતાથી સવાલ કીધો.

"તે જઇને તમારા બાવાને પુછો! મને તેની સાથ કામ નથી. હું તો એટલુંજ જાણુંછ કે એવી રીતે તમારાં વચનથી તમે ફરી જાઓછ તે માટે તમારે શરમાવું જોઇયે."

ફ્રેની હવે પરરર કરતી એક આંચકા સમેત ઉભી થઇ.

"ને આટલી ખુલ્લી રીતે હું તમુને કેહુંછ કે હું તમુને હવે ધીકકારૂંછ—મારાં ખરાં અંતકરણથી ધીકકારૂંછ—તે છતાં તમે એ વચનની યાદ દેવારીયા કરોછ એને સારૂં તમારેમી શરમાવું જોઇયે! જાઓ, બસ જાઓ હવે અહીંથી! તમે ને બાવા બેઉ જણ મળીને તમારેથી થાય તે કરી લેઓ! અમારા ઘેર પર હાલને કાજ કુદરતનો કોપ છે, એટલે બાવાજીને હમણા બધુંજ ઉંધું સુજ પરશે તે હું જાણુંછ. એવણ મને શું કરશે?—ઘેરમાંથી હાંકી કારશે? મને કાપી નાખશે? બધું ખમાશે, પણ તમારી વાતચીત મારેથી હવે સહન થઇ શકતી નથી. મારા ભઇ કેકુનું ગેઇ કાલે શું કાગજ આયુંછ તે—જાઓ—જઇને મારા બાવાને પુછો; ને તે પછી એવણનાં દાલમાં જો જીગર જેવી કંઇ જરાબી ચીજ હસ્તી ભોગવતી હોય તો—આહ! મારી પાસ કાંય એવા બોલ બોલાવોછ?"

"અરે, તુને આજે થયુંછ શું, ફ્રેની?"

"ખોદાય જાણે મને શું થયુંછ! જાઓ, ફ્રરદુનજી, અહીંથી હવે શોભામાં ને આબરૂમાં ચાલી જાઓ! તમારામાં થઇ ગેયલો આવો ફેરફાર જોઇનેજ બસ મને કંઇ થઇ આવેછ! કંઇ આપરાં કીસમતનો એ ચમતકાર થઇ ગીયોછ! અગઉ જેટલી તમારા ઉમદા ગુણો પર હું મોહીત પડીતી, તેટલી આજે હું તમારી કંગાલ નીચ હલકત જોઇને કમકમુંછ. એક ખરો જેન્ટલમેન કોઇ દાહરેમી આવી ધીકકારવા જોગ હદ સુધી પોતાનો ટેક ભુલી જઇ શકેજ નહીં. તમે એક સાચ્ચા મરદ બચ્ચા છેઓજ નહીં——"

"એંહ ?—એ તમે મનમાં ચાહે શું પીયોછ? હું મરદ બચ્ચો નથી તો હું કોણ છેઉં ?"

એક ઓચીંતા કડાકા સાથ બારણું ઉંઘડી ગયું, અને તેજ ઘડીએ એક જુવાન ચબરાક બાઇ અંદર હાંફ્લી ફાંફ્લી જેવી દાખલ થઇ. તેણીની પહેલી નજર ત્યાં ઉભેલા "ફરદુન પ્રીન્ટર"ના અભાગ્યા અવતાર ઉપર પડી—અને આંચકો ખાઇ તેણી અચકી ઉભી.

"ફકીર ! !—"

છેલ્લું નામ એક મોટા પોકાર સાથ ઓચરી ધમ્મ દેતી કે તે અબલા પાસેની ખુરસી પર ઢગલો થઇને ફસડાઇ પડી. અસાધારણ ઉસ્કેરણીને મારે જોરથી હાંફતી જઇ ફાટફાટ થતા બે ડોળાઓ સાથ તેણીએ "ફરદુન પ્રીન્ટર"નું નામ અખત્યાર કરી બેહેલા તે દેખાવળા નવજવાનના ચેહરા ગમ ટીકવા માંડયું.

બે પળ ફેની તો ભખરાઇજ ગઇ. હજી તો પોતાનું ચકભમ થતું ચીત્ત ઠેકાણે રાખીને આ નવી આવનાર સ્ત્રી ગમ બરાબર જુવે તે અગાઉ આલીફુઇના વારેસ અને દસ લાખના ધણી "ફરદુનજી પ્રીન્ટરે" એકાએક બુમ મારી—

"માકી ! માઇ ગ્રેશીયશ ! ! !—માકી, તું કાંહથી આવી ?–તું–તું–જોતી થઇછ ! !—તું અત્યારે ?———"

ફકીરા ગાડને વધુ બોલવાનો વખતજ મળ્યો નહીં. એક ભુસ્કા સમેત ઉછળીને તેની બેહન તેને ગળે વળગી પડી, અને તેનાં ખભાં પર માથું નાખી દઇ ડુસ્કે ડુસ્કે રડવા મંડી ગઇ.

"ફકીર ! !—મારા ભઇ—સારૂં થયું કે તું મને

મલ્યો—ઓ, મારો કેક કાંહ છે!—કાંહ જતો રેહયોછ?"

યા પરવરદેગાર! આ શું જબરદસ્ત ઘોંટાળો થઇ જતો હતો? માકી પોતાના મા જણ્યા ભાઇને એવી તો અચણુચ વળગી પડી હતી કે ફકીરો ગાર્ડ દીગમુઢજ બની ગયો. તેનું મ્હોં મોત મીસાલ સફેદ પુની થઇ ગયું હતું, અને તેનાં કપાલપર દેહસ્તનો પરસેવો પ્રગટી નીકળ્યો હતો. નખોદ—નખોદ!! હવેજ તેને ભાણ આવ્યું કે ઘણે વર્ષે દેખતી થયલી તેની બેહને પહેલીજ નજરે તેને તેના બદલાયલા અવતારમાંબી પીછાણી કહાડી ફ્રેનીનાં દેખતાં ભાંગરો વાટી દીધો હતો—યા ખુદા—તેનો કચડઘાણ કહાડી નાખ્યો હતો! હવેજ ફકીરાને સુધ્ધી આવી કે તેણે પોતે બી માકીનું નામ મોટેથી પોકારી અધુરાંમાં પુરો આટો બાફી દીધો હતો!

ગાફેલ સરખી ફ્રેની એક બાજુ જડ લાકડું બની આ અદભુત તમાશો ચકીત ડોળે જોયા કરતી હતી. શું રંપુચકકર છેલ્લી પાંચ મીનીટમાં બધું થઇ જવા પામ્યું હતુ તેનો કાંઇ મગજ ઠેરવીને વીચાર કરવા સારૂં તેણીને વખતજ કયાં મળતો હતો? બીજીજ સેકંડે વળી કોઇના આવવાનાં પગલાં સંભળાયાં અને———

મેહેરવાનજી કાંગા ઝડપથી ઓરડામાં ચાલી આવ્યા. તેવણુની પુઠે ગંભીર ચેહરે બેહરામ તાલુકદાર દાખલ થયો.

આ છેલ્લા આવનારને જોતાંને વાર ફકીરો ગાર્ડ ખાસ્સો એક ફુટ જેટલો ઉછળ્યો હશે! અપશબ્દોનાં કાંઇક ધાસ્તી ભર્યા બડબડાટ સાથ ઝનુનથી દાંતો પીસી તેણે પોતીકી બેહનને પોતાની આગળથી હડસેલી નાખી, અને વીક્રાળ દેખાવે પોતાની દાગાબાજીના તે જવાન હમશરીક ગમ ફર્યો.

"બેહરામ તાલુકદાર!" તેણે એક બુલડોગની માફક ઘુરકીને ઘોઘારી અવાજે બુમ પાડી, "યુ હીપર?—એ બધી શું રમત છે?"

પણ ફકીરો કોણુની સાથ કામ પાડતો હતો? અદબ વાળીને ટટણખાર ઉભેલા બેહરામના બે સ્થીર કરડા ડોળાઓ જોતાંજ તેનાં હાંજાં ગગડી ગયાં. તે ટસ ટસી રહેલી બે આંખ્યોમાં એક ભયાનક દ્રઢતા ફકીરા ગાર્ડે એક તડાકે વાંચી લીધી.

"હું માનેકબાઇને અહીં મારી સાથે પુનેથી લઇ આયોછ," બેહરામ પોતાનાં પાપણો સહેજબી હલાવવા વગર ફકીરાની ગમ કકડાવેલા ડોળા સાથ ઘણાજ દમામથી જોઇ બોલ્યો, "મી૰ મેરવાનજીના અને ફ્રેનીના ચાર્જમાં તમારાં બેહેનને આપવાનું કામ કેકુએ મને સોંપ્યુંછ———"

કાંઇ ઘણોજ કડવાસભર્યો કમનસીબ જવાબ ફકીરાના હોઠોપર હતો, પણ તેટલાં માકી તેઓ બેઉની વચ્ચે આવી:—

"બેહેરામજી, તાહરે મારો કેક અહીં નથી!—ઓ, હવે હું શું કરૂં—બેહેરામજી!—ફકીર!——"

માકીનો કકલાટ ખચીત કોઇનુંબી દીલ ચાક કરે એવો હતો. ગરીબ બીચારી! તેણીનો કેકુ અંતે પોતીકા બાપને ત્યાંબી નહીં તેણીને મળ્યો એટલે આ છોકરીની છાતી દુઃખને મારે ફાટી જતી હતી. સોફા કોચપર બેસી જઇ તેણી દીબો તાણી તાણીને બે અખત્યાર રડવા લાગી.

ફ્રેની તે છોકરીની આગળ દોડી ગઇ અને ખરી લાગણીથી તેણીનું માથું પસવારવા લાગી. પણ ફ્રેનીથી પોતાથી

દીલાસાનો સુખન'મી કયાં ઓચરી શકાતો હતો? તેણીને ગળે ખુદા જાણે હમણા કેવી જાલમ કાચલી બાઝતી હતી, માથુ કેમ ધુમતું હતું, અને છાતીમાં શું દર્દ થતું હતું? આખો ઓરડો તેણીની આંખ્યો આગળ તરતો હતો.

બે ત્રણ મીનીટની ઓરડામાં એક હેબતનાક ચુપકીદી પથરાઇ. માત્ર માકીનાં ડચકાંનો અવાજ આવ્યા કરતો હતો. ઓહ, તે એક ખરેખરો સીતમગર સમો હતો! આખરે બેહ-રામનો મકકમ સાદ પાછો નીકળ્યો—

"મી૦ મેહરવાનજી, આય તમારી કમનસીબ વહુની સંભાળ રાખજો. ફ્રેની, મારી બેહન, એ છોકરીની તું બરદાસ્ત કરજે. ખુદા કરશે તો કેકુને થોડા દાહડાની અંદર હું પાતાલ-માંથીબી શોધી લાવશ."

ફ્રેનીએ હવે પહેલીવાર પોતાની આંસુએ તર થયલી આંખ્યો ઉંચકીને અત્યંત અજાયબીથી બેહરામ ગમ જોયું. હે કીરતાર!—આજે શું કયામત આવી પુગી હતી? આ છેલ્લું બોલનાર તે આગલો ભુંડો બેહરામ તાલુકદારજ હતો કે બીજો કોઇ? તેણીના ચેહરાપર પડેલો આ નવાઇનો છાપ બેહરામે એક સપાટે જોઇ લીધો, અને અંદરખાનેના ખરા અફસોસ સાથ તેનેથી નીચું જમીનપર જોવાઇ ગયું.

યારો—તમારે ગમે તે કહો પણ ઉંચાં ખુનની ખાસી-યત કોઇ દાહડેબી ખાલી જવાની નથી! એક ખુશબોદાર ગુલાબને તમે ગલીચીની ગટરમાંબી ફેંકી દો, પણ ત્યાં પડયું પડયુંબી તે ફુલ પમરશે. એક ગંધ મારતા પદેરાને તમે જર ઝવેરાતના દાબડામાં બંધ કરશો તેથી કાંઇ તે પોતાની બદબો છોડવાનો નથી. બેબુન્યાદ બ્લેગાર્ડોનું કીસ્મત ગમે તેવું જોર મારશે—

પણ તેઓ પોતાની હલકી જાત બતાવ્યા વગર હરગેઝ રહે-વાના નથી! ફ્રીરા ગાર્ડનોજ દાખલો જુવો—અને એણીમેર બેહરામ તાલુકદારને જુવો! આ છેલ્લા સખશની નસોમાં ખાનદાની લોહી દોડતું હતું, અને તેજ લોહીનો ઉછાળો તેની ગમે તેવી ભુંડાઇ છતાં તેને નીચપણાંની એક ચોકકસ હદે ઉતરતાં અટકાવતો હતો.

"ફ્રેની," તે ગમખાર નરમ અવાજે લોહીનો ગોટ ગળીને બોલ્યો, "અત્યાર સુધી હું એક ખરાબ માણુસ ઉતો, પણ છેલ્લા થોરા દીવસ દરમ્યાન આય તારાં પાસાંમાં રરતી બેઠેલી માફીના બાબમાં બનેલા બનાવોએ મને બદલી નાખ્યોછ. હું ગમે એવો રદ બાતલ અગાઉ થઇ ગેયલો હોવશ—પણ નફ્ટ નાકે "ફ્રરદુન પ્રીન્ટર" તરીકે તારી સાથ પણવા માગતા આય મુજી બદકાર પારસીના જેટલી હલકી પંકતીએ—થેંક ગોડ!—હજુ હું ઉતરી પડેલો નથી. આય માણુસ ખરો ફ્રરદુન પ્રીન્ટર નથી——"

"ઓ માય!——"

માફીને અચણુચ છોડી દઇ એક મોટી બુમ સમેત ફ્રેની ઝોંક ખાઇને ઉછળી ઉભી, અને મ્હોં ફાડીને હરણફાર જેવી ફ્રીરા ગાર્ડની ગમ ધારી ધારીને જોવા પડી. હેબત, અચરતી, ઉશ્કેરણીનાં સામટાં પ્રબળ તળે તેણી કાપવા કહાડેલાં એક બોકરાંની પેઠે માથાંથી તે પગ શુધી કાંપતી હતી. ખસુસ કરીને ફ્રીરાના ચેહરા પર ફ્રરી વળેલો ખુન અને કીનાનો ખવીસ ચીલ્લો જોઇને તેણીનાં અંગમાં દેહસ્તનું લખલખું ભરાઇ આવ્યું.

"ફ્રેની," બેહરામનો એક સરખો ગંભીર સાદ પાછો

સંભળાયો, 'હું મીજાજી છેઉં, આકરો છેઉં, પાજી છેઉં—પણ નીચ નથી. મેં અત્યાર સુધી એક ભુંડી જીંદગી ભોગવીછ—કદાચ હજુર ખોટે રસ્તે ચાલ્યોજ જતે—પણ જે દાહરથી મેં જાણ્યું કે આય બે બદામને માણસ તુને ઠગીને તારી સાથ પરણી જવાનો શરમભર્યો ઠાગો રમેછ તે દાહરથી મારૂં મસ્તક ફરી ગયું. છતાં ગળે ગાંઠ વાળીને હું ચુપજ રહયો,' કારણ મેં એ ખરેખરા હઇયાંફુટા બદમાશના સપાટામાં મારી ગરચી આપી દીધેલી ઉતી——"

ફકીરો એકાએક બેહરામનાં આંગ પર ધસ્યો, અને એક દીવાનાની પેઠે તેને ખભાંમાંથી કચકચાવીને પકડયો,

"યુ સ્કાઉનડ્રલ!" તેણે બરાડ પાડી, "એ તું શું કરેછ? તું મેટ થઇ ગીયોછ! બેહેરામ, મને છેડીને શું તું જીવતો જવાની આશા રાખેછ?——"

પણ આણીમેર બેહરામભી ખમતો આસામી હતો. એકાદ બે પળ તેણે બત્રીસી પીસેલી રાખીને પોતાના જીવલેણ મુદઇ ગમી જોયું; પછી કકડાવીને એક એવી તો જબરદસ્ત મુકકી તેણે ફકીરાનાં ડાંચાંમાં મુકી દીધી કે તે કમબખત મ્હોંમાંથી ઝઝરતાં લોહી સાથ કેટલાંક કદમ પછવાડે અફળાઇ ગયો.–ફ્રેની અને માકીના મ્હોંમાંથી સામટી ચીસ નીકળી પડી હતી.

"તારૂં મ્હોંનું સંભાળીને વાત કર, ફકીરા ગાર્ડ!" બેહેરામ હવે પાછો તેનાં આંગપર જઇને ખુનખાર દેખાવે પોકારી પડયો, "એક બીજો આરો સખુન બોલ્યોછ તો માથું ભાંજી નાખશ!"

મેહેરવાનજી જેવણ અત્યાર સુધી ડઘાઇને ઘુવડની પેઠે એક ખુણામાં ઠસ ગઇ જઇને આ સઘળો ગડબડ ગોટો જોયા

કરતા હતા તેવણુ હવે વચ્ચે પડ્યા, અને બેહેરામને મહા મુસીબતે જમીન પર તુટી પડેલા ફકીરા ગાર્ડ આગળથી જરા બાજુએ ખીસાડયો.

"એ શું?—એ શું?" તેવણુ અકલાઇને બોલ્યા, "બેહેરામજી, તમારૂં આજે માથું ઠેકાણે છે કે?"

"મારૂં માથું બરાબર ઠેકાણે છે,—તમારા કરતાં વધારે સાબુત છે, મેરવાનજી! આય ચંડાલની સાથે મળીને એક જબુન ગુનાહની બાજી હું રમ્યોછ. પણ હવે હું જોઉંછ કે કેવા કંગાલ કુત્રા સાથે મેં કામ પારીયું! આએ તમારી હીરા જેવી છોકરીને એવા નાપાક આદમીનો ભોગ થવા દેઉં? યાહ—મારૂં લોહી ઉકળતુંતુંજ, એઇ ફકીરા; તેટલાં તારી આય બહેનના અવતારે મને પુરો મેડ બનાવી મુકયો. ઉઠ, ફકીરા ગાર્ડ, ઉઠ! ધી ગેમ ઇઝ અપ!"

ફકીરો આસ્તેથી હવે ઉઠી ઉભો થયો, ગજવામાંથી રૂમાલ કહાડી હોઠોપર ઝરફતું લોહી લુછ્યું, અને પછી અથાગ તીરસ્કારથી સેહજ, ઘણોજ સેહજ, મુછમાં હસ્યો!

"મને લાગેછ કે આય પારસીનું ખરેખરે માથું ફરીજ ગીયુંછ," તે ભાંગેલા અવાજે બોલ્યો, "એ બધું શું ભયંકર તરકટ મારી સામણે આજે થયુંછ તે હું બીલકુલ સમજી શકતો નથી! આય દીવાની ઓરત જે મને ભઇ તરીકે ગળે પડેછ તે કોણ છે તે હું જાણવા માગુંછ. મેં એને બાપ જનમમાં કોઇ દાહડે જોઇ નથી. બેહેરામ તાલુકદાર, આય તારી શું બધી ગત છે તે હું સમજુંછ. તું એક બેગાની ઓરત સાથ મલી જઇ મને મારા હકની દોલત પરથી ખરતો કરવા માગેછ કે જેથી તુને બધો દસ્લો મળે—પણ સાંભળ

કે તું જખ મારેછ! હું ફરદુન પ્રીન્ટર છેઉં—ને તારી છાતી પર બેસીને મારા હકના પૈસા ભોગવશ. હું ફ્રેની સાથ પણવા નીકલ્યો તેથી અદેખાઇથી આંધરો થઇ—મેરવાનજી—આય ભેજાં ફાટેલ પોશાગીર મારી સામબે આવું વાહીયાત ચોકઠું ગોઠવી લાયોછ. પણ હું એને ડીફાઇ કરૂંછ."

છાતી કહાડીને નાકનાં ફીફડાં ફફડાવતો ફકીરો ગાર્ડ કમ્મરે બે હાથ ટેકવી પાછો ખડો ઉભો. બે હમનબર્દો એક-મેકની સામે બે ચીત્તા વાઘો મીસાલ ધુરકયા કરતા હતા.

મેહેરવાનજી તો ધપ કરતા કે ખુરસીપર બેસીજ ગયા.

"મને કંઇ સમજ પડતું નથી!" તેવણ દયામણું મ્હોં કરી ધ્રુજતે અવાજે કરગરી બોલ્યા, "આય માણુસબી ફરદુન પ્રીન્ટર નથી?—એ હું શું સાંભળુંછ!!"

બેહેરામ બેહદ તુચ્છકારથી સહેજ હસી પડયો.

"તમે ને હું જેટલા ફરદુન પ્રીન્ટર છેઇયે તેટલોજ આય માણુસબી છે!! ફકીરા ગાર્ડ! બધી તારી સત્તર ખાંડીની ટેંહકરઇ છતાં તું હમણાં એક હીચકારા પાપીની કાની ધ્રુજેછ! તું બરાબર સમજેછ કે બધો આપરો દાવ ખલાસ થઇ ચુકોછ! અલબત તારી સાથે હુંબી જાહાનમની ગારમાં પરશ, પણ આય નીરદોશ બચ્ચાંની જીંદગીની તું ધુર વાળે તેના કરતાં હું——"

"અરે! એ ફરદુન નથી તો તાહરે એ કોણ છે કોણ?——" મેહેરવાનજીએ ચીચવાઇને પુછ્યું.

માકી અત્યાર સુધી બે હાથોમાં માથું છુપાવી નસોસ સોફાપર ગુપચુપ પડી રહી હતી. તેણી હવે આસ્તેથી ઉઠી ઉભી થઇ—

"એ મારો ભાઇ છે—" તેણીએ ધીમા અવાજે કહયું, "બસ વધારે પંચાતી કરવાની જરૂર નથી. ફકીરા, બસ કર-ખોદાયને ખાતર બસ કર! તું સારી જગતને ઠગશે, પણ મારી આંખોને ઠગી શકવાનો નથી. તેં દાહરી કાહરી નાખી તેથી—કોણ?—"

માફીનાં બોલવામાં અચાનક ખલલ પડી. બાહેરના દાદર પરથી કોઇ ઝપાટા સમેત ચઢીને ત્યાં તેઓની વચ્ચે આવી ઉભું.

"નાજુ———"

નાજુ—ફકીરા ગાર્ડની બેહન નાજુ—એટલી તો ઓચીંતી ધડાકાબંધ ઓરડામાં ધસી આવી હતી કે એ ઘડી સઉ કોઇ ગભરાઇને તેણીની ગમ જોવા પડયું. પણ એકજ પળ! તુરત તેણીની પાછળ કોઇ જવાન ચીંઠડેહાલ સોહરાઇ સુકાઇ ગયલા જવાન શખસનો આકાર ઉંબરપર આવી ઉભો——

"ફરદુન!!——"

છાતી તુટી જાય એવી જબરી ચીસ સમેત ફ્રેની બે ડગલાં પાછળ હટી ગઇ અને બીજી પળે તે ઉંબર પર ઉભેલા કંગાળ આકારના પોહળા હાથોમાં ધસી જઇ બેહોશ તુટી પડી.

ફકત એકજ નજર—એકજ ઉડતી નજરે ફ્રેનીએ પોતાના જીવ કરતાં વાહલા દીલબર—ખરા ફરદુન પ્રીન્ટર—ને આવા તેના નપેતર અવતારમાંથી ઓળખી કહાડયો હતો!

અને તોબી—તોબી અનાડી લોક મોટે મ્હોડે કહે છે કે "પ્યાર આંધળો છે!!"



દાદર પરથી કોઇ ઝપાટા સમેત ચઢીને ત્યાં તેઓની વચ્ચે આવી ઉભું.

"નાજુ———"

નાજુ—ફકીરા ગાડની બેહન નાજુ—એટલી તો ઓચીંતી ધડાકાબંધ ઓરડામાં ધસી આવી હતી કે બે ઘડી સઉ કોઇ ગભરાઇને તેણીની ગમ જોવા પડયું. પણ એકજ પળ! તુરત તેણીની પાછળ કોઇ જવાન ચીઠડેહાલ સોહરાબ સુકાઇ ગયલા જવાન શખસનો આકાર ઉંબરપર આવી ઉભો——

"ફરદુન!!——"

(જુવો સફો ૫૭૪ મો.)

# પ્રકરણ ૬૮ મું.

—:o:—

## "સઉ સારૂં જેનું સેવટ સારૂં !"

કીસમતના જોશ સામે માથું ઉંચકતા માનવીનો તકાજો આયંદે કેટલો તકલીદી છે તે જરા જોતા જાઓ. અય રસીકો, છઠ્ઠીના લેખમાં જો આપણે આપણા પોતાના હાથે છેકછાક કરી શકતા હોઇયે તો પછી મુજાકો જીંદગાનીમાં રહેજ શેનો ?

ફકીરા ગાર્ડનાં કર્મમાં જયારે દીવેલજ હતું-તો પછી તેણે ઘી શેનું ખાવું ? પોતાનાં કીસમતની કમાનને છટકાવી મુકવા આપણે બાકી શું રાખ્યું ? પણ તકદીરની તખ્તી બદલી નાખવામાં તે એક તસુભારબી ફાવ્યો નહીં. ધનના ઢગલાપર જઇને બેસવા સારૂ તેણે પૃથ્વી ને પાતાલ એક કર્યાં-પણ પાછો જયાંનો ત્યાં ! સવા પોહરની પાદશાહી પછી નસીબાએ તેને ફરીથી તેની અવ્વલ સપાટીએ પછાડી નાખ્યો હતો.

વાંચક મીત્ર, જો ! તે જીવતું ચીત્ર તારી નજર સામે રજુ કર. મેહરવાનજી કાંગાનાં ઘરનાં ઉંબર ઉપર નાજુ ગાર્ડની પુઠે પેલો લેવાયલો લુટાયલો આકાર આવી ઉભો . તે ઘડીએ પાંચ મીનીટ જે "ટાબ્લો" બની રહયો હતો તેનું બ્યાન કરવા—અરે—મારી કમીની કલમ હમણા ગુમાની કરશ. નહી. આહ, જે કવીતાઇ ચીત્ર દોરવા માટે એક મહાન ચીતારાની પીછી અને કેનવાસ જોઇયે, જે પીકચર ઉતારવા એક આર્ટીસ્ટ-ફોટોગ્રાફરનો કેમેરા અને કાચ જોઇયે, તે દેખાવનું દાસ્તાન કરવા મારી સાદી ભાષા શું કારગત લાગશે ?

પલક વારમાં અદભુત રીતે ઉલટાઇ ગયલો સઘળો મામલો ડોળા ફાડીને જોતાં સઉ કોઇ ત્યાં થોડીક મીનીટ ઠસવસ થઇને ઉભાં હતાં. અરે હું શેનું વર્ણન કરૂં? અચરતી-અજાએબીથી ઉંઘાડા મ્હોં સાથ તાટ બની ઉભેલા મેહરવાનજીનું ચીત્ર દોરૂં, કે હેબતને મારે સાંધે સાંધામાં સીકડાઇ જઇ ડાચું વકાસતા ફકીરાની તસ્વીર પાડું? જોરમાં હોઠ કરડેલો રાખીને ચીથડેહાલ ફરદુનનાં સોહરાયલાં મોંહડાં ગમ ચીપીચીપીને ટીકયા કરતા બેહરામ માટે કાંઇ લખું, કે ગુચવણ અને ગભરાટમાં દીગમુઢ બની રહેલી નાજુ માકીના કુમલાયલા ચેહરાઓનો કાંઇ ખ્યાલ આપું? એક વાહલા બોજાને પોતાની ગોદમાં ટેકાવી રાખી જેમ તેમ સ્થીર સમતોલ રહેવા માગતા ફરદુન પ્રીન્ટરની હાલત દર્શાઉં, કે—

નહીં, દોસ્ત, આપણને એ દીલપઝીર "ટાબ્લો-વીવાં" છંછેરવાની કશી અગત્ય નથી. ધીમે ધીમે એ દેખાવ ઉપર આપણા નાટકનો પરદો ઉતરવા દો!

* * *

ઉપલો બનાવ બની ગયો તેને ત્રણ દહાડા પસાર થઇ ગયા. ત્રણ દહાડા! એટલી મુદત જતાં શું વાર લાગ્યો? ત્રણ જમાના વહી જતાં વીલંબ લાગતો નથી તો ફરદુન અને ફ્રેની—મેહેરવાનજી તેમજ માકી-માટે આવા સંજોગોમાં ત્રણ દીવસો ઉડી જતાં શું વખત લાગે? આંખ ફફડાવીને પાછી ઉઘાડે તેટલી દેરમાં ભરેસ્પતનો શનીવાર આવી ઉભો. તે દહાડે ભરેસ્પતવારે સહવારના ખરા ફરદુન પ્રીન્ટરના આવી ચઢવા પછી જેબી કાંઇ બન્યું તે આપણે નાખી દીધેલા પરદાની પછવાડે બનેલું હોવાથી તમે અને હું જોઇ શકયા

નથી. પણ મને એટલું તો ખબર છે કે તુરત વેળા કાંઇબી ઝાઝું જાણવાજોગ વધુ થવા પામ્યું હતું નહીં.

ફરદુનના હાથમાં ફ્રેની જઇ પડતાંજ થોડીક મીનીટમાં તેની આંખે તમ્મર આવી જવાથી તેબી શુધ્ધી ખોહીને જમીન પર પટકાઇ પડયો. અલબત ગભરાટ થઇ રહયો હતો, અને મેહરવાનજી, માકી, નાજુની ઝડપી બરદાસ્તથી કેટલે વારે ફરદુન અને તેની દીલદાર હુશીયારીમાં આવી શકયાં હતાં. આ પછી તેને તેજ ઘડીએ કાંઇબી વધારે પંચાત કરવાને–કાંઇબી આગલો પાછલો હીસાબ ચુકવી લેવાને–એકમેકને ટોટે વળગવાને કે પોલીસની દોડાદોડી કરવાને–ઓરડા માંહેલું એકબી જણ તઇયાર હતું નહીં. મેહેરવાનજી અને ફરદુનનાં બંનેના કહેવાથી કાંઇબી વધારે ભાંજગડ યા ગડબડ વગર ફકીરાએ અને નાજુએ તુર્ત વેળા ત્યાંથી રૂખસદ લીધી. માકીએ પોતે પોતાના સસરાને ત્યાંજ તુર્ત વેળા રહેવાનું પસંદ કર્યું. ફકીરજી અને નાજુના જવા પછી ત્રણ ચાર મીનીટ રહીને બેહેરામે બી ગુપચુપ બ્હીલે મ્હોડે ત્યાંથી ચાલતી પકડી. સઉ કોઇ આવી ઓચીંતી ઉઠલપાઠલથી એટલું ડઘાઇ ભખરાઇ ગયલું હતું કે સઉને જરા દમ ખાઇને મગજ સમાધાન કરવા સારૂ અવકાશ જોઇતો હતો.

*　　*　　*

અને તે અવકાશ હવે દરેક જણને મળી ચુકયો છે. ફરદુનને ભરેસ્પતવારે ચઢેલો તાવબી આજે શનીવારે સહવારના તદન ઉતરી ગયો છે. ફ્રેની બી ટટાર થઇ છે, અને માકીના ખુબસુરત ચેહરા પર તેણીની અસલની શોકાતુર શાંતી પાછી ફેલાઇ રહેલી છે. મેહરવાનજીએ એટલા અરસામાં

સઉથી અગતની એક ચીજ જે કરવાની હતી તે પાછાત નાખી નથી. નાનાભાઇ સોલીસીટરને બોલાવી મંગાવી તેવણે તુરતજ બધી હકીકતથી તેવણને વાકેફ કર્યા છે, અને ફરદુન પ્રીન્ટરને હસ્તકની સઘળી માલમતા—એસ્ટેટ—પૈસા ટકાને ફ્રીરો હવે એક આંગલીબી નહીં લગાડી શકે તેનો દરેક રીતનો પાકકો બંદોબસ્ત કરવાનું નાનાભાઇનેજ માથે નાંખ્યું છે.

ઘણો પુખ્ત અંદેશો કરી-ફરદુન તેમજ ફ્રેની સાથની લાંબી મસલત પછી-નાનાભાઇ અને મેહરવાનજી બંને એવા એવટના ઠેરાવપર આવ્યા છે કે હવે પોલીસની મારફતે પેલી "ચંડાલ ચોકડી"ની ફેંટ પકડવામાં કાંઇ હાંસલ નથી. સઘલા મામલાને પાછો ચુંથીને આખી જગતમાં હો—હો—હો કરી મેલવાને જેટલા મેહરવાનજી નારાજ છે, જેટલી ફ્રેની વીરૂધ છે, તેટલોજ ફરદુનબી સામે છે. એક બીજા રાંક, ગરીબ, ભલા જીવનોબી તેઓને વીચાર કરવાનો છે. ફ્રીરો ગાડ આખર કરેને નીરદોશ કમનસીબ માકીનો માજણ્યો ભાઇ થાય છે. નાજુ આ સદગુણી છોકરીની સગી બેહન થાય છે, તે બધાં જણાંને ધ્યાનમાં રાખવાનું છે. બેહેરામ તાલુકદારની છેલ્લેની વખાણવાજોગ વર્તણુક યાદ રાખતાં તેની સામે કાઇ બી રીતે સખ્ત થવાની કપટી વલણ અખત્યાર કરવાને ફરદુને પોતે ના પાડી છે. સઘલું પોતાની મેળે સમાધાન થઇ જઇ રાહ ઉપર આવી ગયું છે, એટલે વળી કોઇબી રીતની નવેસરની પીડા અને જંજાલમાં જવાને દેખઇતી રીતે મેહરવાનજી અને ફરદુનને પોતાને ઉજરબ રહયો નથી.

આહ, હમણા મેરવાનજી અને ફ્રેનીનો જીવ બીજી એક રીતેબી કેટલો હજી બેતાબ છે! બધું તો રહયું, પણ કેકુ કયાં

છે? માઠાનો ઉદાસીત મુખડો જોઇને બંને બાપ-બેટીનો જીવ બળી જાય છે, તો તેવા સમયમાં તેણીના ભાઇ અને તેણીની બેહન સામે કાંઇબી ફોજદારી પગલાં ભરવાનો તેઓ વીચાર કરે એ શું એક ઘડીબી સંભવીત છે? નહીંજ.

વાંચનાર, ત્યારે હવે આપણને મેહેરવાનજીનાં ખેતવાડીનાં ઘરમાં ખોટી થવાની શું અગત છે? જરા થોભ, એક પાંચ મીનીટ! પહેલે માળે સીટીંગ રૂમનાં એક ખુણામાં નજર કર. આજે શનીવારે સદવારના સોફા ઉપર એકમેકની પાસે ચંપાઇને બેઠેલાં તે સુખી જવાન જોડાં ગમ જરા જો! અરેરે—મહોબત, સાચ્ચી પવીત્ર મોહબત! તારાં જાદુ ને તારા ચમત્કારને શું ચીજ પુગી શકશે? જુવો—એટલા વારમાં ફરદુનનો ચેહરો પાછો કેવો હસતો થયો છે, ફ્રેનીનો મુખડો કેવો ખુલી ગયો છે! તેઓની આંખ્યોમાં ખરાં સુખનો કેવો ચલકાટ છે તે જુવો, અરે જુવો! ત્યાં આપણું કામ નથી.

"ફ્રેની"—ફરદુન તેણીનું માથું અનંત પ્યારથી પસવારતાં ગગળતે અવાજે બોલ્યો, "હું પાછો નહીં આવતે તો કદાચ તું આય -પેલા—માણુસ સાથ પરણી જતે! માઇ ગોડ! જાહરે હું તેનો વીચાર કરૂંછ તાહરે, ડીયર, મારાં દીલમાં શું થાયછ?"

ફ્રેનીના ગોરા ગાલોપર રતાશ ધાઇ આવ્યો. તેણીએ પોતાના જીવનાં હારની છાતીમાં ડોકું સાંતી દીધું.——

"મને પહેલેજ દાહરે લાગું કે એ-એ-કંઇ તમારી માફક મને——"

"મારી માફક શું, લવ?"

"તમારી માફક મને ખરાં વાહલથી ચાહતો'તોજ નહીં!

એક દાહરો જરા મારી પાસે બેઠો તાહરે મને કમ-કમાટ છુટો——"

"પણ ફ્રેની, મને કેહ, મારા ને એના દેખાવ વચ્ચે તો જરાબી ફરક નથી, તાહરે એ તુને નહીં ગમ્યો ને હું ગમુંછ તેનું કારણ શું?"

ફ્રેનીએ કાંઇબી જવાબ આપવા વગર તે જવાનના ગળાં આસપાસ પોતાના બંને હાથો વીંટાળ્યા.

અઝીઝ, ફરદુને પુછેલા સવાલનો જવાબ તું દઇ શકશે? ફ્રેની તો તે જવાબ આપી શકતી નહીં હતી. મુજ જેવા એક અદના માણુસની શીખામણ માને તો કોઇ દાહડેબી પ્રેમ જેવી એક લાગણી માટે કોઇનેબી કારણ પુછતો ના.

* * * *

છાપા–યંત્રના એક સરખા 'સ્ટેડી' ઠોકાઓ મીસાલ દીવસો પાછળ દીવસો ગબડતાજ ચાલ્યા. મેહેરવાનજી કાંગાનું મકાન એક જાતની ગંભીર ગમગીની આજે કેટલી મુદત થઇ અખત્યાર કરી બેઠેલું હતું. કેકુનો પ-તો હજી મળતો હતો નહીં—આજે તેના ગુમ થવાને બે મહીના લગભગ થવા આવ્યા, પણ તેની તર્ફથી એક લીટીનોબી સંસારો મળ્યો હતો નહીં. અરે, એ ગમ તમે શું સમજો છો? એક એકપુરા વાહલા ભાઇને—પોતીકા જીવ સમાન પ્યારા ભરથારને—આવી વીચીત્ર રીતે પોતાથી અલગ થઇ ગયલો જોવાનો સંતાપ કંઇક જેવો તેવો છે? ઓ ખોદા! જયારે માથાંપરનું સીંહા વાદળ વીખેરાઇ ગયું, જયારે સાચ્ચો ફરદુન હસ્તો રમતો સહી સલામત પાછો આવી લાગ્યો, જયારે પરવરદેગારે માકીને દેખતી કીધી, ત્યારેજ કેકુ ચાલી ગયો! આવી કઢંગી રીતે

કહયા કાબ્યા વગર ચાલી ગયો! કયાં ગયો—શું કરતો હશે–કેમ હશે? ઓ શું કામ ગયો—પાછો કયારે આવશે—કયારે એક સખ્યારાનું કાગજબી લખશે? મેહરવાનજી, ફરદુન, બેહેરામ, નાનાભાઇ કેકુનું કાંઇ ઠર ઠેકાણું ગુંટી કાહડવાને જીવ પટકીને મહેનત કરી ચુકયા હતા–પણ તે અભાગ્યાની નીશાનજ જાણે હીંદુસ્તાનમાંથી નાબુદ થઇ ગઇ હતી.

મેહેરવાનજી તો બરાબર ખાતા પીતાબી નહીં હતા; ફ્રેની પોતાના ફ્રરદુનની ગોદમાં દબાઇને અવારનવાર કેકુને માટે આંસુઓ પાડતી. અને માકી—ગરીબ બીચારી! તેણીએ તો દુન્યાજ અકારી કરી મેલી હતી. પણ સબુરી—સબુરી! ખુદા પર વીશવાશ રાખી તેણી મુંગે મોહડે પોતાની ઉદાસીનો બોજો હીમતથી ઉપાડતી, અને ફ્રેનીને હંમેશ દીલાસો દેતી કે કોઇ દાહડેબી કેકુ પાછો આવ્યા વગર રેહશેજ નહીં. આ બે જણીઓ વચ્ચે એક જાતની અજબ પ્રીતી બંધાઇ હતી. કોઇને ખાતર નહીં તો ભલી, સદગુણી, રાંક માકીને ખાતર ફ્રરદુન અને ફ્રેની ખરાં અંતકરણુતી કેકુના પાછા ફ્રરવાની આરજુ રાખતાં હતાં. આ રૂડી સ્યાની છોકરી છતે ધણીએ રંડાઇ હતી. જયારે આંખ્યોનું રત્ન તેણીને પાછું મલ્યું અને ખરાં સુખનો લાહવો ચાખવાનો વખત આવ્યો, ત્યારેજ કેકુ જતો રહયો–પોતીકી મોહરદારને પોતાનો બીગડેલો ચેહરો દેખાડી દુઃખી કરવા કરતાં જીવપર મહા કષ્ટી વેઠી, વાહલાં-ઓને છોડી, કોણ જાણે કયાં દુર દરાઝ જતો રહયો—આ વીચારથી મેહેરવાનજીને ત્યાં બધાંને બેવડો અફસોસ થતો હતો.

પણ તોબી માકી અને ફ્રરદુનની હાજરીથી બાપ દીકરીને મોટો દીલાસો હતો. આવી ગમગીની અને ઇંતેજારીના

સંજોગો વચ્ચે અલબત બેહેરામ અને ફ્રીરાની "નેકનામીઓ" તો જાણે વીસારઇ ગઇ હતી. ફરદૂનના અચબુચ પાછા ફરવાથી જો કે સારૂં મુંબાઇ પખવાડયાંઓ સુધી એની એજ બાબદ પર ધુસ-ધુસ-ધુસ કરી રહયું હતું. છતાં મેહેરવાનજીએ લાગવગ લગાડી જાહેર ન્યુસપેપરોમાં તો એ બનાવની ચાવા-ચીવી થતાં સદંતર અટકાવી દીધી હતી. દરેક પ્રકારની નાખુશ ચર્ચા દાબી દઇ સઘળું ચુપચાપ કરી નાખવાને કાંકણી નમાની ડીયર ક્રેનીની લાગણીને ખાતર ફરદુન પ્રીન્ટરે પોતે બનતી સંભાળ લીધી હતી.

ફ્રીરો ગાર્ડ અને તેની બેહન નાજુ તો કયારનાં પાછાં ભુસાવલ જતાં રહેલાં હતાં—સબબ તેઓનો જઇફ પીતા પોતાના લકવાના ખાટલાથી સદાનો છુટો હતો. તેવણનાં મરણ પછી આ ભાઇ બેનની અલબેલી જોડી કોણ જાણે કયે વખતે-કયે દાહડે—ગુપચુપ કોઇનેબી જણાવ્યા વગર, માકીને વઠીક મળવા વગર સીમ ખાતેથી ગેબ થઇ ગયલી બેહરામે જાણી હતી.

અને બેહરામ ?

જવાન બેહરામ તાલુકદારે પોતાની જીંદગીની પોથીનું નવું પાનું હવે કયારનું ફેરવ્યું હતું. પોતાની આગલી કુ-ચાલોને લીધે તેને ખરેખર એવી શરમીંદગી ઉત્પન થઇ કે મેરવાનજીને ત્યાં ફરદુન પ્રીન્ટરના અચબુચ આવી પુગવાને દાહડે જે બનાવ બન્યો ત્યાર પછી બેહરામ મહીનો દહાડો ત્યાં પાછો ફટકયોજ નહીં હતો. પણ લાયકીવાળા તેમજ લાગણીવાળા ફરદુને ક્રેનીથી અને માકીથી સઘળી છેલ્લી હકી-કતો સાંભળી લેવા પછી પોતેજ એક દહાડે બેહરામને ત્યાં

જઇ સઘળી આગલી નાપસંદ બીનાઓપર સદાનો મોટો છેકો માર્યો હતો. બેહેરામે ખરાં દીલથી પોતાનો પસતાવો જાહેર કરી ફરદુન અને ફ્રેનીની માંફી ચાહી હતી, અને કહેવાની જરૂર નથી કે આ ખાલેસ દીલનાં અને ખાલેસ મોહબતનાં વાહલાં જોડાંએ તે મારી મોટી ખુશાથી તેને બક્ષી પોતાનાં જીગરમાંથી ભુતકાળનો તમામ કાલો સફો બીલકુલ ભુસારી મેલ્યો હતો.

સઉ સારૂં જેનું છેવટ સારૂં! બેહેરામ હવે મેરેવાનજીને ત્યાં આવતો જતો થયો હતો, અને કેકુની શોધમાં દીલ નાખીને પોતાની મદદ આપતો હતો. તેણે થોડા વારમાં ફ્રેની અને ફરદુનનું દીલ એટલું જીતી લીધું કે આખરે પોતાના અંતકરણના કાંઇ ગુપ્ત અવાજને આધીન થઇ ફરદુન પ્રીંટરે આલીપુરના આ નાવારેસ ભત્રીજાના નામ પર પોતાની દોલથમાંથી રૂ. ૫૦૦૦૦ નું ટ્રસ્ટ કરી આપ્યું હતું, અને વળી મેરવાનજીએ લાગવગ લગાડી બેહેરામને ટંકશાળમાં રૂ ૨૫૦ ની નોકરી અપાવી હતી. બેહેરામ અને મીઠુએ ખંબાલા હીલનો બંગલો છોડી હોરનબી રોડ ઉપર એક મનપસંદ માળ ભાડે લીધો હતો, અને પોતાની રીત મુજબ આ બે જણાનું ગાડું શાંતી અને સમાધાનીથી ગડબડયું જતું હતું.

મીઠીબાઇજી જરા પહેલાં ઓસકાયાં કીધાં, પણ એક વાર ફ્રેની પોતે માકીને પોતાની સાથ લઇને આ પુરાણી નોશાકરી સઇન ઘેર મળી આવી તે દાહડા પછી મીઠુનો પગ "હલકો" થઇ ગયો હતો, અને હવે તેણી બેહેરામ સાથ યા એકલી બીજે અને ત્રીજે ખેતવાડી જઇ પોતાની પટ પટ-ટક ટકથી ફ્રેની માકીને રીઝવતી હતી. તેણીનો પીના બોખા-

દારૂ બામજી તો કાંઇ મુદત થઇ ઇશ્વર જાણે કયાં પસાર થઇ ગયો હતો. તેણે આટલી મુદત થઇ એકવારબી જુડ્ડઇએ પોતાની દીકરી પર કાગજ લખી પોતાનું ઠર ઠેકાણું જણાવવાની કાળજી દેખાડી હતી નહીં. એવાબી પીતાઓનો આજે આપણી વચ્ચે તોટો નથી.

અરે પણ, બધી વાત તો રહી—કેકુ કયાં હતો ?

*　　*　　*

——:o:——

## પ્રકરણ ૬૯ મું.

—:o:—

## "મારી વફાની કીમત બસ તુંએ એટલીજ પીછાણી ?"

વીયેનાની ગંજાવર મહાન આસ્પીટલનો એક વોર્ડ ચામડીનાં દર્દોવાળાં બીમારો માટે ખાસ એલાહેદો રાખવામાં આવ્યો છે. ત્યાનાં નંબર ૨ બ્લોકનો એક નાનકડો ઓરડો આજે ત્રણેક મહીના થયા એક એકલા અટુલા જવાન દર્દીએ પોતાને સારૂ રોકી રાખેલો છે. તે જાતનો કોણ છે તે આસ્પીટલનો સ્ટાફ ચોકસાઇથી કહી શકતો નથી—પણ તેના દેખાવ પરથી તે કોઇ હંગેરીયન કે ઇટાલીયન જેવો લાગે છે. ચોકકસાઇથી કહીબી કેમ શકાય ?—આ મી૦ કે. એમ. કેનીંગ જેટલો ઉદાસ, શોકાતુર, અને બરીયલ છે તેટલોજ તે મુંગો મંતર અને ગંભીરબી છે. તે મુખ ખોલીને કોઇનીબી સાથે બરાબર વાત કરતો નથી. બસ ઘણુંજ અગત જોગાં કામ સીવાય એક

તુકારોબી બોલતો નથી. નર્સો અને એસીસ્ટંટ સરજીયનોનું મત તો એવું છે કે આ બીચારાને "મેલેનકોલીયા" લાગુ પડેલો છે. બેશક તેમ હોવુંજ જોઇયે, કારણુ સારો દાહડો ઓરડામાં ગોંધઇ રહી મી૦ કેનીંગ ચોપડીમાં મુંડું ખોસી રાખે છે, અને કોઇબી સંગત માટે ઘણાજ ખુલ્લા અચુક અભાવથી અખાડા કરવા માંગે છે.

મી૦ કેનીંગને બીજી કશી પાંતીનું દુઃખ કે દરદ નથી. તે પોતે તો મજાનો આસુદો, સર્વે હાડકે હાડકાંમાં થોકી થાકી બનેલો, સીધો ટટણખાર નવજવાન છે. માત્ર તેનાં મોહડાંની ચામડી ઉપર એક ઘણોજ કદરૂપો મોટો ડાઘ ભવાંથી હડપચી સુધી પડી રહેલો છે, અને પોતે વીયેનાનાં જગત પ્રસીધ વઇદકશાત્રની મદદથી દફે કરવાની આશામાં આજે ત્રણ મહીનાં થયા અહીં રહેલો છે. આસ્પીટાલના નામાંકીત હાઉસ સરજીયન પ્રો૦ વાચીનાં કાબેલ "ત્રીટમેંટ" તળે આ બીમાર દહાડે દહાડે ખચીત ઘણોજ આશ્ચર્યકારક સુધારો દેખાડયો જતો રહયો છે.

ડા૦ વીચીએ આ મી૦ કેનીંગના મ્હોં ઉપર એક અદ-ભુત આપરેશન ત્રણ મહીનાંની વાતપર કર્યું હતું. તેના ચેહ-રાના ડાઘવાળી તમામ ચામડી કાપી કાહડી તેને બદલે દર્દીની જાંગ ઉપરની જીવતી ચામડી ઉતારી ત્યાં વળગાડી દીધી હતી! ૨૦ મી સદીની હેરત ઉપજાવનારી સરજરી આજે શું કરી શકતી નથી? દોઢ પોણા બે મહીનામાં તો બીમારના ચેહરા પરની નવી ચામડી તદન મળી જઇ રૂજ આવી ગયો હતો, અને જાંગ પરનો જખમબી સાફ થઇ ચુકયો હતો. અલબત મ્હોં ઉંપર મેલાયલી નવી ચામડી અને જુની ચામડી

વચ્ચે સેહજ–ઘણોજ સેહજ–ફરક હજી રંગમાં રહયો હતો ખરો: કારણ, નવી ચામડી જરા વધારે સફેદ દીસતી હતી. પણ પ્રોફેસરે દાહડામાં ત્રણવાર ત્યાં લગાડવા સારૂં કાંઇ ચોકકસ મલમ બીમારને આપ્યો હતો, અને ખાત્રી આપી હતી કે બીજા એક બે મહીનામાં આખાં મ્હોંડાંનો રંગ તદન એકજ સરખો થઇ જશે.

અને ખચીત તેમજ થતું હતું. મી૦ કેનીંગનાં મ્હોંપરનું ધાબું બીલકુલ દફે થઇ જવા હવે આવ્યું હતું. બીજા પંદર દાહડામાં તો તેને આસ્પીટલમાંથી સદંતર સાજા થઇને રૂખસદ લેવાનુંબી નકકી કર્યું હતું, પણ—પણ—તે છતાં આ મી૦ કેનીંગ કોણ જાણે શું સબબથી હજી ઘણોજ દલગીર, તુટેલાં દીલનો, જીંદગીથી નાસીપાસ થયલો ગમગીન હંમેશ રહેતો હતો—અને બીજાઓની સોબતથી જાણી જોઇને અલગજ રહેતો!

કેવો મજાનો, દેખાવલો, જુવાન જવાન, તંદરોસ્ત, કદાવર, હેંડસમ તે જવાન હતો—છતાં આટલો જીંદગીથી નામુરાદ થવાનું તેને શું કારણ હશે?

* * *

વાંચનાર, હું દલગીર છું કે તુને મારી સાથ અહીંથી તહીં ધકેલા ખાવા પડે છે. પણ પાછું વીયેનાથી મુંબઇ જવા વીના આપણને છુટકો નથી! મેહરવાનજી કાંગાનાં ખેતવાડીના ઘર ઉપર ફરી વળેલો ગમી અને શોકનો પડછાયો હજી દુર થયો હતો નહીં. કેકુના ગુમ થઇ જવાને આંજે છ મહીના અને પાંચ દાહડા ઉપર થયા છતાં નહીં હજી જરાબી તેનો પત્તો મલ્યો, કે નહીં તેની તર્ફથી સેહજ પણ સંસારો સંભ-

ળાયો. ફરદુન પ્રીન્ટર ઘરનો દીકરો થઇ રહેલો હોવા છતાં — પૈસા ટકાની દરેક સગવડ થઇ જવા છતાં–એકેએક જણાનાં દીલ એવાં આજુરદે થઇ રહેલાં અને જીવ એવા ઉચાટ બની રહેલા હતા કે બોલ્યાની વાત નહીં. હજી કેકુનાં મોહતની ખબર મળે તો એક વાત ! ગમે તેટલાંબી રડી તતરીને પછી જીવ હલકો પડે, પણ આ તો એવડી રીતની સીતમગારી હતી. જીવ રાત દાહડો ઉંચો ને ઉંચો ટીંગાઇ રહે, અને રોજ રોજ સાંજના ટપાલનો વખત થઇ જવા પછી કાઇ કાગળની ગેરહાજરીમાં પાછાં સર્વેનાં દીલ ખાટાં થઇ જાય, એ સંતાપ આ ચાર જણાથી ખમાતો નહીં હતો. તેમાં મહેરવાનજી તો બળાપા ઝુરાપાએ પુરાજ હાલહવાલ જેવા થઇ ગયલા હતા. અને તેમાં અધુરામાં પુરૂં તેવણનાં ઘર પર વીતી ગયલા એક બીજા જણુન ગજબથી તેઓ છેકજ નાહીંમત બની બેઠેલા હતા. આહ—તકદીર આ ગરીબડાં ઘર ઉંપર ગોયા રૂઠી હતી. માકી, કમનસીબ, રાંક ગરીબ માકી ! ! અફસોસ——રે અફસોસ ! આજે બરાબર સવા મહીનો થયો તેણીની ઉપર કુદરતનો પાછો કેહેર વરસ્યો હતો !

શું થયું ? એક દહાડો સહવારનાં તેણી માળપરથી નીચે જવા દાદરપરથી ઉતરતી હતી તેટલાં એક ફાંડયું ચુકી જવાથી તેણી એકદમ કેટલાંક પગથીયાં ગબડીને તુટી પડી ! તેણીની મોટી ચીસ સાંભળી ફરદુન, ફ્રેની, મેહરવાનજી ગોડી આવ્યાં——અને——

ઓ જાલમ જુલમગાર નસીબ ! માકીનું માથું જોરમાં દાદરના કટેરા સાથ ખરાબ રીતે અફળાવાથી માકીની બંને આંખ્યોની રોશની પાછી ગુમ થયલી તેઓએ ફાટી જતી

છાતી સાથ તેજ ઘડીએ જાણી! હા—માકી ઉઠવા ગઇ પણ એક હાય મારીને પાછી તુટી પડી—

"ઓ—હું મુઇ!" તેણીએ કગળતે અવાજે બુમ પાડી, "મને પાછું દેખાતું નથી. હું પાછી આંધરી થઇ ગેઇછ! ઓ—હવે શું કરૂં! ફ્રેની! મેહરવાનજી!———"

"પાછી આંધરી થઇછ!!" ફ્રેની, ફરદુન અને મેહરવાનજી એક અવાજે પોકાર કરી ઉઠયાં.

"હા, મને કંઇજ દેખાતું નથી. હું મુઇ—હું મુઇ!"

*　　*　　*　　*

આપણે કહયું તેમ એ નવેસરનો ગમખાર ગજબ વીટવાને સવા મહીનો થઇ ગયો. બે ત્રણ આંખના ડાકટરો આવી ગયા, અને માકીના ઉંધાડા પણ રોશની વગરના ડોળા જોઇને આવા તાજુબીભર્યા બનાવ માટે મ્હોં કુમળાવી કંઇબી કરવા વગર પાછા ગયા. માકીનાં બંધ પાપણો તળે બે ડોળાઓ અનામત હતા—છતાં તે બે કાચના કકડા કરતાં કાંઇબી વધારે ઉપ્યોગી હતા નહીં. માકીને સેહજબી દીસ્તું હતું નહીં. અંધકાર—સદાનો સીહા અંધકાર—આ બીચારી નીર્દોષ કમભાગ્ય સુંદરી માટે પાછો વ્યાપી રહયો હતો.

માકીની આ નવી જફા જોઇ જોઇને મેહરવાનજી, ફ્રેની, ફરદુનને કેવું લાગતું હશે તેનો વીચાર કરો! પણ કરે શું? લાચાર! દુઃખી જીગરે તેઓ સઘળી રીતની ઉમેદો હાલ તુર્ત તો એક બાજુએ મુકીને મુગાં બેઠાં હતાં. માકી જો કે ઘણીજ હીમતથી અને સબુરીથી પોતાની નવી આફત ઉપાડી લેતી હતી—જો કે પોતે ખુશ મીજાજમાં રહી બીજાઓને બની

શકતો ઓછો ગમ લગાડવાને એક બાહદુરીભરી ભલી કોશેશ કરતી—છતાં તેણીના બંધે પાપણો જોઇ ફ્રેનીની આંખ્યોમાંથી અવારનવાર ગદગદ આંસુઓ ટપકાઇ પડતાં, અને મેરવાનજીબી એખલા એખલા આંખ પાણી કરતા.

સઘળાં ન્યુસ પેપરોમાં આ કમનસીબ બનાવ માટેનો લંબાણુ રીપોર્ટ વીગતવાર છપાઇ ચુકયો હતો. માકીનાં બીજી વારના અંધાપાએ સઘળે ઠેકાણે પુશકળ દીલસોજી ઉસ્કેરી હતી, અને આવી રીતે અકસ્માતથી એક વારની દેખતી થયલી એક અપંગ ખુબસુરત પારસી બાઇ બીજીવાર અપંગ થાય એ મેડીકલ મંડલ માટેબી બહુ જાણવાજોગ બનાવ હોવાથી સર્વે ન્યુસપેપરોએ ઘણીજ લાગણી સાથ તેની લંબાણુ નોંધ લીધી હતી.

* * * *

તે સબકતા શનીવારે સુમારે નવ દસેક વાગ્યા હશે. સહવારનો નાસ્તો તુર્તનોજ ખલાસ થયો હતો. નાકપર વાંચવાનો ચશમો ચઢાવીને મેહરવાનજી ડરોઇંગ રૂમમાં સોફાપર તે દીવસનું જામે જમશેદ લઇ અઢેલી પડયા હતા. ફ્રેની તેજ ઓરડામાં એક ખુણાંમાં બારી આગળ પોતાનું ભરવાનું લઇ બેઠી હતી. પાસેના લાઇબ્રેરી રૂમમાં ફરદુન કાંઇ કાગજો લખવામાં ગુંટાયલો હતો, તેવામાં એકાએક એક ભાડેની વીકટોરીયા ગાડી ઘમઘમ કરતી ઘસી આવીને ઘરના ઓટલા આગળ ઉભી રહી ગઇ. ફ્રેની વાકું વળીને જુવે તેની આગમચ તો ઘરરર દેતો એક જવાન શખશ અંદર દોડી આવ્યો.

"ઓ—કેકુ!——"

ફ્રેની હરખની એક ચીચીયારી પાડી પોતાના ભાઇને

વળગી પડી અને બીજી પલકે મેહેરવાનજીબી ભુસ્કો મારી ઉઠયા——

"મારા દીકરા!!"

યાહ—એક પીતાના પ્યારની તમને કયાં માલમ નથી? કેકુને ચાંપીને કોટી કરતી વખતે તેવણની આંખ્યોમાંથી ધર ધર આંસુઓ નીકળી પડયાં. કેકુથી તો છાતીમાં ઉભરાતા જુસ્સાને મારે કંઇ બોલીજ નહીં શકાતું હતું. ફરદુનબી ત્યાં દોડી આવ્યો હતો–જેને કોટી કરવા પછી કેકુ ભટ કરતો કે ખુરસીપર બેસી જઇ હાંફવા લાગ્યો. મેહેરવાનજીએ વાંકા વળી તેના બરડાપર હાથ મુકયો. ગુમાઇ ગયલા બેટાને આમ ઓચીંતો પાછો મેળવનાર આ પીતા ખચીત ગદગદી પડયો હતો——

"કેકુ!—અરે તું કાંહ જતો રહયો'તો?" તેવણ અકળાઇને બોલ્યા, "એ તું—અરે તારા મોહનાં પરનો ડાઘ કાંહ જતો રહયો?"

"ખરેખર! કેક!" ફ્રેનીબી મોટેથી બુમ પાડી ઉઠી, "તારૂં મોહનું સુધરી કેમ ગીયું?—હવે કેવો મજેનો લાગેછ!–બોલની તો—ભઇ—કેક——?"

કેકુ મુછમાં સેહજ હસ્યો.

"મારૂં મોહનું સુધયુંછ?" તે દબાયલે સાદે બોલ્યો, "હું પછી બધી વાત કેહવશ! મને જરા દમ ખાવા દેવો. મારી—મારી માકી કાંહ છે?"

અડધી મીનીટ કોઇએ જવાબ દાધો નહીં. મેહેરવાનજીએ ફ્રેની ગમ જોયું અને તેણીએબી ઉડતી નજર પોતાના પીતા પર નાખી. અરે ખુદા, આવી સુખની ઘડીએ તે બદતર ખબર

કેકુને હવે કેમ કેહવી? તેઓનાં મ્હોંપરના છાપ જોઇ કેકુ ધડાક દેતો કે ઉઠી ઉભો થયો———

"માકી કાંહ છે—બાવાજી? ફ્રેની?" તેણે કાંઇક ગભરાયલે દેખાવે પાછો સવાલ કીધો.

"માકી મારપર છે"—મેહેરવાનજીએ જમીનપરજ નજર ઠેરવી રાખીને જવાબ દીધો, "એ સારી કાની છે, કેક–પણ–પણ બીચારી——"

કેકુનાં મ્હોંપરનો હેબતનો છાપ નીકળી ગયો.

"હા, મેં તે વાંચ્યું!" તેણે એક ઉંડો શ્વાસ ખેંચીને નરમ ધીમા અવાજે કહયું—"કમનસીબ મારી માકી! પાછી પોતાની આંખો ખોહી બેઠીછ! શું કરશું?—એમાં આપરે શું કરશું? ચાલ ફ્રેની, મને એની આગળ લઇ જા."

ફ્રેનીએ ડઘાઇને પોતાના ભાઇ ગમ જોયું! ઓહ પરવર! પોતાનો ચેહરો સુધારીને પાછો આવેલો આ કેકુ કેટલી નચીંતાઇ અને શાંતીથી પોતાની વાહલી માકીનાંપર બીજી વખત વીંટેલી જફા માટે બોલતો હતો! એક શબ્દબી વધુ ઓચર્યા વગર તેણી આ ભાઇને પાંખડી વળગી બીજે માળે માકીના ઓરડા ભણી લઇ ગઇ.

ઓરડાનું બારણું બંધ હતું.

"ફ્રેની, હું અંદર એખલો જવશ—તું ડીયર હમણા જા. થોડા વખતમાં હું ને માકી નીચે આવ્યેછ."

ફ્રેની ત્યાંથી ગુપચુપ ચાલી ગઇ. અલબત—આવી મુલાકાત વખતે કેકુ એખલોજ રહેવા માગે તે બરાબર હતું. ફ્રેનીના જવા પછી કેકુએ ધીમેથી બારણાંને ખેંચી જોયું, તે તુર્ત ઉઘડયું—કારણ અલગું બંધ કીધેલું હતું.

તે સ્થીર કદમે ગડબડ કર્યા વગર અંદર દાખલ થયો, તેના જીગરની મુર્તી નીચી મુડીએ માથે હાથનો થેભો દઇ એક આર્મચેર પર બેઠેલી હતી——

"માકી!"

માકીએ આસ્તેથી ડોકું ઉંચું કરી પોતાનાં પાપણો ખોલ્યાં, અને પછી બીજીજ સેકંડે સર પાછું નમાવી દઇ ડોળા બંધ કીધા—

"કોણ?——"

કેકુ તેણીની આગળ ગયો, અને ધમ્મ દેતો કે તેણીના પગ આગળ ફસડાઇ બેઠો. તે જવાન એક અદભુત લાગણીના જબરદસ્ત દબાણ તળે નેતર મીસાલ ધ્રુજતો હતો.

"માકી—માકી—મારા જાન—મને સાદપરથી નથી ઓરખતી?"

ત્રીસેક સેકંડ માકી નીચી મુડીએ ચુપ બેઠી. પછી તેણીનો પરગરો મીઠ્ઠો અવાજ નીકળ્યો.

"કોણ?-કેખશરૂ છેઓ?-કંઇ ઘણે દહાડે મને પાછી યાદ કીધી?"

કેકુથી લગભગ રડી પડાયું. પોતાની ડારલીંગને મુખથી નીકળેલા આવા શબ્દોમાં શું દુન્યાનો અર્થ સમાયલો હતો તે તે બરાબર સમજતો હતો.

"મને માફ કર—મને માફ કર—માકી—"

બસ, તે એટલુંજ બોલી શકયો. માકી ઉઠી અને પોતાના હાથો પોહલા કર્યા. બીજી ઘડીએ આ મોહબતવંતુ જોડું એકમેકની ગોદમાં ચંપાઇ ઉભું—

"કેક!" તે છોકરીનો ધ્રુજતો અવાજ કેકુના કાનમાં

જાવેદાન સુધીને માટે રેડાયો, "કેકુ–હું જાણુતી'તીજ કે આજ કાલ તું જરૂરજ, જરૂરજ આવશે."

"તું જાણુતી'તી?—તેં કેમ જાણ્યું—મારાં જીગર-તું—"

"હવે તું પાછો નાહસી જશે કે?"

"નહીં–નહીં–માકી–હવે મરી જતાંબી તારી આગળથી હું ખીસવાનો નથી. લવ-તારા વગર હું જીવી શકતો નથી તેની હવે મારી ખાત્રી થઇછ!"

માકી ઝીણે સાદે હસી પડી———

"તાહરે હું પાછી આંધરી થઇ તે સારૂં થયું કેની? તેથીજ તો તું પાછો આયો!"

જવાબ વાળવાને બદલે કેકુએ વધારે પ્યારથી માર્કીને પોતીકાં હઇયાંસે ચાંપી. પોતાના આ છેલ્લા રીમાર્કથી કેકુની છાતીમાં શું થતું હતું તે માકી કયાં જોઇ શકતી હતી! જયારે તેનો ચેહરો સમરી ગયો–જયારે આ કમનસીબ વાહલી છોકરીથી વધુ વાર દુર નાહસવાની ગરજ રહી હતી નહીં–ત્યારેજ તેણી આંખ્યો પાછી ખોહી બેઠી.

પણુ માકીને આજે શું થયું હતું? તેણીએ પોતાનો નાજુક સુંવાળો હાથ ઉંચકીને અનંત પ્રીતીથી કેકુનો સમો થયલો ગાલ પસવાર્યો—

"કેકુ–ડીયર, તું સાચું કહેછ?–તું હવે મને છોડીને કબી જશે નહીં?"

"નહી–વાહલી–**કબી કબી** નહીં——"

"સોગંદ ખા—કેકુ—મને તારી ઉપર વીસવાસ નથી

આવતો—ગમે તેબી થાય તોબી તું હવે મારી આગળજ રહેશે—"

કેકુએ પોતાની પ્રીયાનાં કપાલ પર એક કીસ લીધી અને પછી આસમાન ગમ ડોળા ઉંચકી ગંભીરાઇથી બોલ્યો—

"મારા જીવના હાર! હું પાક પરવરદેગારને હાજરનાજર જાણી પવિત્ર કસમ ખાઉંછ કે તુંને હું હવે ગમે તેવાબી સંજોગો વચ્ચે છોડી જવશ નહી. માકી, એક વખતની મારી ભુલ માફ કર. હું તારો કેકુ હવે તારી બરદાસ્ત લેવા સદા તારી આગળનો આગળજ છેઉં!"

માકી એકવાર ફરીથી ઘણાંજ ગેલમાં આવી હસી પડી—

"ને હવે—જી—તમુને તમારાં મોહનાંખરના ડાઘને વાસ્તે બી શરમાવું નહીં પરશે—કેમ?"

એક જબરો આંચકો ખાઇ કેકુ એકાદ ડગલું પછાત હટી ગયો!

"માકી!" તે બરાડી ઉઠયો, "તેં કેમ જાણ્યું?"

માકી સુખ અને ખુશાલીથી ખીલી રહેલા ચહેરા સાથ અને ખુલ્લા મજાના બે ડોળાઓ સાથ પોતાના ભરથારને ગળે પાછી જઇ વળગી—

"કેકુ હું આંધરી નથી!" તેણી ઉસ્કેરાયલે અવાજે બોલી, "હું તો મજાની તારી માફકજ જોઇ શકુંછ. મને માફ કર—મેં ખાલી ઢોંગ કીધા'તા!"

"ઢોંગ કીધા'તા! માકી!———"

"હા ડીયર-હું શું કરૂં?-એજ એક રસ્તો મારા

"એ હું શું સાંભળુંછ? ઓ ગોડ!—શું દુન્યાની તમામ મુઝવણોનો છેડો આવેછ!—મારા--"

(જુવો સફો ૫૬૫ મો.)

હાથમાં રહેલો મેં જોયો, કે જેથી તુંને મારી આગળ પાછો લાવી શકું–"

કેકુ તો હરખથી ફાટીજ ગયો. તેનાથી પાસેની ખુરસી પર બેસી જવાયું———

"એ હું શું સાંભલુંછ? ઓ ગોડ!–શું દુન્યાની તમામ મુઝવણોનો છેરો આયોછ!–માકી—"

*   *   *

——:o:——

# કીસ્સો તમામ!

—:o:—

વાહલાં વાંચનાર—મારી બી મુઝવણનો છેડો આવ્યો છે! આ મારી અદના કોશેશને સમાપ્ત કરતાં એક સંતોષનો શ્વાસ ખેંચી તુંજ જનાબમાં મારૂં સર ઉપકાર સહીત ઝુંકાઉં છું. જે માયા અને દીલસોજીથી તેં આ વાર્તા અવ્વલથી આખર સુધી વાંચી છે તેવીજ મમતા અને મેહરબાની મુજ ગરીબપર સદા રાખજે. મારા હંમેશના નીયમ મુજબ ચાર જુદી જુદી ઈંગ્રેજી વાર્તાઓનો આધાર લઇ—એકમાં બધો મસાલો લપેટી નાખી—આ "આઇતાં પર કોઇતું" મેં મારી જોયું છે. હું ધારૂં છું કે તેમાં હું લગરીક ફાવ્યો છું. આજે જયારે મલબાર હીલ પરના બંગલામાં જવાન ફરદુન અને ફ્રેની, કેકુ અને માકીના સુખી શંતોષી ચેહરાઓ જોઉં છું—જયારે એ ચારોની આંખ્યો અંદર મોહબત અને વાહ-

લનો મીઠાસ હું સાદી નજરે દેખું છું—જ્યારે ઘરડા મેરવાનજીના પગપર ચઢીને ઘોડા દાવ રમતા ચાર વર્ષના એક નાના ગલગોટા જેવા હેંડસમ બાબા, ફરદુન પ્રીન્ટરના વારેસ, નાનકડા રૂસીને જોઉં છું—જ્યારે માકીના ખોળામાં રમતી તેણીની એક નાની ડોલ જેવી બેબી જરનાં મીઠાં હસતાં ખુબ સુરત મોહડાં ગમ જોઉં છું—ત્યારે-આહ—ત્યારે તે ફીરતાર પાસે બે હાથ જોડી ખરાં જીગરથી કરગરીને દુવા ચાહું છું કે "એ દયાલુ બાપ—સાચ્ચા પ્યાર અને ખરી પવીત્ર મોહબતના માર્ગમાં ગમે તેવીબી મુશકેલીઓ તું મેળે, પણ તેનું સેવટ તો સદાજ એવું સુખી અને સારૂ લાવજે !"—સલામ, વાંચનાર, સલામ !

